# તોહફતુલ હિન્દ

અથવા

# ધર્મબોધ.

ભાષાંતર કરી છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદેક.

મુ. રાંદેર જીલ્લે સુરત.



આવૃતી બીજી. પ્રત ૧૦૦૦.

રજબ સને ૧૩૩૦ હિજરી.

અમદાવાદ-ધી અમરસિંહજી પ્રીન્ટીંગ પ્રેસમાં
પઠાણ નીઝામખાન નુરખાન વકીલે છાપ્યું.

કિમત રૂ. ૨-૦-૦



## પ્રથમ આવૃત્તિની

# પ્રસ્તાવના.

### ઘણો મેહેરબાન રહમકર્ત્તા અલ્લાહના નામથી

ખુદાની જેટલી કાંઇ સ્તુતિ કરૂં તે તેની બુજરૂગી, તેની કૃપા, તેની દયા, અને તેના એહસાનના પ્રમાણમાં કાંઇજ નથી. પણ મારા નફસની સરકશી, હટ, અને દુન્યાની ગફ્લતીની આગળ જે થાય તે ગનીમત છે, અને એજ આધાર ઉપર કબુલીયની આશા રાખું છું. તું તારા હબીબ હજરત મોહમ્મદ (સલ) સાહેબ ઉપર તથા તેમના સર્વ તાબેદારો ઉપર દરૂદ અને સલામ મોકલ્યા કર, જ્યાંસુધી કે તારો માર્ગ ચાલ્યા કરે અને તારી સ્તુતિ થયા કરે.

સાહેબો ! 'તોહફતુલ હિંદ' નામનું પુસ્તક કે જેની કંઇવાર હજારો નકલ હિન્દુસ્થાનમાં છપાયલી અને સેંકડો માણસોને ખરે માર્ગે લગાડેલા, તેનો તરજુમો કરવાનો વિચાર ઘણી મુદતથી મને હતો. પણ જ્યારે હું વિચાર કરતો હતો કે આવા મોટા પુસ્તકનો તરજુમો કરવો એ કાંઇ નાનું સુનું કામ નથી, ત્યારે પાછો હઠી જતો. તેમ છતાં કોઇવાર હિંમત પણ કરતો હતો તો બીજાં રોકાણ મને રોકયા કરતાં હતાં. પણ "દરેક કામ તેના વખત ઉપર ગીરો મુકાયલું છે. જ્યારે તેનો વખત આવે છે, ત્યારેજ તે છુટે છે." તેવીજ રીતે એ કિતાબના તરજુમાનો વખત આવી લાગ્યો ત્યારે ખુદાએ એક મદદગાર પણ ઉભો કીધો; કે જેથી હું એનો તરજુમો કરવાને તૈયાર થયો. મારી નિર્બળતાનો ખ્યાલ કરી જોતાંતો, હું એમ સમજું છું કે, આ તરજુમો મેં કીધોજ નથી, પણ તે માણસેજ કીધો છે. તેમનો હું અતિશય આભારી થયો છું. પણ તેમના તરફથી કાંઇ ખાસ કારણને લીધે નામ લખવાનું મના થયું છે, જેથી તેમનું નામ લખતો નથી. અને જાણનાર તો જાણેછેજ.

તોહફતુલ હિન્દમાં માત્ર હિન્દુઓનાજ ધર્મનું વર્ણન હતું અને તેની સાથે મુસલમાની ધર્મનો મુકાબલો કર્યો હતો જેથી દરેક સત્ય શોધક હિન્દુ માત્ર પોતાના ધર્મનુંજ ખોટાઇ જાણે નહીં, પણ તેની સાથે ઇસ્લામની ખૂબીઓ જોઈ લે. તેમજ જે મુસલમાનો પોતાના ધર્મથી વાકેફ નથી તેઓ માત્ર હિન્દુઓનો રદીઓ જાણે, તેમ નહીં, પણ સાથે પોતાના ધર્મથી વાકેફ થાય. અને હિન્દુઓની સાથે રહેવાથી કેટલાક બુરા રિવાજો પ્રવેશ થયા છે તેને તજે. પણ આ પુસ્તકમાં વર્ણાયલી કેટલીક વાતોનો ઉત્તર હિન્દુઓ તરફથી દેવાયો છે અને તેવી નિર્લાભ વગર પાયાની વાત સાંભળી કેટલાક અજ્ઞાન હિન્દુઓ સંતોષ પામે છે માટે તેનો રદીઓ પણ નોટમાં આપ્યો છે.

ખ્રીસ્તીઓનો ધર્મ કે જે બારીકીથી જોતાં માલૂમ પડેછે કે, એ પાઉલનો ધર્મ છે તેની નિર્બળ વાતો કે, જેને જરા પણ બુદ્ધિ રાખનારો પણ સારી રીતે રદ કરી શકે છે. તેમ છતાં તેઓ ઇસ્લામના ચંદ્રમા ઉપર ધુળ ઉડાવે છે અને મનપર આવે તેમ વગોવે છે. એટલુંજ નહીં પણ કેટલાક સવાલો તો એવા કરેછે કે તે આબેહુબ બાઇબલમાં હોયછે જેમકે જાદુ ખરૂં છે એમ કુરઆનથી સિદ્ધ થાયછે. તે ઉપર "મોહમ્મદી દીનનો ખુલાસા"વાળો પાના ૪૨ માં અણુગમતાપણું બતાવે છે. અને ખરૂં જુઓ તો બાઇબિલમાં સેંકડો જગ્યાથી જાદુ એક વસ્તુ છે. એવું સિદ્ધ થાય છે. વાંચો નમુના દાખલ નિર્ગમન ૭; ૧૧-૨૨. ૮; ૭-૧૮, ૨૨; ૧૮. લેવીય ૧૯; ૩૧. ૨૦; ૬-૨૭: પુનર્નિયમ ૧૮;૧૦ ૧, સમુએલ ૨૮; ૭ વગેરે, એવીજ રીતે ભુગોળ વિદ્યાને આધારેના સવાલોને સમજવું. કેટલાક સવાલો એવા કરે છે કે, તે વાત કુરઆનમાં કે હદીસમાં કેથે મળે નહિ. તેવી વાત લખી, ભોલી અજ્ઞાનીઓને ધોકો દે છે અને હજરત મોહમ્મદ ( સ૦ ) સાહેબની નિંદા કરે છે. માટે નોટમાં તેઓના બકવાઓનો જવાબ પણ લખાયો છે. અને ઘણોખરો જવાઓનો આધાર બાઇબલનાજ પ્રમાણ ઉપર રાખ્યો છે. એટલે એવું કરવાથી ફરી તેને બોલવાની જગ્યા રહેતી નથી. હાં જો પોતાની બાઇબલને પણ ખોટું જાણતા હોય તો એ જવાબ તેને કામ દે તેમ નથી, પણ એવું જ્યાંસુધી જાહેર કરે નહીં, ત્યાંસુધી તો બાઇબલના પ્રમાણથી અપાયલા જવાબનો કોઇ ખ્રીસ્તી ઇન્કાર કરી શકતો નથી.

વળી નોટમાં ખ્રીસ્તી ધર્મનો હાલ, અને તેઓની ભૂલો આ માટે પણ લખવામાં આવી છે કે, ખ્રીસ્તી ધર્મ અને ઇસ્લામી ધર્મનો સંબંધ નજદીકનો છે. એમ પાદરી છગનલાલ પણ મોહમ્મદી દીનના ખુલાસાની પ્રસ્તાવનામાં કબુલ રાખેછે. એટલે એ લોકોને માર્ગ બતાવવો બીજા કરતાં વધારે અગત્યનું છે. એ નોટોમાં ખાસ બાબતની ભૂલો તેઓને બતાવવામાં આવી છે. પણ તેની બાંધણી એવી રાખવામાં આવી છે કે, ખ્રીસ્તીઓના દરેક સવાલનો જવાબ આ નોટોથી નીકળી આવશે, એવી કર્ત્તાની આશા છે. કોઇ જવાબમાં કોઇ પાદરીને શક પડે અને તેનો જવાબ લખવા ચાહે તો ભલે, હું ઘણો ખુશી છું. પરંતુ કેથે એકાદ વાકય લઇ જવાબ આપવા તૈયાર થાય નહિં. હું એમ કહેતો નથી કે મારા આખા પુસ્તકનો જવાબ તમારે લખવો, પણ એમ કહુંછું કે, જે બાબત તમને પસંદ નહીં આવે અને તેનો જવાબ તમો લખો તો તે બાબતમાં જેટલા દાખલા લખ્યા હોય તે સર્વનો જવાબ લખો.

ઇસ્લામી ધર્મની સચ્ચાઇ, હજરત મોહમ્મદ સાહેબની પેગંબરીની સાબેતી, ચાલુ ખ્રિસ્તી ધર્મનું ખોટારૂં, અને બાઇબલનું ભપકાળું કોઈ પાદરીને જાણવું હોય તો હું સભામાં તેઓ સાથે વાદવિવાદ કરવા તૈયાર છું.

આ પુસ્તકમાં કેટલીક જગ્યા પાદરીઓના જવાબમાં બાઇબલથી પેગંબરોની હાલત દર્શાવાઇ છે, જેથી જાહેરમાં એમ લાગે છે કે, હું પેગંબરોને વગોવું છું. પણ તે મારો અકીદો છે એમ સમજવું નહીં. હુંતો સર્વ પેગંબરોને પેગંબરીપણામાં હજરત મોહમ્મદ ( સલ ) સાહેબ સરખા ગણું છું તે લખવું માત્ર પાદરીઓના જવાબ માટે છે. અને તેઓના માનેલા બાઇબલની ખુબી પ્રગટ કરવા માટે છે. એવીજ રીતે કેટલીક જગ્યા હિન્દુ-

ઓના વડાઓની કેટલીક વાતો નિર્લાજ લખવામાં આવી છે. તે પણ કોઇ હિન્દુને તાનો કરવા કે ખીજવવા લખી નથી. માત્ર ખરૂં જણાવવા લખવી પડી છે અને તે પણ અસલ કિતાબના તરજુમામાં તો મેં કાંઇ વધાર્યુંજ નથી, અને જે જગ્યાએ વધાર્યું છે, તો આવા (    ) કૌંસમાં વધાર્યું છે. અને નોટમાં જે હિન્દુઓના શાસ્ત્રોના દાખલા અપાયા છે તે મેં "સોતુલ્લાહિલ-જબ્બાર" "જફ્રરે મોબીન" "ફતાહુલ મોબીન" હુજ્જતુલ હિન્દ" ઉપ-રથી લખ્યા છે, અને કર્ત્તાએ પ્રસ્તાવનામાં ૧૦ વિનંતી લખી છે, એ વિનંતી ભાષાંતર કર્ત્તા પણ આપની આગળ રજુ કરેછે. એમ સમજવાની મેહેરબાની કરશો.

મારા પ્યારા મુસલમાન ભાઇઓથી એટલીજ અરજ છે કે, જે જગ્યા આવા (    ) કૌંસમાં " સલ " લખ્યું હોય તેને " સલ્લ-લ્લાહો-અલેહે-વસલ્લમ " વાંચવું અને 'અલે'ને 'અલેહિસ-સલામ' વાંચવું. અને 'રદી'ને રદિયલ્લાહોતઆલા-અનહો' વાંચવું અને ' રહ 'ને ' રહમતુલ્લાહ અલેહ ' વાંચવું અને કોઇ જગ્યા કોઈ પેગંબર કે સહાબી કે બુજરૂગના નામ આગળ લખતાં જો ચુકી ગયો હોઉં તો મેહેરબાની કરી તે જગ્યાએ અનુસરતું વાંચતાં ચુકવું નહીં.

છેવટમાં ખુદાથી માંગું છું કે, તુંજ મારો બેલી છે. તુજ મારી મદદ કરનારછે. અને તુંજ મને બસ છે. તું મારા આ પુસ્તકને લોકોપયોગી કર કે લોકો એને દિલ લગાડી વાંચે અને તારો સત્ય માર્ગ સ્વીકારે. આમીન.

રાંદેર તા૰ ૧૩ મી જીલહજ ૧૩૧૪ હિજરી. ભાષાન્તરકર્ત્તા.



# બીજી આવૃત્તિની
# પ્રસ્તાવના.

### ઘણો મેહેરબાન રહમકર્ત્તા અલ્લાહના નામથી

સઘળા વખાણ અને સર્વ સ્તુતિ અલ્લાહનેજ માટે છે અને દોરૂદ તથા સલામ હજરત મોહમ્મદ મુસ્તફા, અહમદ મુજતબા માટે તેમની આલ માટે સઘળા સહાબાઓ માટે અને તમામ મુસલમાનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બિન હાજી હાફેજ સાદેક કહેછે કે, તોહફતુલ હિન્દ નામની કિતાબ ઉર્દુમાં ઘણીજ માનીતી છે અને તેથી અનેક આવૃત્તિઓમાં તેની એક લાખથી વધુ પ્રતો છપાઇ ચુકી છે તેનો તરજુમો ગુજરાતીમાં મેં સને ૧૩૧૪ હિજરીમાં બહાર પાડયો હતો. અલહમ્દો લિલ્લાહ ખુદાએ મારી આશા પુરી કરી અને લોકોપયોગી થયો. ઘણા માણસોને મુસલમાન થવાનું સાધન થયું. અને કેટલાકને ખ્રિસ્તી ધર્મમાં દાખલ થતાં અટકાવવું કારણ થયું, અને ખ્રીસ્તીઓ વગેરે જેઓ ઇસ્લામને વગોવતા હતા તેઓ આ ભાષાંતરની નોટોમાં લખાયલા ઉત્તરો જોઇ અઉત્તર થયા. અને તેઓને દમ મારવાની જગ્યા રહી નહીં. અને કોઇ બુજરૂગે કહ્યું છે (સવૈયો) " જો હોવે ઇસ્લામ કે મુકાબેલ, ઉસીકી જૂતી ઉસીકા સર હે " એની સત્યતા આ મારા અદના લખાણથી પણ થઇ છે. અલહમ્દો લિલ્લાહ.

તોહફતુલ હિન્દની પ્રથમ આવૃત્તિ ઘણાં વર્ષ થયાં ખપી ગઇ છે અને લોકોની ખાહેશ એને માટે દિન પર દીન વધતી જાય છે જેથી મને લાંબી મુદ્દતથી બીજી આવૃત્તિ છપાવવાનો વિચાર હતો પણ કેટલાક રોકાણથી એ વિચાર પૂરો પડયો નહીં, અને છપાવવા નાખ્યા પછી પણ મારી બીમારીને લીધે ઘણીજ ઢીલ થઇ પણ અલ્લાહનું લાખ લાખ શુકર કે તેણે આવા ઉપયોગી પુસ્તકને પુરૂં કરાવ્યું અને મુજ અદનાથી ઇસ્લામની ખીજમત લીધી.

પ્રથમ આવૃત્તિ કરતાં આ આવૃત્તિની નોટમાં ઘણા મજમુન વધાર્યા છે જે જોવા લાએક છે તેમાં આર્યાઓને કેટલીક સમજુતી આપવામાં આવી છે.

આજ કાલ ખ્રીસ્તીઓનું જોર લખાણમાં વાદવિવાદમાં ઓછું થયું છે, પણ આર્યાઓની શરારત વધતી જાય છે. જે સનાતની આર્યો થયો કે તે પ્રથમ પોતાની ફરજ પારકા ધર્મનો મુકાબલો કરવાની સમજે છે. ગામડાઓમાં કસબાઓમાં ગરીબ અજ્ઞાની મુસલમાનોથી છેડછાડ કરતા જાયછે પણ તેઓના મુકાબલામાં મારી કિતાબ સત્યાર્થ પ્રકાશનું ખંડન તથા ગઉરક્ષકની ચેતવણી જેમ મુસલમાનો માટે ઢાલનું કામ આપે છે તેમ તેઓના મુકાબલામાં તેઓને માત કરવામાં શસ્ત્રનું પણ કામ આપે છે. પ્રથમ એ બંને કિતાબો ગુજરાતીમાં હતી જેથી ગુજરાતના આર્યાઓને લાચારીએ એકરાર કરવો પડતો હતો કે એ બંને ચોપડીઓના ઉત્તર ગુજરાતમાં નહીં પણ પંજાબમાં હિન્દુસ્તાનમાં ઘણાએ આપનાર છે પણ તેઓ ગુજરાતી નહીં જાણવાથી અશક્ત છે. તેઓને સત્ય પ્રગટ

કરવા તે બંને પુસ્તકોને અંગ્રજીમાં કરી સેંકડો નકલો હિન્દુસ્તાનમાં પંજાબમાં વેહેંચી આર્યાઓને હાથે પણ તેઓના વડાઓને પહોંચવી પણ હજુ તેનો ઉત્તર તેઓથી થયો નથી. મુસલમાનોને જોઈએ કે આ વખતમાં મુસલમાનોની સંભાળ માટે તેવા આર્યાઓને ઇસ્લામનું નોતરૂં પોહોંચાવવા માટે એ કામને લાએકની કિતાબો ઘણી લખે લખાવે અને ફેલાવે એથી શ્રેષ્ઠ નેકી બીજી કોઇ નથી. અને ધર્મની જાંચ તપાસનો શોખ લોકોમાં ફેલાયલો હોવાથી સઘળાઓને નહીં તો થોડાઓને તો જરૂર અસર થશે. અને કદાપી કોઈને પણ અસર નહીં થાય તો એ મુસલમાનોના હાથમાં તેઓના દીનને સંભાળવાનું હથિયાર રહે આર્યાઓને શરમિંદા કરે, ઇસ્લામનો બોલ બાલા રહે, અને મુસલમાનો ખુશી થાય એ શું ઓછી નેકી છે?

આર્યાઓ હમેશ વેદ વેદ કર્યા જાય છે અમારા વેદમાં આગગાડી બનાવવાનું છે. તારનુ તોપનું વર્ણન છે વગેરે દયાનંદજીના કહ્યા ઉપરથી ગપાટા મારતા જાય છે. પણ વેદમાં શું છે તે જાણવાની કોશીશ કરતાં નથી આર્યાઓનો ત્રીજો નિયમ છે કે "વેદ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. એનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું એ સર્વ આર્યાઓનો પરધર્મ છે" છતાં આર્યાઓ દેશી ભાષામાં વેદનું ભાષાંતર કરી છપાવતા નથી. જો તેમ કરે તો વેદની હકીકત જણાઇ આવે. આર્યાઓ જો જરા વિચાર કરી જોશે તો તેઓને ખાત્રી થશે કે વેદમાં કંઇ નથી. દયાનંદજી જે લખે છે તે પોતાના મગજમાંથી કાઢે છે. અને સંસ્કૃતથી અજાણ્યા આર્યા તેને એમ સમજે છે કે દયાનન્દજી જે કહે છે તે વેદમાંજ છે. પણ તે આટલું નહીં સમજતા કે દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશ પ્રથમ સમુલ્લાસમાં ઇશ્વરના સો નામો ગણ્યા છે તેના પ્રમાણ માટે તેને ઘણી મુસીબત પડી છે કેવલ્ય ઉપનિષદ વગેરે દયાનંદે નહીં માનેલાં પુસ્તકોથી આધાર લેવો પડયો છે. જો એ નામો વેદમાં હતે અને તે નામો ઇશ્વરને માટેજ છે એવું વેદથી સિદ્ધ થતે તો આવું કરવાની જરૂર પડતે નહીં. એવીજ રીતે હરામ હલાલની બહસ દેવમાં નથી. અને ખુદાનું કલામ તો લોકોની હિદાયત માટે તેઓના લાભ અને ગેરલાભના બયાન માટેજ થાય છે, તો તે નહીં હોવાથી તે ખુદાનું કલામ શાનું? તો એમ થયું કે વેદમાં સર્વ કંઇ છે પણ માણસની જરૂરતની વસ્તુ હરામ હલાલ તથા ખુદાની જાત સિફાતનો ઇલમ તે વેદમાં નથી.

વળી વેદ કોના બનાવેલા છે અને તે કેટલા છે તે પણ આજ સુધી સિદ્ધ થયા નથી તરેહ તરેહથી કહેવાય છે. મનુ અ. ૧ શ્લોક ૨૩ માં છે કે બ્રહ્માએ અગ્નિ વાયુ અને સૂર્યથી વેદોને મેળવ્યા." આ વાકયથી સિદ્ધ થયું કે વેદ ખુદાનું કલામ નથી, પણ બ્રહ્માનું કલામ છે. વળી બ્રહદારંક ઉપનિષદ યજુર વેદમાં છે કે "પ્રજા પતિએ ઇચ્છયું કે સ્થુલ શરીર જોવામાં આવે તેવું ઉત્પન્ન થાય અને બોલવામાં આવે. ત્યારે ઋગ યજુર અને સામ જે ત્રણ વેદ પ્રખ્યાત છે તેને ઉત્પન્ન કર્યા." આથી જણાયું કે ત્રણે વેદ પ્રજાપતિના કાઢેલા છે. ફરી તેજ ઉપનિષદમાં થોડી ઇબારત પછી વેદની ઉત્પત્તિમાં આવી રીતે છે. "હરણ ઘરભે સૂર્યના ખાવા માટે મોં ફેલાવ્યું. સૂર્યએ ડરીને આવાજ ભાણ કરી (પોકાર કરી) તેથી શબ્દ જાહેર થયો હરણ ઘરભે સૂર્યને પૂરતો ખોરાક નથી એમ

જાણી પોતાના પેટ ભરવા તરેહ તરેહની વસ્તુઓ ઉત્પન્ન કરી. જેમકે તેજ વાણીથી આકાશ તથા દરેક વસ્તુના જે જૂદા જૂદા નામો છે તે ઠેરવાયાં. અને ઋગ ફરી યજુર ફરી સામ એક પછી એક થયા. હરણ ધરભે દરેક વસ્તુને ઉત્પન્ન કર્યા પછી ખાવાનો વિચાર કર્યો, માટે તેનું નામ આહુત એટલે ખાનારો ઠેરવાયું." આથી જણાય છે કે, આ ત્રણે વેદ હરણ ધરભના બનાવેલા છે. વળી તેજ ઉપનિષદમાં છે કે પ્રજા પતિની ત્રણ ખોરાક છે. હૃદય, શબ્દ અને પ્રાણ. સઘળા જહાનનો આધાર હૃદય ઉપર છે. વિદ્યા શબ્દના કારણથી મળે છે. અને પ્રાણ ઉપર જીન્દગી, વિદ્યા, કરણી અને સઘળા કામોનો આધાર છે. અને આ ત્રણેથી ત્રણ જગત (૧) આલમે કજા (૨) આલમે જમીન અને (૩) આલમે જંનત બન્યાં. જેવી રીતે આ ત્રણ આલમ હૃદય શબ્દ અને પ્રાણથી ઉત્પન્ન થયાં તેવીજ રીતે આ ત્રણે વેદ તેઓથી બન્યા છે" આથી જણાયું કે આ ત્રણે વેદ હૃદય, શબ્દ અને પ્રાણથી ઉત્પન્ન થયા છે. મહાભારતના અશ્વમેઘ પર્વમાં છે કે રાજા રામચંદ્રના પૂત્ર લવે સૂર્યને બીજો પુરૂષ બનાવી (ખિતાબ કરી) કહ્યું કે વેદોને તેં બનાવ્યા છે. જ્યારે વાલ્મીકિ રખીશરના ચેલા અને રામચંદ્રના પૂત્ર કહે કે વેદો સૂર્યના બનાવેલા છે તો ૫રી દયાનંદ જેવા ભાટની વાત તેના મુકાબલામાં કેમ મનાય? કૃષ્ણ ગીતામાં છે કે વેદ બ્રહ્માનું કહેલું કલામ છે. યોગ વસિષ્ટમાં છે કે વેદ અને પુરાણો બ્રહ્માના બનાવેલાં છે. મહાભારતના શાન્તી પર્વમાં છે કે વેદ નારાયણનું કલામ છે." અને પંડિત અલખ ધારી હાંકે પુકારે કહે છે કે, ચાર મહાવાકય વગર બાકીના શ્લોક વ્યાસજીના બનાવેલા છે. ભાગવતના ૪ થા સ્કંધમાં છે કે પૃથ્વીના દોહવાથી પ્રથમ વેદ નીકળ્યા, ફરી અનાજ નીકળ્યું. તત્વ બોધની સભા બરેલીની સભાના પંડિતોએ જાહેર કર્યું છે કે "અથર્વ વેદ પુરાના વખતમાં વેદમાં દાખલ નહોતો અને બાકીના ત્રણ વેદો પુરાતન વખતના રૂષિઓના બનાવેલા છે. અને કેટલીક જગ્યા તે રૂષિઓના નામ પણ મળી આવે છે." દાખલા તરીકે ઋગવેદ મંડલ ૧ ના સૂકત ૧ થી ૧૧ નો રચનાર મધુછન્દ વલદે વિશ્વામિત્ર છે. હિન્દુ કલાસીકલ ડીક્ષનેરી પૃષ્ટ ૨૪૮ માં પણ એને રૂગવેદની કેટલીક રચાઓનો બનાવનાર લખ્યો છે. સૂક્ત ૧૨ થી ૨૪ નો બનાવનાર મિધા તિથિ વલદે કણુવ છે. મજકુર ડીક્ષનરીના પૃષ્ટ ૨૨૪ માં કણુવને પણ કેટલીક રચાનો રચનાર લખ્યો છે. સૂકત ૨૫ થી ૩૨ નો બનાવનાર શુનઃશીપ વલદે અજીગરત છે. સૂકત ૩૩ થી ૩૬ નો રચનાર હરણ સ્તીપ વલદે અંગ્રા છે. સુકત ૩૭ થી ૪૪ નો બનાવનાર કણુવ વલદે ધોરહ છે. મજકુર ડીક્ષનેરીમાં પણ એને રૂગવેદની કેટલીક રચાનો રચનાર લખ્યો છે. સૂકત ૪૫ થી ૫૦ નો રચનાર પરસ કણુવ વલદે કાણુવા છે. સૂકત ૫૧ થી ૫૮ નો રચનાર સવી વલદે અંગિરસ છે અને મજકુર ડીક્ષનેરીના પૃષ્ટ ૩૯ માં અંગિરસને પણ ઋગવેદની રચાનો રચનાર લખ્યો છે. સૂકત ૫૯ થી ૬૫ નો બનાવનાર નુધાસ વલદે ગોતમ છે. સૂકત ૬૬ થી ૭૩ નો રચનાર પ્રાશર વલદે શકિત છે. મજકુર ડિક્ષનેરીના પૃષ્ટ ૭૬ માં પણ એને રૂગવેદની કેટલીક રચાનો રચનાર લખ્યો છે. સૂકત ૭૪ થી ૯૨ નો બનાવનાર ગોતમ વલદે રાહુગણ છે. સૂકત ૯૩ થી ૯૭ નો રચનાર કુત્સ વલદે અંગિરસ છે. મજકુર ડીક્ષનેરીના પૃષ્ટ ૨૦૫ માં છે કે આ રૂષિએ વેદોની રચાઓ રચી છે. સૂકત ૯૮ નો બનાવનાર રજર વલદે બાશાગર છે. સૂકત ૯૯ થી ૧૦૩ નો રચનાર મજકુર કુત્સ છે. સૂકત ૧૦૪ થી ૧૨૩નો બનાવનાર

કક્ષીવત વલદે દેરગામતા છે. મજકુર ડિક્ષેનેરીના પૃષ્ટ ૨૧૯ માં છે કે રૂગવેદની ઘણી રચાઓ એણે રચી છે. સૂક્ત ૧૨૪ થી ૧૩૬ નો બનાવનાર પારક શીપ વલદ દેવદાસ છે. સૂક્ત ૧૩૭ થી ૧૬૧ નો રચનાર દેરગતમા વલદે ઓધથ છે. સૂક્ત ૧૬૨ થી ૧૮૪ નો બનાવનાર અગસ્ત વલદે ઔરૂસ છે. આ માત્ર રૂગવેદના પ્રથમ મંડલના સૂક્તોનું વર્ણન છે બીજા મંડલોનું વર્ણન કરવામાં લંબાણ થાય છે માટે એટલા ઉપર ટુક કરૂં છું. અને યજુર્વેદનો પણ નમુનો બતાઉં છું. યજુર્વેદના પ્રથમ અધ્યાયના ૧ થી ૩૧ મંત્રોનો બનાવનાર પ્રમેશટી છે. અધ્યા ૨ ના ૧ થી ૨૦ મંત્રોનો રચનાર પ્રમેશટી છે, અને ૨૧ થી ૩૪ મંત્રોનો બનાવનાર વામ દેવ છે. અધ્યાય ત્રીજાના ૧ લા મંત્રનો બનાવનાર અંગિરા છે' અને ૨ જા મંત્રનો રચનાર શ્વસરત:છે. ૩ જા તથા ૧૩ મા મંત્રોનો બનાવનાર ભરદવાજ છે. અને ૪થા ૫મા ૯મા ૧૦મા ૪૪મા અને ૪૫ મા મંત્રોનો બનાવનાર પ્રજાપતિ છે. અને ૬ થી ૮માં મંત્રોનો રચનાર કદુ છે, ૧૨મા મંત્રનો રચનાર વરૂપ છે. ૧૪માં મંત્રનો બનાવનાર વેદવાત છે. ૧૫મા ૩૬મા અને ૩૭મા મંત્રોનો રચનાર વામદેવ છે. ૧૬ થી ૧૯મા મંત્રોનો રચનાર વત્સાર છે. ૨૦મા ૨૧મા મંત્રોનો બનાવનાર યાગોવલકય છે. ૨૨ થી ૨૪ તથા ૩૪મા મંત્રોનો બનાવનાર મધુછન્દ વલદે વિશ્વામિત્ર છે. એ વગર બીજા દાખલા જોવા હોય તો યજુર વેદના દરેક અધ્યાયના મંત્રો ઉપર જોઇલે. અથવા તહજીબુલ મોકજ્જેબીનમાં એ વિષે લાંબો કોઠો લખાયો છે તેને તપાસે. હવે દયાનંદજી એના વિષે શું કહે છે તે તપાસીએ. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૪–૫માં છે "જે જે મંત્રાર્થનું દર્શન જે જે ઋષિને થયું અને જેના પહેલાં જે મંત્રનો અર્થ કોઇએ પ્રકાશીત નહીં કરેલો, તે તેમણે પ્રથમજ કર્યા અને બીજાઓને તે ભણાવ્યા પણ ખરા; તે ઉપરથી અદ્યાવધિ તે તે મંત્રોની સાથે ઋષિના નામ સ્મરણાર્થે લખાતાં આવ્યાં છે. જો કોઈ ઋષિયોને મંત્ર કર્ત્તા બતલાવે તેને મિથ્યાવાદી સમજવો. એઓ તો માત્ર મંત્રોના અર્થ પ્રકાશક છે" આ વાંચી દયાનંદજીની બુદ્ધિ ઉપર અફસોસ આવે છે. દયાનંદજી જાણે છે તેમ બીજાઓને તે કહે છે કે વગર પ્રમાણુની વાત માનવા લાએક નથી તો મંત્રોને સાથે જે રૂષિના નામ લખાયાં છે તે અર્થ પ્રકાશકના નામ છે અને મંત્ર કર્ત્તાના નામ નથી એનો પુરાવો શો? વળી તે રૂષિઓ અર્થ પ્રકાશક છે તો તે અર્થો કયાં ગયા. દયાનંદજી ભાષ્ય લખવા બેઠો તો તે અર્થ કેમ નહીં લખ્યા. વળી ગાયત્રીને મથાળે વિશ્વામિત્ર ખત્રીનું નામ છે. તો દયાનંદજીના માનવા પ્રમાણે ગાયત્રીનો સર્વથી પહેલો અર્થ જાણનાર અને લોકોને બતાવનાર વિશ્વામિત્ર થયો એનાથી પહેલાં કોઇ ગાયત્રીનો અર્થ જાણનાર નહોતું. તો સાથે આ વાત લાગુ પાડવાની કે કરોડો રૂષિ મુનીઓ પોપટની માફક ભણતા હતા અને તેનો અર્થ જાણતા નહોતા. એટલુંજ નહી પણ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૯૧ પ્રમાણે અર્થ નહીં જાણી ભણનાર હોવાથી જાનવરો સરખા થયા. પણ એમ માનવું તે તે રૂષિઓની અને મુનિઓની નિન્દા કરવા સમાન છે, વળી દયાનંદજી પોતે સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૧૯૪માં લખે છે "પ્રશ્ન વેદ સંસ્કૃત ભાષામાં પ્રકાશિત થયા અને તે અગ્ન્યાદિ રૂષિ લોક તો તે સંસ્કૃત ભાષા પ્રથમ નહીં જાણતા હતા, તો વેદોનો અર્થ તેમણે કેમ જાણ્યો? ઉત્તર પરમેશ્વરે જણાવ્યા, અને ધર્માત્માયોગી મહર્ષિ લોક જ્યારે જ્યારે જે જે મંત્રોના અર્થ જાણવાની ઇચ્છા કરીને ધ્યાનાવસ્થિત થઇ પરમેશ્વરના સ્વરૂપમાં સમાધિસ્થ

થયા, ત્યારે ત્યારે પરમાત્માએ અભિષ્ટ (મતલુબ્બા) મંત્રોના અર્થ તેમને જણાવ્યા,[1] જ્યારે ઘણાના આત્મામાં વેદાર્થ પ્રકાશ થયો ત્યારે ઋષિ મુનીઓએ તે અર્થ લઇને ઋષિ મુનિયોના ઇતિહાસ પુર્વક ગ્રંથ બનાવ્યા તેનું નામ બ્રાહ્મણ" આમાં દયાનંદજીનો ખુલ્લો ઇકરાર છે કે વેદોના અર્થ પરમેશ્વરે અગ્ન્યાદિ રૂષિઓને જણાવ્યા, તો દયાનંદજીના માનવા પ્રમાણે અગ્ન્યાદિ રૂષિઓ દુન્યાની શરૂમાં હતા. તેઓ પર વેદો પ્રકાશ થયા ( સત્ય. પૃ, ૧૯૩ ) અને તેઓને વેદના અર્થ પણ જણાવ્યા તો ગાયત્રીને મથાળે વિશ્વામિત્રનું નામ નહીં પણ અગ્ન્યાદિ રૂષિઓનાં નામો લખાતે, કેમકે એવણે ગાયત્રીનો અર્થ પ્રથમ જાણ્યો અને પ્રગટ કર્યો. શું આવી ધારના થઈ શકેછે કે બ્રાહ્મણોના બનાવનાર બીજા મંત્રો માટે સમાધ કરી મંત્રોના અર્થ જાણવાની કોશીશ કરે અને ઇશ્વર જણાવે, અને ગાયત્રી જેવા દરરોજના જપ કરવાના મંત્રના અર્થ જાણવાની કોશીશ નહીં કરે અને અર્થ જાણ્યા વગર ભણી જાનવર જેવા બને? વળી મહાભારતને તપાસતાં માલૂમ પડે છે કે ઋગવેદને મથાળે જે જે માણસોના નામ લખાયાં છે તેઓ મહાભારતના વખતના લોકો છે અને એજ લોકો તે મંત્રોના બનાવનાર છે. જો દયાનંદજીની વાત મનાય કે મંત્રોને મથાળે જે નામો છે તે તે મંત્રોના પ્રથમ અર્થ જાણનાર અને જણાવનારનાં નામો છે તો લાગુ પડશે કે કરોડો વર્ષ સુધી એટલે મહાભારતના વખત સુધી ઋગવેદ નકામુ રહ્યું તેથી કોઇને કશો લાભ થયો નથી. મારી સમજમાં તો એમ લાગે છે કે દયાનંદ એવી વાત લખી પોતાની પ્રશંસા કરાવવા માગે છે અને પોતાનું નામ મંત્રોની સાથે ચલાવવા માગે છે. કારણ કે જ્યારે મંત્રનો અર્થ પ્રથમ જાણનાર અને જણાવનારનું નામ વેદમાં લખાય છે, તો દયાનંદજીએ કેટલાક મંત્રોના અર્થ કરી આગગાડી, તાર, તોપ વગેરે સિદ્ધ કર્યાં છે એ અર્થ દયાનંદજીથી પ્રથમ કોઇને જણાયા નથી. તેનું નામ તે મંત્રોની શરૂમાં કેમ નહીં લખાય? આ સઘળી .વાતોને ધ્યાનમાં લેતાં ખુલ્લું જણાય છે કે વેદોમાં મંત્રોને મથાળે જે જે લોકોના નામો લખાયાં છે તે તે પ્રથમ અર્થ જાણનારના નથી. યુરોપના સંસ્કૃત જાણનાર વિદ્વાનોનો પણ આજ મત છે કે વેદ ઘણા માણસોના રચેલા છે અને વેદની ભાષા અને મહાવરો પણ જૂદો જૂદો છે અને કેટલાક સનાતની પંડિતો કહે છે કે વેદ પ્રથમ એકજ હતું પણ વ્યાસજીએ આવો ખિયાલ કર્યો કે આ કલ્યુગના વખતમાં લોકો એટલી મહેનત કરી આ ચારે વેદને ભણવાના નહીં જેથી તેણે વેદના ચાર ભાગ કર્યાં, અને એક એક વેદના મોંપર જાણનાર ખાસ ખાસ બ્રાહ્મણોના ખાનદાન થયાં. એક વેદ જાણનાર વેદી, બે વેદ જાણનાર દુબે, તથા દુવેદી, ત્રણ વેદ જાણનાર ત્રીવેદી તથા તેવારી, અને ચાર વેદ જાણનાર ચતુરવેદી તથા ચોબે. આજ સુધી પણ બ્રાહ્મણોની એ નામોથી ખાસ ખાસ જાતો ઓળખાય છે. મતલબ કે વેદ કોના બનાવેલા છે તેના વિષે ઘણા મતો છે.

---

[1] દયાનંદજીએ આ વાત પણ વગર પાયાની લખી છે. એના ટેકામાં નિરૂ૦ ૧ા ૨૦ ાા લાવ્યોછે **रूषयो मंत्रदृष्टय: मंत्रान्सम्प्रादुदु:** પણ એનો અર્થ તેણે લખ્યો નથી. તે આ છે " રૂષિઓ મંત્રોને જોનારા તથા મંત્રોને સારી રીતે સમજનારા છે " આમા સમાધાન થવાનું કે તેથી વેદ અર્થ જાણવાનું કશુ નથી. આનો દૃષ્ટાંત એવો છે જેમ કોઇ કહે કે કુરઆનનો અર્થ મૌલવીઓ જાણે છે સમજે છે તે પ્રમાણે નિરૂક્તવાળાએ કહ્યું છે. બાકીના ગપાટા છે.

હવે દયાનંદજીનો વેદ વિષે કેવો મત હતો તે આર્યાઓની ખાતર અતરે જણાવુંછું. હું તો માનુંછું અને તે માનવાના મારી પાસે મજબુત કારણો છે કે, દયાનંદજી વેદ વેદ કરતો હતો પણ વેદને આડમાં રાખી પોતાનો મત ચલાવતો હતો. તે વેદ માનનાર નહોતો. મુસલમાનોમાં સર સઇયદ અહમદ સી. એસ. આઇ. અલીગઢવાળો જેમ કુરઆન કુરઆન કરતો પણ કુરઆનની આડ કરી પોતાનું મત જાહેર કરતો તેવોજ હાલ દયાનંદજીનો હતો. અને ઉંડા ઉતરી જોશો તો દયાનંદજી અને સર સૈયદ અહમદ બંને નાસ્તિક હતા. લાહોરના સને ૧૮૮૬ ના "ધર્મ જીવન" માં છે કે છેવટમાં દયાનંદજી કહેતા હતા કે મારો વિશ્વાસ વેદોપર રહ્યો નથી. વળી અહમદાબાદના પ્રાર્થના સમાજના વડા ભોલાનાથ સારાભાઇ સાહેબના જીવન ચરીત્રના પૃષ્ટ ૧૧૭—૧૮ માં દયાનંદજીની તથા ભોળાનાથજીની વાત ચીત આવી રીતે લખાઇ છે. ભોલાનાથે કહ્યું " સ્વામીજી ! આપ વેદકો ઇશ્વર પ્રણુતિ બતાનેકા પ્રયત્ન કરતેહો; સો બુદ્ધિમાન લોકકે સામનેતો વ્યર્થ હૈ" એના ઉત્તરમાં દયાનંદજી કહે છે " એ સબ બાત તો સચહૈ પરંતુ ભોલાનાથજી ! એસે સમજાયે સિવાય લોક સબ અપની સંગ કૈસે આનેવાલે ? ઔર અપની ગાડી ચલે કૈસી " આ મજમુન મુંબઇના સાંજ વર્તમાનમાં પણ છપાયું હતું. તેના જવાબમાં મુંબઇના આર્ય પ્રકાશમાં છપાયું હતું કે, દયાનંદજી વેદ ફેલાવવામાં જાનતોડ કોશીશ કરતા હતા એ જગત જાણીતું છે, ફરી તે એવી વાત કેમ કરે.? પણ આર્ય પ્રકાશના એડીટરને આટલી ખબર નથી કે પ્રાર્થના સમાજના મંત્રી ભોળાનાથજી એક પ્રમાણીક માણુસ હતા તેમને જૂઠ બોલવાની શી ગરજ ? વળી તેને આટલી ખબર નથી કે, દયાનંદજી હંમેશ ચકરડીની માફક ફર્યા કરતો હતો. તેણે પોતાનું જીવન ચરિત્ર લખી થીઓસોફીકલના કોઈ માસિકમાં છપાવ્યું હતું તેનો તરજુમો જુગરાનુંવાળા દલપતરાઇએ ઉર્દુમાં કર્યો છે તેના પૃષ્ટ ૨૧માં છે કે " મને એક બ્રહ્મચારીએ કહ્યું કે "તું અમારી થોકમાં આવી જાય તો ઠીક છે. ફરી હું તેની થોકમાં ભેળાયો. તેણે મારૂં નામ શુદ્ધ ચેતન પાડયું."વળી પૃષ્ટ ૨,૭માં છે કે "બ્રહ્માનન્દ વગેરે સત્ય પુરૂષોએ મને પૂરેપૂરી ખાત્રી કરી આપી કે બ્રહ્મ એટલે ઇશ્વર મારી હસ્તિથી જૂદી કોઇ વસ્તુ નથી. જીવ તથા બ્રહ્મની ઐકતાની નિશ્ચય મારી ખાતરી કરી આપી. પ્રથમ પણ ઘણીવાર મારા દિલમાં આ વાત આવતી હતી પણ આજે આ મહાત્મા પુરૂષોએ આ વાતને મારા દિલમાં સમ્પૂર્ણ રીતે સિદ્ધ કરી આપી અને મને સમ્પૂર્ણ ખાતરી થઇ કે બ્રહ્મ ( ખુદા ) હુંજ છું" પૃષ્ટ ૩૨, ૩૩ અને ૩૪નો સાર આ છે કે, પરમાનંદ સરસ્વતીએ દયાનંદજીને સન્યાસીના ચોથા દરજામાં ભેગો કર્યો અને તેને એક દંડો આપ્યો અને તેનું નામ દયાનંદ સરસ્વતી પાડ્યું. આથી જણાયું કે તે પોતાને એક હાલત ઉપર રાખતો નહોતો તે પ્રથમ બ્રહ્મચારીનો ચેલો બન્યો તેના પંથમાં દાખલ થયો ફરી એ મત તજી બ્રહ્માનંદ વગેરેની અસરથી પોતાને ઇશ્વર સમજવા લાગ્યો. પછી શંકરાચાર્યના મતમાં સન્યાસી થયો અને અદ્વૈત એટલે સર્વ ઇશ્વરજ છે માનવા લાગ્યો, અને લાંબી મુદત તેમાં રહ્યો. અને ફરી એ મત પણ છોડયો. એટલુંજ નહીં પણ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૮૦માં શંકરાચાર્યજીને એ વાતો સંભળાવી પણ છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૦૩માં નાસ્તિકોની માફક કહે છે કે " જે સ્વભાવિક નિયમ અર્થાત જેમ અગ્નિ ઉષ્ણ, જળ શીતલ, અને પૃથ્વિ યાદી સર્વ જડોને વિપરીત ગુણવાળા પણ ઇશ્વર નથી કરી શકતો. " અને

જુવો તો તેના માનેલા ઉપનિષદમાંના કીનોપનિષદ ખંડ ૩માં ઇશ્વર અગ્ન્યાદિના ગુણો બદલી શકે છે એમ ખુલ્લું લખાયું છે. વળી તેણે ૧૪ વર્ષની ઉમરમાં મૂર્તિપૂજા તજી હતી પણ સંવત ૧૯૨૧ અથવા ૧૯૨૨ માં જેપુર પોહોંચ્યો તો શિવ મતની સ્થાપના કરી અને જેપુરના રાજા રામસીંગને અને બીજાઓને રૂદ્રાક્ષની માળા ગળામાં નાખતો ફરી મૂર્તિપૂજક થઇલો. એક વખત માંસ ખાવાનું કહેતો હતો અને બીજી વાર મનાઇ કરતો એવો માણુસ વેદનો નકાર કરનાર થાએ એમાં નવાઇ શી ? વળી દયાનંદજી ભોલાનાથજી પાસે એટલા માટે ગયો હતો કે, આપણે મળીને ધર્મ ચલાવીએ. અને ભોલાનાથજી તો વેદને માનનાર નહોતા તેવા માણુસ સાથે મળીને ધર્મ ચલાવીએ એની મતલબ આ છે કે હું વેદને માનનાર નથી જેથી સ્વભાવિક રીતે ભોળાનાથજીને કહેવું પડ્યું કે, આપ ( જાહેરમાં ) વેદને ઇશ્વર પ્રાણુતિ બતાવવાની કોશીશ કરો છો તેને બુદ્ધિવાળા કેમ માને? માટે દયાનંદજીને ખરો હાલ કહેવો પડયો કે એમ કીધા વગર ચાલે નહીં. ખુલ્લી રીતે નાસ્તિક થઇએ તો કોઇ હિન્દુ મારી પાસે આવે નહીં. વળી દયાનંદજી વેદ માનતો નહોતો અને તેનું કોઇ ધર્મ નહોતું એ વાતનો પત્તો દયાનંદજીના જીવન ચરિત્ર પંડિત લખેરામ તથા લાલા આત્મારામકૃતના પૃષ્ટ ૨૬૪ થી પણ મળી આવે છે. તેમાં આવી રીતે છે " હિન્દુસ્તાનમાં જે માણુસો ઉપદેશમાં પ્રખ્યાત હતા, અને જેઓ ધર્મનું કામ કોઇને કોઈ રીતે કરી રહ્યા હતા તે સઘળાને એકઠા કરવાનો વિચાર હતો. જેમકે એક દિવસે એ સઘળાને દયાનંદજીએ પોતાના મથક ઉપર નોતર્યા જેમાં નીચે લખેલા સાહેબો હતા. મુનશી કન્હીયાલાલ અલખધારી, બાબુ નવીન ચંદ્રરાય બાબુ કશીબ ચંદ્રસીન, મુનશી ઇંદ્રમણી મુરાદાબાદી સાહેબ, ઓનરેબલ સૈયદ મહમદખાં સાહેબ, બાબુ ચિન્તામોની, અને સાતમા સ્વામીજી મહારાજ એકઠા થયા. તે પછી સ્વામીજીએ કહ્યું કે, જો આપણે સઘળા એકમત થઈ જાઇએ અને એકજ રીતીથી દેશનો સુધારો કરીએ તો આશા છે કે દેશ જલદી સુધરી શકે છે. " આ વાત જ્ઞાન દર્પણ પુસ્તક ૪ ના૦ ૩૧,૩૨ જાનેવારી સને ૧૮૮૫ ના પૃષ્ટ ૨૩-૨૪ માં પણ છે. આથી સાફ જણાય છે કે દયાનંદ કોઇ ધર્મ રાખતો નહોતો. વારૂ જે માણુસ કોઈ ધર્મ રાખતો હોય તે જૂદા જૂદા ખ્યાલના જૂદી જૂદી રીતે ચાલનારાઓને એકમત થવાની સલાહ આપી શકે છે ? અને તે જૂદા જૂદા લોક પણ કોણુ? જે તે વખતમાં સ્વતંત્ર રહેલા ( આજાદ મજહબ ) અથવા કોઈ ધર્મ નહીં પાળનાર એવાઓને એકમત થવાની દરખાસ્ત કરવી તે દયાનંદના કોઇ પણુ ધર્મ નહીં રાખવાની પાકી દલીલ છે. જેથી સિદ્ધ થાયછે કે તે વેદ માનનાર નહોતો. ઉપલા જીવનચરિત્ર પૃષ્ટ ૨૬૪માં છે કે " સ્વામીજી ચાહતા હતા કે સઘળા રીફારમર વેદોને ઇશ્વરી જ્ઞાન માની તેમની રાય પ્રમાણે તેઓ ધર્મપ્રચાર કરે. " પણુ દયાનંદજીએ વેદ માનવાની વાત કાઢી નથી કોઇ છાપામાં એ વાત નીકળી નથી. તેમ અકલ પણુ " આપણે સઘળા એકમત થઈ જઇએ "થી કબુલ કરી શકતી નથી કે દયાનંદજીની આજ મતલબ હતી. માત્ર દયાનંદજીઓનું ઢાંકણુ ઢાંકવું છે.

વેદને જાહેર રીતે માનવાનો દાવો કરતો હતો તેમાં પણુ પોકલપણાથી કામ લેતો. ૧૪મા સમુલ્લાસમાં પાંચમી શંકામાં લખે છે "એક હી પુસ્તક જેસા કિ વેદ હૈ કયોં ન બનાયા " આમાં ખુલ્લી રીતે તે કહે છે કે વેદ એકજ છે. અને જુઓ તો સત્યાર્થ પ્રકાશ

પૃષ્ટ ૧૯૨ માં છે "પ્રથમ સૃષ્ટિની આદિમાં પરમાત્માએ અગ્નિ વાયુ આદિત્ય તથા અંગિરા એ ઋષિયોના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો હતો" આથી સાફ જણાય છે કે વેદ ચાર છે અને તે ચારે વેદ ચાર જૂદા જૂદા શખ્સો ઉપર ઉતર્યા. જે માણસ ચાર વેદનો માનનાર હોય તેની કલમથી કદી વેદ એક છે લખાય નહીં. પણ જે વેદને માન-નારોજ નહીં હોય તે એક કહે તો શું અને ચાર કહે તો શું? જેવો મોકો તેવું બોલ-વાનું. દયાનંદજીનો એવોજ હાલ હતો.

હવે વેદ ચાર છે એ વિષે તેના દાખલા તપાસીએ, ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૧ માં યજુર્વેદ અ૦ ૩૧ મં૦ ૭નો તરજુમો આવી રીતે તેણે લખ્યો છે "જે સચ્ચિદાનંદાદી લક્ષણ યુકત પૂર્ણ પુરૂષ, સર્વનો પૂન્ય ઉપાસ્ય તથા સર્વ શકિતમાન પર બ્રહ્મ છે તેણે રૂગ્વેદ, યજુર્વેદ સામવેદ અને છન્દાંસિ એટલે અથર્વવેદ એ ચારે વેદ પ્રકાશ કર્યા" આ મંત્રમાં માત્ર ત્રણ વેદના નામ છે ચોથાનો પતો નથી પણ દયાનંદજીએ જોયું કે ચારે વેદ સાબિત થતા નથી તો લોકોને ધોકો દેવા તેણે છન્દાંસિ શબ્દથી અથર્વવેદ લીધો છે, જો કોઇ આર્યાને દયાનંદજીની પુષ્ટિ કરવી હોય તો દયાનંદજી જે પુસ્તકોને માને છે તેવા માતબર પુસ્તકોથી સિદ્ધ કરે કે ફલાણા વખતમાં ફલાણા રૂષિએ શબ્દ છન્દથી અથર્વવેદ લીધો છે. અથવા કંઈ નહીં તો પુરાના વેદના ફલાણા ટીકાકારે છંદની મતલબ કે ભાવાર્થ અથર્વવેદ લીધો છે. અને જો એટલું પણ નહીં થાય તો નિશ્ચય છે કે આ દયાનંદજીની કલ્પના તથા તેણે લોકોને ધોકો આપ્યો છે. વળી રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકનો તરજુમો બાબુ નેહાલસીંગ આર્યાએ કર્યો છે. તેમાં મજકુર યજુરવેદના મંત્રનો તરજુમો આવી રીતે છે "તે યજ્ઞ સર્વહુતથી રિગ સામ ઉત્પન્ન થયા. તેથી છન્દો ઉત્પન્ન થયા અને યજુર પણ તેનાથી પેદા થયો." આની આ મતલબ છે કે તે સર્વ શકિતમાનથી રિગ સામ ઉત્પન્ન થયા અને તેથી એટલે સામથી છન્દો એટલે રાગની વિધા ઉત્પન્ન થઇ અને યજુર પણ ઉત્પન્ન થયો. આથી સાપ જણાય છે કે છન્દાંસિની મતલબ રાગની વિધા છે. વળી એ વાતનો ટેકો છન્દાંસિ શબ્દ જે અનેક વચન માટે છે તેથી પણ સિદ્ધ થાય છે. દયાનંદજીને અનેક વચનનું ભાન રહ્યું નહિ. વળી સામથી છંદ એટલે રાગ નિકલ્યાં તેનો પૂરાવો સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૬૩ થી પણ થાય છે. દયાનદજી કહે છે "ગાન્ધર્વ વેદ કે જેને ગાન વિધા કહે છે તેમાં સ્વર રાગ, રાગિણી, સમય, તાલ, ગ્રામ, તાન, વાદિત્ર નૃત્ય ગીત આદિકને અથાવત શીખે. પરન્તુ મુખ્યત્વે કરી સામવેદનું ગાન વાદિત્રવાદન પૂર્વક શીખવું."

બીજો દાખલો દયાનંદજીએ ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨માં અથર્વવેદ કાં૦ ૧૦ પ્રપા૦ ૨૩ અનુ૦ ૪ મં. ૨૦નો દાખલો આપ્યો છે એમાં ચાર વેદ લખાઇલા છે ખરા. પણ અથર્વવેદ ત્રણ વેદોની જેમ ચોથો વેદ છે કે નહીં એની તો તકરાર છે અને તેને સાબેત કરવા દયાનંદજી મથે છે તો ફરી તેજ અથર્વ વેદનો હવાલો લાવી શકાય નહીં. જેણે અથર્વવેદ રચ્યો હશે અને જે ત્રણ વેદોની સાથે એને મુકવા ચાહતો હશે, તે તો એજ કોશીશ કરવાનો કે કોઇપણ રીતે મારૂં પુસ્તક માનીતું થાય અને ત્રણે વેદની પંકિતમાં એ મુકાય માટે એ હવાલો નકામો છે.

ત્રીજો દાખલો રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨માં શતપથ કાં૦ ૧૪ અ૦ ૫ બ્રા. ૪ કં. ૧૦ નો લખ્યો છે. પણ દયાનંદ મત ખંડન સભા દિલ્લી તરેકટ ના. ૧૪ વેદોકી તાદાદનો કર્ત્તા લખે છે કે, શતપથનો ૧૪મો કાન્ડ તે બ્રહદારંક ઉપનિષદજ છે અને તેમાં કુથે એ શ્લોક નથી. એટલુંજ નહીં પણ એથી ઉલટું બે જગ્યા ત્રણ વેદનું વર્ણન છે." દયાનંદજીને ગપ મારવાની અને ખોટા દાખલા આપવાની ટેવ છે. એટલે આ દાખલો પણ કલ્પિત લખ્યો હોય એમાં જરાએ શંકા નથી. દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશ પ્રથમ આવૃત્તિમાં સન્યાસીઓને રૂપીઆ પૈસા લેવાની મનાઇ લખી હતી, પણ જ્યારે તેને પૈસાનો લોભ વધ્યો તો એક કલ્પિત શ્લોક રચી સન્યાસીને સોનું રૂપું જવેરાત લેવું દુરસ્ત કર્યું. તે શ્લોક આવી રીતે લખ્યો છે **विविधानि रत्नानि विविक्ते षपमादयेत** અને એની સાથે મનુ૦ અ૦ ૧૧ શ્લોક ૬નું પ્રમાણ લખ્યું છે. તેણે એટલું નથી વિચાર્યું કે કોઈ મનુનો હવાલો તપાસશે તો મારી ભડ ખુલવાની. દયાનંદજીના ખોટા હવાલા કોઇએ જાણવા હોય તો "તરાનએ દયાનંદી" પંડિત જગન્નાથ મુરાદાબાદીકૃત વાંચે.

ચોથો દાખલો સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૧૯૨માં શતપથ કાં. ૧૧ અ. ૫નો શ્લોક લખ્યો છે. **अग्नेर्ऋग्वेदो वायोर्यजुर्वेदः सुर्य्यात्सामवेदः** એનો તરજુમો તેણે કર્યો છે "પ્રથમ સૃષ્ટિની આદિમાં પરમાત્માએ અગ્નિ, વાયુ, આદિત્ય તથા અંગિરા એ રૂષિયોના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો હતો." આ દાખલામાં તો દયાનંદજીએ હદ કરી નાખી. તે જાણતો હતો કે મારા માનનારાઓમાં સેંકડે અઠાણું સંસ્કૃત જાણનાર નથી હું જેમ કહીશ તેમ ચાલશે. અને તેથીજ કરી તેણે "અંગિરા એ રૂષિઓના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો." ઇબારત ચાર વેદ સિદ્ધ કરવા ચીતરી મારી. પણ તેણે આટલો વિચાર નહીં કર્યો કે મજકુર શ્લોકના શબ્દ ઉપર કોઇ ધ્યાન આપશે તો નામનો સંસ્કૃત જાણનાર પણ મારૂં પોકલ જાણી લેશે. વળી દયાનંદને તો ધોકો આપવાની ટેવ પડી રહી હતી પણ સત્યાર્થના ભાષાંતર કરનાર ઉર્દુના ગુજરાતીના પંડિતો પણ દયાનંદજીના લખાણની માફકજ ચીતરવા લાગ્યા. આર્ય સમાજના ચોથા નિયમમાં છે કે "સત્યનું ગ્રહણ કરવું અને અસત્યને છોડવું" એ પ્રમાણે સુધારતે. વળી આશ્ચર્યલાએક તો આ છે કે દયાનંદજીએ આ શ્લોકને ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૫માં પણ લખ્યો છે તેમાં તેનો આવી રીતે તરજુમો કરે છે. "અગ્નિ વાયુ અને આદિત્ય એ ત્રણે તપોયુક્ત તપસ્વિદ્વારા ઇશ્વરે અનુક્રમે રૂગ્વેદ યજુર્વેદ તથા સામવેદ ઉત્પન્ન કર્યા." હવે તે અંગિરા આ તરજુમાથી કેમ ગાએબ થયો તે સમજાતું નથી, મને તો લાગે છે કે "જૂઠ બોલનારને યાદ રહેતું નથી." તે કહેતી પ્રમાણે થયો છે. પણ ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકનો ઉર્દુમાં તરજુમો તથા ટીકા કરનાર પંડિત રામ જશાસુની મારે અતરે પ્રશંસા કરવી જોઇએ કે તેણે તરજુમામાં અગ્નિ, વાયુ, અને આદિત્ય લખ્યાં નહીં, પણ "અગ્નિ વગેરે" શબ્દ લખી અંગિરા નહીં હોવાનો દોષ છૂપાવ્યો છે. વળી મારી પાસે શતપથ કાન્ડ ૧લાનો ઉર્દુ તરજુમો છે. તેના કાન્ડ ૧ અ. ૧ બ્ર. ૪ કં. ૨ આવી રીતે છે" છાલ (ખાલ)ના કાળા વાળ રૂગ્વેદને ઠેકાણે અને સફેત વાળ સામવેદને ઠેકાણે છે. કેમકે રૂગ્વેદ કાળો છે અને સામવેદ ઉજલો છે અથવા એને ઉલટા. અને ભૂરા રતાસવાળા વાળ અથવા બીજી જાતના વાળ યજુર્વેદને ઠેકાણે છે એ તમો નિશ્ચય જાણો" આમાં ત્રણ વેદનું વર્ણન

છે. વળી શતપથ કાં. ૧૪ અ. ૬ બ્રં. ૧૦ કં. ૬માં છે "ઋગ યજુર સામ ઇતિહાસ પુરાણ ઉપનિષદ સુત્ર શ્લોક અને તેના વ્યાખ્યાનાદિ" વળી ઐતર્ય બ્રાહ્મણ ઉપરથી સ્વામી દરશનાનંદજી લખે છે "અગ્નિ વાયુ આદિત્ય ઉપર રૂગ્વેદ યજુર્વેદ સામવેદ ઉતર્યા" વાંચો વ્યાખ્યાન મુકતાવલી તરેકટ ના. ૧૬ પૃષ્ટ ૪, ૮ વળી ગોપથ બ્રાહ્મણ ઉપરથી સ્વામી દરશનાનંદ લખે છે "અગ્નિથી રૂગ્વેદ ઉત્પન્ન થયો. વાયુથી યજુર્વેદ ઉત્પન્ન થયો. સૂર્યથી સામવેદ જાહેર થયો." વાંચો વ્યાખ્યાન મુકતાવલી તરેકટ ના. ૧૬ પૃષ્ટ ૮. આથી સાફ જણાય છે કે શતપથ તથા ગોપથ તથા ઐતર્ય બ્રાહ્મણોના રચાવા સુધી અથર્વવેદ રચાયો નહોતો, અથવા રચાયો હોય પણ ત્રણ વેદના દરજામાં મુકાયો નહોતો.

પાંચમો દાખલો દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૩માં મનુ અ. ૧ શ્લોક ૨૩ નો આપ્યો છે. તે આવી રીતે છે "પરમાત્માએ આદિ સૃષ્ટિમાં મનુષ્યોને ઉત્પન્ન કરીને અગ્નિ આદિ ચારે મહર્ષિયોદ્વારે ચારે વેદ બ્રહ્માને પ્રાપ્ત કરાવ્યા. અને બ્રહ્માએ અગ્નિ વાયુ આદિત્ય અને અંગિરાથી રૂગ યજુર સામ અને અથર્વવેદનું ગ્રહણ કર્યું" આ શ્લોકમાં પણ દયાનંદજી પોતાની ચાલાકી કર્યા વગર રહ્યો નથી. એ શ્લોકમાં "ચારે મહર્ષિયોદ્વારે ચારો વેદ બ્રહ્માને પ્રાપ્ત કરાવ્યા." તથા શબ્દ "અથર્વ" પોતાના તરફથી વધારો કર્યો છે. આ જગ્યા વિચારવાનું છે કે મનુસ્મૃતિ જેવું પુસ્તક કે જે ગુજરાતીમાં ઉર્દુમાં બંગાલીમાં મરાઠીમાં અને અગ્રેજીમાં અનેકવાર અનેક પ્રેસમાં છપાએલું અને ફેલાયલું એવા પ્રખ્યાત પુસ્તકમાં જયારે પોતાની મતલબ સિદ્ધ કરવા વધારો કરે તો વેદ જે એક ખુણામાં સંતાઇ બેઠેલું ગુહ્ય અર્થનું તેમાં તે ચાલાકી કરે મનપર આવે તેવો વધારો કરી તરજુમો કરે તો તેમાં શી નવાઇ? મજકુર શ્લોકમાં શબ્દ "ત્રયં" એટલે ત્રણ હોવા છતાં જે માણસ ચાર લખી લોકોને ધોકામાં નાખે તો તેનો શો ભરોસો? હવે દયાનંદજીએ મજકુર શ્લોકમાં વધારો કર્યો છે તેનો પુરાવો પંડિત તુલસીરામજી જે આર્ય સમાજમાં મોટા માનીતો છે તેના મનુના ભાષાંતરથી ઉતારો કરૂં છું, પૃષ્ટ ૬ મનુ અ, ૧ શ્લોક ૨૩ તેણે યજ્ઞને અર્થે સનાતન વેદ જેનો ભેદ રૂગ, યજુર, સામ છે તેને અગ્નિ વાયુ સૂર્યથી ( અગ્નિથી રૂગ્વેદ વાયુથી યજુર્વેદ સૂર્યથી સામવેદ ) પ્રકટ કર્યા. વળી પંડિત દરશનાનંદજી પણ મનુ અ. ૧ શ્લોક ૨૩ નો તરજુમો આવી રીતે કરે છે. "ફરી યજ્ઞને પુરો કરવા માટે અગ્નિ વાયુ સૂર્ય નામી દેવ રૂષિયોના દિલમાં વેદનો પ્રકાશ કર્યો" જુવો આ બંને તરજુમામાં ન તો ચાર રૂષિ છે અને ન અથર્વવેદ છે તો સિદ્ધ થયું કે તે દયાનંદજીની કલ્પનાજ છે.

છઠો દાખલો દયાનંદજીએ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૯ લીટી ૨૩માં મનુ અ. ૨ શ્લોક ૧૫૧નો તરજુમો આવી રીતે લખ્યો છે "અગ્નિ, વાયુ, આદિત્ય અંગિરાથી બ્રહ્માએ વેદો ભણ્યા." આ દાખલો આપવામાં તો દયાનંદજીએ હદ કરી નાખી છે. ન એમાં અગ્નિ વાયુ આદિત્ય અંગિરાનું વર્ણન છે અને ન એમાં બ્રહ્માને ભણાવવાનું બયાન છે. માત્ર અંગિરસ શબ્દ એમાં આવેલો હોવાથી પરના કાગ તેણે બનાવ્યો છે. દયાનંદજી મનપર આવે તેમ ચીતરે છે. આર્યાઓના આગેવાન પંડિત તુલસીરામજી મનુ અ૦ ૨ શ્લોક ૧૫૧ નો તરજુમો આવી રીતે લખે છે "અંગિરા મુનીના વિદ્વાન પુત્રે પિતૃવ્યાદિ

એટલે કાકા વગેરેને ભણાવ્યા. અને પોતાની આધિક વિદ્યા જ્ઞાનથી તેઓને શિષ્ય જાણીને હે પુત્રો એવું કહ્યું" આ તરજુમામાં દયાનંદજીના ગપાટાનું નામ નિશાન પણ નથી. વળી આશ્ચર્ય લાએક તો આ છે કે આ શ્લોકથી દયાનંદજી ચાર વેદ સિદ્ધ કરવા માગે છે પણ તુલસી રામજી એ શ્લોકને પ્રક્ષિપ્ત (બનાવડી) લખે છે. વળી દયાનંદજીના વડા ચેલા પંડિત દરશનાનંદજીએ આ શ્લોકનો તરજુમો આવી રીતે કર્યો છે. "અંગિરાના દીકરાએ પોતાના કાકાને ભણાવ્યો અને જ્ઞાનમાં વધેલો હતો જેથી તેને દીકરો કહ્યો" દયાનંદજી આ શ્લોકથી અથર્વ વેદ અને તેનો રૂષિ સિદ્ધ કરવા ચાહે છે પણ આર્યાઓના બે આગેવાનોનાજ ભાષાંતરથી તેનું પોકલ જણાઇ આવ્યું. દયાનંદીઓને માનવું જોઇએ કે તેમના સ્વામી બાળ બ્રહ્મચારી નિર્ભ્રાન્તે મનુ અ. ૨ શ્લોક ૧૫૧ વગેરેના દાખલા રજુ કરવામાં ભુલ ખાધી છે. અને એજ કારણથી પંડિત રામ જિજ્ઞાસુએ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાનો ઉર્દુ તરજુમો ટીકા સહીતમાં એ શ્લોકનો તરજુમો લખ્યોજ નહીં શાબાસ! વળી મનુમાં અનેક જગ્યા વેદનું વર્ણન આવ્યું છે પણ અથર્વવેદનો તેમાં પતો નથી ત્રણુજ વેદ તેમાં લખ્યા છે. વાંચો મનુ. અ. ૨ શ્લોક ૭૭, ૧૧૭, ૨૩૦ મનુ અ૦ ૩ શ્લોક ૧, ૨ મનુ અ. ૪ શ્લોક ૧૨૩ મનુ અ. ૭ શ્લોક ૩૭ મનુ અ. ૧૧ શ્લોક ૨૬૨ ૨૬૪ અ. ૧૨ શ્લોક ૧૧૨ વગેરે ઘણા શ્લોકોમાં માત્ર ત્રણુજ વેદનું વર્ણન છે. વળી દયાનંદ પોતે સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૬૯ માં આવી રીતે લખે છે "આઠમા વર્ષ પછી છત્રીસ વર્ષ પર્યન્ત અથવા એક એક વરસ સાંગોપાંગ ભણવામાં બાર બાર વર્ષ મળી એકંદર ચુમાળીશ (બ્રહ્મચર્ય રાખવું)" આમાં એક એક વેદનો ભણવાનો વખત તેણે બાર વર્ષ ઠેરવ્યા છે અને આઠ વર્ષની ઉમરથી ભણવા શરૂ કરવાનું લખ્યું છે જેથી ત્રણ વેદના બાર ત્રી છત્રીશ વર્ષ થયા. અને આઠ વર્ષ પૂર્વના મળી ચુમાળીસ થયા. હવે જો ચોથો વેદ અથર્વ હતે અને તેને દયાનંદજી માનતો હતે તો તેના શીખવાનો વખત પણ દયાનંદજી લખતે. વળી વેદના વિરૂદ્ધિઓએ પણ જે નિન્દા લખી છે તેને જોતાં પણ જણાય છે કે ત્રણુજ વેદ તેઓના વખતમાં હતા. જેમકે ગાસપલ ઓફ બુધ ડાકટર પાલ કારૂસ સાહેબનું રચેલું અધ્યાય ૪૯ વર્ષ ૧૬માં વેદની નિન્દા છે તેમાં ત્રણ વેદનુંજ વર્ણન છે. વળી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૩૮૩ માં ચારવાક મત પ્રચારક બ્રહસ્પતિનું વચન આવી રીતે લખાયું છે "અગ્નિ હોત્ર, ત્રણ વેદ, ત્રણદણ્ડ અને ભસ્મનું લગાવવું એ બુદ્ધિ અને પુરૂષાર્થ રહિત પુરૂષોએ જીવિકા (કમાણી) બનાવી લીધી છે" વળી સ્વામી બ્રહસ્પતિજી ચારવાક દાનીશમાં કહે છે મક્કાર ઠગ અને રાક્ષસ એ ત્રણેએ ત્રણ વેદ રચ્યા છે" આ વિરૂદ્ધિઓની સાક્ષી ઘણી મજબુત છે કારણ કે શત્રુ જ્યારે નિન્દા કરવા બેઠો તેની આગળ તો જેવા ત્રણ વેદ તેવોજ અથર્વ વેદ ફરી તે શા માટે તેને અલાહદા કરે? પણ તેના વખતમાં ત્રણુજ વેદ ચાલુ થયલા ત્રણજ મનાતા જેથી ત્રણની વાત કાઢી.

આ સઘળી વાતો ધ્યાનમાં લેતાં સાફ જણાઇ આવે છે કે, વેદ ચાર નથી પણ ત્રણ છે. અને દયાનંદજીએ જે ચાર વેદ સિદ્ધ કરવાની કોશીશ કરી છે તેમાં તે નીષ્ફળ ઉતર્યો છે તથા તેમાં તેણે લોકોને ઠગવાની રીત વાપરી છે. અને ખરૂં જુઓ તો તે નહીં એકને માનનાર હતો અને નહીં ચારને માનનાર હતો પણ આવી પોકળ દલીલો લખી લોકોને ઈશારો કરતો હતો કે વેદ બેપાયા પુસ્તકો છે. બ્રાહ્મણો એમ સમજે છે તેમ કેટલાક

અજ્ઞાન આર્યાઓ હમેશ કહ્યા કરે છે કે વેદ ઇશ્વિરકૃત છે. માણસની શક્તિ નથી કે, વેદના શ્લોક જેવું કોઇ બનાવી શકે. એ વાતનું પોકળ ઉપલી દલીલોથી જાહેર થયું કે એક શ્લોક તો શું પણ આખું પુસ્તક અથર્વ વેદ બન્યું અને ત્રણ વેદ જેને તમો ઇશ્વરકૃત માનો છો તેની બરોબર ગણાયું. અને ખરી વાત તો આછે કે ચારે વેદો માણસના રચેલા અને તે પણ એકના નહીં પણ ઘણાઓના રચેલા છે. એ વિષે દયાનંદજી રૂગ્વેદ મંડલ ૧ સૂકત ૩૧ મં. ૧૧નો અર્થ ઇશ્વરમાં સ્માધ કરીને આવી રીતે જાહેર કરે છે " એ સભા અધ્યક્ષ ! પંડિતોએ માનવોની બુદ્ધિ વધારવાને માટે આ વેદવાણીને જાહેર કરી છે. અને સઘળા માણસોની સાચી હિદાયત ( સત્ય માર્ગ બતાવવા ) પ્રગટ કર્યા છે. જેવી રીતે અમો લોક બાપ થઇએ છીએ. અને અમારો દીકરો પોતાની ટેવથી અમારા બાપપણાને પવિત્ર કરનાર પેદા થાય છે તેવીજ રીતે રાજાઓની રઇયત થાય છે " આથી ખુલી રીતે પ્રગટ થાય છે કે, વેદ એક પંડિતના નહીં પણ ઘણા પંડિતોના રચેલા છે. અને તે લોકોની બુદ્ધિ વધારવા તથા સત્ય માર્ગ બતાવવા રચ્યા છે. પણ તે હાલમાં એમાનું કંઇ રહ્યું નથી એજ કારણથી દયાનંદજીના મત પ્રમાણે વેદ પ્રથમ તીબેટમાં પ્રગટ થયેલા. ત્યાં એનું નામ નિશાન રહ્યું નથી. એવું દુન્યામાં એકે પુસ્તક ધર્મી નહીં હશે કે જ્યાં તે પ્રથમ પ્રગટ થયું હોય ત્યાં તેનો એકે માનનારો નહીં રહ્યો હોય. આ વેદનીજ ખુબી છે.

હવે વેદ વિષે દયાનંદીઓએ કેટલીક કસોટી ઘડી છે અને તે કસોટી ઉપર વેદને કસી તેને ઇશ્વરકૃત સાબેત કરવાની કોશીશ કરી છે. તેને હું પણ જરા કસી બતાઉ છું. કારણ કે પંડિતદરશનાનંદજી વગેરે કેટલાક પંડિતો એવીજ વાતો લોકોને કહી ધોકો આપે છે. એ કસોટી એઓની ઘડેલી છે. એજ કારણથી એ કસોટી વેદમાં કે પુરાના કોઇ ગ્રંથમાં કે કોઇ રૂષિમુનિના કલામમાં બતાવી શકતા નથી. જો કોઇ મુસલમાન એઓની ચાલ ચાલે અને ફકત બેજ કસોટી આર્યાઓ આગળ પેશ કરે કે ઇશ્વરકૃત સાચા પુસ્તક માટે આ જરૂર છે કે તે જે જગ્યા પ્રગટ થયું હોય ત્યાં તે તથા તેના માનનારા જરૂર રહે, કે જેથી તેનું માન તેની અસલ ભૂમી પર જલવાઇલું રહે. અને બીજી આ કે, જેના ઉપર ઇલહામ થાય તેની ભાષામાં થાય કે જેથી તે તેને સમજે અને લોકોને બોધ આપે. પણ વેદ તીબેટમાં પ્રથમ પ્રગટ થયું. સત્યાર્થ પૃ. ૨૧૨ અને તે ત્યાં રહ્યું નથી. તેમ વેદની ભાષા અગ્નિ વાયુ વગેરે જાણતા નહોતા. સત્યાર્થ પૃષ્ટ ૧૯૪ અને ફરી અગ્નિ વાયુ વગેરેને ઇશ્વરે વેદોની ભાષા જણાવી હોય એની સાબેતી નથી. તો જણાઇ ગયું કે વેદ ઇશ્વરકૃત નથા લોકોના બનાવેલા છે. તો એનો જવાબ આર્યાઓ પાસે કયો છે ? હવે તેઓની કસોટીને લો. અને તેના જવાબની સાથે મેળવો.

૧ પ્રેરણા ( ઇલહામ ) તે જ્ઞાન છે જે ઇશ્વરના તરફથી કોઇ માણસના દિલમાં આવે અને જે જ્ઞાનને તેણે બીજા માણસથી સંપાદન કર્યું નહીં હોય. અને કોઇ પુસ્તક વગેરેના જોવાથી પણ મેળવ્યું નહીં હોય.

૨ ઇશ્વરી પ્રેરણા સૃષ્ટિની આદ (શરૂ)માં થવી જરૂર છે.

૩ પ્રેણામાં કોઇ વાત ઇશ્વરના કાયમ કરેલા કાનુનોને વિરૂદ્ધ નહીં હોય.

૪ તેમાં તબઇ અને રૂહાની વિદ્યાનું બ્યાન હોય જેને માણુસ પોતાની અકલ અને બુદ્ધિની રૂએ વગર શીખે આપો–આપ મેળવી શકે નહીં.

૫ ઇલહામી કિતાબમાં કોઇ ખાસ માણુસનું કે અમુક જગ્યાનું વર્ણન એટલે તેના કિસ્સા નહીં હોવા જોઇએ.

૬ ઇલહામ (પ્રેરણા)માં એવી શીખામણ હોવી જોઇએ કે જેથી સઘળાઓનો લાભ હોય, અને જે દરેક માણુસને લીધે ઘણીજ જરૂરી હોય.

૭ તે કોઇ ખાસ ટોળા કે ખાસ માણુસની તરફદારી કે પક્ષ કરવાથી કોરૂ હોય સઘળાને માટે એક સરખું હોય અને ઇનસાફથી ભરપુર હોય.

૮ તેની સઘળી વાતો દવામી એટલે સર્વકાળ એકસરખી અસર રાખનાર હોય અને કદી તે મનસૂખ, રદ, કે નિરોપયોગી થવી નહીં જોઇએ.

૯ તેની બાંધણી, શબ્દો અને અર્થની ગોઠવણ એવાં હોવાં જોઇએ કે જે ખોદાની શાનને લાએક હોય અને માણુસના રચેલાથી જુદુ પડે.

૧૦ તે પોતે સમ્પુર્ણ હોય અને પોતાના સમ્પુર્ણતામાં બીજાનું ગરજવાન નહીં હોય.

૧૧ તેમાં મૂર્ત્તિપૂજા નહીં હોય. એટલુંજ નહીં પણ તેમાં ખુદા પરસ્તીની શીખામણ અને બોધ હોય.

૧૨ તે સર્વ જાતની વિદ્યાનો ભંડાર હોય.

આ બાર કસોટી દયાનંદજી તથા પંડિત દરશનાનંદ વગેરેની છે હવે એ કસોટી ઉપર વેદને કસીએ. જોઇએ તેનો કસ કેવો નીકળે છે. એ કસોટી હિન્દુઓની, નહીં નહીં વેદની જાહેરમાં ઘણી મહેનતથી પુષ્ટી કરનારાઓની બનાવેલી છે. એટલે એમાં કોઈ આર્યાને બોલવાની જગ્યા રહેશે નહીં. અને વેદ એ આર્યાઓનું મુળ ધર્મ છે. જ્યારે તે આર્યાઓની માનેલી કસોટીઓ ઉપર કસ નહીં આપશે તો આર્યાઓનું ધર્મ તદન જડમુળથી ઉખડી જવાનું. છતાં જો એને પકડી રાખશે તો આર્ય્યાસમાજના ૪ થા નિયમ ઉપર ચાલનાર થશે નહીં અને દશે નિયમ નકામા પડવાના.

## પ્રથમ કસોટી વિષે.

યજુર્વેદ અ૦ ૫ મં૦ ૧૨ ઓ યોગી આપ યોગના અંગોને લેનાર છો, આપનો સ્વભાવ સુખનું કારણ છે. જે યોગને લીધે તમો અજ્ઞાનતા વગેરેથી છુટા અને બુજરગીએ પોહોંચ્યા છો અને સઘળા પુરાના પુરાના અને મોટા મોટા રૂષિ ભૂતકાળના યોગી અને હાલના યોગી લોકોની માફક તદન નચિન્ત, ખુલ્લા દિલવાળા, લાભ આપનાર, અજ્ઞાનતાના વિરૂદ્ધ, પાકા માર્ગ દરશક, જીવાંત આપનાર, દુન્યા તજવાને સમ્પૂર્ણતાએ પુગાવનાર છો. આ યોગ બળ અને યોગની જે સંભાળ કરનાર અને ફેલાવનાર છે, તે તમને પોહોંચવે. આ યોગ બળને મેળવવા પછી નચિન્તા વગેરેથી ભરેલા આપને માટે આ યોગની બાબતમાં સ્વતંત્રતા થાઓ. અને તમો એ ઉપર જમેલા રહ્યા છો, અને તે આપની સંભાળ કરે. ” ભાષ

યજુર્વેદ અ. ૫ મં. ૧૪ ઓ યોગ વિદ્યાના ઇચ્છિક શિષ્ય! અમો શિક્ષક લોક તારે માટે જે વસ્તુથી પવિત્ર મંત્ર વધે તેની માફક નહીં ભાગ થઈ શકે તેવી યોગવિદ્યાથી ઉત્પન્ન થયલી દોલ-

તની મજબુતી કરનાર થઇએ. જે આ પ્રથમા પ્રથમ વિશ્વવારા સઘળી તરેહની ખુશી ભોગવવાને લાએક સંસ્કૃતિ અને નસીહત તથા કાનુંન છે સા તે તારે માટે દુન્યામાં સુખ આપનાર થાએ. અને અમો લોકોની જે પવિત્ર અગ્નિ સઘળી વિદ્યાની દર્શન કરનાર શિક્ષક છે તે સર્વ પ્રથમ તારો મદદગાર થાએ.

યજુર્વેદ અ. ૩૪ મં. ૪૯ દયાનંદી ભાષ્ય પૃષ્ટ ૧૦૬૯ યોગી રૂષિ વેદ વગેરે જાણનાર ગાડીવાળો જેમ રેનની રશીને પકડે છે તેવી રીતે વિદ્વાનોના માર્ગને સારી રીતે જોઇને મેળવે છે તેવીજ રીતે તમો લોક પણ આપતોના માર્ગને મેળવો. "

આ ત્રણ મંત્રોમાંથી પ્રથમના બે મંત્રોથી જણાય છે કે, પુરાના પુરાના અને મોટા મોટા રૂષિ અને ભૂતકાળના યોગી અને હાલના એટલે વેદના વખતના યોગી વેદ રચાવાના વખતમાં હતા. તથા થઇ ગએલા અને શિક્ષકોના શિષ્ય ભણવું ભણાવવું સઘળું હતું. એટલુંજ નહીં પણ સંસ્કૃતિ નામનો પ્રખીયાત અને પથમ વિશ્વવારાથી ગુણવાઇલું શિક્ષણ પણ હસ્તિ ધરાવતાં હતાં તેથી શીખી શીખી લોકોએ વેદ બનાવ્યા છે. અને ત્રીજા મંત્રથી ખુલ્લું સિદ્ધ થાય છે કે વેદ રચાવાના વખતમાં લોકો પ્રથમના વિદ્વાનોના માર્ગને ગાડી વાળા જેમ અછોડા ઝાલે છે તેમ ઝાલતા હતા અને જોઇ જોઇને ચાલતા હતા. તો તેથી સાંભળી સાંભળી વેદ બન્યા છે ઇશ્વરી પ્રેરણા નથી. પણ કુરઆન તો ખુદાની વહી પ્રેરણા છે કુરઆનમાં છે " રહમાનેજ કુરઆન શીખવ્યું છે" સૂરા રહમાન ૫૫;૧ વળી કહે છે અને આથી પહેલાં તું કિતાબ ભણતો નહોતો અને ન તારા જમણા હાથથી તું લખતો હતો જો એમ હોત તો જૂઠાઓ શક કરતે " સૂરા અનકબુત ૨૯;૪૮ વળી કહેછે "અને અલ્લાહે તારા ઉપર કિતાબ અને ડહાપણ ઉતાર્યા " સૂરા નિસા ૪;૧૧૩ એ વગર બીજી ઘણી આયતો છે જે દયાનંદજીના વેદના મંત્રની મતલબ ઘડવાની રીતે નહીં પણ અરબી, ઉર્દૂ, ગુજરાતી અને અંગ્રેજી વગેરે તરજુમામાં તપાસો એક સરખી રીતે નીકળશે. તો સિદ્ધ થયું કે વેદ લોકોના રચેલા અને કુરઆન અલ્લાહનું વહી કરેલું છે.

## બીજી કસોટી વિષે.

વેદ દુન્યાની શરૂમાં થયું છે એવું વેદે કહ્યુ નથી. જે કોઇ એ વાત માનનાર હોય તેના ઉપર ફરજ છે કે વેદથી સિદ્ધ કરે. વળી પ્રથમ કસોટી વિષેના વર્ણનમાં વેદ મંત્રોથી સિદ્ધ થયું છે કે ભૂતકાળના યોગી અને વેદના વખતના યોગીઓનો માર્ગ ચાલુ હતો. શિક્ષણ વિદ્યાઓનું અપાતું હતું. તેઓના જ્ઞાનને તેઓના બોધને લોકો ગાડીવાળા જેમ અછોડા પકડી રાખે છે તેમ પકડી રાખતા હતા, તો ફરી દુન્યાની શરૂમાં વેદ કયાં ઉતર્યા. વળી યજુર્વ અ. ૧૩ મં. ૩૭ દયાનંદી ભાષ્ય પૃષ્ટ ૧૩૪૨માં આવી રીતે છે " એ જ્ઞાની માણસો ગુજરેલા વખતના બોધ મેળવવા માટે તમો જ્ઞાનીઓથી શીક્ષણ લો ઘોડાઓને દુશમનો સાથે ઘણી રથો વગેરે સીપાહી સુદ્ધાં લડનીયાઓની માફક જોડો. નિશ્ચય કરી ગાડીએ બેસી ધર્મી ઇનસાફ કર્યા કરો. "

યજુર્વેદ અ. ૧૧ મં. ૫ ભાષ્ય પૃષ્ટ ૯૬૮માં આવી રીતે છે " ઓ યોગશાસ્ત્ર ઇચ્છિક લોકો ભૂતકાળના યોગીઓએ જે સત્ય વાત અને સત્ય ક્રમ પ્રગટ કર્યા છે તે સઘળાં કામોથી હું મોટા ઇશ્વરને પોતાના આત્મામાં મેળવી દઉછું. તમો યોગના આરંભ

કરાવનારા અને બોધ આપનાર બંને દાનાઓની ચાલ વિધિ પ્રમાણે માર્ગ મળે છે તેવીજ તરેહ તરેહથી તે ઇશ્વર મળે. જેવી રીતે સર્વથી ચઢત ઓલાદની માફક છૂટી લેનાર મુક્તિ પામનાર દાના લોક અવીનાશી ઇશ્વરમાં મળીને સુખના રૂપમાં થનાર ઘરો (સ્વર્ગ) માં પહોંચે તે તેવીજ રીતે હું પણ ત્યાં પહોંચું."

પ્રથમ મંત્રમાં છે કે, વેદના વખતથી આગળ શીક્ષણ મેળવેલા દાના, શીખેલા ઘોડા, સીપાઇ અને રથો વગેરે હતા અને તેઓના શીક્ષણને ભૂતકાળથી લખ્યું છે અને બીજા મંત્રમાં ભૂતકાળના યોગી તેઓનો યોગ સેંકડો માણસોનું મુક્તિ મેળવી ઇશ્વરમાં મળી જવું સુખના ઘરોમાં પોહોંચવું વર્ણયું છે. જેથી જણાયું કે યોગ શાસ્ત્ર યોગ માર્ગ મુક્તિ મેળવવાનો માર્ગ સત્ય વાત વેદમાં નહીં પણ તેથી આગળના વખતના હતા જે લોકોનું વર્ણન વેદમાં છે. તો સિદ્ધ થયું કે વેદ દુન્યાની શરૂથી નથી.

## ત્રીજી કસોટી વિષે.

આ કસોટીનું પ્રમાણ કોઇ વેદ મંત્રથી આપતે તો તે માનવા યોગ્ય થતે. પણ આર્યાઓનું માત્ર ભપકો મારવું છે. વળી ઇશ્વરના કાનૂનનું લિષ્ટ વેદમાં હોય અથવા આર્યાઓની જાણમાં હોય તો જાહેર કરે કે તે લિષ્ટથી જે વિરૂદ્ધ હોય તેને કાનૂન કુદરતથી ઉલટું જાણીએ. પણ જ્યાં સુધી તે બતાવાય નહીં ત્યાંસુધી દયાનંદજીઓ ને કોઇ વસ્તુ વિષે કાનુંને કુદરતથી વિરૂદ્ધ કહેવું યોગ્ય નથી. વળી કુદરતના અર્થ શકિત, તાકત અને જોર છે. અને જેટલો મોટો કોઇ કાદેર હોય તેટલી તેની શકિત તાકત અને જોર વધુ હોય છે. અને અલ્લાહ તો સર્વ શકિતમાન ધણી તાકતવાળો અઅંત જોરવાળો છે તો તેની કુદરત અઅંત બેહદ થવી જોઇએ. અને જ્યારે તેની કુદરતની હદ નથી તો તે કુદરતના કાનુનની હદ કેમ હોય? પણ હમેશથી નાસ્તિકો ચમત્કારના નકારમાં કાનુને કુદરતને અને સૃષ્ટિક્રમને વિરૂદ્ધ પડવાનો આધાર લ્યા કરેછે તેવીજ રીતે સત્યાર્થ પ્રકાશમાં દયાનંદજી હમેશ નકાર કરતો રહ્યો છે. અને જો કે કુરઆન શરીફમાં તેમ બાઇબલ વગેરેમાં ચમત્કારો લખાયા છે તો તેના ખંડન માટે ત્રીજી કસોટી રચી છે. પણ તે પોતે સત્યાર્થ પ્રકાશમાં રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકામાં અનેક જગ્યા શતપથના દાખલા વાપરે છે તેના કાન્ડ ૧ અ. ૮ બ્રહ્મ ૧ કં ૧-૬માં એક માછલીનું મનુજી સાથે વાતચીત કરવાનું વર્ણન છે એ ચમત્કાર નહીં તો શું છે? અને એ કયા કાનુને કુદરતને માફક છે? તે કોઇ આર્યો બયાન કરનાર છે? ચમત્કારના મુકાબલામાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધ હોવાનો જે આધાર આર્યા લે છે તેનો લંબાણથી જવાબ મેં મારા સત્યાર્થ પ્રકાશના ખંડન નામના પુસ્તકમાં લખ્યોછે. હિન્દુઓના માનીતા અનેક પુસ્તકોમાં ચમત્કારનું વર્ણન મળી આવે છે છતાં દયાનંદ નકાર કરતો તેનું એજ કારણ હતું કે તે નાસ્તિક હતો. હવે વેદમાં કાનૂને કુદરત વિરૂદ્ધ વાતો દયાનંદીઓની અકલ પ્રમાણે છે કે નહીં તે તપાસીએ.

રૂગ્વેદ મં. ૧ સૂક્ત ૨૩ મં. ૧૭ જે જળ દેખાતું નથી તે સૂર્યમાં છે અથવા તેની રોશનીમાં હસ્તિ ધરાવે છે અથવા જે પાણીની સાથે સૂર્યનો ગ્રહ (કુરહ) ચાલે છે તે અમારા અવીનાશી યજ્ઞને સારી રીતે દુરસ્ત કરે છે. વળી રૂગ્વેદ મં. ૧ સૂ. ૯૭ મં. ૫ અગ્નિ અમારી દરિદ્ર દૂર કરે છે." યજુર્વેદ અ० ૩૩ મં. ૬૪ ઓ દોલતવાળી માતા તું

સમજ વગેરે ગુણોવાળી છોકરાને મજબુત કરે છે. અને જેવી રીતે સૂર્યને વાયુ વધારે છે તેવી રીતે સભા અધ્યક્ષ તમને યોગ્યતા વગેરેથી વધારે. તમો રાજ્યની બાબતોમાં શકિત અને જલદીને માટે તેજ સ્વભાવવાળી સ્તુતિને પહોંચનારી ખુશીને ઉત્પન્ન કરો." દયાનંદી ભાષ્ય યજુર્વેદ ભાગ ૧ પૃષ્ટ ૯૩૭ સોમલતા વગેરે બુટીઓ અને જંગલને સંભાળનાર પીપલને માટે સવાહા. વળી આ પણ તે ભાષ્યમાં છે "વીજળીની જેમ ઝગમગતો, ચમકતો સુનેહરી પાંતરાંવાળો, મીઠી શાખવાળો, ખુબસુરત ફળવાળો, પીપલદેવ ઉમદા ઉમદા ગુણો આપનાર, જંગલોનો માલિક, સૂર્યની કીરણમાં પાણી પહોંચાવી કીરણની સંભાળ કરનાર, ઉમદા ગુણવાળો વાદળાંને વધારે. પીપળો ઘણો ઉંચો અને લાંબો હોવાથી સૂર્યને લાગે અને આકાશને જમીનને ધારણ કરે."

આવી તરેહના મજમુન વેદમાં ઘણા છે. જેથી દરેક અકલવાળો સમજી શકે છે કે આ કાનૂને કુદરતથી વિરૂદ્ધ છે. વિશેષ કરી સૂર્યમાં પાણી થવું, સૂર્યનું પાણીની સાથે ચાલવું, સૂર્યને વાયુનું વધારવું, પીપળ જંગલનો સંભાળનાર થવું, પીપળનું સૂર્યના કીરણને પાણી પુગાવવું, તેને કીરણની સંભાળ કરવી, વાદળને વધારવું અને આસમાન જમીનને બનાવવા, વળી દોલતવાળી માતાને ઉપરના મંત્રમાં છોકરો પુકારે છે એથી વેદ સૃષ્ટિની શરૂમાં થવું રદ થાય છે. વળી વેદના ફરમાન પ્રમાણે સ્ત્રી દસ પુરૂષોથી નિયોગ કરી દસ બચ્ચાં મેળવે પુરૂષ કે સ્ત્રી રંડાયા પછી બીજીવાર નહી પરણે એ સઘળી વતો સૃષ્ટિ ક્રમ વિરૂદ્ધ છે. તો આ ત્રીજી કસોટી પ્રમાણે પણ વેદ ઇશ્વરી પ્રેરણા ઠરતા નથી.

## ચોથી કસોટી વિષે.

આ કસોટી પણ વેદથી નીકળેલી નથી. અને ન વેદમાં તબઇ બાબતો કે રૂહાની વિષયો છે. હા, આર્યાઓ પોતાની તરફથી ઘડી વેદને નામે કહે એ જૂદી વાત છે. વેદ શું કહે છે તે સાંભળો,

યજુર્વેદ અ૦ ૩ મં. ૩૩ ઉપર દયાનંદી ભાષ્ય "જે અવિનાશી રૂપવાળી શકિત (આદિત્ય)ના અંદર બહાર આવજા કરનાર શ્વાસ, જગતને રોશન કરનાર સૂર્ય, વાયુ અને પાણી આ ચાર પુત્રો ખાત્રીથી છે, માણસોના મરવા અને જીવવાને માટે વિશેષ કરીને તેજી અથવા રોશની આપે છે.

યજુર્વ અ. ૧૨ મં. ૭૬ ઉપર દયાનંદી ભાષ્ય "જે આ સોમલતા વગેરે બુટીઓ જમીન વગેરેથી ત્રણ વર્ષ પ્રથમ ઉત્પત્ન થઇ ચુકી છે અને ઘણીજ લાભકારક છે અને જે વાપરનાર બીમારોના દેહમાં એકસો સાત જન્મો સુધી પોતાની અસર કાયમ રાખેછે અથવા એકસો સાત નસોમાં ઉતરી જાયછે હું તેને જલદી જાણી લઉં."

પ્રથમ મંત્રમાં સૂર્ય હવા વગેરેને શકિતબાઇના છોકરા બયાન કરવા, અને તેની તેજી અને રોશની ઉપર માણસોના મોત અને જીંદગીનો આધાર બતાવવો, અને શ્વાસને વાયુથી જુદી જાતનું બતાવવું એ ઇલમે તબઇ (નેચરલ ફીલાસફી)થી વિરૂદ્ધ છે, વળી બીજા મંત્રમાં ત્રણ વર્ષની જગ્યા "ત્રીયુગ" શબ્દ છે જેના અર્થ ત્રણ વર્ષ નહીં પણ ત્રણ યુગનો થાય છે જેથી સાફ રીતે સિદ્ધ થાય છે કે યજુર્વેદનો રચનાર કલિયુગનો છે, જેથી વેદ દુન્યાની શરૂના છે એ દાવો ખોટો પડે છે. આ વાતને છુપાવવા દયાનંદજીએ

ત્રીયુગનો અર્થ ત્રણ વર્ષ કર્યો. ગમે તે હોય દયાનંદજીને જોઇએ તો ત્રણ વર્ષની જગ્યા ત્રણ કલાક લે પણ જમીનથી પહેલા ત્રણ વર્ષ કયી ભૂમી ઉપર તે બુટી ઉગી હતી? અને એક બુટીની અસર એકસો સાત જન્મ સુધી બાકી રહેવી કયી વિદ્યા પ્રમાણે છે? આથી જણાય છે કે વેદોમાં ગપો છે. અને બુદ્ધિ તથા અક્કલને વિરૂધ વાતો છે. આથી જણાય છે કે દયાનંદજીના એકરાર પ્રમાણે પણ આ કસોટી ઉપર વેદનો કસ ચઢતો નથી અને ખોટા ઠરે છે. વળી એ મંત્રમાં છે "હું તેને જાણીલું" નો કહેનાર કોણ? જો ઇશ્વર છે તો તે સર્વજ્ઞ છે તેને એ યોગ્ય નથી. અને જો માણસ છે તો સિદ્ધ થયું કે વેદ માણસના રચેલા છે. વળી વેદના કર્ત્તાએ એકસો સાત જન્મમાં અસર કરનારી બુટીનો નકામો લવારો કર્યો એથી તો તો તેવી દવા વર્ણવતે તો આર્યાઓને લાભ થતે.

## પાંચમી કસોટી વિષે.

આ કસોટી પણ દયાનંદની તથા તેના ચેલાઓની ઘડેલી છે. પત્રને માટે મોકલનારનું નામ જે પર મોકલાય તેનું નામ અને ઠામ એ ત્રણ વસ્તુ હોવી જોઇએ. અને પત્રનું મજમુન આ ત્રણેના હોવાથી માનવાળું ગણાય છે. અને આકાશી પુસ્તક તે પણ ખુદા તરફનો પત્રછે. જેથી તેમાં પણ એ વસ્તુ હોવી જોઇએ પણ વેદમાં એ કશું નથી માટે વેદના બચાવાર્થે દયાનંદજીએ આ કસોટી ઘડી છે. વળી નકાર કરનાર આગળ મજકુર ત્રણે બાબતોના હોવાની જરૂર છે કે જેથી તે ઇલિહામ થએલાની ચાલ ચલગત જોઇ તે એ કામને લાયક છે કે નહીં તે તપાસી શકે. તો કુરઆનમાં વહી કરનાર અલ્લાહ જેના તરફ મોકલાઇલું તે હજરત મોહમ્મદ (સલ) અને ઠામ મક્કા વર્ણવ્યા છે. અને હજરતની સત્યતા સુભ સ્વભાવ વર્ણાયા છે જેથી તેવણની પૈગમ્બરીની લીયાકત પ્રગટ થાય છે પણ વેદમાં એમાંનું કશું નથી.

વળી વેદની પુરાણી ટીકા અને તરજુમાને જોતાં તપાસતાં જણાઇ આવે છે કે વેદમાં અગ્નિ વાયુ વગેરે દેવતાઓ અને યમ રાજા તથા યમીજીની અને લુપા મન્દા તથા અગષ્ટ રૂષિની અને પ્રજાપતિ તથા તેની દીકરીની, અને સૂર્ય તથા તેની દીકરીની કહાણી કિસ્સા હસ્તિ ધરાવે છે. રૂગવેદ મંડલ ૧૦ સૂકત ૧૦ માં યમરાજા અને યમીજી ભાઇ બેહેનોનું સંભોગ (જીમા) માટે વાતચીત કરવી છે. રૂગ મંડલ ૧ સૂકત ૧૬૪ મંત્ર ૩૩ માં વાદળનું પોતાની દીકરીથી સંભોગ કરવો, સૂર્યનું પોતાની કુંવારી દીકરીઓ સાથે સંભોગ કરવો અને તેથી કરણ નામ દીકરો ઉત્પન્ન થવો વર્ણાયા છે અને એવા બીજા નિર્લાજ કિસ્સા વેદમાં ઘણાં છે જેને લખતાં શરમાવું પડે છે. વળી રૂગ અષ્ટ ૧ અ. ૮ વ. ૨૧ મં. ૧૦ માં પેદવ શબ્દ આવેલો છે એ સાયણાચાર્યાની ટીકા પ્રમાણે એક રાજાનું નામ છે એ વગર બીજા કિસ્સા બાજા માણસોના નામ વેદમાં ઘણા છે. દયાનંદીઓના એકરાર પ્રમાણે આ કસોટીથી પણ વેદ ઇશ્વર પ્રેરણા ઠરતા નથી.

## છઠી કસોટી વિષે.

આ કસોટીપર વેદને કસવાથી ખરો કસ નીકળતો નથી અને વેદ ખુદાના કલામ ઠરતા નથી. નિયોગ જેવું વર્ણન રૂગવેદાદિ ભાષ્ય ભૂમિકા પ્રષ્ટ ૧૭૦–૧૭૪માં સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૦૪–૧૧૨માં ઘણા લંબાણથી વેદોને આધારે છે. જેનો સાર આ છે કે

વિધવા પુનર્વિવાહ નહી કરે પણ પારકા દસ પુરૂષોથી દસ છોકરા મેળવે. પતિ સફરમાં હોય તેની પાસે નહીં જતાં તેનાજ ઘરમાં રહી તેની ધણિયાણી કહેવડાવી પારકા પુરૂષથી કાળુ કરે. પતિ દુઃખ આપનાર હોય તેની પાસેથી તલાક નહીં લેતાં તેની બાયડી થઇને પારકા પુરૂષથી છોકરા મેળવે અને અસલ પતિનો વારેસ ઠેરવે, પુરૂષ પોતાનો વંશ વધારવા પારકા પુરૂષ પાસે પોતાની સ્ત્રીને મોકલે. એમાં માણુસનો લાભ નથી પણ સરાસર બેહયાઈ ધીક્કારવા પાત્ર છે. એજ કારણુથી દયાનંદીઓ એ કાયદો ચાલુ કરતા નથી. વળી પુનર્વિવાહ જે તદન લાભકારક છે જેને ચાલુ કરવાની કોશીશમાં આર્યાઓ પણ છે એ કામ દયાનંદજીના કહેવા પ્રમાણે વેદ વિરૂદ્ધ છે. સત્યાર્થ પૃષ્ટ ૧૦૭ વળી પંજ યજ્ઞ દેવયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, પિતૃયજ્ઞ, વલીવિશ્યુ દેવયજ્ઞ અને અતિથી યજ્ઞ એ દયાનંદજીના કહેવા પ્રમાણે વેદ ઉપરથી નીકળેલા છે એમાં માણુસોનો કશો લાભ નથી. ગાવ બે ગાવ દરરોજ લોકો પૂજા માટે જંગલમાં સઘળા નીકળે ગામ ખાલી પડે ચોરો લુચ્ચાઓને મજા પડે, દરરોજ સાત આનાનો આશરો સાધારણુ માણુસને કમાવું મુશકેલ તેટલો ખરચ દરરોજ અગ્નિમાં હોમવો પડે, નહીં હોમે તો શૂદ્ર બને. આ સઘળા કામો નકામા હોવાથી એના વર્ણનાર વેદો આ કસોટી પ્રમાણે પણ ઇશ્વરી પ્રેરણા ઠરતા નથી.

## સાતમી કસોટી વિષે.

આ કસોટી પ્રમાણે પણ વેદો ઇલહામી ઠરતા નથી. કારણુકે તે આર્યાઓની હિમાયત કરે છે અને સર્વને માટે એકસરખા નથી. રૂગ્વેદ મં૦ ૧ સૂકત ૧૨૧ મં૦ ૯, ૧૦ જે જગ્યા ગાય મારનાર અગણીત હોય તે જગ્યાથી તે જાલેમોને માર. અને બંદોબસ્તની સાથે દરેક તરફ પોહોંચીને ગાય વગેરે જાનવરોને પોતાના કબજામાં રાખ. " આ મંત્રના બ્યાનમાં દયાનંદજી લખે છે, " ઓ રાજ્ય પુરૂષો જેવી રીતે સૂર્ય વાદળને ટુકડે ટુકડા કરીને પૃથ્વી પર નાંખે છે તેમ તું ગાય મારનારાઓને મારીને પ્રાણીઓને સુખ પોહોંચાવ. " તો આ લખાણુ પ્રમાણે ગાયની હિમાયતમાં મનુષ્ય જાત પોતાના ભાઇઓનું ખૂન કરવાનો તેઓને મારીને જમીનમાં દાટવાનો અસ્થાન ( બેમોકા ) પક્ષપાત છે અને આ ખોટી તરફદારીમાં અન્યાયની આજ્ઞા કરવી છે. વળી વેદના નિયોગ પ્રમાણે કોઇના બીજથી જન્મેલો પુત્ર કે જે કોઈ પણ રીતે હક્કદાર ઠરી શકતો નથી. તેને ખરો પુત્ર ઠેરવી પારકા માલનો વારેસ બનાવવો અને પરદેશમાં ગયલા કે માંદા ધણીપર જબરાઇ કરવી કે તારી બાયડીએ તારી ગેરહાજરીમાં તારી મરજી વિરૂદ્ધ તારી બેખબરીમાં નિયોગ કરી પુત્ર મેળવ્યોછે, તે તારોજ પુત્ર છે. તેને તું પોતાના વીર્યથી જન્મેલો માન તેને તારી પરવિરશમાં રાખ અને વારેસ ઠેરવ, આમાં ખુલ્લી રીતે સ્ત્રીની તરફદારી છે. અને ન્યાય વિરૂદ્ધ છે. છતાં એમાં બુરાં કામને ઉત્તેજન આપવું છે. પણ કુરઆન એવા બેજા પક્ષપાતથી નિર્લાજ કામના ઉત્તેજન આપવાથી પવિત્ર છે. માટે એજ ખુદાનું કલામ છે.

## આઠમી કસોટી વિષે.

વેદમાં દીનના કે દુન્યાના કાયદા નથી. હા, નિયોગ જેવી બેશરમીની વાત અલ્લાહની નેમતો અનાજ ઘી વગેરે બાળવાની આજ્ઞા છે. બાકી જંગલીઓના ભરવાડના ગીતો છે, જેમાં કશું રાખેલું નથી. જો તેમાં દરેક તરેહના કાયદા હોત તો દયાનંદ જેવો દાવેદાર

પોતાના સત્યાર્થ પ્રકાશમાં દરેક જગ્યા મનુના કાયદા લખ્યા કરતે નહીં. વળી આ કસોટી પ્રમાણે પણ વેદ ઇશ્વરી પ્રેરણા ઠરતા નથી તેની અસર સઘળા વખતમાં એકસા નથી, એટલુંજ નહીં પણ જ્યાં તેની ઉત્પત્તિ ત્યાં ( ટીબેટમાં ) તેની જરાએ અસર નથી. વળી વેદનો ખાસ કાયદો નિયોગનો કોઈ વખતમાં ઘણો માનીતો અને જાણીતો હતો પણ મનુ અ○ ૯ શ્લોક ૬૬, ૬૮માં છે કે નિયોગ હેવાનીયતનું કામ તથા નિન્દાયુકત છે. તથા સાધુ લોકો નિયોગની નિન્દા કરે છે." અને હજુ વેદનો નિયોગ આર્યાઓથી ચાલુ કરાતો નથી અને એને એબનું કામ ગણેછે.

કુરઆનમાં તેમ બાઇબલ વગેરેમાં કેટલાક કાયદા એક મુદત સુધી ચાલુ રાખી ફરી બંધ પાડવામાં આવેલા તેને માટે આ કસોટી ઠેરવી છે. પણ જેવી રીતે એક બીમારની હાલત તપાસી વૈદ ઔષધ આપે છે. અને તે બીમારની હાલત બદલાયાથી તે ઔષધમાં ફેરફાર કરે છે. તેવીજ રીતે અલ્લાહે પોતાની પૂર મેહેરથી બંદાઓની હાલત જાણી તેઓને લાયકના હુકમ બદલતો રહ્યો છે એમાં કશો દોષ નથી. બીમારની હાલત બદલાયા છતાં જો કોઈ હકીમ પોતાનો નુસખો નહીં બદલે તો તેના હકીમામાં એબ છે. તેવીજ રીતે લોકોની સ્થીતી બદલાયા છતાં જો કાયદામાં ફેરફાર ( નાસેખ મનસૂખ ) નહીં કરતે તો દોષ પાત્ર થતે. આ દયાનંદજીનીજ અકલછે કે તે એકસરખો કાયદો ચાલવાનું માની દરરોજ બેવારના હોમમાં આસરે આના સાતનો ખરચ કરવાની આજ્ઞા કરેછે અને એ કાયદાને નહીં પાળનાર આર્યને શૂદ્ર ગણે છે.

## નવમી કસોટી વિષે.

ફારસીમાં એક કહેવત છે કે "દુશમન પણ કદી લાભનું કારણ થાય છે." તે પ્રમાણે દયાનંદીઓએ આ કસોટી ખાસ ખુદાના કલામ કુરઆનની સાબેતી માટે લખી છે. કારણ કે જેવી ખુદાની જાત છે, તેની જાતને લાએકનુંજ કુરઆન છે. માણસના કલામથી એ જાુદુ પડે છે. અને એવો કુરઆનનો દાવો પણ છે. કુરઆન સૂરાબકરમાં છે. "જે અમે ઉતાર્યું છે. અમારા સેવક ( હજરત મોહમ્મદ ) પર તેથી તમો જો સંદેહમાં હો તો તેના જેવી એક સૂરા લાવો અને ખુદા વગર તમારા મદદગારોને બોલાવો જો તમો સાચા છો" સૂરા ૨; ૨૩ એ વિષે તોહફતુલ હિન્દ પૃષ્ટ ૫૬ માં ઘણું લખાયું છે માટે વધુ નહીં લખતાં વેદ વિષે કહું છું. વેદે કદી એવો દાવો કર્યો નથી કે તેના જેવું કોઈ બનાવી શકે નહીં. અથવા તેની ઈબારત માણસોના રચીતથી નિરાલી છે. છે કોઈ આર્યો કે, એવો મંત્ર વેદથી દેખાડી શકે ? જ્યારે આખો અથર્વ વેદ ત્રણની સાથે મળી ગયો અને તેની ઇબારતની બાંધણીથી કોઇ પરખી શકયું નહીં અને અંતે ત્રણના જેવોજ મનાવા લાગ્યો. અને જુઓતો પુરાના આર્યાઓના ગ્રંથોમાં કેથે ચારનો પતો નથી. તો સિદ્ધ થયું કે જેમ વેદે પોતાની ભાષા નિરાલી થવાનો, માણસની રચનાથી તેના જુદુ પડવાનો, દાવો કીધો નથી તેમ અથર્વ નહીં વેદના વેદ બનવાથી પણ સિદ્ધ થાય છે. જે વિષે હું ઉપર વધુ લખી આવ્યો છું.

વળી વેદ શું કહે છે. તે સાંભળો " જેવી રીતે બીજ આપનાર સાંઢ બળ ગાયો સાથે સંભોગમાં પોતાના જોરથી પોહોંચે છે તેવી રીતે પરમેશ્વર સારા ગુણના વરસાદને

વરસાવનાર, દોલતવાન, સકલ જહાનનો બનાવનાર પોતાના બળથી ધર્માત્મા મનુષ્યને પોહોંચે છે. રૂગ્વેદ મં. સૂ૦ મં૦ વળી કહેછે "જેવી રીતે બાપ પોતાની કુંવારી દીકરીથી સંભોગ કરેછે, તેવી રીતે વાદળ પોતાના છાંટા જમીન ઉપર વરસાવે છે. રૂગ્વેદ મં૦ સૂ૦ મં૦ વળી કહે છે " જેવી રીતે બાપ પોતાની દીકરીથી સંભોગ કરે છે, તેવી રીતે સૂર્ય પરોઢયાંમાં કિરણો નાંખે છે. રૂગ્વેદ મં૦ સૂ૦ મં૦ વળી કહે છે " સઘળી વિદ્યાઓના જાણકાર પુરૂષ સ્ત્રી આકાશમાં જલદીથી ચકર ખાઇને ગીધ પક્ષીની જેમ પોતાની પસંદ કરેલી જગ્યામાં પોહોંચી જાય છે. રૂગ્વેદ મં૦ ૧ સૂકત ૧૧૮ મં૦ ૪ વળી કહેછે "જેવી રીતે તરસુ હરણ દોડીને તલાવ કે નદી ઉપર પાણી પીએ છે. તેવી રીતે ઈંદ્ર એટલે સૂર્ય અમારા વખણાયલા યજ્ઞનું પાણી પીએ છે. " રૂગ્વેદ મં૦ ૧ સૂ૦ ૧૬ મં ૫ વળી કહે છે. " ઓ સેંકડો તરકીબ જાણનાર રાજા હું તારી રઇયત અને ફોજના ગીત ગાનારછું[1] જેવી રીતે એક ધણીને તેની ઘણી બાયડીઓ દુ:ખ આપે છે તેવી રીતે મને પડોસીઓ દુ:ખ આપેછે. અને જેવી રીતે ઊંદર સુતર કરડી કરડીને ખાય છે તેવી રીતે તે મને શ્રાપ આપે છે. રૂગ્વેદ મં૦ ૧ સૂ૦ ૧૦૫ મં૦ ૮ આવા મંત્રો વેદમાં ઘણા છે એથી જાહેર થાય છે કે, વેદોનો બનાવનાર માગી ધર્મ ( પારસીઓનો ધર્મ ) પાળનાર છે. કારણ કે, દીકરીઓથી સંભોગ કરનાર તેઓ વગર કોઇ નથી. જેથી કરીને તે સામાન્ય રીતે વરસાદ પડવાને અને સૂર્યની રોશની આપવાને એ કામની સાથે ઉપમા આપે છે. એવા અલંકાર નિર્લજ શબ્દો ખુદાના કલામમાં થઇ શકતા નથી. તો આ કસોટી પ્રમાણે પણ વેદ ખુદાનું પ્રેરણા કરેલું નથી.

## દસમી કસોટી વિષે.

આ કસોટી પ્રમાણે પણ વેદોનો કસ નીકળતો નથી. તેની મતલબ દયાનંદ જેવો પોતાના મગજથી કાઢેતો તે કામનો મંત્ર રહે. નહીં તો નકામો. દાખલા તરીકે યજુરવેદ અ. ૩૧ મં. ૧ એટલે પુરૂષ સુકતના નામથી જે કહેવાય છે તેનો ૧ લો મંત્ર "તે પુરૂષ (એટલે માણસ અથવા પરમેશ્વર) હજાર માથાવાળો હજારો આંખોવાળો હજારો પગવાળો તે (પુરૂષ) ભૂમીને સર્વ તરફથી ઘેરીને દસ આંગળીવાળો ઠરેલો છે " આ મંત્રોના અર્થ શબ્દોથી કંઇ નીકળતા નથી જેની મરજીમાં આવે છે તેમ તે ખેંચે છે જેથી સિધ્ધ થાય છે કે વેદ પૂર્ણન નથી. વળી વેદમાં એવા શ્લોકો છે કે જેને લખતાં શરમ આવે છે યજુર અ. ૨૩ મં. ૧૯ નો અર્થ મહીધર ટીકાકાર (વેદની તફસીરમાં) આવી રીતે કરે છે "યજમાનની સ્ત્રી યજ્ઞશાળામાં સર્વ રૂત્વિજોના દેખાતા ઘોડાની પાસે જઇને સુઇ જાય અને કહે કે અશ્વ જેનાથી ગર્ભધારણ થાય છે એવું તારૂં વીર્ય છે તેને હુ ખેંચીને મારી... માં નાખું. અને તું તે વીર્યનું મારામાં સ્થાપન કર. " યજુર અ૦ ૨૩ મં. ૨૦ નો અર્થ તે ટીકાકાર કહે છે "યજમાનની સ્ત્રી ઘોડાના શિશ્ન (લિંગ)ને પકડીને પોતેજ પોતાની...... માં મુકે. વળી યજુર અ. ૨૩ મં. ૨૪ નો અર્થ આવી રીતે કરે છે " બ્રહ્મા યજમાનની સ્ત્રીની મશકરી કરીને કહે છે અરે અરે મહિષિ જ્યારે તારા માતાપિતાએ પલંગ ઉપર ચઢીને તારા પિતાએ તારી માતાની...મા પેતાના મુષ્ટિ તુલ્ય......ને મુકયું ત્યારે તારી ઉત્પત્તી થઇ અથવા પોતાના...ને દેખાડીને કહ્યું કે તારી સાથે હું...... " વળી યજુર

---

[1] આ મંત્રથી જણાય છે કે એનો બનાવનાર કોઈ દુ:ખયારો માણસ છે. અને વેદ પ્રમાણે એકથી વધુ સ્ત્રી કરવી દુરૂસ્ત છે.

અ. ૨૩ મં. ૨૧નો અર્થ તે આવી રીતે કરે છે "તે યજમાન ઘોડાને કહે છે કે, હે વીર્ય સેચન કરનારા અશ્વ તું મારી સ્ત્રીની જંઘા ઉચા કરીને તેની...માં તારા...નો પ્રવેશ કર તે...સ્ત્રીઓનું જીવન છે, એ તેમનો ભોગ છે માટે તેને તું...માં નાંખ" આવા મંત્રો જે પુસ્તકમાં હોય તે ખુદા તરફના થઇ શકે? કદી નહીં. અને એવા પુસ્તકને કામેલ સમ્પુર્ણ કોણ કહી શકે છે? નિર્લાજ વાતો લખવાથી તે અધુરૂંજ ગણાય. મજકુર મંત્રો જેવા બીજા મંત્રો પણ છે પણ બીભત્સ વાતો હું કેટલી લખું ?

દયાનંદજીએ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમીકામાં મજકુર મંત્રો લખી લખે છે કે મહિધરના લખેલા અર્થ ખરા નથી. ફરી તેણે શતપથ બ્રાહ્મણથી તેના અર્થ લખ્યા છે તેનો જવાબ કે દયાનંદજીએ જે અર્થ લખ્યો છે તેને વેદ મંત્રોના શબ્દો સાથે કશો સંબંધ નથી. વળી તે સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૧૯૪માં લખે છે કે ધર્માત્માઓ જ્યારે પરમેશ્વરના સ્વરૂપમાં સમાધિસ્ત થયા તેથી તે મંત્રોના અર્થ જણાયા તો એમ થયું કે મજકુર મંત્રોનો અર્થ જાહેરમાં શબ્દોને જોતાં તો મહિધરજીનોજ ખરો પણ શતપથના રૂષિઓ ધર્માત્માઓએ એ વેદ મંત્રોના શબ્દોપર વિચાર કરી જાહેરમાં બીભત્સ જોઇ સ્માધિસ્ત થયા તો પ્રમાત્મા તરફથી સત્યાર્થ જણાયા અને તે શતપથમાં લખાયા. તો સિધ થયું કે વેદ ઘણું નાકેસ છે અપુર્ણજ છે. પોતાની મતલબ પોતાના શબ્દોથી જાહેર કરતો નથી એટલુંજ નહીં પણ જાહેર રીતે ગુમરાહ કરનાર બેહકાવનાર છે. વળી જે વેદ પોતાનુ નામ. પોતે જે પર પ્રકાશ થયો તેનું નામ, પણ જાહેર કરી શકયો નહીં, તે સંપૂર્ણ કેમ કરીને થાય? પણ કુરઆન એવી એબોથી પવિત્ર હોવાથી તે ખુદાનું કલામ છે એમાં જરાએ શક નથી.

## અગિયારમી કસોટી વિષે.

વેદે આ કસોટી કહી નથી. વેદથી આ કસોટી નીકળતી નથી. દયાનંદીઓ કહે છે કે વેદમાં મુર્તિપૂજા નથી પણ એટલું કહેવાથી ચાલી શકતું નથી. મુર્તિપૂજા નહીં હોય અને દેવતાઓની પૂજા હોય તો ફેર શું થયો? વેદમાં અગ્નિ ઇંદ્ર વગેરેની ઘણી જગ્યા પૂજા છે પણ દયાનંદજી અગ્નિ વગેરે જેની પૂજા વેદમાં છે તેના અર્થ બદલી નાખે છે, તો તેથી ખુદા વગર બીજી વસ્તુની પૂજા છૂપી શકતી નથી. વળી આર્યાઓની કિતાબોમાં યજ્ઞના અર્થમાં લખ્યું છે કે એના ત્રણ અર્થ છે દેવોની પૂજા કરવી, મળીને બેસવું અને દાન કરવું. દયાનંદજી ભૂમીકા પૃષ્ટ ૫૧માં તેત્રીસ દેવતા માનેછે અને તેની તેત્રીસ સ્ત્રીઓ છે. વેદમાં એઓને ઘણી રીતે ગાવામાં આવી છે. અને યજ્ઞમાં બોલાવવામાં આવી છે, અને ચમચા ચમચા ઘીમાં અને જરા જરાસી મીઠાઇમાં અગ્નિ સોવાહા વાયુ સોવાહા કરીને એઓને નામવાર તેઓની પૂજામાં અગ્નિમાં નાખવામાં આવે છે. દયાનંદજીની સંસ્કાર વિધિમાં આ સઘળું છે. વળી દયાનંદના ભાષ્ય પૃષ્ટ ૯૨૬ માં યજુર અ. ૩૩ મં. ૫૩ ઉપર છે. "યજ્ઞતરાહા એટલે મીલાપ કરનાર (સંગતી કરનાર) પૂજ્ય પદાર્થો છે" વળી યુરોપના સંસ્કૃતના વિદ્વાનો, સનાતનીઓના મોટા મોટા પંડિતો કે જેઓના મુકાબલામાં બનાવટી અર્થ કરનાર દયાનંદજીનો ભરોસો થાય નહીં તેઓ હાંકે પુકારે કહે છે કે ખુદા સિવાય બીજાની પૂજા વેદમાં છે. અને હજારો વર્ષની બુતપરસ્તીની નીશાનીઓ હજી સુધી હસ્તિ ધરાવે છે. જે સઘળા પુખ્ત ગવાહી છે કે વેદમાં ખુદા સિવાય બીજાની પૂજા છે. એ વિષે કેટલુક મેં "સત્યાર્થ પ્રકાશનું ખંડન"માં તથા તોહફતુલ હિન્દની નોટોમાં લખેલું છે માટે

આટલા ઉપરથી ટુંક કરૂં છું. તો આ કસોટી પ્રમાણે વેદ ઇશ્વર પ્રેરણા ઠર્યા નથી અને દયાનંદીઓનીજ કસોટીથી કુરઆન ખુદાનું કલામ ઠર્યું.

## બારમી કસોટી વિષે.

વેદ વિષે એમ કહેવું કે આ સઘળી વિદ્યાનો અને સઘળા હુનર ઉદ્યોગનો ભંડાર છે તે તેની નિન્દા કરવી છે. અને આ કસોટીથી પણ સિદ્ધ થાય છે કે વેદ ખુદાનું કલામ નથી. કારણ કે વેદ સઘળી વિદ્યા તો શું પણ માણસને દીન દુન્યામાં કયાં કામ લાભકારક છે તેના બયાન કરવાથી પણ આજીજ છે. એક મનુસ્મૃતિ જેટલા કાયદા પણ વેદમાં નથી. ફકત દેવતાઓ માટેના ગીતો છે. દયાનંદજી માત્ર લોકોને ઠગવા માટે લખે છે કે તાર, આગગાડી, તોપ વગેરે વસ્તુઓનું વેદમાં વર્ણન છે. પણ ખરૂં જોતાં વેદમાં નથી પણ તે દયાનંદજીના ભેજામાં છે. રૂગ્વેદ અષ્ટ ૧ અ. ૮ વ. ૨૧ મં. ૧૦ થી દયાનંદજી તાર વિદ્યાની સાબેતી કરે છે. ભૂમીકા પૃષ્ટ ૧૬૨ આ મંત્રના અર્થ સાયણાચાર્યની ટીકા પ્રમાણે આવી રીતે છે " ઓ અશ્વની તમોએ પેદુ (નામનાં રાજા) માટે કબુલ કરવા લાએક બહાદુરોથી યુદ્ધમાં ફતેહ નહીં થઈ શકે તેવા ચમકતા કામમાં આવેલા ઇન્દ્રના જેવા બહાદુરી કરનાર સફેદ ઘોડાને આપ્યા છે." આથી સાફ જણાય છે કે ટેલીગ્રાફ સાથે આ મંત્રને કશો સંબંધ નથી. પણ દયાનંદજીએ આ મંત્રમાં શબ્દ **तारं** જોઇ ઝટ કહેવા લાગ્યો કે જુઓ વેદથી તારની સાબેતી થાય છે. પણ તેણે આટલું નહીં વિચાર્યું કે આ જગ્યા **तरुतारं** છે. જો तारं નો અર્થ તાર છે તો **तरु** નો શો અર્થ? અને **तरुतारं** એક શબ્દ છે કે બે? વળી ઇંગ્રેજી ટેલીગ્રાફને સામાન્ય બોલચાલમાં હિંદી ઉર્દુ અને ગુજરાતીમાં તાર કહે છે, પણ એજ અર્થમાં સંસ્કૃતમાં પણ તારજ છે અથવા એ શબ્દ સંસ્કૃતજ છે એની સાબેતી શી ? વળી કૌત્સ હકીમ ઘણો વિદ્વાન થયો છે. તે કહેતો હતો કે વેદોના કંઇ અર્થ નથી. બ્રાહ્મણોમાં જુદા અર્થ થયા છે. એની શંકાઓનો જવાબ યારક મુનિએ આપ્યો છે. તો જો વેદમાં સઘળી વિદ્યા અને સઘળાં હુન્નર ઉદ્યોગ ભરેલાં હોત તો યારક મુનિ નિરૂકતમાં તેને જાહેર કરતે. અને આગગાડી તાર તોપ વગેરેનો પતો તેથી લાગતે. અને જુઓ તો કૌત્સના મુકાબલામાં એ લખવાની ઘણી અગત્ય હતી. તો સિદ્ધ થયું કે વેદમાં કશું નથી. આ સઘળું દયાનંદજીના મગજમાંથી નીકળતું હતું. વળી જુઓ કે દયાનંદજીએ એક તરફથી દાવો કર્યો છે કે વેદ દુન્યાની શરૂથીજ છે અને વેદના જે મંત્રોથી દયાનંદ તોપ બંદુક અને આગગાડી વગેરે સિદ્ધ કરે છે તે એવી રીતે છે કે, વેદના વખતમાં આ વસ્તુ હતી, કાંઈ આગમચેતીની રૂએ લખાઇ નથી. તો વેદના પહેલાં એ વસ્તુ થયલી એમાં કશો શક રહ્યો નથી. અને એ વસ્તુઓના કર્ત્તા માણુસ હતા. જમીનમાંથી આપોઆપ નીકળેલી નથી. તો એ હુનરો કાઢવાનો તે પ્રમાણે બનાવવાનો અને ચાલુ કરવાનો લાંબો વખત થવો જોઇએ. અને તેનું વર્ણન દયાનંદજીના કહેવા પ્રમાણે વેદમાં છે તો સાથે આ પણ લાગુ પડ્યું કે વેદ દુન્યાની શરૂનું નથી. આવીજ જાડી બુદ્ધિનો દયાનંદ હતો કે તેને આ પણ ભાન રહેતું નહોતું કે મારી વાત મારાજ લખાણથી તુટી જશે. ગુરૂકલ કાંગડીના હેડ માસ્તરે માસ્તર આત્મારામજીને શું મજાનું કહ્યું છે કે, " સ્વામીજીનો ભાષ્ય ઇંગ્રેજી લખેલા પઢેલાઓને ફસાવવા માટે છે." વાંચો તા૦ ૨૪ નવેમ્બર સને ૧૯૦૫ના હીતકારી

પેપરનું પૃષ્ટ ૫ કાલમ ૨. આર્ય સમાજમાં સેંકડે ૯૮ સંસ્કૃત જાણનાર નથી જેથી દયાનંદજીના ધોકામાં ફસી આર્યાંઓ વેદ વેદ કર્યાં જાય છે.

આ સઘળી વાતોને ધ્યાનમાં લેતાં સિદ્ધ થાય છે કે વેદો ઇશ્વરકૃત નથી અનેક લોકોના રચેલા છે. અને આ સઘળું દયાનંદીઓની ઘડેલી કસોટીઓનો કસ છે. હું ધારૂંછું કે એથીજ સમજુ આર્યા સમજી જશે, અને આ વાતની પણ ખાતરી થશે કે દયાનંદજી આસ્તિકનો ડોળ ઘાલી વેદ વેદ કરતો પણ ખરૂં જોતાં તે નાસ્તિકજ હતો. જેથી તે આવી નિર્બળ વાતોથી લોકોને ધોકામાં નાંખતો.

વેદના ઇલિહામ વિષેનું ખંડન જો કોઇને વધારે જાણવું હોય તો મૌલવી અબુ રહમત હસન સાહેબની મેયારૂલ ઇલહામ તથા તહકીકુલ ઇલહામ તથા મૌલવી સનાઊલ્લાહ સાહેબની ઇલહામી કિતાબ તથા તહસીલ દેવરીઆનો વાદવિવાદ વાંચો. અને ઇન્સાફથી વાંચનારને તો આ મારૂં ટુંક લખાણ પણ બસ છે. દયાનંદીઓ સમજો વિચારો કે વેંદો ઉપર કેવા કેવા હિમલા થયા છે. બ્રહ્માજીનાજ વખતમાં શંખાસુર દૈત્ય ચારે વેદ ચોરી ગયો અને સમુદ્રમાં સંતાડયા જેથી ઇશ્વરને ઓતાર લેવો પડયો અને સમુદ્રથી તેને કાઢયા. ફરી પારસીઓનો દોર ચાલ્યો વેદ જતા રહ્યા, ફરી ગોતમયોનો ચકર ચાલ્યો, ફરી જૈનોનો અને બીજાઓનો તેઓએ વેદોને સારી રીતે નાશ કર્યા બાળ્યા ( સત્યાર્થ પ્રકાશ ). શરૂમાં ઋગ્વેદના ૨૧ પુસ્તક, યજુર્વેદના ૧૦૧ સામવેદના ૧૦૦૦ અને અથર્વવેદના ૯ મળી ૧૧૩૧ પુસ્તક હતાં તેમાંથી હાલ માત્ર ચાર વેદ રહ્યા છે. તો બીજાંને ઢુંઢવાની ફીકર કરો તે કયાં ગયાં? યાસ્કમુનીએ નિરૂકતમાં આસરે ત્રણસો વેદના મંત્રો પ્રમાણ તરીકે લખ્યા છે તેમાંથી આસરે એક સો મંત્રનો પતો ચારે વેદમાં નથી અને તેની ટીકા તેમાં છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૧૨ માં યજુર્વેદનું મંત્ર છે **मनुष्या रूषयश्चये । ततोमनुष्या अजायन्त ॥** એનો પતો યજુર્વેદમાં નથી. અથર્વવેદમાં એક સૂક્ત "અલ્લાહ સૂક્ત" હતું જેમાં હજરત મોહમ્મદનું નામ હતું એ સૂક્ત હાલમાં નથી. વાચશપતિ મીશરે પોતાની ડીક્ષનેરી વાચશપતિમાં એક વખાણ અલ્લાહ શક્તિ લખ્યું છે જેમાં હજરત મોહમ્મદનું વખાણ છે તે પણ કોઇ વેદની ઇબારત હતી જે હાલ વેદમાં નથી. અને તે શાખાઓની સાથે ગુમ છે. વેદની શાખાઓ માટે દયાનંદજી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૫ માં લખે છે કે એકસો સત્તાવીશ છે. પણ બીજી જગ્યા સત્યાર્થ પ્રકાશમાં વેદની શાખા તેણે ૧૧૨૭ લખી છે એવીજ રીતે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમીકામાં પણ ૧૧૨૭ લખી છે. પણ દયાનંદજીએ મોટા ભાષ્યમાં ૧૧૩૧ લખી છે, એ શાખાઓની ઢુંઢ કરવી જોઇએ.

વેદ વિષે ઘણું લખવાનું છે પણ પ્રસ્તાવના ઘણી લાંબી થવાથી આટલા ઉપર ટુંક કરૂં છું અને છેવટમાં અલ્લાહ આગળ ઘણી આજેજીથી માંગું છું કે ઓ અલ્લાહ હું તારો બંદો છતાં તારી જોઇએ તેવી બંદગી થતી નથી, તું તારા ફજલથી જે થાય તેને કબુલ કર. અને આ મારી અદના મેહનતને કબુલ કર. હું તારી મદદ માંગું છું હું તારાથી બખશીશ ચાહું છું. તારા પર વિશ્વાસ રાખું છું. તારા પર ભરોસો કરૂં છું. તું મુસલમાનોની ફતેહ દે. ઇટલી જાલેમને ખાર કર. મુસલમાનોના બોલ બાલા કર. **આમીન.**

---

# તોહફતુલ હિન્દ અથવા ધર્મબોધ.




## ઘણો મેહેરબાન રહમકર્ત્તા અલ્લાહના નામથી.

જે પવિત્ર જાતે તરેહ તરેહની દ્રશ્ય અને અદ્રશ્ય ચીજો ઉત્પન્ન કરી છે, તેમાં તે કર્ત્તાએ માનવને સર્વથી ઉત્તમ પ્રાણી બનાવ્યું છે, અને તેના હાથમાં બુદ્ધિરૂપી એવો તેજસ્વી દીવો બક્ષીશ કર્યો છે કે, જેથી તે ખરૂં શું અને ખોટું શું તે સમજી લે, અને પોતાના માલીકની ઓળખ કરી લે, અને જો આ નુરાની દીવા (અકલ) ના અજવાળાને પોતાના ખોટા વિચારોના ધુળ કચરાથી બચાવી લે અને જૂદી જૂદી જાતના ધર્મો અને શાસ્ત્રો ઉપર નજર ફેરવે અને ફીકર કરે, અને ઇન્સાફને કામમાં લાવે તો, બેશક

જુદા ધર્મો અને અસત્ય પંથોથી કંટાળી સત્ય ધર્મ સંપાદન કરી લે તો, તે પોતાના માલીકનો ખરેખરો તાબેદાર થઈ રહે. આવી પવિત્ર જાતની કયા મોંહથી શુકર કરી શકે અને કયી અસંખ્યાત જીભો તેના નામનાં સ્તોત્ર ગાયન કરે.

સર્વ માનવજાત ગફ્લતમાં હોવાથી આ સત્ય મોતી ( અકલ ) ને ખોટા વિચારો અને ખોટી ઇચ્છાઓના અંધકારમાંથી નીકળવું ઘણુંજ કઠણ હતું. માટે પરમેશ્વરે પોતાની પૂરતી હિકમતથી પેગંબરોને ( અલેહે મુસ્સલામ ) રહનુમા ( માર્ગ બતાવનાર ) ઠરાવી મોકલ્યા, કે તે પવિત્ર ધર્મને સર્વ ખોટા ધર્મથી જુદો કરી સર્વ આલમને બતાવે અને અધર્મ તથા અસત્યમાંથી કહાડી વિશ્વાસુ અને દીનદાર ખરા ધર્મીષ્ટ બનાવે. એટલે તે હમારા આગેવાન અને સર્વ પેગંબરોના સરદાર સર્વને માટે રહમત, અહમદ મુજતબા, મોહમ્મદ મુસ્તફા ( સલ્લલ્લાહો અલેહે વસલ્લમ ) ને આખી દૂનિયાની હિદાયત માટે મોકલ્યા, ને તેવણે અમોને અમારા બાપદાદાના રીત રીવાજોના અંધકારમાંથી બહાર કહાડી સીધા માર્ગને બતાવ્યો, અને માબાપ કરતાં અતિ કૃપા કરી દીનનો તથા દુનિયાનો નફો નુકશાન પ્રગટ કર્યા. એવા મુરબ્બી મહેરબાન ઉપર ફીદા થાઉં કે, જેના જેવો ન કોઇ થયો ન થશે. હે સર્વ શકિતવંત ઇશ્વર ! તું તારો આશિર્વાદ ( દુરૂદ અને સલામ ) તેમના ઉપર, તેમના કુળ ઉપર તથા તેમની બીબીઓ ઉપર તથા તેમના સર્વ શિષ્યો ( સહાબીઓ ) ઉપર મોકલ. આમીન.

એ પછી મોહમ્મદ ઓબૈદુલ્લાહ[1] બીન મુનશી કોટેમલ રહીશ કસ્બે પાયલના[2] તે કહે છે કે,—" આ ફકીર બાળપણથીજ પોતાના માબાપના મૂર્તીપૂજક ધર્મમાં ફસેલો હતો. તેવામાં ઇશ્વર કૃપાએ મારો હાથ ઝાલ્યો એટલે મુસલમાની ધર્મની ખુબીઓ અને હિંદુ ધર્મની બુરાઇઓ મારા અંતઃકરણમાં પ્રગટ થઈ. માટે મેં ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો છે, અને પોતાને માનીતા પેગંબર ( સલ ) ના હુકમો ઉઠાવનારાઓમાં ગણી લીધો છે"

ફરી બીજીવાર અલ્લાહની આપેલી બુદ્ધિએ એવો વિચાર થયો કે, ધર્મની ખાતર નીશા ઉપરજ હમેશના સુખ કે હમેશના દુઃખનો આધાર રહેલો છે. આળસ અને વગર સમજણે બાપદાદાની ખોટી રૂઢીઓની જાળમાં ફસી રહેવું એ ઘણું મૂર્ખાઇ ભરેલું છે. એવું સમજી પ્રખ્યાત અને ચાલુ ધર્મોની હાલત વિષે વિચાર કરવા લાગ્યો. અને હરકોઇ ધર્મની ઘણી સંભાળ રાખી પક્ષપાતવગર દરેક ધર્મમાં તપાસ કરી હિન્દુઓના ધર્મ વિષે જેવી જોઇએ તેવી તપાસ કરી, તેમના મોટા મોટા પંડિતો સાથે વાદવિવાદ કર્યો, અને ખ્રીસ્તી ધર્મનાં અકીદાઓને સારી રીતે ધ્યાનમાં લીધા અને ઇસ્લામી ધર્મની કીતાબો પણ જોઇ, અને મૌલવીઓની સાથે સવાલ જવાબો કર્યા; અને સર્વ ધર્મને ઇન્સાફની નજરે જોઇ તપાસી લીધા. તો અંતે ઇસ્લામી ધર્મસિવાય સર્વને ખોટા માર્ગો તથા ભૂલ ભરેલા જોયા. અને ઇસ્લામી ધર્મની ખુબીઓ તો ઉત્તમ રીતે મારા મન

---

૧ એમનું નામ મુસલમાની ધર્મ સ્વીકારવા પહેલાં અનંતરામ હતું.

૨ એ કસ્બો લુદિયાણાથી પૂર્વ દિશાએ આશરે બ ૨ ગાઉ ઉપર પટીયાલાના રાજ્યમાં આવેલો છે. ત્યાં કુફરનું ઘણું જોર છે. ત્યાંના હિન્દુઓ એને બીજા નંબરનું બનારસ (કાશી) ગણે છે. તોએ એ શેહેરમાંથી ઘણા ખરા લોકો મુસલમાન થયા છે.

ઉપર પ્રકાશ પામી. એ ધર્મના ચલાવનાર હજરત મોહમ્મદ ( સલ ) એવીતો ખુબીઓ અને ગુણોથી[1] શણગારાયેલા છે કે, તેમના ગુણનું બયાન કરતાં આ જીભ અશકત થઇ પડી છે. અકિદા (શ્રધાઓ ), ઇબાદતો, મોઆમલાત ( વ્યવહાર ) તથા અખલાક ( મન સુધારક ) જે એ ધર્મમાં સમાયલા છે તેને જો કોઇ માણસ ઇન્સાફથી જોશે તો તે પોતેજ જાણી લેશે કે, સુબહાનલ્લાહ આ ધર્મ કેવો છે ! કોઇપણ વાત એમાં એવી નથી કે, જેમાં અલ્લાહ તરફ લક્ષ દોડતું ન હોય. મતલબ કે, અલ્લાહની કૃપાથી ખરૂં અને ખોટું, રાત અને દિવસ, અજવાળું અને અંધકારની પેઠે નિરાળુંજ પડી ગયું.

જોકે દિલ તો ઘણા કાળથી ઇસ્લામના તેજથી રોશન હતું, અને મુખતો કલેમાની સુગંધ ( ખુશબો ) વાળું થયું હતું; પણ જીવ અને શૈતાને વગર પાયાની દુનિયાની મોજમજાની સાંકળોથી મને જકડી લીધો હતો. જેથી થોડા વખત સુધી જાહેર દેખાવમાં અધર્મના રીત રીવાજોમાં ખરાબ ચાલે રહ્યો. આખરે અલ્લાહની શકિતના ખેંચાણે પોતાની હાલતની જીભથી બોલ્યો કે, અરે ! આ અમૂલ્ય મોતીને કયાંસુધી સીપના પરદામાં રાખશો ? અને આરામ આપનાર અત્તરને કયાંસૂધી બંધ દાબડામાં પૂરી રાખશો ? એ મોતીને તો ગળાના હારમાં પરોવવું જોઇએ અને આ અત્તરની સુગંધનો લાભ લેવો જોઇએ. વળી મોટા મોટા મૌલવી વિદ્વાનોએ નકી જવાબ આપ્યો કે, ઇસ્લામી ધર્મને છુપાવવો અને અસત્ય તથા અધર્મના કપડાંમાં તથા રિવાજોમાં પડી રહેવું તે નરક ( જહન્નમ ) માં પહોંચાડે છે. માટે રમજાનની ઇદને દિવસે સને ૧૨૬૫ માં આ ફકીર ( કર્તા ) નો ઇસ્લામનો સૂર્ય વાદળોના પડદામાંથી નીકળી પ્રકાશિત થયો. અને મુસલમાન ભાઇઓ સાથે ( માલેર કોટલામાં ) નીમાજ પઢી. અલ્લાહની સ્તુતી અતિ ઉત્તમ નિર્મળ રીતે ફળદાયક થાઓ. લાંબા કાળથી વિચાર હતો કે, દરેકના ઉપયોગ માટે હિંદુ ધર્મની હકીકત તથા મુસલમાની ધર્મની હકીકત વિષે કાંઈ લખવું જોઇએ, કે જે કોઇ માણસ અકલ ઇન્સાફની નજરથી જુવે તો ખરૂં ખોટું શું તે સમજી જાય, તો અલહમ્દોલિલ્લાહ ( સર્વ સ્તુતિ અલ્લાહ માટે છે ) કે આ નાનું સરખું પુસ્તક સને ૧૨૬૮ માં "**તોહફતુલહિન્દ**" ને નામે પુરૂં થયું અને લુધિયાણામાં[2] મુદ્રાંકિત કીધું.

---

[1] મુસલમાનો મોહમ્મદ (સલ) સાહેબના ગુણો ગાય, અને તેમની ખૂબીઓનું વર્ણન કરે તો તેમાં કાંઈ નવાઇ જેવું નથી. તેમ પરધર્મવાળાઓ તેને ખરૂં સમજવામાં પણ અચકાય છે; પરંતુ એમના સારા ગુણોના તો સારા વિચારના ખ્રીસ્તી ગૃહસ્થોએ પણ પુસ્તકો લખ્યાં છે. જોનડયેન પોર્ટ સાહેબની લખેલી એપોલોજી (મોહમ્મદ સાહેબનું જીવન ચરિત્ર) તેનું ભાષાંતર ઉર્દુ ભાષામાં થયું છે ને તે લાહોર તથા લખનોરમાં છપાયું છે. ગીબન જેવા નામીચાનું મોહમ્મદ સાહેબ વિષે લખેલું પુસ્તક તથા ગૉડફ્રી હિંગ્સ સાહેબનું એમના વિષે લખેલું પુસ્તક વાંચીને ખાતરી કરી લો. જોર્જ સેલ સાહેબ હઠીલા હોવા છતાંએ પોતાના કુરઆનના ભાષાંતરની પ્રસ્તાવનામાં એમની ઘણી તારીફ લખી છે. ઑનરેબલ વિલ્યમ મ્યુર મુસલમાની ધર્મની વિરૂધ્ધ હોવા છતાંએ એને તેમના ગુણ ગાવા પડ્યા. એ બધાં પુસ્તકોમાંથી મેં નમુના દાખલ મારી ઇંગ્રેજી ચોપડી "ટચસ્ટોન ઓફ ફીલોસોફર" માં કેટલીક વાતો લખી છે.

[2] આ પુસ્તકના કર્તાએ પોતે લુધ્યાણાના છાપખાનામાં છપાવ્યું હતું. ત્યાંથી તે આજ સૂધીમાં તેની ઘણી આવૃત્તિઓ થઇ છે. જૂદા જૂદા દેશમાં અને જૂદા જૂદા પ્રેસમાં એની ૧૨ આવૃત્તિ છપાઈ

આ પુસ્તકની ગોઠવણુ ચાર અધ્યાય અને ગ્રંથ સમાપ્તી ઉપર થઇ છે.

પેહેલો અધ્યાય–શ્રધ્ધા ( આકીદા ) વિષેનું વર્ણન.
બીજો અધ્યાય–પ્રાર્થનાઓ અને ઇબાદત વિષે.
ત્રીજો અધ્યાય–રિવાજો અને મોઆમલાત વિષે.
ચોથો અધ્યાય–હિંદુઓના પ્રશ્નોના જવાબો વિષે.
ગ્રંથ સમાપ્તી ઇસ્લામી ધર્મની ખૂબીઓ અને સરસાઈ વિષે.

હવે સર્વ સમજુ અને ડાહ્યા માણુસોને મારી એવી વિનંતી છે કે, હઠ અને પક્ષને એક બાજુ મૂકી કોઇની પણુ શરમ રાખ્યાવગર આ પુસ્તક ધીરજથી અને ઊંડા વિચારથી જુએ અને જો ખરી બીના માલૂમ પડે તો ખોટાનો ત્યાગ કરી સત્યને ગ્રહણુ કરવાને વિલંબ નહિ કરે. માત્ર પોતાના વંશજોની રૂઢીઓ ઉપર ચાલવાને માટે અસત્યના જંગલમાં નહિ ભટકે. અલ્લાહે માત્ર પોતાને ઓળખવાને માટે અકલરૂપી તેજ રત્ન આપ્યું છે, તો આપણુને લાજમ છે કે ધર્મના કામમાં બીજાના બંધનમાં રહેવું નહીં જોઇએ. એટલુંજ નહીં, પણુ જેમ આ જગતની જલદી નાશ થનારી ચીજો વિષે ઘણી સંભાળ અને વિચારથી કારોબાર કરેછે અને જો કોઈ કામમાં કાંઇ નુકશાન જુએ છે તો તરતજ તેનો ત્યાગ કરવા માટે કોઇની વાત સાંભળતો નથી. તેવીજ રીતે એટલુંજ પણુ આથી અધિક, સર્વોત્કૃષ્ઠ લાભ ધર્મના કામમાં રહેલો છે, અને તે સતત કાળજ રહેનાર છે તેમાં ઘણીજ તપાસ કરે અને ખાત્રી કરે, અને આંધળા તથા ગાંડા માણુસની માફક ધર્મના કામમાં રહે નહિ. એવું ન થાય કે, અણુસમજ અને આળસને લીધે સદાના દુઃખમાં ફસાઈ રહેવું પડે. ઘણાખરા હિંદુઓને[1] એમ બોલતા સાંભળવામાં આવેછે કે, પોતાનો ધર્મ રાઈ સરખો હોય અને બીજાનો પર્વત જેવો હોય તો પણુ પોતાનો ધર્મ નહીં મુકે, પણુ અતિ અજબ જેવું છે કે, ઉપલો કાયદો માત્ર ધર્મના કામમાં લગાડે છે. અને જગતનાં ઘણાખરા કાર્યોમાં મહાત્માઓને આધિન થવાનો વિચાર સુજતો નથી. એટલે જો કોઇના બાપદાદા કંગાલિયતમાં, દરિદ્રી, નીચ અવસ્થામાં હોય તો તેઓનાં બાળકો શું તેજ દરિદ્રતામાં પડી રહેશે ? અને ઊંચ પદવી મળતી હોય તો શું તેને ઠોકર મારશે ? નહીં નહીં, પણુ પોતાથી બનતી મહેનતે જેમ બને તેમ કરીને પણુ પૈસો અને પદવી અને મોટાઇ મેળવવા યત્ન કરેછે, મહેનત કરવામાં પાછા હઠતા નથી. અને સ્વધર્મ અસત્ય

---

છે. ને જેમાંથી હું આ ભાષાંતર કરૂંછું તે હિજરી ૧૩૦૯ માં દિલ્લીમાં ફારૂકી પ્રેસમાં છપાયું છે. ત્યાંજ તે બીજીવાર પણુ છપાયું છે. અને કીંમત રૂા ૦–૮–૦ છે.

[1] રાંદેરના હિંદુઓથી મેં ઘણીવાર સાંભળ્યું છે કે, મુસલમાની ધર્મ ખરો છે, એનું સર્વ સાચું છે. અમારામાં વહેમો ઘુસી ગયો છે. અમારૂં ખોટું છે. પણ અમારા ઘરડા વરડા માનતા આવ્યા તે કેમ મુકાય, અને એક ભવમાં બે ભવ કેમ થાય! ચોર્યાસી તાલુકાના ગામ પાલનો એક જણુ મારે હાથે મુસલમાન થયો ત્યારે કેટલાક અણુસમજુ લોકો તેના વિષે ભુંડું બોલવા લાગ્યા. તે વખતે એક અકલવંત અને હોશિયાર કણુબીએ મુસલમાન થએલા તરફથી જવાબ આપ્યો કે, "તેમાં શું થયું, પથ્થર પૂજતો, ખુદા પૂજતો થયો. ધર્મ ખરો લાગ્યો તે સ્વીકાર્યો. સાધુ થયો હતો તે કરતાં આ મુસલમાન થયો એ સોગણું સારૂં છે." એ મજકુર બોલનાર ડાહી વાતો બોલતો, પણુ બાપીકો ધર્મ તેનાથી મૂકાયો નહિ. ખુદાની મરજી.

હોય અને ઇસ્લામી ધર્મ સૂર્ય પ્રકાશવા જેમ ખરો છે છતાંએ પોતાના વંશજોની પાછળ ચાલવાનો વાંધો લાવેછે. **સુબાહાનલ્લાહ** આવી અકલ અને સમજને શું કહેવું જોઇએ! એટલુંજ કે એઓ આ જગતને એશઆરામની જગ્યા સમજે છે અને આખેરત (છેલ્લા દિવસ) ને નિર્જીવ જેવો મુકરર કર્યો છે. હિંદુ ધર્મમાં તો શું, પણ સર્વ ધર્મમાં સ્વર્ગમાં છેલ્લા દિવસની એશઆરામ, મોજમજા આગળ આ જગતની મોજમજા અને એશઆરામ કાંઈ બિસાતમાં નથી. કુરઆનશરીફમાં છે " આ જગતનું જીવવું તો એજકે જીવને હલાવવો અને ખેલ છે. અને પાછલું ઘર તેજ ખરૂં જીવન છે. જો તેઓ ( મૂર્તીપૂજકો ) સમજતા હોય તો " સુરા અન્કબુત ૨૯; ૬૪.

આ પુસ્તક શરૂ કરવા પહેલાં પ્રથમ આ પુસ્તકના વાંચકોને મારી કેટલીક વિનંતી છે.

૧ લી હિન્દુઓના પૂર્વજોની કથાઓ કહાણીઓ, જેવી આ ગ્રંથમાં લખેલી છે એવી બીજી ઘણી વાર્તાઓની[1] પોથીઓમાં લખાયલી છે. પણ જ્યારે મુસલમાનો તેમની સાથે વાદવિવાદ કરેછે, ત્યારે ઘણી કહાણીઓ તથા કથાઓ વિષે ના પાડેછે. ત્યારે જેઓ તેમના ગ્રંથોથી અજાણ છે તેઓ ચૂપ થઇ જાયછે. માટે એવું થવું જોઇએ કે વાદવિવાદ કરવા પહેલાં અને તકરાર કરવા આગમજ તે કીસ્સા અને કહાણીઓ હિંદુઓને પૂછશો તો તેઓ સાફ સાચું કહી આપશે.[2] જ્યારે તેઓ કબુલ કરે ત્યારેજ તેમની સાથે વાદવિવાદ કરવો. કેમકે ઘણા હિંદુઓ પોતાનાજ ધર્મથી અજાણ હોવાથી તેઓ ઇન્કાર કરી બેસે છે.

૨ જી આ ગ્રંથના કોઇએક ભાગમાં હિંદુઓના દેવોનાં બીભત્સ કામો ( ભુંડા કામો ) લખાયાં હોય તો તે ઉપર વિશ્વાસ નહીં કરી લ્યો. કારણકે એ થઇ શકેછે કે, એ મહાત્માઓ ઉપર અલ્લાહ પ્રસન્ન થયો હોય ( મકબુલ હોય ) છતાંએ તેમને પોથીઓમાં વગોવ્યા હોય. અને એમ પણ થઇ શકેછે કે, આ હિંદમાં અલ્લાહે પેગંબરોને ઉઠાવ્યા[3] પણ હોય. પણ જ્યારથી મોહમ્મદ ( સલ ) ખાતેમુન નબીયીન સર્વ પેગંબરોના સરદાર પેગંબર થયા ત્યારથી પાછલા બધા ધર્મ મટી ગયા ( મનસુખ થયા ).

---

૧ મૌલવી મોહમ્મદ અલી બછડાઉવાળા સાહેબની રચેલી કીતાબ નામે સોતુલ્લાહિલ જબ્બાર વાંચવી. કીંમત રૂા. ૫)થી લાહોરમાંથી મળશે.

૨ રાંદેરની કુવ્વતુલ ઇસલામ નામે મસ્જીદ આગળ હું હિંદુઓના ધર્મની કેટલીક વાતો વાંચતો ત્યારે ઘણાખરા હિંદુઓ જમા થતા અને કબુલ કરતા. કેટલાક તો એમ કહેતા કે, હમણાંજ અમે કથામાં સાંભળી છે. એ વાતો ઉપર જ્યારે હું તકરાર કરતો ત્યારે તેઓ તે કબુલ કરતા. એકવાર ભાગવતની વાતો રાંદેરવાળા એક પ્રખ્યાત ડાકટર ઉત્તમરામ સાહેબ આગળ કહેલી, ત્યારે તે વાતો તેમણે કબુલ રાખી. ફરી જ્યારે તે વાતો ઉપર નીકળતા સવાલો કરવા લાગ્યો ત્યારે તેમનાથી ઇન્કાર થયો નહિ. પણ કહેવા લાગ્યા કે, ભાગવતનો ભેદ તમે સમજતા નથી. ત્યારે તેમને મેં કહ્યું કે, તમે મેહેરબાની કરી મને સમજાવો. ત્યારે તેમણે જવાબ આપ્યો કે, અત્રેના શાસ્ત્રી પાસે ચાલો, તે સમજાવશે. ત્યારે મેં કહ્યું કે ચાલો. ત્યારે તેમણે મને બીજા દિવસનો વાયદો કર્યો, ને મેં કહ્યું કે હું આપને ઘેર કાલે આવું ને ફરી આપણે જઈશું. ત્યારે તેઓ મારી પાસે બીજે દિવસે ૮ વાગે આવવાનું કબુલ કરીને ગયા, તે હજુ સુધી આવ્યા નથી. એકવાર રસ્તે જતાં તેમને રોકયા ત્યારે તેઓ બોલ્યા કે તમેતો પરવારતા છો. આ શું મજેનો જવાબ છે ?

૩ મુજદ્દીદ્દીન અલફે સાનીસાહેબ ( રહ. ) પોતાના ગ્રંથમાં લખેછે કે, હિંદુસ્તાનમાં કેટલાક પેગંબરો થયા છે. તેમના સ્થાનની મને ખબર છે. એજ રીતે બીજા કેટલાક સાહેબોએ પણ લખ્યું

૩ જી જ્યારે કોઇ પણ હિંદુ સાથે વાદવિવાદ ( મુનાજરો ) કરો ત્યારે આટલી વાત ધ્યાનમાં રાખવી કે, સામાવાળાને ખરા માર્ગની હકીકત માલૂમ પડે. ખૂબીઓ તે સમજે. માર્ગથી ભુલેલો ભટકેલો ખરા રાહ ઉપર આવે, એવી રીતે વાત કરવી. ઉત્સાહથી મનની ઇચ્છા પૂરી પાડવી, અથવા જીભની ચાલાકી અને મતલબ રાખવી નહિ. નમ્રતાથી વાદવિવાદ તથા વાર્તા આલાપ કરવો, પણ ગુસ્સો કરવો નહિ. જો બીજો બોલવામાં સખ્તાઇ કરે તોપણ ધીરજ રાખો અને સામાવાળાના પૂર્વજોને હલકાઇથી ગાળાગાળી નહી કરો. કારણકે એમાં કાંઈ સાર નથી, એટલુંજ નહીં પણ ઘણી રીતના નુકશાન છે.[1]

૪ આ પુસ્તકના કેટલાક ભાગોમાંની મતલબ બીજા ભાગોમાં આવવાથી અનુસંધાન પ્રમાણે શરૂથી તે અંતલગી ધ્યાનપૂર્વક જોવું જોઇએ.

૫ ઘણા કીસ્સા કહાણીઓ સાર રૂપેજ લખ્યા છે[2] કારણ કે, મોટું પુસ્તક નહીં થાય પણ મતલબને જવા દીધી નથી. માટે તેથી કાંઇ નુકશાન જેવું ગણાશે નહિ.

૬ આ પુસ્તક માત્ર હિંદુઓના ધર્મના વર્ણન માટેજ નથી. પણ મુસલમાન ભાઇઓના લાભ માટે અગત્યના કાયદા તથા દીની મસલાબી આમાં લખ્યા છે. જે વિદ્વાન માણસ હોય અને પોતે બધું જાણતો હોય તેણે જે અજાણ મુસલમાનો છે તેમને તેથી વાકેફ કરવા. એથી અલ્લાહ ચાહશે તો મોટો પૂણ્ય લાભ મેળવશો. આ પુસ્તકમાં એવા ખૂબીભરેલા અગત્યના મસલા લખ્યા છે કે, તે નજરે જોવાથી બધા ધ્યાનમાં આવશે.

૭ આ પુસ્તક વાંચકોના મનરંજનાર્થે આનંદદાયક ઢબ છબપર કેટલીક જગ્યા વાત ચીત લખાઇ છે કે મોજીલાઓના જીવને પણ પરોણાપણું મળે. તો તેવી બેઅદબી માફ કરશો અને જે જગ્યાએ હિંદુઓના પૂર્વજોની હિકાયત કીસ્સા શરમભરેલી રીતે લખાયા હોય તે સ્ત્રીઓની ભરી સભામાં વાંચવા નહિ.[3]

૮ મારે માટે તેમજ મારા શિક્ષક અને દોસ્તો માટે અને સર્વ મુસલમાન પુરૂષ સ્ત્રી માટે દરૂદશરીફ ભણી દુવા કરે કે, અલ્લાહતઆલા પોતાનાં હબીબને લીધે આ જગતના તેમજ અંતના દુઃખથી બચાવે. હદીસ સરીફમાં છે કે, જ્યારે કોઇ પોતાના ભાઇ માટે દુવા કરેછે ત્યારે ફિરસ્તા તેને કહેછે કે, તને પણ તેમ થાઓ. આમીન***

૯ આ ગ્રંથમાં ભૂલ હોય તો તે સુધારી લેવી.

---

છે. કુરઆનમાં છે. "દરેક કોમને માટે માર્ગ બતાવનાર (હાદી) છે" સુરો રઅદ ૧૩;૭ અને બીજી જગ્યામાં છે "કોઇ એવું ટોળું નથી કે તેમાં નજીર (નબી) ન થયો હોય." સુરા ફાતેર ૩૫;૨૪ આ આયતોથી પણ માલૂમ પડે છે કે, આવડો મોટો હિંદુસ્તાન પેગંબરોવગર ખાલી રહ્યો હોય એમ નથી.

૧ કાંજે તેઓ પણ આપણા બુજરૂગોને ભાંડશે અથવા હલકાઈથી બોલશે ૨ હઠને લીધે ખરૂં નહિ સમજશે. ૩ લડાઈ, દંગો થવાનો. ૪ સામાવાળો વાત ચીતમાં બંધાઇ જતો હશે તો તેને વાત બંધ કરવાનું બહાનું મળશે. ૫ આપણી મેહેનત ધુળ થવાની અને એ વિગેરે ઘણાં નુકશાન છે, કુરઆન સુરા અનઆમ આ. ૧૦૯ માં એવાં કામની સખ્ત મનાઈ કરી છે.

૨ એ વાતો સોતુલ્લા હીલ જબ્બારમાં વાંચો.

૩ હિંદુઓને વિચારવું જોઈએ કે; કથામાં સ્ત્રી પુરૂષો બંને ભેગાં થાય છે. ત્યાં એવી બેશરમી નિર્લજ વાતો ખુલ્લી રીતે કહેવાય છે તે મેં કાને સાંભળી છે. તે વિષે તેમણે શરમાવું જોઈએ.

૧૦ આતો નક્કી છે કે જગતમાં જો આપણી જીંદગી એક હજાર વર્ષની થાય તો પણ તે એક દિવસે મૂકવી પડશે. તો સર્વ મુસલમાનભાઇઓ પોતા વિષે યાદ રાખે અને જગતના નાશવંત એશઆરામનો ત્યાગ કરે, ને આખરની મુસાફરી માટે ભાથા સાથે તૈયાર થાય. અને પોતાના અમૂલ્ય વખતને નિમાઝ રોઝા તેમ બીજા ધર્મના કાર્યોમાં ફરી તે પૈસાથી થનારી હોય કે જાતથી થનારી હોય તેમાં વાપરે. તેમ બીજા સર્વ તારણના નિયમો પૂરા કરવામાં ખરચ કરે અને કુરઆનને અર્થસહીત ભણવામાં અને બીજા ગ્રંથો જોવામાં, શીખામણો નસીહતો સાંભળવામાં, અને તસબીહ ઇસતિગફાર, દરૂદાદિ ભણવામાં મંડયા રહે. ૧ અને અલ્લાહની મખલુકને સારાં કામોનો હુકમ કરતા રહે, તેમજ ભૂંડાં કામોથી બચાવતા રહે, અને મનશકિત સુધારવા માટે એહયાઉલ ઓલુમ, કિમયાએ સ્આદત, મીનહાજુલ આબેદીન, વિગેરે ભણતા સાંભળતા રહે. અને નબી સાહેબની તાબે-દારીને સર્વોપરી શ્રેષ્ઠ રાખે. કાંજે એની બરોબર બીજી કોઇ દોલત નથી. વિશેષ કરી આ વખતમાં તો ઘણા ખરાઓ સુન્નતને બિદઅત અને બિદઅતને સુન્નત સમજી બેઠા છે. હદીસમાં એમ લખ્યું છે કે, જે જન મારી સુન્નતને પકડી રાખે તે વખતમાં કે લોકો બગડી જાય તો તેને માટે સો ( ૧૦૦ ) શહીદનું પૂણ્ય છે. તો જુઓ કે હજરત રસુલુલ્લાહ ( સલ ) ના વાયદાને સત્ય સમજી સર્વ સુન્નતોને જીવતી કરવામાં ( ચાલુ કરવામાં ) અને ખાસ કરી વિધવાઓના પુનર્લગ્ન [2] કરવામાં ઘણી મહેનત કરે. અને વિવાહ વિગેરે શુભ પ્રસંગોમાં નઠારી રસમો અને ખરાબ રિવાજોથી અલગ રહે અને મરણને યાદ રાખે. જે મૌલવીઓ આ જગતને શોધનાર તેમ મનીચ્છા ( ખાહેશ નપ્સાની ) ઇચ્છનાર નથી તેમની વાતો ઉપર ભરોસો રાખે અને પોતાના આ જગતના સર્વ વ્યવહારોમાં એટલે વિવાહ મરણાદિમાં નબીસાહેબની સુન્નતને હાથથી જવા નહી દે અને જે ચાલચલણ પૂર્વજોના, અને રીતરસમો નબી સાહેબની સુન્નતથી સિદ્ધ નહીં થાય તેને ત્યાગ કરે. અને હજરત સાહેબના ઘરવાળા ( અહલેબૈત ) અને શિષ્યો ( સહાબીઓ ) અને તમામ વલીઓ અને સર્વ સુજનો સાથે પ્રીતિ રાખે. જે કોઇ સત્ય માર્ગની પુઠે ચાલેછે તેમને સલામ થાઓ.

---

૧ એમ થવાને એક મહાત્માનો હાથ પકડવાની અગત્ય છે. અને એવાની સાથે બેસવું જોઈએ. તેવા આ વખતના કોતુબ, જેમની મજલીસ જોઇ હજરત મોહમ્મદ ( સલ )ની સભા યાદ આવે, જગત તરફથી દિલ ઠંડું થઈ જાય, અલ્લાહ તરફ લક્ષ લાગે, તેમની એક નજર સેંકડો વર્ષના જપ કરતાં કીમયું થઇ પડે. તે કોણ હિન્દ મૂકી અલ્લાહના ઘરના શીળામાં બેસનાર, ગુપ્ત તેજ પ્રકા-શન.ર, હાજી ઈમદાદુલ્લાહ સાહેબ છે, કે જેમનાં ગુણ ગવાય નહિં અને તારીફ થઇ શકે નહિ. ખુદા તેમને હૈયાત મારા જેવા અયોગ્યના શીર ઉપર સલામત રાખી તેમનો ફેજ પહોંચાડે. ઓ અલ્લાહ તેં મને કયાંથી કયાં નાંખ્યો! હું અહીં પડયો છું. ઓ ગુલામ મોહમ્મદ! તું તો તે જગ્યાને લાયક બન ને ફરી એવી ઇચ્છા કર તો તું તેમની સાથે વલગણને લાયક થશે. તો ફરી તને લાભ મેળવવામાં દૂર છતાં પાસેજ છે એમ સમજજો.

૨ પુનર્લગ્ન કરવા માટે ઈસ્લામી ધર્મની આજ્ઞા છે. અને જેઓ નથી કરતા, તેઓ હિંદુઓની ચાલે ચાલનાર છે. અને જેઓ એ કાર્યને બુરૂં જાણે અથવા દુરૂસ્ત નહીં જાણે તે કાફેર છે. પુનર્લગ્નના ફાયદા "સદા સૌહાગણ" નામની બુકમાં અતિ વિસ્તારથી લખેલા છે. તે પુસ્તક બે ભાગમાં છે.

# પેહેલો અધ્યાય શ્રધા (અકીદા) વિષે.

એના આઠ ભાગ છે.

## પેહેલો ભાગ અલ્લાહની ઓળખ વિષે.

અમો સઘળા મુસલમાનો આ વાત ઉપર વિશ્વાસ રાખીએ છીએ કે, સકળ જગ-
તનો નિર્માણ કર્તા અને માલિક એકજ છે. તેનું પવિત્ર નામ અલ્લાહ છે. તેનો બીજો
કોઇ ભાગીદાર નથી. કાંજે જો જગતના અનેક હાકેમ હોય તો જગતનો બંદોબસ્ત તુટી
જાય, અને સર્વ મોટાઇ તથા સંપૂર્ણતા તેને માટેજ છે. તે સર્વ દોષથી પવિત્ર છે.
કેમકે દોષી ખોદા થવાને લાએક થઇ શકતો નથી અને તે કોઇ વાતમાં કોઇનો મોહતાજ
નથી. ફરી તે કોઇ માણસ દેવ, દુત કે ગમે તે હોય. તે નિરાધાર છે. કાંજે જે નિરાધાર ન
હોય ( મોહતાજ હોય ) અને તે બીજા ઉપર આધાર રાખતો હોય તો તેનાથી સર્વ
જાતનું બનાવવું, સર્વની સંભાળ રાખવી, ફરીયાદો સાંભળી, સર્વને ખોરાકી પોષાકી
( રજક ) આપવી, સર્વની મનોકામના પૂરી પાડવી એ કેમ થઇ શકે ? અને સઘળા
અલ્લાહ પર આધાર રાખનાર છે. કોઈ વસ્તુ કોઇ પણ વખતમાં તેથી નીરાધાર નથી.
દરેકની દરેક વખતે તે તરફજ હાજત હોયછે. ખુદાતાલા દરેકને દરેક વખતે જાણેછે. ચાહે
તે ચીજ અંધારામાં કે અજવાળામાં હોય કે આકાશ ઉપર કે પૃથ્વી ઉપર હોય કે પર્વતના
શીખરે કે સમુદ્રને તળીએ હોય. અને જે સદાકાળ સુધી દરેક વસ્તુનો હાલ જુએ છે, જે
જગ્યામાં જે કાંઇ રીતે થયું ને થશે તે તેની આગળ ખુલ્લુંજ છે. ત્યાંસુધી કે, દરેકના
વિચારો તથા મનસુબા પણ તે જાણેછે. તે સર્વ ચીજને જાણતો ન હોત
તો તે ખોદા થવાને લાયક ન હોત[1] અને જેમ માનવો, દૂતો, અને શૈતાન જાણેછે તેમ
તેના વિષે નથી. કારણકે એઓ જે કાંઇ જાણેછે તે અલ્લાહના બતાવ્યાથી જાણે છે.
અને તે બુદ્ધિ તથા ઇંદ્રિઓથી ( હવાસથી ) જાણેછે તેઓ કોઈ વખતે જાણીતા ને કોઈ
વખતે અજાણ, હમેશાં બધું જાણતા નથી. પણ અલ્લાહ તો કોઇના બતાવ્યા વગર અને
અકલ ઇંદ્રિઓ વગર જાણે છે. તે હમેશાં દરેક ચીજ જાણે છે ને દરેક ચીજને વગર
આંખે નિહાળે છે. કદી પણ કોઇ ચીજ તેનાથી છુપાતી નથી, ત્યાંસુધી કે અંધારી રાતે
કીડીના પગને કાળા પથ્થર ઉપર પણ જુએ છે. ને સર્વ કાંઇ વગર કાને સાંભળે છે. ત્યાં
સુધી કે ધીમે ધીમે ચાલતી કીડીના પગના અવાજને પણ જાણે છે. તે દરેક કાર્ય ઉપર
શક્તિવંત છે, અને જે ચાહે તે, તે કરી શકે છે. માત્ર તે તેના વિચારથી[2] અને એક

---

૧ એ વીષેના દાખલા તથા અલ્લાહ શક્તિવંત છે. તેના ઉપર સર્વનો આધાર છે. તે અનાદિ
કાળથી છે ને છેજ. ને સદાકાળ સૂધી રહેશે. સૃષ્ટિ એક વખતે નહોતી તે તેણે ઉત્પન્ન કરી. વીગેરેની
સાબેતી મારૂં અંગ્રેજી પુસ્તક નામે "તચસટોન ઓફ ફીલોસોફર" માં તથા તેનું ગુજરાતી ફીલસુ-
ફીની કસોટીમાં છે.

૨ વિચારનો શબ્દ જોઇ કોઇ થીયોસોફી ચીડશે. કારણકે, ટી. એચ. હખલ્યુ ટસ્કીએ પોતાના
ગ્રંથમાં અલ્લાહને વિચારનારો થવાનો નકાર કર્યો છે.—આખરે તેણે એજ આધારે એમ પણ લખ્યું
છે કે, જગતનો બનાવનાર અલ્લાહ નથી. કારણકે જો ઉત્પન્ન કરનાર હોય તો વિચારનારો પણ હોવો
જોઈએ. એનો જવાબ પણ મચકુર મારી અંગ્રેજી ચોપડીમાં છે તે વાંચી જુઓ.

"કુન"[૧] શબ્દથી આખી જગતને બનાવી છે. ચાહેતો તે એકજ હુકમથી સર્વ ફના કરે. જો તે કાંઈ કામ નહીં કરી શકે તો ફરી [૨] ખુદાઈને યોગ્ય કેમ થાય. માણસ, દૂતોના જેવી તેની શક્તિ નથી, કેમકે એમનો બધાનો આધાર અલ્લાહ ઉપર છે. તેઓ પોતે આપો આપ કાંઇ કરી શકતા નથી. વળી એમની શક્તિ નબળી અને કમજોર છે, જેથી તે કોઇ વાર ચાલેછે ને કોઇ વાર ચાલતી પણ નથી. પણ અલ્લાહની કુદરતતો એવી મજબુત છે કે તે હમેશાં ચાલુ છે. ખુદાતાલાએ કોઇને જણ્યો નથી તેમ ખુદાને પણ કોઇએ જણ્યો નથી. તેને કોઇ સાથે સગાઇ મળે નહિ.[૩] મતલબ કે, ઇશ્વર જેવી બીજી કોઇ ચીજ નથી. ખુદાતાલા બેમિસલ સરૂપજોત છે.

કોઇ કહેશે કે, અલ્લાહને આંખોથી આ જગતમાં જોઇ શકતા નથી. તો તમે તેને શી રીતે ઓળખ્યો? એના જવાબમાં કહેવાનું કે, તેની કારીગરીથી બનેલી સૃષ્ટિ જોઇને તેને ઓળખ્યો છે. જેમકે રંગેલાં કપડાંને જોઇ તેના રંગરેજને જાણીએ છીએ કે, આનો કોઇ રંગનાર છે. વળી કોઇ લેખ જોઇ લખનારને જાણીએ છીએ કે આનો લેખક હોવો જોઇએ, કેમકે વગરલખનારે લખાણ થઈ શકતું નથી. તેમજ તખત જોઇ ઓળખીએ છીએ કે કોઇ કારીગર એનો બનાવનાર હોવો જોઇએ. તો ફરી હે માણસ! આ બ્રહ્માંડ (જહાન) માંની ચીજો જેવી કે, સૂર્ય, ચંદ્ર, તારા, તથા પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, ઝાડ, દરિયો, પર્વતો, પથરા, લાકડાં, પ્રાણીઓ, (માણસ, પશુ, પક્ષી, જીવડાં,) ફળ, ફુલ, ગરમી, ઠંડી, સુકું, લીલું, વાદળ, વરસાદ, તંદુરસ્તી, મંદવાડ આદિ જોઈ તેના ઉત્પન્ન કરનારને શું નહિ ઓળખશે?

ઘણીવાર એકાદ કામ વિષે વિચાર કરીએ છીએ પણ થોડીવારમાં તે વિચાર ફેરવી નાંખીએ છીએ; અને તે કામ આપણી પોતાની મરજીમુજબ થતું નથી. તો આપણા એ વિચારનો ફેરવનાર કોણ? તે વિચાર ફેરવનાર ખુદાજ છે.

---

૧ કુન એ અરબી શબ્દ છે. ને એનો અર્થ "થઈજા" થાય છે.

૨ આર્યન વાતો પર મને હસી આવેછે. તેઓ કહેછે કે, આત્મા અનાદી છે. તેમ જડપદાર્થ અને પ્રકૃતિ, પરમાણું પણ અનાદિ છે, ફરી સ્વભાવથી સર્વ બને છે. અને ઇશ્વર અકૃતા છે, ત્યારે ઇશ્વર આપણો ઇશ્વર શા માટે ગણાય! માણસમાં આત્મા પરમાણુ અને જડપદાર્થ (માદ્દો) એજ છે. અને મિશ્ર થવું તે સ્વભાવથી થયું છે. તેમજ ઝાડ પાતરાનું પણ એજ રીતે સમજવું. ત્યારે તેની પ્રાર્થના કરવી પણ કેવી? ઇશ્વરી ઓળખ અકલથી થવી જોઈએ. તે એજ કે. અનાવસ્થા અને ચક્ર (દૌર, તસલસૌલ) બાતેલ કરી આપણો કોઇ પેદા કરનાર થવો જોઈએ. પણ આર્યોના માનવા પ્રમાણે જ્યારે તે ઉત્પન્ન કરનારજ નહિ, તો આ સૃષ્ટિ જોઇ ઇશ્વરની અસ્તિ સાબીત થાય નહિ. ત્યારે અકર્તા સમજવું ભુલ ભરેલું છે. તેમ ખોદા સિવાય બીજી વસ્તુને અનાદિ સમજવું પણ ભૂલ છે.

૩ પણ બાઇબલમાં ખુદા વિશે ઘણી શરમ ભરેલી વાતો લખાયલી છે. જેનો નમુનો આ જગે લખી જણાવું છું. (હજકીઆલ ૨૩; ૧ થી ૪) અને પ્રભુનું વચન મારી પાસે હતું. એમ કેહતા કે આદમ પુત્ર, બે સ્ત્રી, એક માનાતી દીકરીઓ હતી. ને તેઓએ મીસરમાં વ્યભીચાર કીધો. ને તેઓએ પોતાની જુવાનીમાં વ્યભીચાર કીધો; ત્યાં તેઓના થાન દાબેલાં હતાં, ને તેઓએ પોતાના કુંવારાપણાના વાહાલ કીધા. ને તેમના નામ વડી "ઓહલા," ને ઓહલીબા તેની બેન. તેઓ મારી બાઇડીઓ હતી, ને દીકરા દીકરીઓ જણી. ગીત ૨; ૭ પ્રભુએ મને કહ્યું તું મારો પુત્ર, આજે મેં તને જણ્યો. તથા હેબ્રીઓને પત્ર ૧; ૫ તથા ૫; ૫ માં પણ એવીજ રીતે છે.

માણુસે પોતા વિષેજ વિચારવું કે થોડાં વરસ પહેલાં મારૂં નામ કે નિશાન નહોતું, ફરી વીર્યનું[1] ટીપું બન્યું તેથી આદમી થયો. તો એ બનાવનાર કોણ? જો એમ ખ્યાલ કરે કે હું પોતેજ મારો બનાવનાર છું, તો હાલ વખતમાં કે અસ્તિમાં આવેલો છે અને એક રૂવાંને તું ઉગાડી શકતો નથી તો પહેલાં એનું નામ કે નિશાન કાંઇ નહોતું, તો તું તારા આવા ખૂબી ભરેલા શરીરને શી રીતે બનાવી શક્યો? તો આ ઉપરથી સિદ્ધ થયું છે કે, તું પોતાથી નથી બન્યો, પણ તારો ઉત્પન્ન કરનાર બીજો કોઈ છે. તો તે કોણ છે? તે જેણે આ સકળ જહાનને પેદા કીધી તેજ અલ્લાહ છે. જો માણસ અલ્લાહની બનાવેલી ચીજોને વિચાર કરી જોશે તો અલ્લાહની અસ્તિની ઓળખ અચ્છી રીતે થશે.[2]

હિંદુઓના ધર્મ પ્રમાણે ઇશ્વરની ઓળખાણમાં ઘણો વાંધો છે. અલ્લાહ ચાહશે તો એ વિષે આ અધ્યાયના ૭ મા ભાગમાં આવશે, અને સ્હેજ આમાં પણ માલમ પડશે.

હિંદુઓના ધર્મ પુસ્તકોમાં ઇશ્વિરનું વર્ણન બે રીતે છે. એક " નિર્ગુણ્યો ઇશ્વિર " જેને કાંઇ ગુણ નથી. અને બીજો " સરગુણીઓ " એટલે ગુણવાળો. તેઓ કહે છે કે, નિર્ગુણીઓ આખી દુનિઆનો પ્રલય ( ફના ) થાયછે, ત્યારે થાયછે. તે વખતની તેની હાલતનું વર્ણન થઇ શકતું નથી. અને " સરગુણ " જ્યારે સૃષ્ટિ પેદા કરવી હોયછે, ત્યારે થાયછે. અને માયાના જોસથી તેમાં સત્વ, રજ, અને તમ. એવા ત્રણ ગુણ થાય છે. રજનો ગુણ બ્રહ્માનું રૂપ લઇ જાહેર થઇ સૃષ્ટિ ઉત્પન્ન કરેછે. અને સત્વની માર્ગે વિષ્ણુની શીકલમાં જાહેર થઇ સર્વને પાળેછે. અને તમની રૂએ મહાદેવની સુરતમાં જાહેર થઇ દુનિયાનો નાશ કરેછે. ખુદા ચહાશે તો એ વિશેનું લંબાણથી વર્ણન આ અધ્યાયના ૭મા ભાગમાં કરવામાં આવશે.

ત્યારે એ ત્રણે દેવતા બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવ, એ હિંદુઓના કહેવા પ્રમાણે ખુદાના નાએબ અને મજહર તો શું? પણ એક ખુદાના[3] ત્રણ ખુદા અને બીલકુલ

---

૧ આ વાત ઉપર કેટલીક શંકા આવેછે કે, પોતે પોતાનો પેદા કરનાર નથી, તો પછી તેનો બાપ કે વીર્ય કે સ્વભાવ વિગેરે, હોય? તો ફરી પોતાના પેદા કરનાર સિદ્ધ નહીં થાય તો અલ્લાહની સાબીતી કેમ થાય? પણ એ સર્વનો જવાબ હું " ફીલસુફીની કસોટી "માં લખી ચુકયો છું.

૨ શેખસાદી કહેછે કે દરેક પાંતરૂં અલ્લાહની ઓળખ કરાવવા સારૂ એક દફતર જેવું છે.

૩ એક ખુદાના ત્રણ ખુદા થવું હાલ હિંદુઓને ઈસ્લામના તેજથી ખરાબ લાગેછે. જેમ ખ્રીસ્તીઓ પણ મુસલમાનોના શીખવ્યાથી ત્રણ ખુદા બાપ દીકરો અને પવિત્રાત્માને માનતા અચકાય છે, અને પૂછોતો કહેશે કે ખુદા એકજ છે, અને દિવસપર દિવસે યુનીટરી માર્ગમાં કે જે એક ખુદાને માનનારા છે દાખલ થતા જાય છે. કેટલાક હિંદુઓ પોતાના બચાવમાં કહેછે કે, એ ત્રણે ખુદાના આધારે રહી કામ કરનાર છે. જેમ મુસલમાનોમાં ને ખ્રીસ્તીઓમાં દૂતો મનાય છે તેમ. પરંતુ એમ કહેનાર સ્વધર્મથી અજ્ઞાન છે. તેમાં સાફ લખાયું છે કે, એઓ પોતેજ અખત્યાર ધરાવનાર છે. કાંઇ ખુદા ઉપર આધાર રાખતા હોય તેમ નથી. ભાગવત ( સ્કંધ ૧૦ અધ્યાય ૬૩ ) મહાદેવજીએ બાણાસુરને ફરમાવ્યું કે, મેં તને આ વરદાન આપ્યું. અને સર્વ ભયથી નિર્ભય કર્યો. ત્રણ ભુવનમાં તારા બળને કોઈ પહોંચશે નહિ અને બુદહાત્તા (ખુદા) નું જોર પણ તારા ઉપર કાંઈ ચાલશે નહિ." વિચારો કે આ કેવો ભૂંડો શબ્દ છે કે ખુદાનું જોર પણ ચાલશે નહિ. મહાભારત–ભાગ મોક્ષધર્મ. શ્રી જગદેશે બ્રહ્માને બગલમાં લઇ કહ્યું કે, જગતનો કારોબાર તને સોંપી દીધો. અને એઓની ફીકર ચિંતાથી તારી આશા ઉપર પરાજ્ય થયો." આથી પણ બ્રહ્માનો અખત્યારવાળો

હાકેમ અને આખા જગતનો અખત્યાર ૧ ચલાવનાર છે. આ જગ્યાએ એક વાત સમજવી જોઇએ કે પ્રથમ તો અલ્લાહ વગર બીજો કોઈ જહાનનો માલિક મુખત્યાર નથી. અને ખો-દાના ભાગ પડી શકતા નથી. અને જો તકરારની ખાતર માની લઇએ કે આ ત્રણે ખોદાના નાએબ તથા સઘળી જહાનના મુખત્યાર છે તો સિધી અકલથી તો એમ થવું જોઇએ કે એ ત્રણે સારા ગુણના ૨ અને અદલ ન્યાયવાળા હોય, અને માઠા ગુણોથી પવિત્ર હોય. પણ હિંદુઓના ધર્મના પુસ્તકોમાં એ ત્રણેના ગુણો એવી રીતે લખ્યા છે કે, થોડામાં થોડી બુદ્ધીવાળો હોય તે પણ તેઓની અબુદ્ધિપર હસશે. તેમાંથી થોડામાં થોડા નમુના દાખલ લખાય છે.

મહાભારતમાં૩ છે કે અત્રીમુનિની સ્ત્રી ઘણી સતી હતી. એ ત્રણે બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ એનું સત તોડવાને વિચારે તેના દરવાજા પાસે ભિક્ષા માગવા ગયા. ત્યારે તે બિચારી તેમને ભિક્ષા આપવા બારણે આવી. ત્યારે એઓ કહેવા લાગ્યા કે શું અમો ભુખ્યા છીએ કે એવી ભીખ લઇએ. જો હમોને પોતાના ઘરમાં લઈ જઇ નાગી થઇ ખવરાવે તો થોભીએ? તે બાપડી પોતાના પતિની રજા લઈ એ ત્રણેને પોતાના ઘરમાં લઇ ગઈ. જ્યારે ખાણું ખાવા લાગ્યા ત્યારે તે સ્ત્રીએ તેમના શરીર ઉપર પાણી છાટયું જેથી ત્રણે નાના બાળક બની ગયા. આથી માલુમ પડેછે કે, એ ત્રણે બદમાસ, દગાબાજ, અને વ્યભિચારીઓ હતા. અને નિર્બળ—એવા કે એક સ્ત્રીના જાદુથી બાળક બની ગયા. હવે વિચારો કે એવા ખુદા કે ખુદાના નાએબ કે સૃષ્ટિના માલેક થઇ શકે છે?

---

થવું ખુલ્લું માલમ પડે છે. કેટલાક હિંદુઓ પોતાના બચાવમાં કહે છે કે, વેદમાં સાફ લખ્યું છે કે, એ ત્રણે કાંઇ જૂદા જૂદા અસ્તિમાં નથી. પણ માત્ર ખુદાના ગુણોજ છે. એવું બોલનાર પણ પોતાના શાસ્ત્રથી અજ્ઞાન લાગે છે. મહાભારતના મોક્ષ ધર્મ ભાગમાં છે કે, ખુદાએ વિષ્ણુ અને બ્રહ્માને સૃ-ષ્ટિની સંભાળ માટે ઉત્પન્ન કર્યા. માહાભારત ભાગ રાજધર્મમાં છે કે, નારાયણ અને મહાદેવ બંને લડી પડયા. ને બાથમબાથા થઇ. જેથી જગતમાં ઘણો બગાડ થયો. અંતે બંનેમાં બ્રહ્માએ સલાહ કરાવી ને એક બીજાને બગલમાં લીધા. નારાયણે મહાદેવને કહ્યું કે, તારા દિલનો દુખાવો તારા ત્રિ-શુળનો દાઘ, મારી છાતીપર સારીરીતે માલૂમ પડશે. અને તારા ગલા ઉપર મારા પકડવાથી જે કાલક આવી તે ઘણી શોભશે. આથી માલૂમ પડેછે કે, એઓ ખુદાના ગુણ નથી. કાંજે જેમ ખુદા અનાદી છે તેમ ખુદાના ગુણ પણ અનાદી હોવા જોઈએ. અને એઓ તો ઉત્પન્ન થયલા છે તેમજ દેહવાળા એક માણસ જેવા છે, પણ ખુદાના ગુણ એવા થવાથી પવિત્ર છે.

૧ સ્કંધ પુરાણ અધ્યાય ૨૩ ઉત્પન્ન કરનાર, પાળનાર અને નાશ કરનાર જગતના મહાદેવ છે. એ આખી જગત એક તેનો ખેલ છે. સર્વ તેની શક્તિના આધારપર છે. તે જે ચાહે, તે કરવા શખે છે. કોઇના તાબામાં કે હુકમમાં મળે નહીં. આથી જણાય છે કે, ત્રણને નહિ પણ એ ત્રણમાંથી એકને અખત્યાર સોંપ્યો છે.

૨ ખ્રિસ્તીઓ પોતાના ચોપાનિયામાં લખેછે કે ખુદાના અવતારો અને પેગંબરોના સારા ચલણ હોવા જોઇએ તેમ તેઓ સદગુણી થવા જોઇએ. એમ બીજાઓને કહેવા તૈયાર થાય છે. પરંતુ તેવો લજવાતા નથી કે, બાઈબલમાં તેઓને ચોર અને ડાકુ કહ્યા છે. યુહાન ૧૦ લુતનું (અલે) પોતાની છોકરીઓ સાથે ભૂંડું કામ કરવું લખ્યું છે. જુઓ ઉત્પત્તી ૧૯ દાઉદ (અલે) નું ઊરિયાની સ્ત્રી સાથે ભૂંડું કામ કરવું લખ્યું છે. સમુએલ બીજો અ. ૧૧ વગેરે ઘણી તરેહના સેંકડો કામો બૈબલમાં છે. ખુદાની પનાહ આ સઘળી વાતો પેગમ્બરો માટે જૂઠી લખાઇ છે. તેઓ એથી પવિત્ર છે.

૩ " દીનેહકની તહકીક " નામના પુસ્તકમાં એ લખાણ છે. અને છપરાહુ ગામનીવાસી પંડીત મિશન કુંઆર લખેછે કે, એ લખાણ મહાભારતના વન પર્વમાં છે.

"કારતક મહાત્મ"[૧] અને પદ્મ પુરાણમાં છે કે, એક વાર ઈંદ્ર દેવતા કૈલાસ પર્વત ઉપર મહાદેવના દર્શન માટે ગયા. ત્યાં જઇ જુએછે કે, એક માણસ ભૂંડા દેખાવનો રાતી આંખો અને મોટા મોટા દાંતોવાળો બેઠો છે. ઇંદ્રે શિવને પુછ્યું "શિવ" એટલે શિવં મહાદેવ કયાં છે? તેણે ઇંદ્રને ઉત્તર ન આપતાં કઠણ વાતો કરી. ઇંદ્રે ગુસ્સામાં આવી તેની ગરદન ઉપર એક ગુરજ માર્યો. તે ગુરજ તરતજ ભસ્મ થઇ ગયો. ઇંદ્ર ઘણા વિચારમાં પડી ગયો. અને ખરૂં જોતાં તે ભૂંડી સુરતવાળો પોતેજ મહાદેવ હતો. મહાદેવે ઇચ્છયું કે ઈંદ્રને બાળી ભસ્મ કરી નાંખે, એટલામાં બ્રહસ્પતિ જે બધા દેવતાઓનો ગુરૂ છે તે હાજર થયો. અને ઈંદ્રની સીફારસ કરવા લાગ્યો. અને ઘણી નમ્રતાથી ઇંદ્રે તથા બ્રહસ્પતિએ મહાદેવને સમઝાવ્યા ત્યારે મહાદેવે ઈંદ્રનો ગુનોહ માફ કર્યો અને કહ્યું કે, જે તમારી ઇચ્છા હોય તે મારી પાસેથી માંગો. તે બંનેએ કહ્યું કે, આ ગુસ્સાની અગ્નિ જે તમારી આંખમાં ભડકી રહી છે તેને દાબી દો. મહાદેવે કહ્યું એ અગ્નિ દબાતી નથી. પણ હું કેથે બીજી જગ્યા ફેંકી દઉંછું. ફરી મહાદેવે તે ગુસ્સાની અગ્નિને સમુદ્રમાં જે જગ્યા કે ગંગા નદી મળેછે ફેંકી દીધી. તે અગ્નિ ત્યાં પડતાંજ એક બાળકની શીકલ બની ગઇ. અને તે બાળકે રડવા માંડ્યું. તેના રડવાના અવાજના ભયથી આકાશ અને પૃથ્વીમાં ભોચાળ પડી ગયો. બ્રહ્મા ત્યાં આવ્યા. સમુદ્ર બ્રહ્માની મહિમા બજાવી લાવીને બાળકને બ્રહ્માના ખોળામાં મૂકયો. અને કહ્યું કે, એનું નામ તમેજ પાડો. તે સગુણ (સઆદતમંદ) છોકરાએ બ્રહ્માની દાઢી એવા જોરથી પકડી કે બ્રહ્માની આંખમાંથી જળ ટપકી પડ્યું. જોકે તે વખત બ્રહ્માની આંખમાંથી જળ નીકળી પડ્યું હતું, જેથી તેનું નામ જલંધર રાખ્યું. અને શુક્ર દેવતાને કે, જે સર્વ દેવતાનો ગુરૂ છે–બોલાવી કહ્યું કે જલંધરને સર્વ દેવતાનો સરદાર બનાવો. અને દેવતાઓના મુખ્ય કાળનેમીની છોકરી વૃંદા નામની સ્ત્રી સાથે એનાં લગ્ન કરી આપો. શુક્રે બ્રહ્માના કહેવા પ્રમાણે કર્યું. અને જલન્ધર તેજ ઘડી જુવાન મોટો પઠ્ઠા જેવો બની ગયો. અને પૃથ્વીના સર્વ રાજા અને બળવંતો કરતાં શ્રેષ્ટ હતો. કોઇ દૈત કે દેવતા તેની બરોબર મુકાબલો કરનાર નહોતો. ત્યારે તેને ઘણોખરો અહંકાર અને મગરૂરી આવી ગઇ, અને ઇંદ્રને સ્વર્ગ (જંનત) માંથી કહાડી મુકયો. એ બીનાથી સર્વ દેવતાઓ નારાજ થઇ દિલ દુખાવી તે વાત બ્રહ્માને કહી. બ્રહ્માએ તેમને વિષ્ણું પાસે મોકલ્યા. વિષ્ણુએ જલંધરનો નાસ કરવા ઇચ્છિયું. નારદ[૨] દેવતા કે જે, વિષ્ણુંનું મન છે, તેણે વિષ્ણુનો વિચાર જાણી એવું ધાર્યું કે, જલંધર મહાદેવ વગર કોઇથી મરશે નહિ, ત્યારે નારૂએ એક ગોઠવણ કરી જલંધરને કહ્યું કે, તારી પાસે રાજદ્વારી બાબતનો તો સર્વ સામાન સરન્જામ છે પણ જ્યાં સુધી મહાદેવની સ્ત્રી પાર્વતી જેવી રૂપાળી તારા હાથમાં નહીં આવે ત્યાં સુધી તો કાંઇ મઝા નથી. ત્યારે જલંધરે મહાદેવ પાસેથી પાર્વતી માંગી, પણ મળી નહિ. ત્યારે લડાઇનો

---

૧ કારતક મહાત્મ એ એક હિંદુઓનું પુસ્તક છે. કારતક મહિનામાં એને વાંચે વંચાવે છે. ઇંદ્ર દેવતા હિંદુઓના માનવા પ્રમાણે સ્વર્ગનો રાજા છે. ને કૈલાસ પર્વત મહાદેવના રહેવાની જગ્યા છે.

૨ નારદ એક દેવતાનું નામ છે. એની ઘણી ખરી દગલબાજીઓ અને ફરેબ તેમના પુસ્તકમાં લખાયાં છે. એને લોકો વિષ્ણુનું મન જાણે છે. એટલે વિષ્ણુના વિચારને એ જાહેર કરનાર છે. અને હિંદુઓ વિષ્ણુને પણ દગા ફટકાવાળો ગણે છે. (કર્તા)

વિચાર કર્યો. જેમકે મહાદેવ અને તેના પુત્રમાં ૧ મહા જુઝ ( મોટી લડાઇ ) થયો. બ્રહ્મા, વિષ્ણુ અને સર્વ દેવતા મહાદેવની મદદે ગયા. પણ જલંધરની આગળ સર્વ નબળા નીકળ્યા. ફરી વિષ્ણુએ પોતાના મનમાં વિચાર્યું કે વૃંદા જલંધરની સ્ત્રી ઘણી ધારમીક અને સતી છે. જ્યાં સુધી તેના સતમાં નુકસાની નહીં પહોંચે ત્યાં લગી જલન્ધર મરવાનો નથી. ત્યારે વિષ્ણુએ પોતાનું રૂપ જલંધર જેવું બનાવી તેની સ્ત્રી સાથે બદકર્મ કર્યું. એવી રીતે તેનું સત ૨ ( પાકદામની ) તોડયું. ત્યારે જલંધર મહાદેવને હાથે મરાયો. જ્યારે જલંધરની સ્ત્રી વૃંદાને વિષ્ણુનો દગો જણાયો તો વિષ્ણુને શ્રાપ ( બદ દુઆ ) આપ્યો ને કહ્યું કે, તું પથ્થર બની જા. વિષ્ણુ તેના શ્રાપથી પથ્થર બની ગયો. જેને સાલીગરામ કહેછે. અને કુન્ડકાન્હીમાં જઇ પડયો. જેમકે હાલમાં તે નદીમાંથી પથ્થરો લાવી પૂજે છે. આખરે જલંધરની સ્ત્રી દલગીરીમાં ને દલગીરીમાં બળી રાખ થઇ ગઇ. અને તેની રાખથી તુલસીનું ઝાડ ઉગી નીકળ્યું. જોકે વીષ્ણુએ વૃંદાના મીલાપથી ઘણી મજા લુટી હતી અને તે ઉપર આશક થયો હતો જેથી તેના બળી મરવાથી ઘણો ઉદાસ થયો. અને બેચેન થઇ તેની ભસ્મ થયલી રાખ ઉપર આવી બેઠો. અને બેચેન નીરાનંદ થવા લાગ્યો. બીજા દેવતાઓએ એ હાલ જોઇ તુલસીનાં પાંદડાં તેને માથે મુકયાં. જો કે તુલસી વૃંદાની રાખથી નીકળી હતી જેથી તેના દિલને શાન્તી થઇ. જેવું કે, અત્યાર સુધી જે લોક વિષ્ણુની પૂજા કરે છે તેઓ શાલીગરામ પથ્થરને વિષ્ણુનો ૩ રૂપ સમજી પૂજે છે. અને તુલસીના પાંતરાં તે ઉપર ચહડાવે છે. ( ટુંકાણુથી પદ્મ પુરાણુની વાત પુરી થઇ. )

આ કીસ્સાથી જણાય છે કે, મહાદેવ સાહેબ ઘણાજ સારા સ્વભાવના હતા. ઘરવાળાને તો એમ જોઇયે કે પરોણાની ઘણી ઇજત કરી આવભાવ કરે.૪ ઇંદ્ર તેમના દર્શન માટે ગયો, તેને જહકી બેઇજત કર્યો. અહા ! ફારસી ભાષામાં કોઇ કવિએ શું મજાનું કહ્યું છે તેનો અર્થ—એક કડવું મોં સો પરોણાને રોકવા માટે પુરૂં (બસ) છે. ઘરવાળાને માટે કપાળમાં કરચલી પાડવી જાણે તે દરવાનની લાકડી છે. અને નીર્બળ અને ગુસ્સામાં ફસેલા એવા હતા કે, પોતાના ગુસ્સાને પોતે રોકી શકયા નહિ,

---

૧ પુત્ર એ માટે કે, મહાદેવના ગુસ્સાની અગ્નિથી ઉત્પન્ન થયો હતો.

૨ પુરાણુવાળાનો અન્યાય છે કે, વૃંદાનું સત તુટેલું ગણે છે. એમાં વૃંદાનો કશો વાંક નથી. તે સોચેથી આપની ખાત્રી થશે.

૩ સ્કંધ પુરાણ અ. ૨૬ માં છે કે, મહાદેવે પોતાની આંખમાંથી અમૃતજળ ( આબેહયાત ) કહાડયું, જેથી એક આખો માણસ કે જે વિષ્ણુ છે તે ઉત્પન્ન થયો. વળી અધ્યાય ૨૮ માં છે કે, વિષ્ણુ ભગવાન પૂછે છે કે જેમણે ઘણાં પાપ કર્યાં હોય અને કાંઈ પણ પુણ્ય કર્યું ન હોય ફરી તેણે ગંગા કીનારે પોતાને મારી મર્યા હોય અને તેનાં હાડકાં પણ ગંગામાં પડયાં હોય પણ તે સ્વર્ગમાં કેમ જાય ? મહાદેવજી કહે છે કે, તમે જે કાંઇ પૂછયું તે વિષે એક કથા કહું છું. તેથી તમારૂં દિલ જમી જશે ( તે પુરે શુધી ) આથી માલમ પડેછે કે, વિષ્ણુ ખુદા તો શું પણ તેની પદવી મહાદેવથી પણ નાની હતી, અને એવો અજ્ઞાન હતો કે, વિધાવાતો ( ઇલમીમસલા ) શીખવામાં મહાદેવને આધારે હતો, તો ફરી તે પૂજવા લાએક કેમ હોય ?

૪ મારા પેગમ્બર મહમ્મદ ( સલ ) સાહેબપર હું ફિદા થાઊં છું કે તેમનો સ્વભાવ કેવો હતો કે જેના વખાણ ખ્રીસ્તીઓના વડાઓ પણ કરી ગયા છે. અને " સીયર " ની કીતાબો તેથી ભરપૂર છે. તે નમુના દાખલ ત્રીજા ભાગમાં આવશે.

અને બ્રહ્મા એવા અશકત હતા કે એક બાળકથી પોતાની દાઢી છોડાવી શકયા નહિ. અને આંસુધાર ધડધડાત નીકળી પડયાં. અને વીષ્ણુએ દગો કરી વ્યભીચાર કરી અને એક સ્ત્રીના ઇશિકમાં બેચેન આજેજ થયો. અને તેના શ્રાપથી પથ્થર બની ગયો. જેમકે હજુ સુધી સાલીગ્રામપર તુલસીનાં પાંતરાં મુકી પૂજા કરેછે એ તેના વ્યભીચારની નીશાની છે. જે હિંદુઓની પૂજામાં દાખલ છે. અને નારદ, કે જે વિષ્ણુનું મન છે તેણે જલંધરને બેહેકાવી મહાદેવની ૧ સ્ત્રી પાર્વતી મંગાવી. મહાદેવની ઇજતમાં બટો લગાડયો. અને બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ કે જેઓ ૨ હીંદુઓના કહેવા પ્રમાણે આખા જગતના માલેક તથા અખત્યાર ધરાવનારા છે તેઓ એક જલન્ધરને મારી શકયા નહિ, ત્યારે એવા ફરેબી કામાતુર ( શહવતી, નફસાની ) અને નબળા શખ્સોને ખુદાના નાએબ નહિ, નહીં ખુદાજ, અને સર્વ મુખત્યાર સમજવા એ માત્ર અજ્ઞાનતા અને ભૂલ ભરેલું છે. અને હમેશના અભાગ્યા વગર શું કહેવાય.

કેટલાક હીંદુઓ ઇતિહાસવાળા ૩ કહેછે કે, એકવાર પાર્વતી મહાદેવની સ્ત્રી ઉવંટના ૪બદન ઉપર લગાડી સ્નાન કરવા લાગી. અને પોતાના શરીરના મેળથી એક છોકરો બનાવ્યો જેનું નામ ગણેશ છે. અને ઘરમાં કોઇને આવવા ન દે તે માટે તેને ઘરના બારણાપર બેસાડયો. એટલામાં મહાદેવ બહારથી આવ્યા. ગણેશે તેમને અંદર પેસવા નહીં દીધા. તેથી ગુસ્સે થઈ મહાદેવે તેનું માથું કાપી નાંખ્યું ને ફેંકી દીધું. પાર્વતી તેના શોકમાં ઘણું રડી અને કહેવા લાગી કે, એને જીવતો કરો. મહાદેવે ગણેશનું ડોકું ઘણુંજ શોધ્યું પણ મળ્યું નહિ. આખરે લાચાર થઈ એક હાથીનું ડોકું કાપી લાવી ગણેશના ધડ ઉપર મુકી જીવતો કર્યો. અને તેને એવું વરદાન આપ્યું કે, જે કોઈ પણ માણસ કાંઇ પણ કામ કર્યા કરે તો પ્રથમ તારૂં નામ લ્યા કરે. અને જે કોઈ પણ દેવતાની પૂજા કરે તેમાં પ્રથમ તારી પૂજા કરે ત્યારે તેની ત પૂજા પ્રસંદ થશે ૫

---

૧ જે વિચાર કરી જોતાં જલંધરની મા થાયછે. કાંજે એ મહાદેવથી નીકળ્યો. અને મહાદેવની પાર્તી સ્ત્રી થાયછે.

૨ કેટલાક હીંદુઓ એવો ઉત્તર આપે છે કે, એઓ ખુદા નહિં, પણ જેમ મુસલમાનો ખુદાના રસુલ અને પેગંબર માનેછે તેવા હતા. એનો જવાબ એજ કે, મજકુર કામો તેઓના પેગંબરો થવા ના પાડી રહ્યાં છે. કેટલાક હિંદુઓ એવો જવાબ આપે છે કે, એઓ જે કામ કરતા તે સર્વ ખુદાનું મુકરર કરેલું કામ કરતા. અને તેમ કરવાનો તેમને હુકમ પણ હતો. તેનો જવાબ કે, જલંધરને મારી નાંખવા મહાદેવે ઇચ્છયું પણ મારી નાંખતા અશક્ત થયા. ત્યારે એ વિચાર ખુદાના મુકરર કીધા ( કજા ) પ્રમાણે હતો કે નહિ? જો કહો કે નહિ, તો ફરી વગર ખુદાના હુકમે ખુદાના નાએબ થઈને શા માટે કોઈનો નાશ કરવાનો વિચાર કીધો. ને જો કહો કે, ખુદાના મુકરર કીધા પ્રમાણે કે મહાદેવ લડે અને જલંધર મરાય તો ફરી અશકત કેમ થયા ? આથી તો ખોદાને બટો લાગે છે.

૩ એ વાતની છેવટનું મજમુન સ્કંધપુરાણના અધ્યાય ૫૭ માં છે. અને પૂરો મજમુન શિવપુરાણમાં છે. આ બંને પુરાણો તથા પદ્મપુરાણ ૧૮ પુરાણોમાં પ્રખ્યાત છે, અને વસિષ્ઠના કહેવા પ્રમાણે બ્રહ્માએ બનાવ્યાં છે અને એના માતબર થવામે મંડોક ઉપનિશદ શાક્ષી આપે છે.

૪ સરસને વાટી તેને શરીરે ચોળી નહાવાનો આજ સૂધી પણ હિંદમાં રીવાજ છે, ઉવંટના, ઉધંટના, ઉલટને બુકવા પણ કહે છે.

૫ જાલેમ એટલાં માટે કે, ગણપતિના જરા રોકવા ઉપરથી તેની ગરદન જૂદી કરી તથા બીચારા હાથીનું ડોકું ઉડાવી દીધું.

આથી પણ મહાદેવનું અન્યાયી થવું, અજ્ઞાની થવું, સાબેત થાયછે. ત્યારે એવા શખ્સ ખુદા અને સર્વ અખત્યારવાળા કેમ થાય?

શિવપુરાણમાં લખ્યું છે કે, સર્વથી પહેલાં વિષ્ણુની ડુંટીથી કમળનું ફુલ નીકળ્યું. તેમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયો. બ્રહ્મા અને વિષ્ણુ પોતપોતામાં લડવા લાગ્યા. બ્રહ્માએ કહ્યું કે, મેં તને ઉત્પન્ન કર્યો છે. વિષ્ણુએ કહ્યું કે, મેં તને ઉત્પન્ન કર્યો છે. એટલામાં આકાશમાં એક ધુમાડો માલુમ પડયો. તે ધુમાડાથી બ્રહ્માવિષે બોલાયું કે, તું બ્રહ્મા અને આ વિષ્ણુ છે. જેની ડુંટીથી કમળ નીકળ્યું તેથી તું પ્રગટ થયો. હવે તું જગતને ઉત્પન્ન કર. જયારે બ્રહ્માએ ધુમાડા તરફ જોયું તો એક લીંગ ( આલત ) નો આકાર દીઠો. ત્યારે બ્રહ્મા હંસનું રૂપ લઈ તે લીંગ માપવા ઉપર ઉડયો. અને વિષ્ણુ ભૂંડનું રૂપ લઇ પાતાળમાં ગયો.[1] દશહજાર વર્ષ સુધી બંને દોડી ગયા. પણ તે લીંગનો અંત ન મળ્યો ત્યારે બ્રહ્માએ જાણ્યું કે મારો માલિક અને ઉત્પન્ન કરનાર એજ છે. ત્યારથી તે લીંગની પૂજા શરૂ થઈ તે આજ સુધી જારી છે.[2]

આથી માલૂમ પડેછે કે, બ્રહ્મા અને વીષ્ણુ, એવા અજ્ઞાન હતા કે પોતામાંજ લડવા લાગ્યા. અને પોતપોતાને એક બીજાને ઉત્પન્ન કરવાનો દાવો કરવા લાગ્યા. અને બ્રહ્માએ જ્યારે પોતાના માલિક ઉત્પન્ન કરનારને ઓળખ્યો, તો એવી રીતે ઓળખ્યો કે એક મોટા લાંબા લીંગને લંબાણુને લીધે પોતાનો ઉત્પન્ન કરનાર જાણ્યો. અને બંને મળી તેની લંબાઇ માપવાને અશકત થયા. અને લીંગને માપવું તથા તે વિષે બંદોબસ્ત કરવો જ્ઞાની બુદ્ધિવંતનું કામ નથી. પણ મશ્કરી કરનાર તથા બેહયાઓનું કામ છે. મતલબ કે એઓને ખુદા કહેવું અથવા ખુદાના નાએબ ગણવું માત્ર ભૂલ ભરેલું છે.

અને નવાઈ જેવું તો એકે કેટલાંક શાસ્ત્રોમાં એ ત્રણેની નિંદા લખી છે. જેમકે પદ્મપુરાણમાં લખ્યું છે કે, બ્રહ્મા અહંકાર ( મોતકબ્બેર ) અને મહાદેવ કામાતુર ( શહવતી ) છે. એક વિષ્ણુ પવિત્ર ( પાક ) છે. અને તેજ પુસ્તકમાં લખ્યું છે કે, વિષ્ણુએ જલંધરની સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હતો. ખુદાને સફાઇ છે. પવીત્ર એવાજ થવા જોઇએ.

---

૧ પાતાળમાં જવું એજ ભૂલ ભરેલું છે. કેમકે તે લીંગ આકાશમાં દેખાયો હતો ત્યારે જેમ બ્રહ્મા ઉપર ગયો, તેમ એને પણ ઉપર જવું જોઇતું હતું, ફરી કહેવું કે વિષ્ણુથી અંત ન મળ્યો એ ખોટું છે. કાંજે એણે તેની માપણીજ કરી નહિ. ફરી અંત ન મળ્યો ગણાય નહિ. વળી પાતાળ દશહજાર વર્ષનો રસ્તો મળે નહિ. કારણ કે જમીનના આખા ગોળાનું વૃત ( દાઇરો ) ચોવીશ હજાર મૈલનો છે. હાલની આગબોટો અઢી માસમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા પૂરી કરે છે. ત્યારે ગોળાનો વ્યાસ ( કુતર ) ૮ હજાર મૈલનો થવો જોઈએ. તેમાં ૧૦ હજાર વર્ષ લાગે નહી. કેથે બેશી રહ્યા હશે, અથવા આમાં લીંગનું ગુછળું થયું હશે.

૨ સ્કંધ પુરાણ અ. ૨૧ માં છે કે વિષ્ણુભગવાન કહે છે કે, મારી સર્વ શક્તિ, તથા ચકર શુદર્શન વિશ્વેશ્વરના આપેલાં છે. વિશ્વેશ્વર એ મહાદેવના લીંગનું નામ છે. સ્કંધપુરાણ અ. ૯૫ માં છે કે વિષ્ણુંભગવાને કહ્યું, ઓ વ્યાસ! વિશ્વેશ્વર કરતાં બીજું કોઈ મોટું નથી. અને સર્વ શકિત તેમનીજ વલણથી છે. ત્યારે વિચારો કે, વિષ્ણુમાં કાંઈ પણ શક્તિ નહોતી, પણ મહાદેવના લીંગે આપેલી એમ આથી દેખાય છે. આ ઘણું શરમ ભરેલું છે. મને પૂછો તો એની મતલબ આ છે, જલંધરને હરાવવા મારામાં કાંઇ શક્તિ નહોતી. પણ લીંગજીએ મદદ આપી જેથી તેની સ્ત્રી વૃંદાના સંયોગથી તેનું સત તોડી શકયો. ખોદાની પનાહ

સ્કંધપુરાણમાં લખ્યું છે કે, શ્લોક ૧

विष्णु दर्शन मात्रेण सिवद्रोहः प्रजायते ॥
शिवद्रोहान्न संदेहो नरकं यातिदारुणम् ॥

અર્થ--વિષ્ણુના દર્શનથીજ મહાદેવ ગુસ્સે થાયછે અને મહાદેવના ગુસ્સાથી બેશક ઘોર નરકમાં પડે છે.

વેદાંત શાસ્ત્ર કે જે તેમના કહેવા પ્રમાણે સર્વ શાસ્ત્રોથી શ્રેષ્ટ છે તેમાં લખ્યું છે કે અવિદ્યા ( નાદાની ) નો સંબંધ ૨ ખુદાથી થયો ત્યારે આખી જગત પેદા થઇ.

ખુદાની પનાહ જાણે ખુદાએ પોતાને જીવ, એટલે જાનવર સમજી લીધો.

શાંખ્ય શાસ્ત્રના કહેવા પ્રમાણે જગતનું પેદા થવું ખુદાથી નહિ, પણ પ્રકૃતિથી છે. એનું વર્ણન ૭ મા ભાગમાં આવશે. મીમાંસા શાસ્ત્રના કહેવા પ્રમાણે પણ ખુદા ઉત્પન્ન કર્ત્તા નથી. સૃષ્ટિનું પેદા થવું તે કર્મથી છે, એટલે અમલોથી છે. કેટલાકો જગતનું પેદા થવું કાળ ( જમાના ) થી માને છે. અને કેટલાક સ્વભાવથી થવું ગણે છે. ગરજ એ છે કે, ઘણાંખરાં શાસ્ત્રોનો સાર એ છે કે, કોઈ પણ ચીજનો કર્તા ખુદા મળે નહિ. સુબ-હાનલ્લાહ ( ખુદાનેજ સફાઇ છે- ) આ કેવી અજાયબ જેવી વાત છે કે, ખોદા જે સર્વનો માલિક તેને અકર્તા, અને નકામો જાણે છે. એટલું વિચારતા નથી કે જો ખોદા અકર્તા હોત તો ફરી આખા જગતની ખબર કોણ રાખે. એ તેમના કહેવા પ્રમાણે ખુદાનું થવું અને ન થવું બરાબર થયું. તેમ ખુદાથી ન કોઇને લાભ થાય કે નુકશાન થાય, પછી તેના ખુદા થવાથી શો ફાયદો ? અને સારા કર્મ કરવાની અને દુષ્ટ કર્મથી બચવાની પણ લોકોને કાંઇ જરૂર નહીં રહી. કારણકે જે આખા જગતનો માલિક છે તે તો તેમના કહેવા પ્રમાણે અકર્તા છે. સારાં કર્મ કરનારને લાભ નહીં આપે. અને દુષ્ટ કર્મ કરનારને ન શીક્ષા આપે ત્યારે કોઇને તેનાથી આશા પણ શી રહી, તેમ તેનો ડર પણ શાનો રહ્યો.

બીજું જાણવું જોઇએ કે ખુદાની ઓળખ તેના કાર્યની ઓળખાણ વગર થઇ શકતી નથી. કારણકે, જે કારીગર દીઠામાં નહીં આવે તો તેના કાર્યને જોવાથા તેની ઓળખ થાય છે. ૩ એ પ્રમાણે ખુદાનું જોવું તો આ લોકમાં થઇ શકતું નથી. તેનો કર્મ સૃષ્ટિને જોઇ તે ઓળખાયો છે. તો જો કોઇ પણ વસ્તુ તેણે પેદા કરી નહીં હોય તો તેને ઓળખે કેમ ? અને નવાઇ જેવું તો એકે જગદીશ જે જ્ઞાની દેખતો સાંભળતો, ઉત્પન્ન કરનાર, બંદોબસ્ત રાખનાર જીવતો, સંભાળનાર અને સર્વ શકિતવાળાને અકર્તા જાણે ને પ્રકૃતિર જેવી આંધળી, અજ્ઞાની ને પેદા કરનાર સમજે. જેનું વર્ણન આ અધ્યાયના ૭ મા ભાગમાં આવશે. અથવા સમજે છે કે, કર્મથી ઉત્પન્ન થાય છે, તે કર્મનો

૧ ઉપલો શ્લોક ઉરદુ અક્ષરોથી ઉતાર્યો છે, તેમ હું સંસ્કૃત જાણતો નથી જેથી ઉચ્ચારની તથા અક્ષરોની ભૂલ મને માફ કરશો એવી આશા છે.

૨ મેલાપ તથા પેવન.

૩ એવી રીતે કે આનો કોઇ કર્તા છે, ફરી તેમાં જેવી કારીગરી હોય તેવી રીતે તેની તર્કશક્તિ, જ્ઞાન, હોશિયારી ચાદી ઓળખાય છે, કાર્યથી કર્તા ઓળખાય છે. તેનું વર્ણન હું મારી ચાપડી ફીલસુફીની કસોટીમાં ઘણા વિસ્તારથી લખી ગયો છું.

કરનાર તો જગતવાલા લોકો વિગેરે છે. અથવા સમજે છે કે, ઉત્પન્ન થવું કાળથી છે. જે તે પણ અબુદ્ધિ વગર જીવનો છે. અને ખુદાને અજ્ઞાનીપણું લગાડવું અને તેનેજ સૃષ્ટી ઉત્પન્ન કરવાનું કારણ સમજવું એટલુંજ નહીં, પણ જીવજંતુને ખુદા સમજવું, એ કેવું નાદાનીભરેલું કામ છે. ખુદાની પનાહ, જો ખુદાજ અજ્ઞાની હોય તો ફરી જગતનું કામ કેમ ચાલે? કોઈ અજ્ઞાની પણ ખુદાને અજ્ઞાની કહે નહિ.

ન્યાયીઓ અને ઇન્સાફવાળાઓથી અમોને આશા છે કે તેઓ ઉંડા વિચારથી જુએ અને જાણે કે હમારા ધર્મમાં ખુદાના ગુણો કેવી રીતે વખાણ્યા છે, અને હીંદુઓના ધર્મ પ્રમાણે કેવી રીતે ભાંગી તુટી એબવાળી વાતો લખાઈ છે. અમારા ધર્મમાં ખુદા એવો જ્ઞાની [૧] (અલીમ) છે કે દરેક વખત દરેકને જાણે છે. અને હિંદુઓએ તો તેની સાથે અવિદ્યા, અજ્ઞાનની ટીલી લગાડી છે, હમો મુસલમાનોને ત્યાં લાભ ગેરલાભ કરનાર ખુદા વગર કોઇને જાણવું શિર્ક કહેવાય છે. અને હિંદુઓએ ખુદાને અકર્ત્તા ઠેરવ્યો છે.

---

૧ ઇસ્લામીધર્મમાં જેવા ખુદાના ગુણ વખાણ્યાછે તેવા કોઇ પણ ધર્મમાં નથી. હિંદુ ધર્મનો હાલતો તમોને ઉપર દર્શાવ્યો. હવે નમુના તરીકે ખ્રીસ્તી ધર્મનાં પણ કેટલાક હવાલા લખું છું. ઉત્પત્તિ ૬; ૫-૭ ખુદાએ જોયું કે, માણસની ભુંડાઇ પૃથ્વીમાં વધી છે, ને તેઓના હૃદયના વિચારોની હરેક ભાવના સદા એકલી ભુંડી છે. અને ખુદાએ પૃથ્વી ઉપર માણસને ઉત્પન્ન કર્યા તે માટે તેને પશ્ચાતાપ (પસ્તાવો) થયો, ને તે હૃદયમાં દુઃખી થયો...મને પસ્તાવો થયો. ઈર્મ ૧૫;૬ તે માટે હું મારો હાથ તારાપર ફેલાવીશ ને તારો નાશ કરીશ. હું પસ્તાવો કરતાં થાકી ગયો. ઉત્પત્તિ. ૩;૨૨. પ્રભુદેવે કહ્યું કે, જુઓ માણસ હમારામાંના એકના જેવો ભલું ભુંડું જાણનાર થયો છે. ને હવે તે રખેને હાથ લાંબો કરીને જીવનના ઝાડનું ફળ તોડે, ને ખાઈને સર્વકાળ જીવન રાખે. તથા ઉત્પ-૨; ૨-૩. વગેરે કલમો જોતાં માલમ પડે છે કે, ખુદા અજ્ઞાની હતો. કારણ કે પશ્ચાતાપ તો ધારેલા કામથી ઉલટુંજ થવામાં થાય છે. અને ધારવાથી ઉલટું થાય એજ અજ્ઞાન છે. તેમજ આત્મના ફળ ખાવાથી બીવું કે ફરી હલાક કરી શકશે નહિ. તથા થાક લેવી–આરામ કરવો એ ખુદાને છાજતું નથી. ઉત્પ. ૩૨; ૨૪. ને યાકુબ એકલો રહી ગયો ને અરૂણોદય લગી એક પુરૂષે તેની સાથે મલયુદ્ધ કીધું. ને જ્યારે તેણે જોયું કે તેને જીત્યો નહિ, ત્યારે તે તેની જાંગ તળેની નસને અડકયો ને યાકુબની જાંગની નસ તેની સાથે યુદ્ધ કરતાં ચઢી ગઇ. ને બોલ્યો કે, અરૂણોદય થયો છે એ માટે મને છોડ. અને તેણે કહ્યું તું મને આશિરવાદ દે. નહીંતો હું તને જવા દેવાનો નથી. ને તેણે તેને કહ્યું તારૂં નામ શું? તેણે કહ્યું મારૂં નામ યાકુબ. ને તે બોલ્યો હવેથી તારૂં નામ યાકુબ નહીં પણ ઇશ્રાયળ (દેવની પાસે સરદાર) કહેવાશે. કેમકે તું ખુદાની તથા માણસોની સાથે તું સરદાર જેવો સમર્થ છે, ને જીતેલો છે. વા. ૩૦. ને યાકુબે તે જગાનું નામ પનિયેલ (ખુદાની સન્મુખ) પાડયું કેમકે મેં ખુદાને સન્મુખ જોયો તો પણ મારો જીવ બચ્યો છે" આ કલમ ઉપરથી પાદરી ફાન્ડર પોતાની બુક "મીફતાહુલ અસરાર" આ. ૧ ના ભાગ ૩ જામાં લખેછે કે, યાકુબ સાથે કુસ્તી કરનાર તે ખ્રીસ્ત હતો. તેમજ ઉત્પત્તીનો પૂરો અધ્યાય જોતાં પણ માલમ પડે છે કે તે ખુદાજ હતો, અને દેખાવ આપનારના ઉપર ઘણી ખુલ્લી રીતે ખુદાનો શબ્દ અનેક જગ્યા વપરાયો છે. તો વિચારો કે આ કલમ ખુદાને કેટલે દરજે નબળો ઠેરવે છે. કે યાકુબ જેવા એક માણસથી ખુદાએ કુસ્તી લડી. ને તેમાં નબળો રહ્યો. આખરે દગાથી યાકુબની જાંગની નસ ચઢાવી દીધી તોપણ યાકુબનીજ ફતેહ રહી છે. આ કેવી એબની વાત છે. તે સર્વ શક્તિવાન કેમ થાય? એ વગર બૈબલમાં સેંકડો કલમો છે કે જો તે ખરી મનાય તો ખુદાને ભુંડુ બોલનાર થાયે તેમાં નવાઇ નહિ.

ઓ ખુદા તારી હજારો હજાર તોબા, અને તારો બચાવ કે તને અમો ગુપ્ત અને પ્રગટનો જ્ઞાની, જાણવા છતાં–તને અજ્ઞાની બનાવીએ અથવા તને અકર્ત્તા[1] ઓળખીએ, અને તારા વગર બીજા કોઇને જગત ઉત્પન્ન કરનાર તથા નફો નુકસાન આપનાર જાણીએ અને તારા વગર બીજા કોઈની આશા કે બીક રાખીએ. ઓ પાલનહાર તુંજ સર્વનો માલિક, ઉત્પન્ન કરનાર, જીવદેનાર, મારનાર, ઇજત દેનાર, બેઆબરૂ કરનાર, સજા આપનાર, અને બદલો આપનાર છે. તું જે ચાહે તે કરે, તારો કોઇ ભાગીઓ નથી. સર્વ તારા સેવકો છે. અને તારી આગળ લાચાર છે.

કોઇ હિંદુ ઉપલી શંકાનો જવાબ આપે કે, કેટલાક વેદ, અને શાસ્ત્રોથી પ્રગટ થાય છે કે, ખુદા સર્વને જાણે છે, વગર કાંને સાંભળે છે. અને આંખ વગર જુએ છે, અને સૃષ્ટિને ઉત્પન્ન કરે છે. અને મહાભારતના આદિ પર્વમાં ખુદાનો ગુણ એવી રીતે લખ્યોછે કે બ્રહ્મા, મહાદેવ, અને વિષ્ણુ અને ઇંદ્ર સર્વને તેણે ઉત્પન્ન કર્યા છે. તે હંમેશથી છે, અને હમેશ રહેશે. અને તે નાસ નહિ થતો. અને તે સર્વે જગ્યાએ વ્યાપક છે. કૃપા કરનાર, બક્ષનાર અને નબળાને શક્તિ આપનાર છે. તો એનો જવાબ એ છે કે, હમારૂં લખેલું પણ તમારા વેદ શાસ્ત્રથીજ છે, કે ખુદા અકર્ત્તા છે. જેમકે હમો લખી ગયા છીએ અને વિસ્તારથી આ અધ્યાયના ૭ મા ભાગમાં આવશે, એતો તમારાજ શાસ્ત્રમાં ફેરફાર થયો. ફરી જે શાસ્ત્રોથી ખુદાનું અકર્ત્તા થવું સાબેત છે. તેને જો તમો ખોટું સમજતા હોતો તમારી વાત સાંભળવામાં આવશે અને જ્યારે તમો તે શાસ્ત્રને પણ ખરૂં સમજો છો, તો તમોપર એ સવાલ બાકી રહેશે. અને વળી તમારાં ઘણાં ખરાં શાસ્ત્રોનો ખુલાસો તો એ છે કે, ખુદા અકર્ત્તા:છે. કોઇનો ઉત્પન્ન કરનાર નથી. તો ફરી કોઇ અરધી વાત એને ઉલટી હોય તેની ગણતરી શી ?

હિંદુઓના ધર્મમાં લખ્યું છે કે, જ્યારે કોઇ માણસ આડાઇ અને હઠીલાઇ અને અહંકાર શરૂ કરે અને તેથી તે દેવતા વિગેરેને દુઃખ આપે તો ખુદા એક રૂપ ધારે છે, એટલે એક દેહમાં[2] ઉતરે છે. તેથી તેને અવતાર કહે છે. ફરી કેટલાક કહે છે કે,

---

૧ "હિમાલયે હીંદ" જોતાં માલમ પડે છે કે, તેનો કર્તા ચોબા બદરીદાસ ઘણી બાહોશીથી કહેછે કે, અમારા ધર્મમાં ખુદા અકર્ત્તા મનાયોજ નથી. આથી માલૂમ પડેછે કે, ખુદાને અકર્તા ઠરાવવો તે એબજેવું છે, જેથી તેઓ ના પાડે છે. પણ હિંદુ ધર્મમાં તો ખુલ્લી રીતે ખુદાને અકર્તા ઠરાવ્યો છે. વાંચો યોગ વસિષ્ઠ ૪ ઇસ્થ. "આ સૃષ્ટિનું રૂપ આપો આપ છે. આત્મા જગતને ઉત્પન્ન કરવાનો હક ધરાવતો નથી. ખુદા નતો કારણ છે. ને નતો કારજ. કૃષ્ણગીતા શ્લોક. ૫૨૧. પવિત્રજાત (ખુદા) કોઈ પણ કામનો કર્તા નથી, તેને કાંઈ પણ ગુણ નથી. એવીજ રીતે કૃષ્ણગીતા શ્લોક ૩૪૩ માં પણ છે.

૨ ખ્રીસ્તીઓ પણ એવીજ રીતે ઈશુ (અલે) ને ખુદાનો અવતાર માને છે. ૧ તીમો ૩; ૧૬. સુભક્તીનો મર્મ ( દીનનો ભેદ ) ખચીત મોટો છે. ખુદા દેહમાં પ્રગટ થયો, આત્મામાં ન્યાયી ઠરાવાયો, દુતોના દીઠામાં આવ્યો, વિદેશીઓમાં તેની વાત પ્રગટ થઇ, જગતમાં તેપર વિશ્વાસ થયો, મહિમામાં તે ઉપર લેવાયો" ઈસુનું ખુદા થવું. આ કલમથી સીદ્ધ કરે છે. તેનો જવાબ અસલ શબ્દ "ખુદા દેહમાં" ત્યાં "તે દેહમાં" એમ છે. પાદરી મિથુર સાહેબે પણ ઉર્દુ બઇબલમાં એની નોટમાં "તે દેહમાં" શબ્દ લખ્યો છે. વળી સને ૧૯૦૮ માં સુરતમાં છપાઈલા ગુજરાતી

ખુદાએ ૨૪ વાર અવતાર લીધા. તેમાંથી ૧૦ અવતારને ઘણા શ્રેષ્ટ માન્યા છે. અને કહે છે કે, તેમાંથી ચાર અવતાર સત્યયુગમાં[૧] થયા છે.

**૧ લો મછાવતાર**—તેઓ કહે છે કે, શંખાસુર દૈત્ય બ્રહ્માના ચારે વેદ ચોરી કરી ગળી ગયો, અને સમુદ્રમાં સંતાઇ ગયો, ત્યારે બ્રહ્માએ લાચાર થઇ ખુદા પાસે અરજ કરી. ત્યારે ખુદાએ માછલીનું રૂપ ધારી સમુદ્રની નીચે જઇ શંખાસુરને મારી નાંખ્યો, ને તેના પેટમાંથી વેદ કહાડી બ્રહ્માને સ્વાધિન કર્યા.

**બીજો કચ્છાવતાર**—તેઓ કહે છે કે, દેવોએ ૧૪ રત્ન કાઢવા ઇચ્છયું કે સમુદ્રને દહીની પેઠે વરોળીએ. ત્યારે મન્દરાચળ નામના પર્વતની રવી બનાવી અને બાસક નાગની દોરી તેમાં નાંખી સમુદ્ર વરોળવા લાગ્યા. મન્દરાચળ પર્વત જે ઘણો ભારી હતો જેથી પાતાળે જવા લાગ્યો. ત્યારે દેવતા તેને સંભાળી શક્યા નહીં ત્યારે લાચાર થઇ ખુદાને વિનંતી કીધી. ભગવાને ( ખુદાએ ) પોતે કાચબાનું રૂપ ધારી તે પર્વતની નીચે પોતાની પીઠ મેલી. ત્યારે દેવતાઓએ પોતાના ધારવા પ્રમાણે ૧૪ રત્નો કહાડયાં.

તે ચૌદ રત્નોનાં નામ—**૧** અમૃત, **૨** હળાહળ એટલે ઝેર, **૩** મદીરા (દારૂ) **૪** લક્ષ્મી એટલે વિષ્ણુની સ્ત્રી, **૫** કામધેનું નામે ગાય, **૬** સપ્તમુખી અશ્વ ( સૂર્યની સ્વારીનો ૭ મુખનો ઘોડો ) **૭** ચંદ્રમા, **૮** રંભા અપ્સરા એટલે ઇંદ્ર આગળ મુજરો કરનાર નાચનારી સ્ત્રી, **૯** કલબ વૃક્ષ એટલે સ્વર્ગમાં છે તે ઝાડ, **૧૦** સતત માટી એટલે જવાહરાત, **૧૧** ધન્વંતરી વૈદ્ય, (એક વૈદનું નામ છે.) **૧૨** ઐરાવત હાથીનું નામ છે. **૧૩** ધનુષ એટલે જે કમાન વિષ્ણુના હાથમાં હતી તે, અને **૧૪** શંખ, જેને હિંદુઓ પૂજામાં વગાડે છે તે.

---

બૈબલમાંથી પણ ( ખોદા દેહમાં )નો શબ્દ કાઢી " જે દેહમાં " નો શબ્દ દાખલ કર્યો છે. વળી ઈબ્રાહીમ વિષે છે. "અને ખુદા તેના ઉપર મામરાના ઉપવનમાં પ્રગટ થયો" ઉત્પ. ૧૮, ૧. વળી " સર્વ સીના પાહાડ ( કોહેસીના, તૂર ) ઉપર ધુમાડો થયો. કેમકે તે ઉપર ખુદા અગ્નિમાં ઉતર્યો. નિર્ગ ૧૯; ૧૮ ત્યારે ખ્રીસ્તીઓને જોઈએ કે જેમ તીમોથીની કલમથી ઈસુને ખુદાનો અવતાર ગણે, તેમ તે આગ્નને તથા મામરાના ઉપવનને પણ ખુદાનો અવતાર કહે, ફરીએ અર્થ કેમ નથી લેતા? વળી ૧ તીમો ૧;૧૭. ૨ તીમો ૨;૪માં ઇસુને માણસ અને માણસનો મધ્યસ્થ ( દરમિયાન ) લખ્યો છે. વળી ખુદાને અવિનાશી ( ગૈરફાની ) અદ્રશ્ય ન દેખાતો, એકલો, વીગેરે એ ગુણોથી સરાહવીઓ છે. ફરી ઇશુ ( અલે ) ખુદા, કે ખુદાના અવતાર કેમ થયા? એ વિષે પાદરી ફાન્ડરની " મીફતાહુલ અસરાર " નામની બુકનો રદીઓ, " મીસબાહુલ અબરાર " માં ઘણી લંબાણથી લખાયું છે. કેટલાક ખ્રીસ્તીઓ ઈસુને ખુદા કહેવાનું આ કારણ દેખાડે છે કે, તે ઉપર ખુદાનો શબ્દ બઈબલમાં વપરાયો છે. તેનો જવાબ, નિર્ગ ૭;૧ માં તથા ૪; ૧૬ માં મુસાપર દેવનો શબ્દ વપરાયો છે. ૨ કરીં ૪;૩,૪ ખુદાનો શબ્દ શૈતાન ઉપર પણ વપરાયો છે. ગીત ૮૨,૬ " તમે દેવો છો " ફીલીપ ૪;૧૯ માં શેઠ અને શિક્ષકપર પણ ખુદાનો શબ્દ છે. તો ખુદા શબ્દ વપરાયાથી ખુદા ગણાતા હોય તો સર્વને ખુદા ગણવા જોઈએ. એનો લંબાણથી જવાબ મારી ચોપડી " ખીસ્તી અને મોહમ્મદી ધર્મનો ચુકાદો " માં લખી ચુકયો છું, અને મને આશા છે કે, તેને ઇન્સાફથી જોનાર કોઇ પણ ખ્રીસ્તી ઇશુને ખુદા કહેશે નહિં.

૧ હિંદુઓ ચાર યુગ માને છે. ૧ સત્ય યુગ—૨ ત્રેતા યુગ—૩ દ્વાપર યુગ—૪ કલિયુગ.

**ત્રીજો વરાહાવતાર**—તેઓ કહે છે કે, એક દૈત આખી પૃથ્વીને તેના રહેનારા સહીત જાણે સાદડીને લપેટીએ તેમ લપેટી પાતાળમાં લઈ ગયો, ત્યારે ભગવાને ભૂંડનું રૂપ ધારી પાતાળમાં જઇ તે દૈતને મારી તેના હાથમાંથી પૃથ્વી છીનવી લીધી.

**ચોથો નરસિંહ અવતાર**—તેઓ કહે છે કે, હિરણ્યકશિપ દૈત્યે લોકોને કહ્યું કે, તમો મારી પ્રાર્થના કરો. પ્રહલાદ તેનો પુત્ર ખુદાપરસ્ત હતો, જેથી હિરણ્યકશિપે એક લોખંડનો થાંભલો તપાવી લાલચોળ કર્યો, અને વિચાર્યું કે તેની સાથે પ્રહલાદને બાંધે, ભગવાને તે વખતે એવા જનાવરનું રૂપ ધારણ કીધું કે, અરધું આગલું ધડ વાઘનું, અને અરધું પાછલું ધડ માણસનું, અને હિરણ્યકશિપને ફાડી નાંખ્યો (હલાક કીધો).

**અને કહેછે કે ત્રેતા યુગમાં ત્રણ અવતાર થયા છે.**

**૧ લો વામન અવતાર**—તેઓ કહેછે કે, દેવતાઓની વિનંતી પ્રમાણે ભગવાને પર આંગળી જેટલી દેહ ધારણ કીધી, અને રાજા નળને કે જે, ઘણો ન્યાયી અને સારી ચાલનો હતો તેને ખોટા કોંટાથી મક્કર કરી રાજકાજથી કહાડી નાખ્યો–જેવું કે, એ મકરને ભગવાનના ગુણમાં ગણે છે.

**૨ જો પરશુરામાવતાર**[૧]—તેઓ કહેછે કે, સહસ્ત્રબાહુ [૨] ક્ષત્રી ( ખતરી ) એ

---

૧ મહાભારતના ૧૨ માં પર્વના રાજધર્મ ભાગમાં છે કે. કરણે જમદગ્નિના પુત્ર પરશુરામને કહ્યું કે હું બ્રાહ્મણ છું. પરશુરામે તેને તીર મારવા શીખવ્યું. ફરી ઘણી લાંબી મુદત પછી કેટલાંક કામોથી પરશુરામે ઓળખ્યો કે, આ બ્રાહ્મણ નથી. ત્યારે તેને કહ્યું કે સાચું કહે તું કોણ છે? બ્રાહ્મણ તો આટલું દુઃખ સહી નહીં શકે. ત્યારે કરણે પોતાનો હાલ કહ્યો. પરશુરામે કહ્યું કે, તું દગાથી મારી પાસેથી તીર મારવાનું શીખ્યો છે.” હવે વિચારવું જોઇએ કે, પરશુરામ ને ખુદાનો અવતાર કહ્યો છે. તે કેવી રીતે કરણના હાલથી અજ્ઞાની રહ્યો, અને અજ્ઞાનીપણાથી તેના દગામાં આવી ગયો. જો તે ખરેખર ખુદા હોત તો વેદના કહેવા પ્રમાણે કે, ખુદાનું જ્ઞાન તે ખુદાની જાત છે. તો કેમ કરણના હાલથી અજાણ્યો રહેતે. અને ધોકો ખાતે ? એવીજ દલીલ ખીસ્તીઓપર પણ ચાલવાની કે, એકવાર ઇશુ ( અલે ) ને ભૂખ લાગી હતી, તે વેળા આઘેથી એક અંજીરી જોઇ એવું ધારીને કે, આ ઝાડથી અંજીર ખાઇશ. પાસે જઇ જુએ છે તો ઝાડ ઉપર પાંતરાં વગર ફળ મળે નહીં. ત્યારે તે ઝાડને કહ્યું કે આજથી તને કદી ફળ થશે નહિ. તેજ પ્રમાણે ફરી થયાં નહીં. માત્થી ૨૧; ૨૦. માર્ક ૧૧; ૧૨. આ કલમો ઉપરથી માલૂમ પડે છે કે, ઇશુ ઝાડ ઉપરથી અંજીર ન હોવા વિષે અજ્ઞાની હતા, કારણ કે જો ખબર હોત તો ફરી શા માટે જાત ? ત્યારે અજ્ઞાની છુપી વાત ન જાણનાર તે ખુદા કે ખુદાનો અવતાર કેમ થાય ? વળી વિચારો કે, ઝાડને ફળ ન હોવામાં ઝાડની કસુર નહોતી. યાતો તે ઉપર ઉગ્યાં નહીં હશે, ને જો થયાં હશે તો લોક પાડી ગયા હશે. તેમાં ઝાડની કસુર મળે નહીં. ફરી તેને પોતાને લાભ ન મળવાથી શ્રાપ દેવો એ મોટા પાપનું કામ છે. તેમજ તે ઝાડ કદાપી ધણીયાતું હશે, તો ધણીનું નુકસાન કીધું, ને જો બધાને લાભનું હશે તો બધાનું નુકસાન કીધું. એ કોઇથી ના પાડી શકાતું નથી. તો ફરી વિચારો કે, એ કલમ પ્રમાણે જે નુકસાન કરનાર થાય છે, તે પાપનું કામ છે કે નહી ? ત્યારે એ કલમ તો જેમ ઈશુને ખુદા કે ખુદાના અવતાર થવાથી અટકાવે છે. તેમ નિરપરાધ થતાં પણ અટકાવે છે. વિચારો કે, ઇશુ (અલે)નું ગુસ્સાવાળા થવું પણ જાહેર થયું.

૨ સહસ્ત્ર એટલે એક હજાર—ને બાહુ, એટલે બાજુ, ( ડણ ) જો કે હિંદુઓના કહેવા પ્રમાણે એના એક હજાર હાથ અને ડણ હતા. તેથી એનું નામ સહસ્ત્રબાહુ પાડ્યું.

પરશુરામના બાપ જમદગ્નિને[1] કે જે તેનો સાઢુ હતો, તેને મારી નાખ્યો હતો. ભગવાને તેનું વેર લેવા સારૂ જમદગ્નિના ઘરમાંજ પ્રગટ થયો, અને એક તીર હાથમાં લઈ એક ખુનને બદલે આખા જગતના ક્ષત્રીઓને કતલ કર્યા; અને આખરે તેઓનું નામ જગતમાં રહેવા દીધું નહીં. તે મરાયલાઓની સ્ત્રીઓ સાથે બ્રાહ્મણોના સંભોગ કર્યાથી જે જનમ્યા, તેથી જે વંશ રહ્યો તે ક્ષત્રી અને ખતરી કહેવાય છે.

**૩ જો. રામાવતાર**—કે જે રાવણ દૈત્યને મારવા માટે દશરથ રાજાને ઘેર જનમ્યો, અને રાવણ રામચંદ્રની સ્ત્રી સીતાને લઇ ગયો. રામચંદ્રે હનુમાનની મદદથી તેનો નાશ કર્યો, અને પોતાની સ્ત્રીને છોડવી. વાલ્મીક રામાયણમાં લખ્યું છે કે, શ્રુપનખા[2] રાવણની બેહેને રામચંદ્ર સાથે પોતાનાં લગ્ન કરવા ઇચ્છયું. ત્યારે રામચંદ્રે કહ્યું કે, મારાં લગ્ન થઇ ગયાં છે. મારા ભાઇ લક્ષમણનાં[3] થયાં નથી. તું તેની પાસે જા. અને ખરૂં જોતાં લક્ષમણનાં પણ લગ્ન થઈ ગયાં હતાં. અને છુપી રીતે લક્ષમણને કહેવડાવ્યું કે, આ સ્ત્રીનાં નાક અને કાન કાપી લેજે. લક્ષમણે પણ તેમજ કીધું. કહે છે કે એજ કારણથી રાવણ અને રામચંદ્ર વચ્ચે ખુરાસ પેઠી, અને લખ્યું છે કે, રામચંદ્રે[4] ઘણા ખરા લોકો

---

૧ મહાભારતના પર્વ ૧૨ ના ભાગ રાજધર્મમાં છે કે, ભિષ્મપિતામાના મરવા પછી ગંગાએ કહ્યું કે, તેના ઉપર પરશુરામ કદી પણ ફતેહ મેળવી શકયો નહિ. વિચારો કે ગંગા જેવી ઉત્તમ પાપો ધોનારી દેવી સાફ રીતે પરશુરામને ખુદા થવાનું ના પાડેછે. અને નબળા થવું પ્રકટ કરે છે. વીચારી જુઓ.

૨ શ્રુપનખા એટલે છ નખવાલી. એ સ્ત્રીના છ નખો બરોબર હતા.

૩ તુલસીકૃત રામાયણમાં છેકે મારો ભાઇ પરણ્યો નથી. જો ખુશી હોય તો હું પણ ખુશીછું.

૪ મહાભારતના સભા પર્વમાં લખ્યું છે કે, રામચંદ્ર આગળ બ્રહ્માએ આવી કહ્યું કે, કોઈ વસ્તુ મારી પાસેથી માંગ. રામચંદ્રે કહ્યું તારાથી ઈચ્છું છું કે, તું મારે લીધે આશિર્વાદ દે કે, કેટલીક પણ મારી ઉમર વધે, પણ મારી બુદ્ધિ અને અકલમાં નુકસાન આવે નહીં. બીજું કે જે લોકો લંકાની લડાઇમાં માર્યા ગયા છે. તેઓ જીવતા થાય. વિચારવું જોઈએ કે, જો રામચંદ્રજીમાં ખુદાઇ હોતતો ફરી તે બીજાથી પોતાનો લાભ માંગતે નહી. ખુદા તો શકિતવાન થવો જોઇએ. અને વળી ખુદાઈપણામાં પણ કેથે બુદ્ધિ ઘટવાની બીક હોય છે? એવીજ રીતે ખ્રીસ્તીઓએ પણ સમજવું જોઇએ. યોહાન ૫; ૩૦. " હું પોતાથી કાંઇ કરી શકતો નથી. જેમ હું સાંભળું છું તેમ ન્યાય ઠરાવું છું, ને હું પોતાની ઈચ્છા નહિ પણ બાપ જેણે મને મોકલ્યો છે. તેની ઇચ્છા પૂરી કરવા ચાહું છું" આથી ઇશુ ( અલે ) નું અશકિતવાન થવું જાહેર થાયછે. પાદરીઓ ! " કાંઈ કરી શકતો નથી " ના શબ્દ ઉપર વિચાર રાખો. માર્ક ૧૫; ૩૪ ને નવમી હોરાએ ( કલાકે ) ઇસુએ મોટી વાણી કહાડી કહ્યું કે, એલોઈ એલોઇ લામા શાબકથાની એટલે હે મારા દેવ તેં મને કેમ મૂકી દીધો છે. એ કલમમાત્થી ૨૭; ૪૪. લુક ૨૩; ૩૯ માં પણ છે. એથી સાફ માલુમ પડે છે કે, ઇશુ નિર્બળ અશકિતવાન હતા, અને ખુદાથી માંગતા. પણ એવું થવું ખુદાઇપણાથી ઉલટું છે. વળી એ કલમથી એમ પણ સમજાય છે કે, ઇશુ ખુશીથી વધસ્થંભે ચઢેલા નહી, તેમ તેમને ચઢવું ગમતું ન્હોતું જેથી તેવણ ખુદાથી વિનંતી કરવા લાગ્યા. ત્યારે તેવણ ખ્રીસ્તીઓનો પાપ ઉઠાવવા મરાયા હોય એમ ગણાય નહિ. જો એમ હોત તો વધસ્થંભે ચઢવું પ્રસન હોત. માત્થી. ૭; ૨૧ માં સાફ બતાવ્યું છે કે ખુદાની મરજીપર ચાલવાથીજ છુટકારો થશે. વળી મહાભારતના તેજ પર્વમાં લખ્યું છે કે, રામચંદ્રજીએ એક અરાબા ( જથ્થા ) ને કે, જે તેને માટે ઇંદ્રદેવતાએ મોકલ્યો હતો જોઈ ધાર્યું કે રાવણનો મોકલેલો છે. ત્યાંસૂધી કે મેં કહ્યું કે એ અરાબો રાવણનો મોકલેલો નથી. વિચારો કે ખુદા અંતરજ્ઞાની હોવો જોઈએ. તેના જ્ઞાનથી કાંઇ છુપવું નહીં જોઇએ. ત્યારે ફરી રામચંદ્રજી ખુદાના અવતાર કેમ થઇ શકે? એવીજતરે માર્ક ૧૧; ૧૨ જોતાં માલમ પડે છે કે, ઇશુ (અલે) અંતરજ્ઞાની નહોતા—તો ફરી ખુદા કેમ થાય?

પર તથા બ્રાહ્મણોપર કતલ ચલાવેલી અને પોતાની સ્ત્રીને રાવણ પાસેથી છોડાવી પોતાના ઘરમાં દાખલ કરેલી, જેથી તે એવો અપવિત્ર ઠેરવાયો કે, અયોધ્યાના લોકો તેને અડકતા પણ નહોતા.

અને કહે છે કે એ અવતાર દ્વાપર યુગમાં થયા છે.

**૧ લો કૃષ્ણાવતાર**[૧]—તેઓ કહેછે કે, ભગવાને કન્સને મારવા માટે મથુરાના રાજા વાસુદેવને ઘેર કન્સના કાકાની છોકરીના પેટથી જન્મ લીધો ને કંસને માર્યો અને મથુરાનું રાજ ઓગરસીનને આપ્યું, કહે છે કે એ અવતારે સ્ત્રીઓ સાથે હંસી ખેલ ઘણો કીધો છે. [૨]

**૨ જો અવતાર**—તે માણુસના રૂપમાં સંદલથી બનેલી મૂર્તિ જગન્નાથમાં હજુ સુધી છે. જ્યારે જુની થઇ જાયછે તો ફરી નવી બનાવી દે છે. કહે છે કે કોઇ માણુસ આખી ઉમરમાં એકવાર તે મૂર્ત્તિનાં દર્શન કરે, તો તેની આખી જીંદગીનાં પાપ પુણ્ય થઇ જાય છે. અને એ જગ્યામાં હિન્દુઓ એક બીજાથી છીત રાખતા નથી, તેમજ કોઇના એોટલાની પણ છીત રાખતા નથી.

અને કહે છે કે આખર વખત કલિયુગમાં " શંભલ " શેહેરમાં વિષ્ણુદત બ્રાહ્મણને ત્યાં એક અવતાર થશે, જેને કલ્કી અવતાર કહે છે. અને તેઓ જાણે છે કે, આ કલિયુગની તાસીરથી આખી પૃથ્વી જે બગડી ગઇ છે, તે ફરીથી સુધરી જઇ સત્ય યુગનો વખત ફરીથા શરૂ થશે.

હિન્દુ ધર્મનો સાર ખુદાની ઓળખાણ વિષેનો પુરો થયો.

---

૧ યોગ વસિષ્ટ છઠો નરમાન પ્રકરણ—એકવાર સૃષ્ટિનો નાશ કરવાથી જમ કંટાળી ખુદાની બંદગીમાં લાગ્યો, તે વખતે કોઈ જાનદાર નહીં મર્યું—જેથી પૃથ્વી માનવ અને જનાવરોથી ઘણી બોજદાર થઈ, ત્યારે ખુદાની હીકમતને એક અવતાર લેવાનું જરૂર લાગ્યું, કે પૃથ્વીને હલકી કરે. ત્યારે વિષ્ણુનાં બે રૂપ જાહેર થયાં. એક કૃષ્ણ વાસુદેવને ત્યાં, અને બીજો અર્જુન રાજા પાંડવને ત્યાં " આથી જાહેર થાયછે કે, કૃષ્ણ વીષ્ણુનો અવતાર છે, તેમ અર્જુન પણ છે. પણ હિંદુઓએ એકે મતે અર્જુનને ખુદાનો અવતાર ગણ્યો નથી. તો આ પણ લાગુ થયું કે કૃષ્ણ પણ ખુદાનો અવતાર નથી. મહાભારતના સ્ત્રી પર્વમાં છે કે, રાજા યુધિષ્ટ્રે કૃષ્ણને કહ્યું કે, આપના આભારી છીએ. આપનો શુકર કરી શકતા નહિ. કૃષ્ણે કહ્યું કે મારાથી શું બન્યું છે. તમો ખુદાનો શુકર બજાવી લાવો. એ સર્વ તેની મહેરથી થયું છે. હું શું ગણત્રીનો છું કે તમો મારો પાડ માનોછો. ત્યારે સર્વએ ખુદાની સ્તુતી કીધી. " આથી કૃષ્ણ સાહેબ ખુદાના સેવક થવું પોતાનું દર્શાવી રહ્યા છે. ખ્રીસ્તીઓને વિચારવું જોઈએ કે, ઇશુ, શું કહે છે ? યોહાન ૨૦; ૧૭ માં " મારા ભાઈઓની પાસે જઈ કહે કે, જે મારો બાપ તથા તમારો બાપ, ને મારો દેવ ને તમારો દેવ, તેની પાસે હું ચઢી જાઉં છું. " આ કલમમાં ઇશુએ લોકોને પોતાના સરખા ગણ્યા. " મારો ખુદા અને તમારો ખુદા, મારો બાપ અને તમારો બાપ. " કહ્યું છે. આથી સાફ રીતે માલુમ પડે છે કે, ઇશુ પોતે પોતાને ખુદાનો સેવક ગણતા હતા. તથા બાપનો શબદ ખરી રીતે બીજાઓ ઉપર વપરાયો નથી, તેમ ઇશુપર પણ સમજવું, નહિતો તે સર્વ ખુદાના દીકરા ઈશુ માફક થવા જોઇએ.

૨ એ હંસીખેળનું બ્યાન ભાગવતના પ્રથમ અધ્યાયમાં છે. એ વિષે આગળ લખાણ આવશે.

હવે ઇન્સાફ રાખી વિચારવું જોઇએ. પ્રથમ તો એજ કે, ખુદાનું કોઇ પણ દેહમાં જાહેર થવું થઈ શકતું નથી. કાંજે જનાવરોનો દેહ પ્રથમ વીર્ય અને લોથડો થઇ માના પેટમાં રહે છે. અને દસ્તાન ( હેજ ) નું લોહી પીએ છે. અને ફરી જાણીતી જગ્યાથી જાહેર ( પેદા ) થાય છે. અને ફરી ભૂખ, તરસ, ઊંઘ, જાજરૂ જવું, ઇત્યાદિ ઘણી વસ્તુઓમાં ફસી નબળો હોય છે. પણ ખુદાતઆલા એવી વાતોથી પવિત્ર છે. એમ થવાથી તેના પવિત્રપણામાં ધોકો લાગેછે. વળી એવા દેહમાં અવતાર લેવો કે જે કદરૂપ હોયછે. જેમ ડુક્કર વગેરે. અને માણસના રૂપમાં આવી જુલમ, અને ભૂંડાં તથા નઠારાં કામ, અને દગલબાજી, નિર્બળતા, અજ્ઞાનતા, કામાતુર, અહંકારની વાત કરવી–જેવું કે ઉપર લખ્યું છે. તેમજ લાકડાંની મૂર્ત્તિમાં ઉતરવું, એવી વાતોથી તો ખુદા ઘણો દુર છે. વિચારો કે, એ વાતો કે જે હિંદુઓના ધર્મમાં કહેવાઇ છે તે અકલમાં અને સમજમાં સારી લાગે છે. અથવા જે વાતો કે, હમારા ધર્મમાં ખુદાની ઓળખાણમાં લખાઇ તે સારી લાગે છે? જેઓ થોડી પણ બુદ્ધિ રાખતા હશે તેઓ એ બ્યાન સમજી શકશે કે બંને ધર્મમાં કયો સાચો છે ?

## બીજો ભાગ ફિરસ્તાઓ[1] વિષે.

હમે મુસલમાનો માનીએ છીએ કે દૂતો ( ફિરસ્તાઓ ) ખુદાના સેવકો છે. નૂરથી ઉત્પન્ન થયા છે તેઓ ન નર છે, અને ન નારી. ન કાંઈ ખાય છે, અને ન કાંઇ પીએ છે. ખુદાની યાદ એ તેઓનું જીવતર છે. તેઓ પવિત્ર છે, અપરાધ કરતા નથી. જે જે કામ પર અલ્લાહે તેઓને નિમ્યા છે તે પર ઠરેલા છે. કદી પણ હુકમનો અનાદર કરતા નથી. તેઓની ગણત્રી ખુદાવગર કોઈ જાણતું નથી. ખુદાએ તેમને ઘણું બળ અને શકિત આપી છે.

હિંદુઓના ધર્મ પ્રમાણે દૂતોનો હાલ કંઈ ખુલતો નથી. પણ આટલું કહે છે કે, એક જાતના દેવતા પણ ઉત્પન્ન થયલા છે. તેમાં કેટલાક નર અને કેટલીક નારી છે, જેને દેવતાઓ અને દેવીઓ કહ્યાં છે. અને જાણે છે કે જગતનું કામ તેઓના હાથમાં છે. ઇંદ્ર દેવતા, સ્વર્ગનો રાજા વરસાદ વરસાવનારો. યમરાજ એટલે ધર્મ ચલાવનાર, નર્કનો દારોગો મરવા પછી લોકોનો ઇન્સાફ કરનાર. નારદ દેવતા વિષ્ણુનું દિલ. ચિત્ર ગુપ્ત દફતર લખનાર લોકોના કામો લખનાર. બ્રહસ્પતિ દેવતા સર્વ દેવતાનો ગુરૂ એ વગર બીજા ઘણા દેવતા છે. શાંખ શાસ્ત્રમાં લખ્યું છે કે, દેવતા આઠ તરેહના છે, ૧ પ્રજાપતિ, ૨ ઇંદ્ર, ૩ પીતૃ, ૪ ગંધર્વ, ૫ કચ, ૬ રાક્ષસ, ૭ બ્રાહમી, ૮ પિશાચ. અને ત્રણ દેવતાને સર્વથી શ્રેષ્ટ

---

૧ ફિરસ્તાઓ વિષે ઇંદ્રમણીએ તેમજ બીજા કેટલાક હિંદુઓએ બટો લગાડનાર લખાણે લખ્યાછે, પણ તેનો રદીઓ " સોતુલ્લા હિલ જબબાર " તથા " ફતહુલમોબીન " નામની બુકમાં છે. ફિરસ્તા ખાતા પીતા નહિ એમ ખ્રીસ્તીઓ પણ મુસલમાનો સાથે મળતા છે, છતાં તેમનાં બૈબલમાં છે કે, ઈબ્રાહીમ (અલે) નો વાછરડો દૂતો ખાઈ ગયલા. વાંચો ઉત્પ-૧૮; ૮, તથા ૧૯; ૩ માં પણ દૂતોનું ખાવું લખ્યું છે.

માને છે. ૧ બ્રહ્મા, ૧ ૨ વિષ્ણુ, ૩ મહાદેવ, એમને ખુદાના નાએબ, તેમ ખુદાના ત્રણ ખુદા જાણે છે.

**પદમ** પુરાણમાં છે કે ત્રણ દેવીઓ સર્વ દેવીઓથી ઉત્તમ છે. અને આ ત્રણે દેવતાઓને મદદ આપનારી છે.

૧ **"મહાકાળી"** મહાદેવને પુષ્ટી આપનાર છે. તેનો દેસ હીંગળાજ ઉતર તરફ કરાંચી બંદર પાસે છે. અને તેનું પ્રગટ થવું, કાંકડા અને જવાળામુખી વીગેરે ૪૮ ગાવમાં કલસારથી જાગડા સુધી છે.

૨ **"મહાલક્ષ્મી"** જે વિષ્ણુને ટેકો આપનાર છે. તેનો દેસ મીરજાપુર પાસે વિંધ્યાચળમાં છે. તેનું પ્રગટ થવું શોના રૂપા માલધનમાં છે,

---

૧ સ્કંદ પુરાણ અ. ૩૧ માં લખ્યું છે કે, જ્યારે બ્રહ્માએ દેવતાઓને કહ્યું કે, મહાત્મા,અને સર્વ અસ્તિમાં આવેલાનો માલીક ઉત્પન્ન કરનાર પાલનાર અને નાશકરનાર હુંજ છું. સર્વ મારી પૂજા કરો. એ સાંભળતાંજ ફક્ત મહાદેવની આંખ ગુસ્સાથી રાતી થઈ ને કહ્યું કે, ઓ બ્રહ્મા જેવું કે, તું અહંકારથી બોલેછે, હું ધારૂંછું કે તારા જેવો કોઇ બેવકુફ નથી. ઉત્પન્ન કરનાર પાલનાર અને નાશ કરનાર જગતનો અને સ્વરૂપ જોત (બેચું બે ચેગું) હું છું. મારા હુકમથી તું ઉત્પન્ન કરે છે. અને ફરી નાશ હું કરૂં છું. મારા હાલથી શું વાકેફ નથી કે, એ વાત બોલ્યો? બ્રહ્માએ કહ્યું કે, તમારી ઊત્પત્તી મારાથી છે. એવી વાતચીત સાંભળીને ચારે વેદ હાજર હતા તેઓએ દરેક દેવતાઓની રૂબરૂ જાહેર કર્યું કે, જે ઉત્પન્ન કરનાર, નાશ કરનાર, સર્વ વસ્તુ પર શક્તિવાન, દરેક અસ્તિમાં આવેલાનો માલિક અને હાકેમ, આ મહાદેવજ છે. બ્રહ્માએ કહ્યું કે, ઓ ચારે વેદો તમો શી રીતે મહાદેવને સર્વનો માલેક જાણો છો; આખા શરીર ઉપરતો ભભૂત છે. વાળ વીખરાઇલાં છે. સઘળું જગત તજ્યું છે. પાર્વતી સાથે રહે છે. કયી તરેહ તેં પરમ બ્રહ્મની તેમાં જોઈ કે તેને માલિક ઠેરવ્યો. એવામાં વેદના દફતરનો ૧ લોજ ઓમ શબ્દ બોલ્યો. ઓ બ્રહ્માજી આ રૂપ મહાદેવનું દેખાવ માટે છે, નહિતો એજ પરમ બ્રહ્મા છે. અને પાર્વતી પૂર શકિત એમની છે. અને હમેશ રહેનાર અને પવિત્ર તે એજ છે. એ બધું સાંભળી બ્રહ્માજીના જીવમાં બીલકુલ યકીન થયું નહિ. તેજ વખત એક નુરનું તેજ પ્રકાશ થયું. અને બ્રહ્માનું પાંચમું માથું કે જે ઉપર હતું તેને બાળી નાંખ્યું અને વાણી થઈ કે, ઓ બ્રહ્મા તારામાં ને મારામાં કશો ફરક મળે નહી. બ્રહ્મા એ સાંભળી દિલગીર થયો. અને કહ્યું કે હું જાણતો હતો કે તમે મારા બંને ભવાંની વચ્ચેથી નીકલ્યા હતા. ફરી ભૈરવનાથે તે માથું કે જેથી તે મહાદેવને વગોવતો હતો, તેને પોતાની આંગળીથી કાપી નાંખ્યું ફરી વીષ્ણુ ભગવાને આવી સત્યરૂદ્રી કે જે વેદમાં છે. તેથી મહાદેવને સરાવ્યા, તે વખતે મહાદેવે બ્રહ્માને શાન્તિ આપી અને બ્રહ્માની ખોપરીને હાથમાં લઈ ભીખ માટે અને બ્રહ્મહત્યા મટાડવા માટે ફરવું શરૂ કીધું." આ વ્યાખ્યાનથી કેટલીક વાતો બ્રહ્માના કુફરની માલુમ પડે છે. ૧ ખુદાઇનો ખોટો દાવો ૨ એવું અજ્ઞાન કે મહાદેવજીએ તેને સર્વ લોકો કરતાં બેવકુફ ઠેરવ્યો. ૩ ખુદાને નહીં ઓળખવું કે જે વેદોના કહેવા પ્રમાણે મહાદેવ છે.૪ વેદ પર ભરોસો નહીં કરવો અને તેથી દલગીર થવું. ફરી એવો ખુદાનો નાએબ અને ખુદાની વાતો પ્રકટ કરનાર કેમ થાય? શિવપુરાણના ૪૮ માં અધ્યાયમાં છે કે, દારૂના નિશામાં બ્રહ્માએ સરસ્વતી સાથે વાતચીત કરતાં કંઈ નહીં છાજતી વાત બોલ્યો. જેથી સરસ્વતીએ શ્રાપ આપ્યો. કે તારા પાંચમા મુખમાંથી હમેશ ભુંડી ગાળાગાળીઓ નકામી વાતો નીકળ્યા કરે. તે તેમજ થયું. એ એટલાં સૂધી કે મહાદેવે તેનું પાંચમું માથું કાપ્યું, હવે વિચારવું જોઈએ કે, જેનાથી પાંચમો ભાગ નકામી ભુંડી અને ગાળાગાળી બોલાયા કરે. તે ખુદા કે ખુદાનો નાએબ કે ખુદાની વાતો પ્રગટ કરનાર કેમ ગણાય? સોચો.

૩ "સરસ્વતિ" જે બ્રહ્માની મદદગાર[1] છે. તેનો દેશ કાશમીર છે. અને તેનું પ્રકાશ થવું ૫વચા શેહેર પાસે નેહેર (નાલાં)ના રૂપમાં છે.

અને કહેછે કે, એ ત્રણ દેવીઓથી નવ કરોડ દેવીઓ થઇ. અને કહેછે કે, દેવી દેવતા ખાયછે પીએછે. ચંદીપાઠને જોતાં માલૂમ પડેછે કે, ચંદી દેવીએ દારૂ પીધેલો અને દેવતાઓને અપરાધ, ભુંડાઇ અને ખુદાના હુકમને ભંગ કરનાર થવાથી પવિત્ર થવું જરૂર જેવું ગણતાર નથી. કારણકે દેવતાઓથી એવાં ભુંડાં કામો થયાં છે કે, જેથી દરેક બુદ્ધિવાળાને શરમ આવેછે. તે વિષેનું લખાણ આ અધ્યાયના ૪ થા ભાગમાં ખુદાનું ચાહ્યું હશે તો બ્રહ્માના વખાણમાં આવશે.

મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, રાજા પરાશર શિકાર કરવામાટે ગયો, અને જંગલમાં પોતાની સ્ત્રી યાદ આવી, જેથી તેનું વીર્ય નીકળી પડ્યું. રાજાએ તે વીર્યને એક પાંતરા ઉપર મુકી બાજ જાનવર સાથે પોતાની સ્ત્રી ઉપર મોકલ્યું. માર્ગમાં બીજો બાજ કંઇ ખાવાનું સમજી આ બાજ સાથે વળગવા લાગ્યો. પાંતરામાં કાણું થઇ ગયું. રાજાનું વીર્ય ( મની ) તેમાંથી નીકળી પાણીમાં પડ્યું, ને એક માછલીના મુખમાં પડ્યું, અને એ માછલી એક અપ્સરા ( જન્નતમાંની હુર ) હતી કે, જે બ્રહ્માની દુવાથી માછલી બની ગઇ હતી. આખર દસ માસ પછી એક માછીએ એ માછલીને પકડી એનું પેટ ચીર્યું, તો એક છોકરો અને એક છોકરી નીકળ્યાં. માછી તેઓને રાજા પરાશર પાસે લઇ

---

૧ મદદ આપનાર એવી કે, બ્રહ્મા જ્યાંસૂધી પાંચ મુખી રહ્યા ત્યાંસુધી સરસ્વતીના શ્રાપથી એક મુખે જુઠું અને ભૂંડુંજ બોલતા રહ્યા. જુઓ શીવપુરાણ અધ્ય. ૪૮.

૨ એવીજ તરેહ ખ્રીસ્તીઓ પેગંબરો વિષે પવિત્ર થવું જરૂર જેવું ગણતા નથી. કોઇને ગાય પૂજું સમજે છે, કોઈને છાકટો સમજે છે, કોઇને ચોર અને ડાકુ સમજે છે, કોઈને વ્યભિચારી સમજે છે, કોઈને દગાબાજ સમજે છે, જુઓ નિર્ગ. અ. ૩૨, ઉત્પ. અ. ૯ યોહાન અ. ૧૦. ઉત્પ. અ. ૧૯. રજુ સમુ. અ. ૧૨. ઉત્પ. ૨૭; ૩૦, ૩૪ આ એક નમુના દાખલ છે. નહિતો બૈબલમાં સેંકડો એવી વાતો છે. એવું છતાં પાદરીઓ જ્યારે મુસલમાનો વિરૂદ્ધ તેમજ કોઇ હિંદુ વિરૂદ્ધ કોઈ ચોપડી લખેછે, તો તેમાં હજરત મોહમ્મદ ( સલ ) વિષે કેટલીક જુઠી વાતો લખેછે. ફરી કહેછે કે, પેગંબરોને તો સારાં કામ કરનાર થવું જોઇએ. નિરપરાધી થવું જોઇએ. તેમજ હિંદુઓ વિષે પણ લખે છે. ખ્રીસ્તીઓથી મારો એવો સવાલ છે કે, તમો પેગંબરોને નિરપરાધી માનોછો કે કેમ ? જો કહો કે પેગંબરોને પવિત્ર થવું જોઈએ. તો ઉપલા અધ્યાયને ખરા માનો છાં કે નહિં? જો ખરા માનતા નહો તો ઠીકજ છે, બૈબલથી કાઢી નાંખો. ને જો ખરા માનો તો આવા ખરા અપરાધો કરવા છતાં પવિત્ર કેમ ગણાય ? ત્યારે આજ કહેવું પડવાનું કે, તેઓ ગુનેહગાર છે. તો ફરી તમારી ચોપડીમાં લખવું કે, પેગંબરોને પવિત્ર હોવુંજ જોઇએ. આપો આપજ ખોટું થઈ ગયું. યાદ રાખજો કે, મુસલમાનો દરેક પેગંબરને નિરપરાધી પવિત્ર માનેછે. એ વિષે સર્વ ખ્રીસ્તીઓના સવાલ " તકદીસુલ અંબીઆ " " ઈજાલતુલ ઓહામ " સૌતુલ્લાહિલ જબ્બાર જુઓ. એક ખ્રીસ્તી મને કહેવા લાગ્યો કે, નિરપરાધી અને પાક તો નથી, પણ ખુદાની વાતો લોકોને કહેવામાં ( વહી પહોંચાડવામાં ) પવિત્ર છે, એટલે જેટલો ખુદાનો હુકમ તેઓ પર આવ્યો હોય તેટલોજ બોલે છે. પોતાની તરફથી બોલતા નથી. તેમ વધારો ઘટાડો કરતા નથી. પાદરી ફાન્ડરે પણ પોતાની બુક નામે " મીજાનુલ હક " અધ્યા. ૧ અને ભાગ ૩ જામાં એવીજ તરેહ લખ્યું છે. તેનો જવાબ મેં આપ્યો કે, સાહેબ આપ બૈબલ પડતા નહીં હશો અથવા ભુલી ગયા હશો–જુઓ ૧ લુ રાજા આ. ૧૩ એમાં સાફ લખ્યું છે કે, ખુદાનું નામ લઈ જુઠું બોલ્યા છે. દગો કીધો છે. વિચાર કરો કે, જ્યારે ચલણ સારાં નહીં હોય તેમ ખુદાનું નામ લઇ કલ્પી બોલે, તેવા પેગંબરો પર ભરોસો કેમ રખાય ? અને કેમ ઓળખાય કે, આતો કલ્પેલું અને આતો ખરૂં, જુઠાનો ભરોસો થાય નહિ.

૪

ગયો. રાજાએ તે છોકરાને પોતાનો પુત્ર બનાવ્યો. અને છોકરી માછીને આપી. તેણે છોકરીનું નામ સત્યવતી રાખ્યું, જ્યારે જુવાન થઈ ત્યારે ઘણીજ સુંદર અને સત્યવાન બની. અને તેના શરીરમાંથી માછલીની વાસ આવતી હતી, જેથી તેને મચ્છગંધા પણ કહેતા હતા. અને તેના બાપે તેને એક નાની નાવડી સોંપી. અને તે નૂર લીધા વગર રાહદારીઓને દરિયા પાર કરતી. એકવાર પરાશર ત્યાં પહોંચ્યો, અને તે છોકરીપર મોહિત ( આશક ) થઇ ગયો. સંભોગનો વિચાર કીધો. છોકરી બોલી, બ્રાહ્મણો વીગેરે જો આપણને આવું ભૂડું કામ કરતાં જોશે તો શું કહેશે ! પરાશરે એવો મંત્ર ભણ્યો કે વાદળી જાહેર થઇ અને અંધારૂં થઇ ગયું. તેણે છોકરીનો હાથ પકડ્યો, છોકરીએ કહ્યું હું કુંવારી છું. જો મારૂં કુંવારપણું મટી જશે તો હું ફજેત થઇશ. પરાશરે કહ્યું કે તારૂં કુંવારપણું જેવું છે તેવું થઇ જવાનું. અને તું મારી પાસેથી બીજું પણ કંઇ માગ. છોકરીએ કહ્યું મારા દેહથી દુરગંધ મટી જાય. પરાશરે આશીરવાદ દીધો, તેથી તેના દેહથી એવી સુગંધ આવવા લાગી કે એક જોજન એટલે ચાર ગાઉ સુધી પહોંચતી હતી. પછી તેનું નામ યોજનગંધા પ્રખ્યાત થયું, આખરે તે મુસતજાબુદ દાવાત ( એટલે જેની દુવા ખુદાથી કબુલ થાય. ) કામાતુરે (શહવતીએ) તે સત્યવતી સાથે સંભોગ કીધો. અને તેના વીર્યથી તેજ વખત એક પુત્ર જનમ્યો અને ઘણોજ [1] જલદી જુવાન પણ થયો, અને વનમાં પ્રાર્થના કરવા ચાલુ થયો. [2] અને તેની માને કહી ગયો કે અડી વખતે મને યાદ કરજે.

---

[1] તેજ દહાડે અને તેજ વખતે તુરતા તુરત જુવાન થયો.

[2] ઉત્પ. અધ્ય. ૩૮ નો સાર "યાહુદાએ સુવાનામના માણસની છોકરી સાથે વિવાહ કીધા. તેથી ઇર. જન્મયો. પછી તેથી ઓનાન થયો અને ફરી તેથી સેલાહ થયો. ઈરનો વિવાહ તામાર નામની સ્ત્રીથી થયો, તેને છોકરાં કાંઈ થયાં નહિ. અને તે મરી ગયો ત્યારે યાહુદાએ બીજા છોકરા ઓનાનને કહ્યું. કે, તારી ભાભી પાસે જા અને તેનું હક અદા કર, અને તારા ભાઇ મરનારનો વંશ ચલાવ. તે સમજ્યો કે મહેનત હું કરીશ અને છોકરા મરનારને નામે કહેવાશે, જેથી ભાભી સાથે સુતો પણ બીજ ન આપતાં ભુમિપર બગાડયું. ફરી ખુદાએ તેને મારી નાંખ્યો. જેથી તેણીને યહુદાએ પોતાના બાપને ઘેર વિધવા થઇને રહેવાનું ફરમાવ્યું. કેટલાક દિવસ ગુજરી ગયા પછી યહુદાની બાયડી મરણ પામી. પછી તે તીમનાથ ગામમાં જતો હતો. તામારને કોઇએ ખબર આપી કે તારો સસરો તીમનાથમાં જાયછે. તેણે રંડાપાના વસ્ત્ર ઉતારી ઘુંઘટથી મુખ ઢાંકી માર્ગ પર બેઠી. યહુદા સમજ્યો કે કોઈ વેશ્યા છે. એમ સમજી તેની પાસે જઈ કહ્યું કે, ચાલ અને મને સંભોગ કરવાદે. તેણીએ કહ્યું તું મને શું આપશે ? તેણે એક બકરીનું બચ્ચું આપવાનું ઠેરવ્યું. અને પોતાની મતલબ પૂરી કીધી. અને તે તેણીથી ગર્ભવંતી થઇને ચાલી ગઇ. અને એક છોકરો અવતર્યો, અને તેનું નામ ફારેજ પાડયું." આથી માલૂમ પડે છે કે, યહુદાએ પોતાની વહુથી વ્યભિચાર કીધી. જેથી ફારેજ હરામનો ઉત્પન્ન થયો છે. અને એજ ફારેજ ઇસુ ( અલે ) ની વંશાવળીમાં આવ્યો છે. જુઓ માત્થી ૧; ૩. લુક ૩; ૩૩ વળી યહોશુઆ ૨; ૧ માં રહાબને કસબણ લખી છે. અને એને પેટે બલાજ જન્મ્યો છે. અને એજ બલાજ ઇશુ ( અલે ) ની વંશાવળીમાં છે. માત્થી ૧; ૫ લુક ૩. ૩૨. પાદરીઓ ઘણીવાર લોકોનાં મન ફેરવવા તથા મિશનનો પગાર હલાલ કરવા કહેછે તથા છાપેછે કે હજરત મોહમ્મદ ( સલ ) સાહેબની વંશાવળીમાં હાગાર નામની લોંડી આવી છે. ફરી લોંડીના પેટના પેગંબર કેમ થાય ? એઓ ઉપલું લખાણ વાંચી લજવાયા વગર રહેશે નહિ કે, ફારેજ હરામનો હોવા છતાં તથા રહાબ કસબણ હોવા છતાં એની વંશના દાઉદ સુલેમાન, અને ઇશુ ( અલે ) પેગંબરો ગણાય, અને લોંડીના પેટના નહિ ગણાય. વળી હાગારના પેટથી જન્મેલા ઇસ્માઈલ (અલે)ને બાઇબલમાં પેગંબર લખેલા છે. યાદ રાખજો કે, હાગારની પણ મહિમા બઇબલમાં લખાઈ છે. અને એવણ ખરેખરાં લોંડી હતાં નહિ. એ વિષે " નવીદે જાવીદ " વાંચવી જોઇએ.

અને તે છોકરાનું નામ વેદવ્યાસ છે, એટલે વેદને જુદું કરનાર. કહેછે કે, તેણેજ વેદના ચાર ભાગ કર્યા છે. જ્યારે માછીએ તે છોકરીને પૂછ્યું કે, તારા શરીરમાંથી કેમ સુગંધ આવે છે. તેણે ઉત્તર આપ્યો કે, એક મુસ-તજા-બુદ-દાવાત મુનિને નદીપાર કીધો હતો, તેણે ૧ મારે લીધે આશિર્વાદ આપ્યો તેથી. ભોગજોગે એક રાજા તે છોકરી ઉપર મોહિત થયો અને તેણીના બાપ પાસે માગણી કરી. તેણે કહ્યું કે, એક શરત ઉપર તને આપુંછું. તેના બચ્ચાં પાટવી કુંવર થાય. રાજાએ કબુલ રાખ્યું નહિ, અને વજીરને કહ્યું કે મારો એક છોકરો ગંગા (નદી)થી હોવા છતાં એક માછીની છોકરીથી જન્મેલાને રાજ આપવું યોગ્ય નથી. પણ રાજાના મનમાં ઇશકની આગ જેમને તેમ ભડકી રહી હતી. રાજાનો છોકરો ભીષ્મ જે ગંગા નદીથી ઉત્પન્ન થયો હતો, તેને એ વાતની ખબર પડી તેથી સત્યવતીના બાપ માછી પાસે આવી કરાર કીધો કે, સત્યવતીની ઓલાદ રાજપાટ કરે. સત્યવતીને તેના બાપ પાસેથી લઈ ખાંધે બેસડાવી લાવી બાપને હવાલે કીધી, તેથી બે છોકરા થયા. રાજાના મરવા પછી સત્યવતીનો મોટો છોકરો રાજા થયો. અને તેના પછી નાનો ગાદીએ બેઠો. ભીષ્મ કાશીના રાજાની બે છોકરીઓને જોરજુલમથી પકડી લાવી એની સાથે પરણાવી. પણ તેથી કાંઇ છોકરૂં થયું નહિ. જ્યારે તે મરી ગયો, ત્યારે સત્યવતીએ ભીષ્મને કહ્યું કે, તારા ભાઇની બે બાયડીઓ છે, તું તેઓથી સંભોગ કર કે, વંશ રહે. પણ ભીષ્મે કબુલ રાખ્યું નહિ. આખરે આ વાત ઠરી કે, વેદવ્યાસને સત્યવતીએ વનમાંથી બોલાવી ફરમાવ્યું કે, તું તારી ભોજાઇ સાથે શુ, કે વંશ બચેલો રહે. વ્યાસજીએ કબુલ રાખ્યું, પ્રથમ એક સ્ત્રી પાસે ગયા. તેણે વ્યાસની આકૃતિ જોઇ. રાતાં અને કાળાં વીખરાયલાં વાળ, આંખો બળતી, દહાડી અને મુછ રાતી. તે સ્ત્રી ડરી ગઈ અને આંખો મીચી લીધી. વ્યાસજીએ સંભોગ કીધો અને પોતાની માને કહ્યું કે, આ સ્ત્રીથી એક છોકરો ભાગ્યશાળી બળવંત, બુદ્ધિવાન, રાજા થશે. પણ એ સ્ત્રીએ મને જોઇ આંખો મીચી દીધી હતી જેથી તે પુત્ર આંધળો થશે. તે તેજ થયું. કે તેથી રાજા ધૃતરાષ્ટ આંધળો જન્મયો. ફરી વ્યાસજી સત્યવતીના કહેવા પ્રમાણે બીજી સ્ત્રીની પાસે ગયો. વ્યાસજીના ચેહેરાથી તેને એટલી

---

૧ આ લખાણ ઉપરથી પરાશર જેવા રખીશર ઉપર વ્યભિચારનો આરોપ મુકાયો છે, અને મુકવું પણ ખરૂં છે, તેનો ઉત્તર હિંદુઓ આવી રીતે આપેછે કે, હિંદુઓમાં આઠ જાતના વિવાહ થાયછે, તેમાં એક તરેહ આ છે કે, માબાપની રજા વગર સ્ત્રી અને પુરૂષ પોતાની ખુશીથી એક બીજાનું તન આપે અને ઘરસંસાર ચલાવે, જેને "ગંધર્વ વિવાહ" કહે છે. તેમ પરાશરજીએ કર્યું છે, પણ કેટલાંક કારણોથી એ ઉત્તર ખોટો થાય છે. ૧ એ વિવાહ ક્ષત્રીઓજ કરી શકે છે. અને પરાશર બ્રાહ્મણ હતો. ૨ ગંધર્વ વિવાહમાં શરૂઆતમાં એમ કરવામાં આવે છે ખરૂં, પણ આખર વેદની વિધિઓ (રસમો) કરવી જોઇએ. પણ પરાશરે તેમ કીધું નથી. ૩ એ વિવાહ શરૂઆતમાં છુપાવાય છે. પણ અંતે ખબર કરવામાં આવેછે, અને મંછુદરીએ આખી ઉમર સંતાડી રાખ્યું. ૪-૫ મંછુદરીએ વિનંતી કીધી કે, હું કુંવારી છું મારૂં કુવારપણું જતું રહેશે તથા દેવતાઓ જોઈ લેશે તો શું કહેશે. રખીશરજીએ ઉત્તર આપ્યો કે, તારૂં કુંવારપણું જેમ છે તેમ રહેશે તથા પ્રાર્થના કરી અંધારૂં કર્યું. જો વિવાહ થયો હોત તો કુંવારપણું તુટવાથી ડરવું નહોતું. એતો પતી માટેજ છે. તેમાં દેવતાઓથી ડરવું થાત નહીં. જો વિવાહ થયો હોત તો ફરી રાજા શાન્તનૂ સાથે પરાશરના હોવા છતાં પરણતે નહિ, એ વગર બીજાં પણ ઘણાં કારણો છે જેથી ખુલ્લું જણાય છે કે, મંછુદરી સાથે રખીશર સાહેબ પરણેલા નહીં, પણ વ્યભિચાર કરેલો. પણ લંબાણ હોવાથી પડતું મુંકુંછું.

બધી દેહશત લાગી કે, તે પીળી થઇ ગઇ. વ્યાસજીએ તેની સાથે સંભોગ કર્યો અને કહ્યું કે, આ સ્ત્રીનો રંગ મારી દેહશતથી પીળો થયો હતો તેથી તેનો છોકરો પાંડ એટલે પીળચટો થશે. એ સ્ત્રીથી પાંડુરાજા પેદા થયો. ફરી સત્યવતીએ વ્યાસથી બીજીવાર તે ઓરત સાથે સંભોગ કરાવવા ચાહ્યું, પણ એ સ્ત્રી વ્યાસની બિહામણી સુરતના ડરથી પોતાની દાસી (લોંડી)ને પોતાનો પોશાક પેહેરાવ્યો, અને વ્યાસજીની હજુરમાં મોકલી. તે દાસીએ વ્યાસજીને ઘણી મોટાઇ આપી હાવભાવ કીધો. વ્યાસ તેણીને મળ્યો. તેણીથી રાજા વિદુર ૧ થયો. એક દિવસ પાંડુરાજા શીકાર માટે બહાર વનમાં ગયો. વનમાં એક મોટો માણસ પોતાની સ્ત્રી સાથે હરણનું રૂપ લઇ સંભોગ કરતો હતો. રાજા પાંડુએ તેને તીર માર્યો. તેણે રાજાને શ્રાપ આપ્યો કે, તું જ્યારે સંભોગ કરશે ત્યારે તારૂં પણ મોત થશે. રાજા પાંડુએ ઘેર આવી આ બીના પોતાની સ્ત્રીને કહી અને કહ્યું કે હવે હું સંભોગ

---

૧ ઉપલા લખાણથી માલમ પડે છે કે, વ્યાસજી પારકી સ્ત્રી સાથે ભૂંડું કામ કરનાર હતા. એના બચાવમાં કેટલાક હિન્દુઓ કહે છે કે, હમારા ધર્મમાં છે કે, કોઇ વીધવાને છોકરાં મેળવવાં હોય, અથવા તે ધણીવાલી છે પણ તેનો પતી બીમારીથી કે કોઈ બીજા કારણથી સુઇ શકતો નહીં હોય, તો સ્ત્રીને જોઇએ કે, પોતાના દીઅરથી કે બીજા કોઇથી છોકરાં મેળવે, અને તે પુરૂષને જોઈએ કે, પોતાના વડીલથી કે ગુરૂથી કે એમના જેવા કોઇ બીજાથી રજા લે, અને પોતાના શરીર ઉપર તેલ લગાડે અને ચુમન વગેરે કાંઇ નહીં કરે. અને એવી અંધારી જગ્યામાં કે સ્ત્રીનો કોઈ પણ ભાગ જણાય નહિ અને મુખ્ય દહાડાઓમાં કે જેમાં ગર્ભવંતી થાય, અને દિવસના નહિ રાતના બીજ રહે ત્યાં સુધી સંભોગ કરે, ફરી તેની પાસે જાય નહિ. મજકુર બંધાણથી જો કોઈ પણ રીતે ઉલટું કરે તો ગુનેહગાર ગણવામાં આવેછે. અને એ કામને સંસ્કૃતમાં નિયોગ કહે છે. અને એનું પુરૂં વર્ણન "મિતાક્ષરા" આ૦ ૧ માં છે. એનો જવાબ એકે આખી જગતના જ્ઞાનીઓ એકે મતે છે કે, એક સ્ત્રી એકના લગ્નમાં હોવા છતાં બીજા સાથ સુનારી થાય, એની બુરાઈ દેખીત છે. અને લાજવાળા જ્ઞાની એવા માણસોને કે જે પોતાની સ્ત્રીને બીજા સાથે સુવા દે અથવા તેમ થવાથી ખુશ હોય. દયુસ વિગેરે શબ્દથી બોલે છે, અને માબાપનો દીકરામાં ભાગવી વળગણ હોયછે. એજ કારણથી જ્ઞાનીઓ તથા ખરા ધર્મવાળાઓ દતક પુત્રને ખરો છોકરો ગણતા નથી. તેને વારસા વીગેરેના કાયદામાં પારકા માણસ માફક ગણે છે. અને છોકરો તેનોજ ગણાય કે જેના બીથી પેદા થયો હોય. બીજ એ રોપે ને બીજાનો છોકરો ગણાય એક અજબ જેવું છે. ઉત્પ ૩૮;૮ માં પણ એવો ગોટાળો છે, જેથી પાદરીઓ શરમાયા વગર રહેશે નહિ. હવે વ્યાસજીએ નિયોગના કાયદા પ્રમાણે સર્વ બંધારણ પાળ્યાં કે નહીં જો પાળ્યાં છે તો નીયોગના કાયદા પ્રમાણે વ્યાસજી ભૂડાં કામ કરનાર નહીં ઠરશે. પણ જ્ઞાનીઓ બુધ્ધિવાળાઓની આગળ ગુનેહગાર ઠર્યા વગર નહીં રહેશે. ને જો નિયોગના કાયદાનો ભંગ કીધો છે તો ફરી સર્વ તેને હરામખોર ગણે એમાં નવાઈ નહિ. તે ભંગ કરવું નીચે પ્રમાણે છે. ૧ વ્યાસજી નાનો દીઅર નહોતો. જેઠ હતો અને ખરૂં જુઓ તો જેઠ પણ નહીં. કારણકે વ્યાસની પેદાશ હરામની છે. ને તેનો ધણી તો રાજા શાન્તનુનો છોકરો છે. ૨ નીયોગમાં જોઈએ કે, પોતાના વડીલથી રજા લે, પણ વ્યાસજીએ પોતાનો બાપ પરાશર જીવતો હોવા છતાં (ભાગવત સ્કંધ ૧૦) તેની રજા નહીં લીધી. ૩ નિયોગમાં સ્ત્રીને છોકરાં જોઇતાં હોય તે એવું કરે. પણ તે સ્ત્રીતો વ્યાસજી સાથે એમ કરવા માગતી નહોતી. અને કોઇતો વ્યાસજીની કદરૂપી સુરત જોઈને ડરને લીધે પીળી થઈ ગઈ. તો કોઇએ આંખ મીચી દીધી. તો કોઈએ પોતાની દાસી પોતાની તરફથી મોકલી આપી. ૪ એમ કરતી વખત અંધારૂં થવું જોઈએ, પણ વ્યાસજીના કહેવાથી કે, એકે આંખ મીચી દીધી. અને એક ડરીને પીળચટી થઈ ગઈ. માલૂમ પડે છે કે વ્યાસજીએ દિવસના અજવાળામાં અથવા તો રાતના દીવો મૂકીને એ કામ કીધું હશે. એ વાતો ધ્યાનમાં લેતાં તમને ખાતરી થઈ હશે કે, વ્યાસજીએ નિયોગ નહી પણ જીનાજ કરેલી છે.

કરી શકતો નહિ. અને મેં સાંભળ્યું છે કે, અપુત્રવાળા સ્વર્ગમાં જતા નથી. ફરી પોતાની સ્ત્રી કુન્તીને૧ કહ્યું કે મારે માટે જેમ બને તેમ પુત્ર મેળવ. ત્યારે કુન્તીએ કેયે કેયેથી ત્રણ પુત્ર મેળવ્યા, યુધિષ્ઠિર ધર્મ દેવતાથી. (ખુદાનેજ પવિત્રતા છે જ્યારે ધર્મીઓ પારકી સ્ત્રીઓ સાથે લાગે છે, તો ફરી અધર્મી શું નહીં કરશે?) બીજો ભીમ પુનદેવતાથી. ૩ અર્જુન ઈંદ્રિ દેવતાથી. રાજા પાંડુ આથી ઘણો ખુશી થયો. અને કહ્યું કે, જેમ તેં છોકરા મેળવ્યા તેમ માદ્રી માટે પણ મેળવ. અને માદ્રી તેની બીજી બાયડી હતી. તેમજ અશ્વનિકુમાર દેવતાથી માદ્રીને પણ બે છોકરા થયા. એકનું નામ નકુળ અને બીજો સહદેવ, અને એ પાંચે ભાઇ પાંડવ કહેવાયા. કે એ દયુસ (નીરલાજી)નો વંશ છે. સુબહાનલ્લાહ! (ખુદાનેજ પવિત્રતા છે.) સ્વર્ગમાં જવાનું એવુંજ કારણ છે કે વ્યભિચારથી છોકરા મેળવે. જાણે હિંદુ ધર્મમાં તો હરામખોરી એજ સ્વર્ગની કુંચી છે. અને એ પાંચોની એક બાયડી દ્રૌપદી નામની હતી. દરેક ભાઇ સાત સાત દિવસે તેથી પોતાનું કામ ચલાવતા હતા. ૨

મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, ભીષ્મ પોતાની સાવકી મા સત્યવતીને કહેવા લાગ્યો કે, એક મુનિ (આબેદ) હતો, તેની સ્ત્રીનું નામ "મમતા" હતું એક દિવસ તે મુનિનો ભાઇ બ્રહસ્પતિદેવતા તેની સ્ત્રી સાથે સંભોગ કરવા આવ્યો. તેણીએ કહ્યું મને તારા ભાઇનો ગર્ભ રહ્યો છે અને તેનો પૂત્ર જે મારા પેટમાં છે તે વેદ જાણે છે. અને તારૂં બીજ પણ રહી જશે. બ્રહસ્પતિ પોતાના જોશને સંભાળી શકયો નહિ. અને સંભોગ કરવા લાગી ગયો. તે છોકરો પેટમાંથી બોલ્યો કે, મારી જગ્યા તંગ કર મા. પણ બ્રહસ્પતિએ કાંઇ માન્યું નહિ. અને બીજ રોપવા લાગ્યો. તે છોકરાએ પોતાનો પગ લાંબો કરી ગર્ભની જગ્યાનો માર્ગ ઢાંકયો. અને બ્રહસ્પતિનું બીજ બગાડયું. બ્રહસ્પતિએ ગુસ્સામાં આવી શ્રાપ દીધો કે જેમ તેં મારી મની બગાડી છે તેમ ભગવાનથી માગુંછું કે તું માના પેટથીજ આંધળો થાય. તે તેનો શ્રાપ કબુલ થયો અને છોકરો આંધળો આવ્યો. "સુબહાનલ્લાહ" (ખુદાનેજ પાકી છે.) આવા વ્યભિચારીનો શ્રાપ હરામખોરી કરતી વેળા કેમ કબુલ નહીં થાય? આખર તે પુત્ર વિદ્વાન વેદ ભણતો થયો. ને એક રૂપાળી બાયડી તેને મળી. તેનાથી તેને એક "ગૌતમ" નામનો પુત્ર થયો તથા બીજા પુત્રો થયા. તોપણ તેની બાયડી તેનાથી ખુશ હતી નહિ. એક દિવસે પતિએ બાયડીથી અણગમાનું કારણ

૧ ભાગવત તથા મહાભારત જોતાં માલૂમ પડે છે કે, કુન્તીનો બાપ "સોરશીન" હતો તથા કૃષ્ણજીના બાપ વાસુદેવનો બાપ પણ શોરસેન હતો, ત્યારે હિંદુઓનો ખુદા કૃષ્ણની એ ફોઈ થઈ, કુન્તીના ભુંડું કરાવી છોકરાં જણવા વિષે કેટલાક એમ કહેછે કે કુંન્તીએ નિયોગનો કાયદો વાપરેલો તેનો જવાબ કે, નિયોગ તે સ્ત્રી કરી શકે છે કે જે વિધવા હોય અથવા જેનો ધણી સંભોગ કરવામાં નબળો હોય. પણ કુંન્તીનો ધણી રાજા પાંડુ તો જીવતો હતો અને જોરવાલો હતો. વળી મહાભારતના પર્વ ૧૨ ઉપરથી માલૂમ પડે છે કે, પોતાના કુંઆરીપણમાં પણ સુરજ દેવતાથી એક છોકરો નામે કર્ણ જન્મ્યો છે. ત્યારે કુંઆરીનું નીયોગ કેમ ગણાય. વળી નિયોગ ખુદ એક બેશરમીનું કામ છે જેને લજવાળો માણસ કદી કબૂલ રાખે નહીં અને એજ કારણથી મનુસ્મૃત્તિ અ. ૯ શ્લો. ૬૬ માં એને નિન્દાપાત્ર ગણ્યું છે. અને દયાનંદજીએ એ કામ માટે ઘણી આજ્ઞા કરી છતાં દયાનંદીઓ નિયોગથી શરમાય છે અને એનું ચલણ કરતા નથી.

૨ એક સ્ત્રીના પાંચ પતી એકઠા હોએ, અને દરેક વારી બાંધી પોતાનું કામ ચલાવે એ ઘણું શરમ ભરેલું છે. એના બચાવમાં કેટલાક હીન્દુઓ કહેછે કે પાંચોમાંના દરેક પોતાની વારી વખતે

પુછયું, તેણે ઘર ખર્ચની તંગી દર્શાવી. પતિએ કહ્યુ તું મને ક્ષત્રીઓને ત્યાં લઇ ચાલ કે તેઓ પાસેથી કાંઇ માગી તને દઉં. સ્ત્રી ગુસ્સામાં આવીને બોલી કે, મને માગેલો માલ કાંઇ જોઇતો નથી. અને આજથી તારા ઘરનો રાટવાટ કરીશ નહીં. તારાથી થાય તે કર.

દ્રૌપદીને અગ્નીમાં બાળી ફરીથી જીવતી કરી વાપરતા હતા, એટલે દરેક દરેક વારીમાં નવાજ દેહથી પોતાનું કામ કરતો. એનો જવાબ કે દરેક વખત બાળી જીવતી કરતા એનો પુરાવો શો? ને એમ કરતાં કોણે જોયું? અને તેણે કોને કહ્યું? ઈત્યાદી, એની સનંદ જોઈએ. પણ એવી સનંદ તો કોઈ બાબતમાં મુસલમાનો વગર બીજી કોઈ વરણમાં નથી. વળી આટલું યાદ રાખવા જોગ છે કે જો કોઈ હિન્દુ કોઈ પુસ્તકનો હવાલો આપે તો તેને તે પુસ્તકની બીજી વાતો પણ માનવી પડવાની, તે વેળા એમ નહીં ચાલશે કે, એ પુસ્તક માતબર મળે નહીં, વળી એક બાપડી સ્ત્રીને પોતાની ઈચ્છા પૂરી પાડવા સેંકડો વાર બાળી દુઃખ દેવું, એતો વ્યભીચારના પાપથી બચવા કરતાં ભૂંડું છે. ત્યારે એમ થયું કે એક પાપથી બચ્યા અને તે કરતાં મોટા પાપમાં ફસ્યા. વળી એક સવાલ એમ પણ થાય છે કે, જ્યારે દ્રૌપદીએ બળી બીજું દેહ ધારણ કીધું, એ આગળું દેહ છે કે બીજું? એટલે આબેહુબ તેજ દ્રૌપદી હતી જેમ પ્રથમ હતી, કે તેમ નહીં પણ પુનર્જનમ પ્રમાણે બીજું દેહ હતું? જો કહો કે આબેહુબ તેવીજ હતી, જેમ પેહેલા હતી તેમ બળવા પછી પણ હતી, તો ફરી બળવાનો ફાયદો શો થયો? આટલી બધી તકલીફ આપવી નકામી ગઈ. ને જો કહો કે બળા પછી પુનર્જન્મ પ્રમાણે દેહ બદલાતું હતું, તો ફરી દરેકની વારીએ દેહ બદલ થવાથી ફરી પરણવું જોઇતું હતું. પણ દરેક વારીએ પરણવું થયું નથી. તો વ્યભીચારનો દોષ પણ ઊઠતો નથી. વળી મહાભારતના આદિ પર્વ જોવાથી માલમ પડે છે કે, એક લાંબી મુદત સુધી પાંચે ભાઇઓ વગર વારી બાંધે વાપરતા હતા, અને જ્યારે દિલ્લીમાં જઈ કેટલીક ઈમારતો અને બાગ બગીચા પાન્ડો બનાવતા હતા. તે વેળા નારદજીની આજ્ઞાથી આ વારી બંધાયલી. ત્યારે એટલી લાંબી મુદત વગર વારી બાંધે અને વગર બાળે વાપરતા એતો તમારા માનવા પ્રમાણે પણ વ્યભીચાર થશે. વળી ભાગવત અધ્યા. ૬૩ માં જે કીસ્સો કૃષ્ણના છોકરા પરોમનને દેવ ઉચકી ગયલા વીષેનો લખાયો છે, તે વાંચ્યાથી ખાતરી થાય છે કે, દેહ બદલ થવાથી આગલા ધણીની બાયડી પણાથી સ્ત્રી નીકળતી નથી, ત્યારે બળી જવા પછી પણ અર્જુનના વિવાહથી દ્રૌપદી નીકળી શકે નહિ, ફરી બીજા તેને કેમ વાપરી શકે? કેટલાક હિન્દુઓ એમ પણ જવાબ આપે છે કે, અર્જુન જ્યારે દ્રૌપદીને લાવ્યો, તે વેળા કુન્તી ( એની મા ) ના મોંથી એમ નીકળી ગયું હતું કે " પાંચે ભાઇઓ વેહેંચી ખાઓ " જેથી પાંચે ભાઈઓ તેને વાપરતા હતા કે મા, જુઠી થાય નહિ. એનો જવાબ કે " વેંહેચી ખાઓ " એ શબ્દ હુકમ કરવાનો છે, અને વ્યાકરણ (સફર નહો) જાણનાર પર કંઈ છુપું નથી કે, હુકમનાં વીષે જુઠું કે સાચું થઈ શકતું નથી. જૂઠું અને સાચું માત્ર કોઇ વાતની ખબર દેવાઈ હોએ તેના વીષે વપરાય છે. ત્યારે જો પાંચે પાંડવ વહેંચીને નહીં ખાતે (વહેંચીને નહીં વાપરતે) તો કુન્તીને જૂઠી પાડી એમ થતે નહીં, પણ તેના હુકમ વિરૂધ્ધ થતે. વળી કોઈ હીન્દુ એમ કહે કે માના હુકમને વિરૂધ્ધ કરતું પણ શાસ્ત્ર વિરૂદ્ધ છે તેથી પાંડવોએ એમ કીધેલું. તેનો પેહેલો જવાબ તો એજ કે દ્રૌપદીને જો પાંચે પાંડવો નહીં વાપરતે તો તેથી કુંન્તીને વિરૂદ્ધ કરનાર ગણાતે નહી, કારણકે કુન્તીએતો ભુલથી ખાવાની જણસ સમજી એમ કહ્યું હતું કે "પાંચે વહેંચીને ખાઓ" ને બીજો જવાબ એ છે કે જો તકરારની ખાતર માની લઈએ કે તેમ નહીં કરવામાં કુન્તી માતાને વિરૂધ્ધ થાયછે, તો ફરી વ્યભીચાર કરવામાં ખુદાનું અને શાસ્ત્રનું વિરૂધ્ધ થાય છે. ત્યારે મા કરતાં ખુદાનો હુકમ ઓછો? કેટલાક હિંદુઓ કહે છે કે દ્રૌપદીનાં પાંચ ખાવીંદ એ માટે થયા હતા કે, મહાદેવે એને કહ્યું હતું કે તારા પાંચ પતી થશે. તેનો જવાબ કે જો તેવણના કહેવાથી કીધું છે તો ફરી તેને બાળી ફરી પુનર્જન્મ માફક જીવતી કરવાની જરૂરત પડતે નહીં હીન્દુઓના માનવા પ્રમાણે દરેક સ્ત્રીના અનેક ખાવીંદ પુનર્જન્મની રીતે થાય છે. તેમ એના પણ થતે. આ બધી વાતો ધ્યાનમાં લીધાથી આપણી ખાતરી થાયછે કે, દ્રૌપદી સાથે જે વારી ફરતા પાંચે પાંડવો સંભોગ કરતા, એ વ્યભીચારજ હતું, અને આ બધા તેને બચાવના બહાના છે.

પતિએ કહ્યું કે, હું આજે એવો કાયદો બાંધીશ કે કોઇ સ્ત્રી એક ધણી વગર બીજો કરી શકે નહિ. ને જો કરે તો આ લોકમાં ફજેત થાય અને પરલોકમાં હમેશાં દુઃખ મળે. એ સાંભળી સ્ત્રી ગુસ્સે થઇ અને છોકરાઓને કહ્યું કે, તમો એને નદીમાં ફેંકી દો. છોકરાઓએ પોતાના બાપને લાકડાંના પાટીઆ સાથે બાંધી ગંગા નદીમાં મેલી દીધો. તે નળ રાજા જ્યાં સ્નાન કરતો હતો ત્યાં પહોંચ્યો. તે તેને પોતાને ઘેર એવા વિચારથી લઇ ગયો કે તેની સ્ત્રીઓ એનાથી છોકરાં મેળવે. અને પોતાની એક બાયડીને તેની પાસે જવાનો હુકમ આપ્યો. તે સ્ત્રી આંધળા પાસે જવાથી પોતે વેગળી રહીને પોતાની દાસીને મોકલી. તે દાસીએ તે આંધળાથી ૧૧ છોકરા મેળવ્યા. આંધળાએ તેમને વેદ ભણાવ્યા. ફરી રાજાએ તેની પાસે પોતાની બીજી સ્ત્રી મોકલી. તેણે તેના શરીર ઉપર હાથ ફેરવી કહ્યું, તને એક બળવંત પુત્ર થશે. તેજ વખતે તે સ્ત્રીને ગર્ભ રહ્યો. અને છોકરો થયો (કેમ ન થાય, સારા મુનિઓનાં વચન શું ખાલી જાય) ભીષ્મે કહ્યું એવીજ રીતે સારા ધર્મી ક્ષત્રીઓ બ્રાહ્મણથી જન્મતા રહ્યા છે.૧

---

૧ આથી કેટલીક જાણવાજોગ વાતો માલૂમ પડે છે. ૧ દેવતાઓને હિંદુઓ માણસ કરતાં શ્રેષ્ટ ને સુકૃત્ય કરનાર ગણે છે. પણ એ ખોટું છે. કારણકે સર્વદેવતાનો ગુરૂ ને ઉપદેશક બ્રહસ્પતિ છે. એ હરામખોર એવો કે પેટમાંથી વેદ ભણનાર બચ્ચાંએ ના પાડયું તોપણ સાહયો નહીં રહયો અને ભુંડું કામ કર્યું. ને બીચારા બાળક ભત્રીજાને શ્રાપ દઈ આંધળો કર્યો. ૨–વેદ ભણનારના છોકરા એવા નીકળ્યા કે, કમઅકલ માના કહેવાથી પોતાના વિદ્વાન આંધળા બાપને દરીયામાં નાંખ્યો. ૩ પોતે માના પેટથી આંધળા વિદ્વાન વેદ ભણનાર એવા થયા કે, વ્યભીચાર પર કમર બાંધી સદા તઇયારજ રહ્યા. ૪–આખી વારતા જોતાં માલુમ પડે છે કે, આગલા વખતમાં નામીચા બ્રાહ્મણો તથા ક્ષત્રીઓના છોકરા હરામથી થયા કર્યા છે. ૫– હાલમાં બીજી કોમમાં જેટલો વ્યભીચાર બને છે તે કરતાં પણ વધારે હિંદુઓમાં થાયછે. છતાં વ્યભીચારને એબ ગણે છે. પોતાની વહુ છોકરી સાથે કોઈ હસી મશ્કરી કરે છે તો તેની સાથે દુશ્મનાઈ કરે છે, ને તેની સાથે લડે છે. પણ આગલા વખતમાં તો આગળ રહીનેજ પોતાની સ્ત્રી, વહુ, છોકરીથી એવું ભૂંડું કામ કરાવતા હતા. અફસોસ છે કે, નકામો કલિયુગને બદનામ કરે છે, આગલાં યુગોનાંભૂંડાં કામો તો આથી ઘણાં વધી ગયાં હતાં. આ યુગમાં અગર ભુંડુ કામ થાય છે, તો હલકા લોકોમાં ઘણું થાય છે, તેમ હલકા ઘણું કરે છે. પણ આગલા યુગોમાં તો નામીચી કોમોમાં તથા નામીચા દેવતાઓ રૂષીઓ, મુનિઓ કરતા હતા. મેં કેટલીક મુદત ઉપર તારીખે "અબુલફીદા" અરબી વાંચી હતી. તેમાં લખ્યું કે, હિંદુ ધર્મમાં જીનાનો ગુનોહ નથી. ને ભુંડુ ગણાતું નથી, તે વાંચી મને અજબ જેવું લાગ્યું. કેમકે તે વખતે હું હિંદુધર્મથી તદ્દન અજાણ્યો હતો, તેમ હિંદુઓને એ કામ ભુંડું છે એમ ગણનાર જાણતો. પણ હિંદુઓના શાસ્ત્ર જોતાં હવે મને ખાતરી થઇ કે, હિંદુ ધર્મમાં વ્યભિચારની એબ નથી, અને જે છે તે માત્ર ઇસલામી ધર્મના કીરણોથી તેઓ ગણેછે. મજકુર લખાણથી બ્રહસ્પતિ પર ભુંડા કામનો દોષ આવે છે, તેના બચાવમાં કેટલાક હિન્દુઓ કહે છે કે, બ્રહસ્પતિ દેવતા પોતાના પાપની માફી માટે હજારો વરસ સુધી ખુદાની બંદગીમાં લાગેલા, અને જે દેહને લીધે તેણેથી પાપ થયેલો તે દેહ છોડી બીજો દેહ ધારણ કીધેલો અને પાછી પોતાની પદવી મેળવેલી. એનો જવાબ કે હીન્દુઓની માતબર કીતાબથી આતોબહનો દાખલો મળવો જોઈએ, ને વળી મહાભારતથી એમ સિદ્ધ થાયછે કે, બ્રહસ્પતિ દેવતાએ કામદેવ ( શહવત ) ને પુરૂ પાડયા પછી પણ તેની મનમાની મતલબ પુરી ન પડવાથી પશતાયલા નહીં. પણ એક નિરપરાધીને શરાપ આપેલો. વળી અમો પૂછીએ છીએ કે અપરાધી દેહ છે કે આત્મા? જો કહો કે દેહ, તો આગલા દેહને બદલે બીજા દેહપર શીક્ષા થવી ગેરવાજબી થવી જોઇએ. ને જો કહો કે અપરાધી આત્મા છે. તો ફરી બ્રહસ્પતિ સાહેબનું દેહ મૂકવું કાંઈ લાભ આપે તેમ નથી. કારણ કે દેહ મુકયાથી અપરાધી આત્મા નીરપરાધી થતો નથી. વળી હમો પુછીએ છીએ કે બ્રહસ્પતિ સાહેબે આગલું દેહ મુકયું તેની શી મતલબ? પોતાને મોતે મર્યા કે આપઘાત કીધો? જો કહો કે પોતાની મોતે મર્યા, તો એથી પાપ મટેલો હોય એમ ગણાય નહી. એવી તરેહતો

તેજ પુસ્તક મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, વિશ્વામિત્રે જ્યારે ઘણી ભક્તિ કીધી, તો ઇંદ્ર દેવતા ડરવા લાગ્યો. કે રખેને એ ઘણી ભકિતને લીધે મારી પદવી એટલે સ્વર્ગનું રાજ લઇ લે. તેથી એક અપ્સરા (હુર) ને આકાશથી મોકલી હતી કે, વિશ્વામિત્રને ભકિતથી અટકાવે. ને તે અપ્સરાએ પોતાના નાચ નખરાથી, ને ઢબછબનાં ગાન–તાનથી, વિશ્વામીત્રને પોતાના તરફ જુકાવ્યો. ને ભકિત કરતો અટકાવ્યો. જાણવું જોઇએ કે ભકિતથી અટકાવવાનું કામ શૈતાનનું છે. (ન કે જન્નતના રાજાનું) તેજ પુસ્તકના આદિ પર્વમાં છે કે, વૈશંપાયને રાજા જંમજાને કહ્યું કે, રાજા પરેચર જગત તજી ભકિતમાં લાગ્યો. ત્યારે ઇંદ્રે તેને તરેહ તરેહની વાતોથી ફરેબ આપી ભકિતથી ૧ રોકયો.

---

ભૂંડા અને ભલા સર્વ મરે છે. ને જો કહો કે આપઘાત કીધો હતો, તો એથી પણ નીરપરાધી થાય નહીં. પણ વધારે પાપી બનેછે. કેમકે હરામ મોતે મર્યા. અને હરામ મોતે મરનાર માટે મહાભારત ભાગ ૧૨– રાજ ધર્મ પર્વમાં છે. " જે કોઈ પોતાને હાથે મારે તે નર્કવાસી છે. તેને માટે કેથે માર્ગ નથી " સ્કંદપુરાણ આ. ૨૮ માં છે કે "જેઓકે પોતાના હાથથી હલાક થાય છે. જહન્નમની સજાને પાત્ર છે, તેઓ દોજખમાં પડવાના." આથી સિદ્ધ થાય છે કે બ્રહસ્પતિજી પોતાના પાપથી પવીત્ર થયા નહીં.

૧ અહીં એને મળતી વાત બૈબલથી લખી જણાઉં છું. ૧ રાજા ૨૨; ૧૯. ખુદાની વાત સાંભળ. મેં ખુદાને તેના રાજ્યાસનપર બેઠેલો જોયો તથા આકાશનું સર્વ સૈન્ય જમણે તથા ડાબે તેની પાસે ઉભેલું, ને પ્રભુએ કહ્યું અહાબને કોણ ભુલાવશે કે તે ઉપર જઈને જીલાદના રામોથમાં પડે. એણે એમ કહ્યું, ને તેણે તેમ કહ્યું, ને એક આત્માએ નીકળી આવીને ખુદાની સનમુખ ઉભા થઈ કહ્યું હું તેને ભુલાવીશ ને ખુદાએ કહ્યું શાથી? ને તેણે કહ્યું નીકળી જઈને તેના સર્વ ભવિષ્યવાદીઓના મુખમાં જુઠો આત્મા થઈશ. ને ખુદાએ કહ્યું તારે ભુલાવવું સ્મર્થ થા. નીકળ ને તેમ કર. ને હવે જુઓ ખુદાએ આ સર્વ તારા પેગંબરોના મુખમાં જુઠો આત્મા મુકયો છે, ને પ્રભુ તારા વિષે ભુંડું બોલ્યો છે. " આથી માલુમ પડે છે કે, ખુદાએ અહાબને ભુલાવવા ખોટે માર્ગે લઈ જવા સભા બેસાડી, અભિપ્રાય પૂછયો અને આખર એક આત્માને એ વિષે નિમ્યો. પાદરીઓ એ વિશે શું જવાબ આપશે તે જોવા હું ઘણો આતુર છું. ઉપલા લખાણ વિષે હિંદુઓ એવો જવાબ આપે છે કે ઇંદ્રનું અપ્સરાને મોકલવું કાંઈ ભુંડી નૈયતથી કે અદેખાઈથી નહિ હતું. પણ પરીક્ષા માટે હતું કે, એઓ ખરેખરી ભક્તિ કરે છે કે નહીં. જો ખરી ભકિત કરનાર હશે તો એ અપ્સરા ( હુર ) ના પેચમાં આવશે નહિં. નહિ તો સરી પડશે, એ જવાબ તદન ગેરવાજબી છે. કારણ કે યોગવશિષ્ટ પ્રકરણ ૧ લાથી માલુમ પડે છે કે, વિશ્વામીત્ર બ્રહ્મજ્ઞાની હતા. રામચંદ્ર એમના ચેલા હતા. તથા મહાભારતમાં અનેક જગ્યા ગૌતમને તથા વિશ્વામીત્રને બ્રહ્મજ્ઞાની ખરા ભક્ત વગેરે લખેલા છે. ત્યારે એવા ઋષિશ્વર રખી બ્રહ્મપર અદેખાઈ વગર પરીક્ષાનો દાવો કરવો ખોટો છે. એના પુરાવામાં મહાભારતનાં ઉદયમ પર્વના ૪ થા ભાગમાં લખ્યું છે કે, " જ્યારે વસરૂપ ભક્તિમાં લાગ્યો તેથી ઈંદ્ર બીધો કે, રખેને વસરૂપની પ્રાર્થનાઓ પ્રસન્ન થાય ને મારી જગ્યા ખુદાથી માંગી મારાથી વધી જાય. ઇંદ્રે વિચાર્યું કે, એને ભકિતથી રોકવો જોઇએ. કેટલીક સુંદર સ્ત્રીઓ તેની આગળ મોકલીને કહ્યું કે જેમ બને તેમ તેને ભાકતથી રોકવો. એ સ્ત્રીઓ પોતાને સણગારી વસરૂપ પાસે ગઇ ને નાચ મુજરો શરૂ કર્યો. પણ વસરૂપે તે તરફ જોયું નહીં અને પોતાની ભકિતમાંથી હઠયો નહિ. જ્યારે જોયું કે આ સ્ત્રીઓથી આપણી મતલબ પૂરી પડી નાહ તો તે ઉપર વીજળી નાંખી એક માથું કાપી નાંખ્યું. તે પછી એક વચ્છ નામના ખેતી કરનારને કહ્યું કે, પેલાં બે માથાં પણ ધડથી જૂદાં કર. વચ્છે કહ્યું તે બ્રાહ્મણ છે ને બ્રાહ્મણને મારવાનું ઘણું પાપ છે. ઈંદ્રે કહ્યું કે, એ મારો દુશ્મન છે. એને માર્યા પછી ખુદાની ઘણી બંદગી કરીશું તો આપણો ગુન્હો મટી જશે, ત્યારે ખેતી કરનારે તેનાં બે માથાં કાપ્યાં. " આથી સાફ માલૂમ પડે છે કે, ઇંદ્ર એવાં કામ પરીક્ષાને માટે નહિં પણ અદેખાઈને લીધે કરતો હતો, ત્યારે તે ખુદાનો દુશ્મન થવો જોઇએ તે બ્રહ્મજ્ઞાની કેમ ગણાય!

વળી તેજ પુસ્તકમાં લખ્યું છે કે, એકવાર ઈંદ્ર દેવતા તથા ચંદ્ર દેવતા, બંને ગૌતમ ઋષિની સ્ત્રી અહલ્યાપર આશક થયા. એ બેમાંથી એકે મરઘાનું રૂપ લઇ મધ્ય રાતે મોટે ઘાંટે કુકરેકુક કીધું. ગૌતમ સમજ્યો કે સવાર થઈ ગઇ છે, ને મરઘો બોલે છે. જેથી બાપડો વેહેલો વેહેલો ઉઠી ગંગાપર સ્નાન કરવા ગયો. ગંગાએ કહ્યું હજી ઘણી રાત છે. સ્નાનનો વખત નથી થયો. ગૌતમ ઘેર આવી જુએ છે કે, ચંદ્રમા દેવતા દ્વાર પર ચોકી ભરી રહ્યા છે, ને ઈંદ્ર દેવતા તેની સ્ત્રી સાથે ભોગ કરી રહ્યા છે. ગૌતમે ગુસ્સે થઇ મૃગછાલ (હરણનું ચામડું) ચંદ્રમાને માર્યું અને શ્રાપ (બદદુઆ) આપ્યો કે, આનો ડાઘ તારાપર આખી ઉમર રહેશે. તેજ વખતે તેની પર કાલો ડાઘ પડી ગયો. જે કાળક હાલ ચંદ્રમા પર દેખાય છે, તે તેનીજ નિશાની છે. ને ઇંદ્ર ડરીને નાશી ગયો. ગૌતમે તે (ઇંદ્ર)ને શ્રાપ આપ્યો કે, તેં એક ભગ (ફર્જ) માટે આટલી મેહેનત કરી, માટે તારા દેહપર હજાર ભગ થાય. તે તેમજ તેજ વખતે તેના પીંડ પર હજાર ભગ પ્રગટ થઈ. ઇંદ્ર તેની લાજથી ફકર તળાવમાં કમળની જડમાં જઇ સંતાયો. સારાંશ આ છે કે લાંબી મુદતે વિષ્ણુની કૃપાથી તે ભગો જે તેના દેહપર હતી તે આંખનાં રૂપમાં ફેરવાઇ ગઇ. ત્યારે ઇંદ્ર ત્યાંથી નીકળ્યો, ને સ્વર્ગમાં ગયો. વિચારવું જોઇએ કે: ચંદ્ર હિંદુઓનો પુજ્ય છે ને ઇંદ્ર સ્વર્ગનો રાજા, એમના દેહ ઉપર હજુ સુધી જીનાની નિશાની જાહેર છે. એટલે ચંદ્રમા પર કાળક, અને ઇંદ્રમા પર હજાર આંખ–અને બેશરમ એવા હતા કે એક ઋષિની સ્ત્રી સાથે જીના કરવા ગયા. ખુદાની પનાહ! જ્યારે સ્વર્ગનો રાજા એવો હોય કે, તેના શરીર ઉપર વ્યભિચારની નિશાનીથી હજાર ભગની આકૃતિ હોય, તો સ્વર્ગ વાસીઓની મજા કથલાઈ [૧] જાએ.

૧ આ લખાણ ઘણું ખરાબ હોવાથી તથા એના ખરા થવાથી હિંદુ ધર્મ ખોટો થાય છે તેથી કેટલાક હિંદુઓ એ લખાણને ખોટું ગણે છે. અને કહે છે કે, એ કથા બનાવટી છે. માટે હું બીજા દાખલા પણ તેમની ખાત્રી થવા માટે લખી જણાઉં છું, યોગ વસિષ્ટ પ્રકરણ ૩–રાજા ઇંદ્ર ગૌતમની સ્ત્રી અહલ્યા પર ફરેફ્તા થયો તે એવો કે, રાજદુવારી કામથી તેમજ રાજ રક્ષણથી તદન બેખબર થઇ ગયો. તો પણ અહલ્યાને તેની સારી ચાલ હોવાથી તથા પોતાના પતિને તાબે રહેવાથી તેમજ ગૌતમઋષિશ્વરના જપ અને પુણ્ય હોવાથી કાબુમાં લાવી શકયો નહિ. એકવાર ગૌતમ કાંઈ કામ માટે બહાર ગયો હતો, ઇંદ્ર નવરાશને ભાગ્યપણું સમજી પોતાની શિકલને ગૌતમ જેવી બનાવી તરતજ ઘરમાં ઘુસી અહલ્યાને પકડી અને પોતાની ઈચ્છાના નિશાનપર તીર માર્યો. તેવી હાલતમાં ગૌતમ આવી પડયો. ઈંદ્ર ડરીને બિલાડીની સુરત બની ગયો. પણ ગૌતમે અસલ શું બન્યું છે તે પોતામાં અંતરજ્ઞાની હોવાથી જાણી લીધું, અને ઇંદ્રને શ્રાપ આપ્યો કે, તારા દેહપર હજાર ભગ થઈ જા. કેમકે તું ભગ ઈચ્છક છે. તે તેમજ માથાથી તે પગ સુધી ભગના આકાર પ્રગટ થયા. અને એ ઘણી લાજથી તળાવમાં કમળના ફુલમાં સંતાઇ રહ્યો ઈત્યાદી. મહાભારતના સાંક પર્વના ૩ જા ભાગમાં પણ એક લાંબી વારતામાં એની વારતા છે. તેમજ ધર્મ પર્વ મહાભારતમાં પણ છે. ફરી ન માનવું તે પોતાની અજ્ઞાનતા છે. અથવા એવી વાતોથી શરમાઇ પોતાનાં ધર્મી પુસ્તકો તજવાં છે. યાદ રાખજો કે ઇંદ્ર દેવતાએ ગૌતમની સ્ત્રીથી આ પ્રથમજ વ્યભિચાર કર્યો હોય એમ નથી. પણ ગૌતમ પુત્ર ચરંકારના હેવાલથી માલુમ પડેછે કે એવું ભુંડું કામ પહેલાં પણ તેજ ગૌતમની સ્ત્રી સાથે કરી ચુકયો છે. જુઓ મહાભારત મોક્ષ ધર્મ પર્વ. કેટલાક હિંદુઓ ઈંદ્ર દેવતાના બચાવમાં એવી રીતે કહે છે કે, ઇંદ્રનું એવું કરવું બોધ દેવા માટે છે. કે શહવત વિગેરે ભૂંડી ચાલ એવી છે કે, ઇંદ્ર જેવા દેવતાના મનમાં પણ આવવાથી તેની અકલ જતી રહે છે ને તેને પણ બદનામી મળે છે. ત્યારે માણસની શી ગણત્રી? એવી રીતે ઈંદ્ર દેવતાનું માત્ર

૫

દીવાન નામે એક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે, ધર્મરાજ (જે કે, એમના કહેવા પ્રમાણે આખા જગતનો ન્યાયાધીશ છે અને મરવા પછી દરેકના કર્મનો ઇન્સાફ કરેછે.) તેનાથી રાજા પાંડુની સ્ત્રી કુંતિએ એક છોકરો જન્મ્યો કે જેનું નામ યુધિષ્ટિર છે. અને તેને એજ કારણથી ધર્મપુત્ર પણ કહેછે.

જરા ઇન્સાપ કરવો જોઇએ કે, જ્યારે આખેરતનો ન્યાયાધીશ જીના કરે અને તેની ખબર સર્વત્રમાં ફેલાઇ જાય, તો ફરી પ્રજા શું વ્યભિચારને ભૂંડું જાણશે૧? તેમજ તે ન્યાયાધિશ વ્યભિચારીઓને કેમ પકડશે! જરા વિચારો તો ખરા કે હિંદુઓના કહેવા પ્રમાણે ઈંદ્ર સ્વર્ગનો રાજા-તેણે ગૌતમની સ્ત્રી સાથે જીના કરી, અને ધર્મરાજ-દોજખનો હાકેમ તેણે રાજા પાંડુની સ્ત્રીથી જીના કરી. જે ધર્મમાં આખરનો મામલો (ઇન્સાફના દિવસનો મામલો) આવો બગડ્યો હોય તેવા ધર્મથી છુટવાની આશા રાખવી એ બેઅકલી છે.

કોઈ હિંદુ કહે કે, 'હારૂત' અને 'મારૂત' એ બે ફિરસ્તા એક સ્ત્રી પર આશક થયા હતા. તેનો ઉત્તર કે, એઓના આશક થવાની વાત માતબર કીતાબોમાં મળે નહિ. વિદ્વાનો ના પાડેછે. અને જો તકરારની ખાતર માની લઇએ તો ફરી એનો જવાબ આ છે કે, તે ફિરસ્તા જ્યારે આ જગતમાં આવ્યા તો ફરી માણસના ગુણો તેઓમાં મુકાયા હતા. અને પાપ કર્યા પછી ઘણો પસ્તાવો કીધો હતો, અને તેની સજા માટે હજુ સુધી બાબેલના કૂવામાં મોટા દુઃખમાં પડ્યા છે. અને મહાપ્રલય (કેયામત) સૂધી રહેશે. એમ એ વાતને કબુલ રાખનાર પૂરવાર કરેછે, પણ તમારા દેવતા જે કે તમારા કહેવા પ્રમાણે તરેહ તરેહના પાપ (ગુન્હા) કરતા, અને પારકી વહુ છોકરી સાથે ભોગ કરતા, અને કદી પણ પસ્તાવો કરતા નહિ એથી તેઓને સાંઢ કહીએ તો ચાલે.

---

બોધ આપવું છે. તેનો ઉત્તર કે, બેશક ભૂંડા કામની સજા આપવામાં એ મતલબ હોય છે ખરી. એક પાપીને આવતા વખત માટે રોકવો. બીજું તે સજા જોઇ બીજા લોકો પાપની પાસે જાય નહિ. પણ તેથી પાપીનું હામીસપણું જતું નથી. એજ રીતે ઇંદ્રને સમજવો. લોકોને તો તેથી નસીયત મળી પણ ઇંદ્રનું ખાનું ખરાબ થયું. ભલા જરા વિચારી તો જુઓ કે બુદ્ધિવાન જ્ઞાની માણસ લોકોને બોધ દેવા પોતે ગુનોહ કરેછે? ફજેત થઈ ખુદાનો ગજબ ઉતારે છે? ને શરમાઈ નાસતો ફરે છે? ને લજવાઇ સંતાઈ રહે છે? એતો મુરખાઇનું કામ છે કે, બીજાને બોધ દેવા ઉપલાં નુકસાનો પોતાને માથે લઈ પોતાનું ખાનું ખરાબ કરે. વીચારો તો ખરા કે, બીજાં એવાં ભુંડાં કામો લોકોને બોધ દેવા કેમ નહિ કર્યાં કે તેના કર્યાની બુરાઈઓ જોઇ લોકો બચે પણ તેમ શાનું કરે. ઇંદ્ર તો પોતાની મોજ મજાનું કામ કરે. વળી વીચારો કે ઇંદ્રે તો લોકોને બોધ દેવા એવું કર્યું પણ બાપડી સતી પવિત્ર ગૌતમની સ્ત્રીને બગાડી તેના ધણીનો જીવ દુઃખાવ્યો તે દુઃખી થઇ બદનામ થઈને સદાને માટે પોતાપર કાળો ડાઘ લગાડ્યો, એ અજબ તરેહનો બોધ છે.

૧ ખ્રીસ્તીઓ! જાણો કે, એજ કારણથી જેટલા પેગંબર થયા તેઓ સર્વ નિરપરાધી હતા, કારણકે જો તેઓજ બદચાલના હોય તો પ્રજા બગડે તેમાં નવાઈ શી. એ કાયદો ઇંગ્રેજ સરકારે પણ પોતાને ત્યાં રાખ્યો છે કે, કાયદો ભંગ કરનારને તેમજ હામીસને નોકરી આપતા નથી. પણ ખ્રીસ્તીઓને અફસોસ છે કે, ધર્મ ચલાવનારા ચોર ડાકુ હોય અથવા જીનાકારી, છાકટો, દગલબાજ હોય ઇત્યાદી તેની ફીકર નહિ. જેના દાખલા હું પૃષ્ઠ ૧૧ તથા ૨૫ માં લખી ચુકયો છું, પણ કચેરી ચલાવનાર તેવો થવો ન જોઇએ. ત્યારે સાર આ નીકળ્યો કે એઓની આગળ ધર્મ નિર્જીવ છે. માત્ર જગતનું રાજ એજ તેઓ મોટું માને છે.



# ભાગ ત્રીજો.

## આકાશી પુસ્તકો વિષે.

અમો વિશ્વાસ કરીએ છીએ કે, ખુદા તરફથી લોકોને માર્ગ દેખાડવાને અર્થે કેટલાંક પુસ્તકો મોકલાયાં છે, કે તે માત્ર ખુદાનુંજ કલામ છે. જેમાંથી ચાર પુસ્તકો પ્રખ્યાત છે.૧ 'તૌરાત' હજરત મુસા (અલે) પર ઉતરેલું. 'ઝબુર' હજરત ૨ દાઊદ (અલે) પર ઉતરેલું ૩ 'ઇન્જીલ'

---

૧ મુસાની પાંચ કીતાબો હાલ બૈબલના શરૂઆતમાં તેમને નામે પ્રખ્યાત છે. અને તેનેજ તૌરાત ખ્રીસ્તીઓ ગણે છે, પણ કેટલાક દાખલાથી એમ માનવું ખોટું પડે છે. (૧) પૂનર્નિયમ ૨૭; ૫,૮ ને ત્યાં પ્રભુ તારા ખુદાને લીધે વેદી (મજહબ) પથ્થરની વેદા બાંધ. ... ને તું સારી પેઠે કરીને આ નિયમ શાસ્ત્રના સર્વ શબ્દો પથ્થરપર લખ. યહોશુઆ. ૮; ૩૨, અને ત્યાં તે પથ્થરપર મુસાના નિયમશાસ્ત્રની પ્રત લખી. આથી માલુમ પડે છે કે, તે તૌરાત એવી હતી કે, સારી રીતે શબ્દે શબ્દ જુબાદ કરવાની જગ્યાના પત્થર પર સમાઇ રહે. પણ આ પાંચ પુસ્તકો તૌરાતના અક્ષરો તો તે પત્થર પર કોતરાય નહિ. જેથી ખુલ્લું માલુમ પડેછે કે, આ તે તૌરાત નથી. (૨) " ઇનસાઈકલો પેડીયાં બૈની " માં છે કે, ડાકટર અલેકઝાંડર ગીદેશ કે જે ખ્રીસ્તીઓનો ઘણો માનીતો વિદ્વાન છે. તે કહે છે કે, મને ત્રણ છુપી વાતો માલુમ પડી છે. પહેલી આ તૌરાત મુસાની નથી. બીજી એકે કનાનમાં કે ઓરેશેલીમમાં લખાઇ છે, એટલે જે વેળા કે મુસાના વખતમાં ઈસ્રાયલ પુત્રો વનમાં હતા ત્યારે લખાયલી નહિ. ત્રીજી એના રચવાનો વખત દાઊદના વખત કરતાં આગળ હોય તેમ નહિ. તેમ હજકીઆલ પછી પણ નહિ. ઘણું ખરૂં સુલેમાનના વખત સૂધીમાં છે. એટલે ઈશુ કરતાં આસરે એક હજાર વરસ પેહેલાંની છે. અથવા હોમર કવીના લગભગની છે." જેનું હાંસલ એ નીકળે છે કે, મુસા પછી ૧ હજાર પાંચસો વરસ પછી રચાઈ છે. પૂનર્નિયમના છેલ્લા અધ્યાયને જુઓ તો તેમાં મુસાના મરણ તથા દફનનો હાલ લખાયો છે. તો ફરી તે મુસાની કીતાબ કેમ થઇ શકે, એ વગર બીજા દાખલા જો, જોવા હોય તો મારૂં ગુજરાતી પુસ્તક નામે " ઈજહારૂલ હકક " માં જુઓ. બૈબલના ખંડનમાં આ પુસ્તક અજાએબ છે.

૨ આ ઝબુર-કે જે ખ્રસ્તીઓમાં ચાલુ છે, તે તે ઝબુર છે, એમ હમો માનતા નથી, કારણ કે ખ્રીસ્તીઓ પાસે એની કાંઇ સનંદ નથી, કે આ તેજ છે. એજ કારણથી આગલા વખતના ખ્રીસ્તીઓમાં એ વિષે વાંધો પડયો હતો. ઓરજેન, કરેકજારતીન, ઓગસ્ટીન, અનબ્રોસ, અને યુથીમીન્સ કહે છે કે, એ ઝબુર દાઉદનીજ છે. પણ હીલયરી, અથહાનીસીયસ, જેરોમ, અને યુશીબીયસ, એ વાતને ના પાડે છે. મી૦ હોરન કહેછે કે, પેહેલાઓની વાત ખોટી છે. અને કેટલાક ટીકાકારક કહે છે કે, કેટલાંક ગીત મકાબીયસની વખતમાં રચાયાં છે. એ પણ નિર્બળ છે. કેટલાકો એમ કહે છે કે, જબુરની ૯૦ મા ગીતથી તે ૯૯ મા સુધીનાં મુસાનાં રચેલાં છે. અને ૭૧ ગીતો દાઊદના છે. અને ૩૮ મું હેમાલનું રચેલું છે. અને ૩૯ મું ઈતહાનનું રચેલું છે અને ૧૦૭ મું અને ૨૦ સુલેમાનનું છે. એ વગેરે ઘણા વાંધા જબુર વિષે છે. જેનો હેવાલ મને સુરતના આઈરીશ મિશનના એક ખ્રીસ્તીએ બાળબોધી અક્ષરમાં લખેલા પુસ્તકમાં બતાવ્યો હતો. ગીત ૭૨; ૨૦ યસેના પુત્ર દાઊદની પ્રાર્થનાઓ સમાપ્ત થઈ." આ ફકરાના વાંચનારને ખાત્રી થશે કે, એ પછીની પ્રાર્થનાઓ તો દાઊદની છેજ નહિ. એવો સવાલ લાગુ પડવાથી અરબી બાઈબલમાંથી એ ફકરોજ કાઢી નાખ્યો છે. અને સને ૧૯૦૮ નું છપાઈલું ગુજરાતી બૈબલમાં એ કલમને જીણા અક્ષરમાં લખી છે. ફરી એ ઝબુર તે તેજ છે એ કેમ મનાય ?

૩ માત્થીની ઇંજીલ અસલ હેબ્રુમાં હતી પણ ખ્રીસ્તી ટોળાઓનાં ફેરફારથી હાલ રહી નહિ. અને જે છે તે માત્ર તરજુમો છે. એને ખ્રીસ્તીઓ પણ માને છે. પણ તે તરજુમો કરનાર કેવા ચલણનો હતો તેતો કોરે રહ્યું, પણ ખાત્રીથી તરજુમો કરનાર પણ કહી શકતા નથી. એમ મી. જેરોમે સાફ કબુલ કીધું છે. પાદરી ફાન્ટર જે ખ્રીસ્તી ધર્મમાં ઘણો ચુસ્ત હતો તેને પણ લાચાર થઇ

હજરત ઇસા (અલે) ઉપર, અને 'કુરઆન' હજરત મોહમ્મદ મુસ્તફા (સલ) ઉપર ઉતરેલું, પણ જ્યારથી કુરઆન શરીફ ઉતર્યું ત્યારથી આગલાં પુસ્તકો ઉપર ચાલવાની અગત્ય રહી નહિ. તો ખુદાનો હુકમ છે કે, હરકોઇ કુરઆનના નિયમ પ્રમાણે પોતાની ચાલચલગત રાખે.

હિંદુઓને ત્યાં આકાશી પુસ્તકો "ચાર વેદ" છે. મહાભારતમાં લખ્યું છે કે, વેદના ચાર ભાગ વ્યાસે કર્યા છે. અને કેટલાક કહે છે કે, ચાર વેદ બ્રહ્માના ચાર મુખથી નીકળ્યા છે, અને બ્રહ્માનાં ચાર મુખ હોવાનું કારણ આ અધ્યાયના ચોથા ભાગમાં લખ્યું છે.

હવે સાંભળવું જોઇએ કે, કુરઆન શરીફમાં એટલી તો ખુબીઓ સમાઇ છે કે, તે જાહેર થઇ શકતી નથી. પણ ટુંકાણ રીતે વર્ણન કરૂંછું.

**૧લી ખુબી**–અકલ આવી રીતેજ ચાહે છે કે જે આકાશી પુસ્તક બંદાઓ ઉપર ઉતર્યું હોય તે એવી ભાષામાં હોવું જોઇએ કે, તે ભાષા દુન્યામાં બોલાતી હોય. અને જે ભવિષ્યવાદી તે કીતાબ લાવ્યો હોય તેની ભાષા અને તેની કોમની તેજ ભાષા હોવી જોઇએ, કે જેમાં તે પુસ્તક પ્રગટ થયું હોય. જેથી ખુદા તરફથી તેઓને ફરજ્યાત માનવું લાગુ પડે (અને કોઇ કહી નહીં શકે કે, તે અમારી ભાષામાં નથી, તેથી અમે સમજી શકતા નથી. ફરી તેના નિયમો અમોને કેમ લાગુ પડો) તો એ ગુણ કુરઆન શરીફમાં મળે છે. તે એવી ભાષામાં નહીં હોવું જોઇએ કે જે આખા જગતમાં કેથે બોલાતી નહીં હોય, જેવું કે હિંદુઓનો વેદ–કે તેને આકાશી પુસ્તક માને છે. અને તે એવી ભાષામાં છે કે, કોઇ માણસ તે ભાષાને બોલતું નથી. મોટા મોટા હજારો પંડિતોમાં: એક હશે કે તે વેદના અર્થ ૧ સમજતો હોય.

**૨જી ખુબી**–બુદ્ધિથી આ સિદ્ધ થયું છે કે, જે કોઇ આકાશી પુસ્તક લોકો પાસે લાવે તેના ગુણો સારા થવા જોઇએ, અને ભૂડાં કામોથી બચનારો (પવીત્ર) થવો જોઇએ; તો હજરત મોહમ્મદ મુસ્તફા ( સલ ) સાહેબ જેમને હાથે કુરઆન શરીફ

અટકલ કરી " મીજાનુલહકક " માં લખવું પડયું કે, ઘણું ખરૂં માત્થીએ યુનાની ભાષામાં લખી છે. પણ " ઘણું ખરૂ " ના શબ્દથી કામ ચાલી શકતું નથી. " ઈનસાઈ–કલો–પેડયાબુએ " માં માત્થી વિષે લખ્યું છે કે, એ ઈંજીલ સને ૪૧ માં હેબરૂ ભાષામાં કે, કોઈ બીજી ભાષામાં, કે જે કળદાનીઓમાં અને સુરિયાનીમાં વપરાતી તેમાં લખી છે. ફરી તેનો તરજુમો યુનાનીમાં રહ્યો અને હાલ જે હેબરૂમાં છે તે તરજુમામાંથી તરજુમો થએલો છે. ફરી એવા તરજુમાનો શો ભરોસો? અસલ તો છેજ નહિ, તરજુમો કરનાર કોણ છે તેની ખાત્રી નથી, છતાં જેમાં સેંકડો ખુલ્લી ભૂલો હોય ફરી તે ખુદાનું કલામ ગણાય નહિ. એ વિષે લંબાણથી હું " ખ્રીસ્તી અને મોહમ્મદી ધર્મના ચુકાદા " માં લખી આવ્યો છું. અને એવોજ હાલ બીજી ઈંજીલો વિષે પણ સમજવો.

૧ એકવાર સુરતમાં મેં એક પંડિતને વેદ વિષે એક સવાલ કર્યો હતો. તેણે તેનો જવાબ આપ્યો કે હું વેદ જાણતો નથી, તે વેળા એક મુસલમાને મને કહ્યું કે, તું એમતો પુછ કે, આંખથી પણ તમે ચારે વેદ જોયા છે કે નહિ? પંડિતજીએ ઉત્તર આપ્યો કે, ચારે વેદ મેં હજુ જોયા નથી. અને જોવા માટેહું ઘણો આતુર છું "લાલા ઇંદ્રમણી" કહે છે કે, ખુદાની વાતો તો ખુદાની ખાસ ભાષામાંજ જોઈએ. તેનો જવબ કે, ખુદાની ખાસ ભાષાનો શો અર્થ? જો કહો કે કોઈની સમજમાં આવેજ નહિ, તો એવાં પુસ્તકો મોકલવાથી શો લાભ? ને જો કહો કે લોકો પણ સમજી શકે તો ફરી ખુદાની ખાસ ભાષા ક્યાં રહી?

અમોને મળ્યું છે તેવણુ એવાજ હતા એ વિષેનું બ્યાન આ અધ્યાયના ચોથા ભાગમાં ખુદાનું ચાહ્યું હશે [૧] તો આવશે. પણ તે એવો થવો નહીં જોઇએ કે ભૂંડાં લક્ષણોનો હોય. જીનાકરનાર હોય. ઇત્ય. જેવું કે બ્રહ્માને હિંદુઓ આકાશી પુસ્તકોનો લાવનાર સમજે છે. પણ તેનું બદકાર–વ્યભિચારી થવું તેઓનાજ ધર્મથી સિદ્ધ થાયછે. જેનું વર્ણન ખુદાનું ચાહ્યું છે તો આ અધ્યાયના ૪ થા ભાગમાં આવશે.

**૩૭ ખુબી**—આકાશી પુસ્તકમાં જે છુપી વાતોની ખબર દેવાઇ હોય, તેમજ ધર્મ પદાર્થ (દીનનાઓસુલ) કહેવાયા હોય, તે સર્વને એવું થવું જોઇએ કે, તેમાં આપસમાં ફેરફાર થવો જોઇએ નહિ. નહિતો ખુદાપર જુઠનો બટો લાગશે.[૨] ને કુરઆનશરીફની કોઇ પણ આપેલી ખબરમાં કે ધર્મ પદાર્થમાં ફેરફાર મળે નહિ. એવું થવું નહી જોઇએ કે તેના ધર્મ પદાર્થમાં કે ખબરોમાં ફેરફાર પડે.[૩] જેવું કે હિંદુઓનાં છ શાસ્ત્ર કે એમના કહેવા પ્રમાણે વેદથી નીકળ્યાં છે. અને તેમાં ઘણા ખરા ધર્મ પદાર્થમાં, ખબરોમાં ઘણો ફેરફાર છે. એનું વર્ણન ખુદાનું ચાહ્યું છે તો આ અધ્યાયના પાંચમા ને સાતમા ભાગમાં આવશે. અને થોડો હાલ પ્રથમ ભાગમાં લખ્યો છે.

---

૧ એમના ગુણ કોઈ મુસલમાન બ્યાન કરે તો તેમાં નવાઈ નહિ. પણ યુરોપિયન ગાનારા થાય એ વધારે તારીફ લાયક છે. હજરત મોહમ્મદ ( સલ ) નું " જીવન ચરિત્ર " મી૦ જોન ડીયુન પોર્ટ, ગોડ ફરીહીંગસ અને ગીબન સાહેબની રચેલી આપોલોજી જુઓ. પાદરીઓ જેઓ હજરત મોહમ્મદ ( સલ ) વિષે નહીં એબની એબ બનાવી લોકોને ધોકો આપે છે તેઓ એ વાંચી પસ્તાય તેમાં નવાઈ નહિ.

૨ ખ્રીસ્તીઓએ તેમજ કેટલાક હિંદુઓએ કુરઆનના કેટલાક ફકરાઓ ઉપર સવાલ કર્યો છે. તેના જવાબો " ઈસતિફસાર " " ઈજાલતુલઔહામ " " સોતુલલાહીલ જબ્બાર " " ઓકુબતુદ્દાલલીન " ઈત્ય. પુસ્તકોમાં જુઓ. એ પુસ્તકો છપાયલાં પ્રસિદ્ધ છે. અને હજુ સુધી કોઈ પણ ખ્રીસ્તીથી અથવા હિંદુથી એનો જવાબ બની શકયો નથી. અને હું ધારૂંછું કે બની શકશે પણ નહિ. એ પુસ્તકોમાં ઉત્તરોજ નથી, પણ સામાવાળાઓનું ખોટાપણું પણ જાહેર કર્યું છે.

૩ બૈબલ જોતાં માલૂમ પડે છે કે, ખ્રિસ્તી ધર્મ પદાર્થમાં ફેરફાર છે. માત્થી ૫; ૧૯ માં તૌરાત વિષે તથા ભવિષ્યવાદીઓની આજ્ઞાઓ વિષે ઈશુ કહે છે, " એ માટે આ આજ્ઞાઓમાંની એક બહુજ નાનીને જો કોઈ તોડશે ને માણસોને તેમજ શીખવશે, તો આકાશના રાજ્યમાં તે બહુજ નાનો કહેવાશે, પણ જો કોઈ પાળશે અને શીખવશે તો આકાશના રાજ્યમાં મોટો કહેવાશે કેમકે હું તમને કહું છું કે, શાસ્ત્રીઓના તથા ફરોશીયોના ન્યાયપણા (નેકબખ્તી) કરતાં જો તમારૂં ન્યાયપણું વધારે ન હોય તો આકાશના રાજ્યમાં તમે નહિ જ પેસશો." આથી સાફ માલુમ પડે છે કે, ઈશુ (અલે) પોતાપર વિશ્વાસ કરનારને નિયમ પર ચાલવાથીજ છુટકારો બતાવે છે. તેમજ માત્થી ૭., ૨૧ યાકુબ ૨; ૨૦ માં પણ છે. પણ ગલાતીઓનું પત્ર ૩; ૨૩ માં આવી રીતે છે. "પણ વિશ્વાસ આવ્યા પેહેલાં આપણે નિયમ ( શરીઅત ) તલે રખાય ને જે વીશ્વાસ પ્રગટ થનાર હતો તેને સારૂં બંધ કરાયલા હતા. " આ કલમથી માલુમ પડે છે કે, વિશ્વાસ પછી નિયમનો બંધન નથી. તે પર ચાલવાની જરૂર નથી. વળી બાઈબલમાં ઈતિહાસ વિષે પણ ફેરફાર છે. ૨ રાજા ૮; ૨૬ અહાજયા રાજા થયો ત્યારે તે ૨૨ વરસનો હતો. અને ૨ કાળ વૃતાંત ૨૨; ૨ માં ૪૨ વરસનો હતો. એમ લખ્યું છે. આતો નમુનો છે.

**૪થી ખુબી**—આકાશી કીતાબ એવી થવી જોઇએ કે આખી જગતમાં[1] આમ રીતે ફેલાઇ હોય તો કુરઆનશરીફ એવીજ તરેહ બોહોળી રીતે ફેલાયું છે. કોઇ વસ્તી મુસલમાનોની એવી ન હશે કે, જેમાં બે ચાર કુરઆનશરીફ ન હોય. એમ થવું જોઇએ નહીં કે, હજાર રીતે ઢુંઢ કરીએ તો પણ કોઇ પ્રગણામાં મળે–તો મળે અને નહીં–તો નહીં. જેવું કે હિંદુઓનું વેદ કે કોણ જાણે બનારસમાં હશે, પણ બીજી જગાએ તો પત્તો પણ નહિ લાગતો.

**૫મીખુબી**—જયાં સુધી આકાશી કિતાબોનો હુકમ જગતમાં ખુદાને રાખવો હોય તો એમ થવું જોઇએ કે, ખુદાની મદદથી તેમાં ફેરફાર થતા બચેલી રહે. અને જગતમાંથી ગુમ થાય નહીં. તો કુરઆનશરીફનો જો કે હુકમ કેયામત સુધી ખુદા રાખનાર છે જેથી હજરત **મોહમ્મદ** (સલ) ના વખતથી તે આજ સુધી કેવી રીતે સચવાયું[2] છે કે,

---

૧ આ વાંચતાં તો પાદરીઓ ખુશી થઈ જવાના કે, હમારૂં બાઈબલ બસો ત્રણસો ભાષામાં તરજુમો થઈ જગતમાં ફેલાયું છે. પણ યાદ રાખવું કે, અસલ બાઈબલની એક પણ પ્રત મળે નહિ. અને જે છે તે માત્ર તરજુમોજ છે. અને માત્થીનો તરજુમો પણ અસલનો રહ્યો નહિ. જે છે તે તરજુમાનો તરજુમો છે. એમ ખ્રીસ્તી વિદ્વાનો ખાત્રીથી બોલે છે. તેમજ ચાલુ તૌરાત અસલ તૌરાતનો તરજુમો નથી. અસલને તો " બુખતે નેઝર " વીગેરેએ નાશ કરી નાંખેલી, અને ફરી એજરાએ કે કોઈ બીજાએ, નવેસરથી લખેલી તેનો તરજુમો છે. અને તેમાં હજારો ભુલો છે. જેને પાદરી ફાન્ડર વીગેરે હઠીલા પાદરીઓ પણ માને છે.

૨ પાદરીઓ પોતાની શરમિંદગી દુર કરવા પવિત્ર કુરઆન શરિફ વિષે કહે છે કે, કુરઆનમાં ફેરફાર થયો છે. એના જવાબ માટે સેંકડો સાક્ષીઓમાંથી આ જગ્યાએ બે પ્રખ્યાત ખ્રીસ્તી શાક્ષીઓને ગુજારૂં છું વલ્યુમ મ્યુર સાહેબ પોતાના પુસ્તક " લાઈફ ઓફ મોહમ્મદ " ભાગ ૧ પૃષ્ટ ૧૫ માં કુરઆન શરીફ વિષે લખે છે કે, ઘણું ખરૂં કોઈ બીજું પુસ્તક નથી જે ૧૨૦૦ વરસ સુધી ફેરફાર વગરનું અને સ્વચ્છ ( ખાલીસ ) હોય. તથા પાદરી ઈમાદુદ્દીન પોતાની " હિદાયતુલ મુસલેમીન " સને ૧૮૬૮ માં છપાઈલીનાં પૃષ્ટ ૭૦ માં લખે છે કે " કુરઆન આજ સુધી તેજ કુરઆન છે જે મોહમ્મદ સાહેબના વખતમાં હતું " અને સુધરેલી " હિદાયતુલ મુસલેમીન જે સને ૧૮૭૭ માં છપાઈલી તેના પૃષ્ટ ૬૭ માં લખે છે કે, મારો એજ ખ્યાલ છે ( એટલે કુરઆન ફેરફાર વગર રહ્યું છે. ) અને સદા તેવોજ રહેશે. " યાદ રાખવું જોઈએ કે, ફેરફાર ત્રણ રીતે થાય છે. અને એ ત્રણે રીત બાઈબલમાં મળી આવે છે. તેની સાબીતી (૧) કોઈ શબ્દ કે કોઈ વાકય કહાડી નાંખવું. (૨) અથવા વધારવો (૩) અથવા એકની જગ્યા બીજો મુકવો, ૧ લાની સાબીતી યશાયા ૪૦; ૫ ને ખુદાનો ગૌરવ ( જલાલ ) પ્રગટ થશે ને સર્વ દેહ જોશે, કેમકે પ્રભુનું મુખ બોલ્યું છે " પાદરી આદમ કલાર્ક બાઈબલની ટીકા ભા. ૪ થો પ્રષ્ટ ૨૭૮૫માં લખે છે કે ખરૂં વાકય " સર્વ દેહ ખુદાની મુક્તિને જોશે " ત્યારે " ખુદાની મુક્તિ " નો શબ્દ ઘટયો છે. માત્થી ૧; ૧૧ અને યોશિયાએ યકનિયાને જન્માવ્યો." ખરૂં, જુઓ તો યોશિયાએ યહુયાકીમને અને યહોયાકીમથી યકનિયા, જુઓ ૧ કાળ વૃતાંત ૩; ૧૫ ૨ જાની સાબેતી ઉત્પ. ૩૬; ૩૧, અને ઈશ્રાયલ પુત્ર પર કોઈ રાજાએ રાજ્ય કીધા અગાઉ, અદુમ દેશમાં જે રાજા રાજ્ય કરતા હતા તે એ. " આ કલમથી માલુમ પડે છે કે, એનો બોલનાર ઈશ્રાયલ પુત્રોમાં રાજય સ્થાપન થયા પછીનો છે. અને ઈશ્રાયલ પુત્રનો ૧ લો રાજા શાઉલ જે મુસા કરતાં ૫૫૬ વરસ પછી થયો છે. ત્યારે એનો બોલનાર મુસા થાય નહિ. પણ મુસાની કીતાબમાં કોઇએ વધારો કર્યો છે. એમ સાબેત થાય છે. અને આદમ કલાર્કે બૈબલની ટીકામાં કબુલ પણ રાખયું છે. ૩ જાની સાબેતી ૧ લુ કાલ વૃતાંત ૨૧; ૫ ને સર્વ ઇશ્રાયલ ૧૧ લાખ પુરૂષો તલવાર ખેંચનાર હતા. ૨ શમુએલ ૨૪; ૯ ને ઇશ્રાયલ પુરૂષો તલવાર

હજારો નહિ પણ લાખો માણસ કુરઆનશરીફને મ્હોંડે જાણનાર છે. આ જગ્યાએ એક બીજી વાત છે. કે જેનેથી હજરત મોહમ્મદ (સલ)ની પેગંબરીની તેમ કુરઆનના સાચા હોવાની સાબેતી પ્રકાશ થાયછે. તે એકે કુરઆન[1] શરીફમાં ખુદાએ કહ્યું છે કે, હમે તે (કુરઆન)ના સંભાળનાર છીએ." તો તે સુવાર્ત્તા જાહેર થઈ ને કુરઆન એવું સંભળાઈલું રહ્યું કે, પૂર્વથી પશ્ચિમ સૂધી જેટલી કાંઇ પ્રતો કુરઆનશરીફની છે તે સર્વમાં તેજ શબ્દો છે કે જે હજરત મોહમ્મદે (સલ) પોતાના શિષ્યોને સંભળાવ્યા હતા. કોઇમાં જેર-જબર (કાના-માતર) નો પણ ફેરફાર નથી. ને જો કોઈ ભૂલ દેખાઇ આવે તો તુરતજ મ્હોંડે ભણનાર અને વિદ્વાનો તેને દૂર[2] કરે છે. એમ નથી કે તે પુસ્તકના લાવનારથી તે વાકય-ના પોહોંચવામાં શક હોય. જેમકે હિંદુઓનું વેદ કે જણાતું નથી કે તે કોના બોલેલાં છે. તથા કોના હાથથી મળ્યાં છે. અને આખી જગતમાં એક પણ મ્હોંડે ભણનાર એવો નથી કે, જેની જીભે યાદ હોય. કોઇ હિંદુ કહે કે, વેદ ખુદાનું અનાદી બોલાયલું છે. અને બ્રહ્માથી અમને મળ્યું છે. તો તેનો જવાબ આ છે કે, તમો ઇતિહાસમાં ઘણા કાચા છો. તમારે ત્યાં રિવાયત (કોણે કોનાથી સાંભળ્યું) ની સંભાળ મળે નહિ. અને હમારે ત્યાં રિવાયતની એક વિદ્યા જુદીજ નિમાયલી[3] છે. જે વિષેનું બ્યાન ખુદાનું ચાહ્યું છે તો ચોથા અધ્યાયમાં આવશે. આથી એવો પણ શક થાય છે કે-ખુદા જાણે બ્રહ્મા નામનો શખ્સ ખરૂં જોતાં અસ્તિ ધરાવનાર થયો પણ છે અથવા તમારા વડાઓનો વહેમ અને ખ્યાલજ છે. અને એ વેદ વિષે પોતે તમારાંજ કેટલાંક શાસ્ત્ર એમ કહેવામાં વિરૂદ્ધ છે. જેમકે મનુસ્મૃતિમાં છે કે બ્રહ્માએ વેદને અગ્નિ વાયુ અને સૂર્યથી દોહ્યુ (મેળવ્યું) છે. ત્યારે ઇન્સાફ કરો કે, એ કહેવા પ્રમાણે વેદ ખુદાનું કલામ અનાદિ કયાં રહ્યું.

**૬ ઠી ખુબી**—સુંદર ઇબારત, વ્યાકરણ, અને અલંકારમાં ઘણીજ સરસ રીતે બયાન થયેલું હોવા છતાં જૂઠથી કોરૂં છે. અને તરેહ તરેહનાં મજમુન એમાં છે. જેટલી વિદ્યાઓ ધર્મને લગતી છે, જેવું કે ફીકહ, ઓસુલ, તસવવોફ, મન સુધારક અને ઇલિમે કલામ ઇત્યાદિ સર્વ કુરઆનથીજ નીકળે છે. એટલુંજ નહિ પણ જેટલી વિદ્યાઓ દુનિયામાં

---

ચલાવનારા ૮ લાખ, એ બે ગણત્રીમાં એક ખોટી થવી જોઈએ. અને એકની જગ્યા બીજી લખાઈ છે. એમ સાબેત થાય છે. એ વિષે જો સેંકડો દાખલા જોવા હોય તો " એજાજે ઈસ્વી " " ઈજ-હારૂલહક " નામના પુસ્તકોમાં જુઓ. હવે આપણે વેદને જોઈએ કે, તેમાં ફેરફાર થયો છે કે નહિ. મહાભારતના શાંતપર્વમાં રાજા યુધિષ્ટ્રરનું કહેવું સાફ રીતે લખાયું છે કે, " વેદ દરેક વખતમાં જુદીજ તરેહનું થઈ જાય છે. " મહાભારતના બારમા પર્વમાં લખ્યું છે કે, તૃતી યુગમાં વેદના અર્થોમાં ફેરફાર થએલો. વન પર્વમાં છે કે, દ્વાપરમાં વેદમાં એટલો ફેરફાર થયેલો કે અડધો પણ લખવામાં આવ્યો નહીં.

૧ સુરાહિજર આ. ૯.

૨ એ વિષે લંબાણથી શીલસુફીની કસોટીમાં લખી ચુકયો છું.

૩ ડાકટર ઈસ્પરેનગર સાહેબ એસાબાની પ્રસ્તાવનામાં લખે છે કે, રિવાયતના વર્ણન કરના-રાઓની હાલત જાણવાની વિદ્યા ( અસમાએરેજાલ ) વિષે મુસલમાનો જેટલી કાંઈ મોટાઈ કરે તે ઘટતી છે. કારણકે કોઈ વર્ણન નહીં થઇ અને નહીં છે કે જેણે મુસલમાનોની માફક ૧૨૦૦ વર્ષના મૌલવીઓની જીંદગીનો હાલ લખ્યો હોય. ને ૫ ) લાખ મૌલવીઓની હાલત એમની કીતાબોમાંથી મળી આવે છે.

છે, તે સર્વની અસલ કુરઆનશરીફમાં માલૂમ[1] પડેછે. પણ એ સમજવા માટે સારી સમજ અને બુદ્ધિ હોવી જોઇએ. અને ટુંકાણથી એનું વર્ણન ખુદાનું ચાહ્યું છે તો ૪થા અધ્યાયમાં આવશે.

**૭મી ખુબી**—તે પુસ્તકને યોગ્ય છે કે, તેમાં ખુદાની સ્તુતિ તથા તેના એક હોવાનું વર્ણન હોય, જેવું કે કુરઆન [2]શરીફમાં ઠેકાણે ઠેકાણે "તૌહીદ" (ઐકતા) ની ખૂબી અને શિર્કની બુરાઇનું વર્ણન છે. એમ થવું ન જોઇએ કે તેના લખાણથી ખુદાનું અકર્તાપણું અને બીજાઓની સ્તુતિઓ ઘણી હોય. જેવું કે, હિંદુઓના વેદમાં ખુદાના એક હોવાનું વર્ણન બહુજ થોડું છે.[3] એટલુંજ નહિ પણ કેટલાંક શાસ્ત્રોથી કે જે વેદોથી નીકળ્યા છે, ખુદા અઉત્પન્ન કરનાર તથા અકર્તા સાબેત થાયછે. એ વિષેનું વર્ણન આજ અધ્યાયના ૭મા ભાગથી માલૂમ પડશે. અને ખુદા વગર બીજાઓની મહિમા (તારીફ) ઘણી છે. અને ગાયત્રી કે જેને એઓ આખા વેદનો સત અને સર્વ મંત્રોથી શ્રેષ્ટ ગણે છે, અને એજ કારણથી તેને મુળ મંત્ર કહે છે તો તેમાં પણ ખુદાની યાદ નથી, પણ સુર્યનું સ્મરણ છે અને તેની મતલબ પણ ખરાબ અને તૌહીદથી ઉલટી છે. જેમકે ગાયત્રીની પિછાન અને તેનો અર્થ ખુદાનું ચાહ્યું છે તો બીજા અધ્યાયના પહેલા ભાગમાં આવશે.

## ભાગ ચોથો.

"જેઓ ખુદાનો માર્ગ બતાવે છે તથા તેઓને લીધે દરેક પોતાની ભલાઇને પહોંચે છે, અને તેઓની તાબેદારી વગર કોઇને મુકિત મલતી નથી, તેવા શખ્સોના વર્ણન વિષે."

જાણવું જોઇએ કે, જે કાંઇ પૃથ્વી પર છે તે સર્વ ખુદાએ માણસના લાભ માટે ઉત્પન્ન કર્યું છે. અને માણસને એ માટે બનાવ્યું કે, પોતા માટે ભલમનસાઈ મેળવે, (સ્આદત હાસલ કરે) અને પોતાની ભલમનસાઇ શું છે? હમેશના સુખમાં રહેવું અને સદાના

---

1 જોમેટરી, વૈદક, ઓલજબ્રા, હિસાબ, ખગોળ વિદ્યા, ઈત્યાદિની અસલ કુરઆન શરીફમાં છે. જેની સાબીતી તફસીર "ઈકલીલ ફી-ઇરતીન્બાતીત તનજીલ" નામની કિતાબમાં છે.

2 એ વિષે જોન ડયુન પોર્ટ સાહેબે હજરત મોહમ્મદ ( સલ ) નું જીવન ચરિત્ર લખ્યું છે, તેનો છેલ્લો અધ્યાય તથા વલ્યુમ મ્યુરનો કુરઆનનો સાર (ઇંતેખાબ) જોવા જોઇએ, તો ફરી તમને ખાત્રી થશે કે, કુરઆન કેવી ખુબીનું છે, કે પારકા ધર્મવાળાઓ પણ તેના ફકરા લખી ગુણ ગાનારા થયા. એટલુંજ નહીં પણ કુરઆનના શંક્ષીપને સ્કોલમાં ચલાવવા માટે કોશીશ કરતા હતા.

3 જાપાળ ઉપનિષદ અથર્વવેદમાં અગ્નિ અને જળની પ્રાર્થનાનું ફરમાન છે. તૈંતર્ય ઉપનિષદ યજુરવેદ સૂર્યની એવી વરજીસ કરે કે તેનું તેજ આંખોમાં સમાવેસ થાય. સૂર્યને કહે કે મારી અકલમાં પહોંચ અને આંખોમાં તેજ આપ છોંદોગ્ય ઉપનિષદ સામવેદ સુર્યને ખુદા જાણી તેની સાથે વળગેલો રહે. અને એમ પણ છે કે દાનાઓ સૂર્યને ખુદા જાણી તેની સાથે લાગેલા રહે, તેને માટે સર્વ ચીજ અને કામો હાજર થઇ જાય છે. "બરાહીને અહમદીઆ" પૃષ્ટ ૪૦૭—૪૨૪ સુધીમાં રૂગ્વેદની સંહીતા અષ્ટક શુકત ૧લાથી શુકત ૧૧૫ નો સાર ( ઇનતેખાબ ) લખ્યો છે તેને જોવાથી ખાત્રી થશે કે વેદમાં અગ્નિ વાયુ વગેરેની પૂજા કરવાનું તથા તેથી પોતાની ઈચ્છા પૂરી કરાવવાનું લખ્યું છે.

દુઃખથી બચવું. પણ એતો કયારે મળે કે પોતાના ઉત્પન્ન કરનાર માલેકને ઓળખી તેની મરજી માફકના કામ જાણી હુકમનો તાબેદાર રહે. તેની ખુશીનાં કામ કરે અને તેને અણગમતાં કામોથી વેગળો રહે. તો દરેકને જોઇએ કે, એવા કોઈ માણસને કે જેનાથી ખુદાનું ગમતાપણું અને અનગમતાપણું જણાય તેમને શોધી પોતાનો સ્વામી ( મુરશદ ) શિક્ષક બનાવે. ને જો આ વખતમાં એવો કોઈ માણસ નહિ મળે તો આગલા વખત-માંના કોઇ એવા સારા માણસ ગુજરેલાની આજ્ઞાઓ માતબર કીતાબોથી અથવા માતબર માણસોથી દરિઆફ્ત કરી તેની તાબેદારી કરે. પણ એવા માણસની ઢુંઢ અને શોધમાં ઉંડા વિચારથી સોચવું જોઇએ. કારણકે ઘણા ખરા શેતાનો માણસની શીકલમાં છે. તો ફરી દરેક હાથને હાથ દેવો જોઇએ નહિ. (અને તેની તાબેદારીમાં બંધાવું નહિ.)

એવા માણસોની ઓળખાણ અમો મુસલમાનોના માનવા પ્રમાણે એવી તરેહ છે કે, ખુદાતાલાએ પોતાના બંદાની ભલાઇને અર્થે-તેમજ પોતાનું ગમતું અણગમતું બતાવવા માટે એજ માણસોમાંથી કેટલાક માણસો નિમ્યા છે, કે તેઓ ખુદાના પ્રસન્ન છે. તથા તેમની પછી ખુદાને ત્યાં સર્વ ઉત્પન્ન થયલાથી શ્રેષ્ઠ છે. અને ખુદાએ પોતાનો પેગામ (હુકમ) તેઓની જીભથી બંદાઓપર મોકલ્યો છે. એજ માટે તેઓને પેગંબર, નબી અને રસુલ કહેછે. અને તે લોકો એવા સારા સ્વભાવના થાયછે કે, તેઓથી આખી જીંદગીમાં ભુંડું કામ અપરાધી થતું નથી. લાલચ લોભથી તદન[1] પવિત્ર થાયછે. ન તો કદી જુઠું[2] બોલેછે ન કોઇથી દગોફટકો કરેછે, ન કોઈ ઉપર જુલમ ગુજારે છે. એક કોળીઓ પણ ચોરી કરની તેઓથી બની ન શકે, મતલબકે તેઓથી કોઇ પણ પાપ જાણી જોઇને થાય નહીં. કારણકે જયારે પેગંબર ભૂંડાં કામ કરવા લાગે તો ફરી બીજાઓને ભુંડાં કામોથી કેમ હઠાવે? અને લોકો તેઓની વાત ઉપર ભરોસો કેમ કરે? દુરગુણીની તથા મકર કર-નારની વાતનો કદી પણ ભરોસો થતો નથી.[3]

---

૧ જોન ડયુન પોર્ટ સાહેબ હજરત મોહમ્મદ ( સલ ) ના જન્મ ચરિત્રમાં લખે છે કે, અરબના મૂર્તિપૂજકોએ મોહમ્મદ ( સલ ) પાસે આવી કહ્યું કે, જો તારો વિચાર ધન ભેગું કર-વાનો હોય તો કહે, અમો કેટલાક આગેવાનો મળી તને લાવી આપીએ. જો તને રાજ્ય કરવું હોય તો ભલે, તું હમારા સરદારોના વંશનો ઉંચા ખાનદાનનો છે. અમો તારા તાબેદાર થઈશું. તને હમો અમારી કુંવારી છોકરીઓ આપવા તૈયાર છઈએ, તારે જોઇએ તેટલી પરણ. પણ આખરે પોતે ના પાડી. અને જગતની દોલતને તજી આખરનો માર્ગ સુધારવા પર તૈયાર રહ્યા. લોકોની ગાળો ખાધી. બધી કોમ ફરી ગઇ. આખરે દેશથી પરદેશ ગયા. પણ પોતાના વિચારમાં અને બોધ આપ-વામાં જાણે પહેલોજ દિવસ હતો જેથી પોતાના બ્યાનમાં પોતાની હિંમતમાં ફરક પડયો નહિ.

૨ પણ બૈબલમાં જોતાં તો ઇશુ ( અલે ) જુઠું બોલ્યા છે. જુઓ યોહાન ૭; ૮, ૧૦ તથા પાઉલ જુઠું બોલવું કબુલ રાખે છે. જુઓ રૂમી ૩; ૭. યાકુબનો દગો ઉત્પ. આ. ૩ લુંટારાપણું કરી દગાથી સોનું ચાંદી લુટવા. જુઓ નીર્ગમન ૧૨; ૩૫, ૩૬. ભાગવત સ્કંદ ૧૦ અધ્યાય ૧૪માં બ્રહ્માજીનું વાછરડો ચોરવું લખ્યું છે. ભાગવત આ. ૯ માં કૃષ્ણનું ઘી, દુધ, માખણનું ચોરવું લખ્યું છે. ને જયારે પકડાઈ ગયો ત્યારે પકડનારના છોકરાનો હાથ તેના હાથમાં ધોકાથી અને ચા-લાકીથી પકડાવી નાસી ગયો. કારતક મહાત્મ અને પદ્મપુરાણમાં વિષ્ણુનું દગો કરી જલંધરની સ્ત્રી સાથે વ્યભિચાર કરવું આગળ લખી ચુકયો છું. જુઓ પેજ ૧૨

૩ પાદરીઓને પોતાની બાઈબલ જોઈ શરમાવું જોઇએ કે, કેવી રીતે પેગંબરોને તેમાં વગોવ્યા છે! ખરૂં જુઓ તો તે સર્વ પેગંબરો નીરપરાધી હતા. પણ એઓની બાઈબલમાં ફેરફાર થઈ ગયો છે.

૬

ફરી તે ખુદાના રસુલ, પેગંબરો લોકોને કહે છે કે, ખુદાએ હમોને તમો તરફ મોકલ્યા છે. અમો તમોને ભલમનસાઇનો માર્ગ બતાવનારા છીએ. તમો હમારી પુઠે ચાલો, નહિ તો હમેશને માટે આગમાં બળવાના. ત્યાર પછી જો કોઇ લોક તેમના પેગંબર થવા પર કોઇ નિશાની ( મોજેજો ) માગે છે તો ખુદાતાલા તેઓને સાચા કરવા માટે કોઇ એવું કામ જાહેર કરેછે કે, જે ( જાહેરમાં ) ખુદાની આદતથી ઉલટું હોય.[1] જેમકે પથ્થર, લાકડીને બોલતાં કરી દેવું, અને બે ત્રણ શેર અનાજથી સેંકડો માણસોનું પેટ ભરી આપવું, અને કેટલીક છુપી વાતો બતાવી આપવી, અને આંગળીઓથી પાણીનો ધોધ ચલાવવો. એવીજ તરેહ બીજી વાતો જાહેર થઇ છે.: એવું કામ જો પેગંબરને હાથે જાહેર થાય તો તેને મોજેજો કહે છે.

જગતમાં પેગંબરો ઘણા થયા છે. તેમની ગણના ખુદા સારી રીતે જાણે છે. સર્વથી પહેલાં " હજરત આદમ " ( અલે ) સર્વ માણસો તેમનો વંશ છે. અને સર્વથી પછળ " હજરત મોહમ્મદ મુસ્તફા " ( સલ )[2] છે. પણ તેમનો આત્મા સર્વથી પહેલાં ઉત્પન્ન થયો હતો. મક્કા મોઅજમામાં જન્મયા.[3] જ્યારે તેમની ચાલીશ વર્ષની ઉમર થઈ તો

---

૧ કેટલાક માણસો કહે છે કે, પેગંબરીની સાબેતી તો મોજેજા પર છે એમ તમો કહો છો. અને મોજેજો આદતથી ઉલટો ( ચમત્કારી રીતે ) થાય છે. પણ આદતથી ઉલટું થવું તો થઈ શકતું નથી. ફરી પેગંબરી કેમ મનાય? જો આદતથી ઉલટું થઇ શકતું હોય તો એમ પણ થઇ શકવું જોઇએ કે, પહાડ સોનાનો બને, અથવા સમુદ્ર લોહીનો કે તેલનો બને, અથવા ઘરનાં વાસણો બધાંજ પુરૂષો બની જાય. પણ એવું થઈ શકે છે એમ જાણવું તે અણસમજાય છે. એનો જવાબ કે, આકાશ અને પૃથ્વી તથા જે કાંઇ એ બંનેની વચ્ચે છે. તેની શરૂ પેદાશ કરતાં આદતનું ઉલટું થવું કાંઈ વધારે નવાઈ જેવું નથી. વિચારો કે જ્યારે આકાશ પૃથ્વી ખુદાએ પેદા કીધાં, ત્યારે ખુદાને આકાશ ઉત્પન્ન કરવાની આદત નહોતી, તો ફરી આદતથી ઉલટું થયું. અજાએબ જેવું તો આ છે કે, આવી મોટી મોટી ચીજો આદતથી ઉલટી થઇ હોય તે તાજુબ લાયક ન થાય, ને નાની નાની ચીજો તાજુબ જેવી થાય, વળી તમારી બનાવેલી ચીજો થઈ નથી એ ખરૂં. પણ થઈ શકતી નથી એનો શો પુરાવો છે? ( ટચસ્ટોન ઓફ ફીલોસોફરસ )

૨ કેટલાક અણસમજ બૈબલથી અજ્ઞાની પાદરીઓ કહે છે કે, ઈશુ (અલે) છેલ્લા પેગંબર છે. એમના પછી કોઇ પેગંબર નથી. એજ ઢબે પોતાની ચોપડીમાં, ચોપાન્યામાં પણ લખે છે. એ કેટલા દરજાનું અજ્ઞાનપણું છે, તે મારા વાંચકો ઈન્સાફ કરશે એવી આશા છે. વાંચો પ્રેરીતોનાં કૃત્ય ૧૧ ૨૭ અને તે દિવસોમાં પેગંબરો યરૂશાલેમથી અંત્યોખમાં આવ્યા, તેઓમાંના આગાબસ નામે એકે ઉભા થઈને આત્મા વડે ચેતાવ્યું કે, આખા જગતમાં મોટો દુકાળ પડશે. તેમજ કલાદીઅસ કાઈસરના દિવસોમાં તે પડયો. વળી તેનાજ અ. ૨૧; ૧૦–૧૧ ને અમે ત્યાં ઘણા દિવસ રહ્યા તેટલામાં આગાબસ નામે એક ભવિષ્યવાદી યહુદાથી આવ્યો–તેણે અમારી પાસે આવીને પાઉલનો પટકો લીધો. અને પોતાના હાથ પગ બાંધીને કહ્યું કે, પવિત્રાત્મા એમ કહે છે, ઇત્ય. આ માણસ ઇ. સ. ૪૩-૪૪ માં પાઉલ પાસે આવેલો અને આત્માથી વાતો કરતો હતો અને તેને પાઉલે પેગંબર કરી માન્યો છે. તો જો ઇશુ (અલે) છેલ્લા પેગંબર છે એ વાત ખરી હોત તો ફરી આ પેગંબર કેમ થયા? પણ ખરી વાત એ છે કે, પાદરીઓ બૈબલથી અજ્ઞાન રહી એવી વાતો કરે છે.

૩ તેવણ જે રાત્રે જનમ્યા તે રાત્રે ખુદાતાલાએ અજાએબ રીતે પોતાની કુદરતની નિશાનીઓ કરી એવણનો મહિમા (બુજરગી) લોકોને દેખડાવ્યો એ વીષેનું વર્ણન સીયરની કિતાબોમાં ઘણું લંબાણથી લખાયું છે, જેમાંનો થોડો ભાગ "કસીદાબુરદા" માંથી જોન ડયુન પોર્ટ સાહેબે આપના

જન્મ ચરિત્રમાં લખ્યો છે. હાલ હું મુસલમાનોની કિતાબોથી નહીં પણ એક વિદ્વાન તવારીખ નવીસ નામે દેશાઈ બરજોરજી પાહલનજી સાહેબના લખાણુથી લખું છું–વાંચો "નુરે એલમ" અંક ૧લો પુસ્તક ૨૨ માં ના પૃષ્ટ ૨૨

### એક ભયંકર સ્વપ્નો.

પુછે ખાબથી ફાલ નોશીરવાં * ખુલાસો કરે મોબદે નોજવાં.

હેદનામું લખેઆ પછી એક વરસ નોશીરવાન જીવ્યો તેટલી મુદતમાં એક રાતે ખોવાબમાં એવું દીઠું કે "રાતને વખતે હજાજ ( અરબસ્તાનનું એક શેહેર ) થી એક આફતાબ નીકલી આવી નોશીરવાંનનાં બુલંદ મેહેલની ૪૦ શેહડી છે તે ઉપરથી નીચે ઉતરી સઘળી દુનીઆમાં પોતાની રોશનીનો ફેલાવો કરી મેલ્યો, પણ નોશીરવાનનો એવાન તો અંધારામાંજ રહી ગયો." ખાબથી અરધી રાતે પાદશાહ બેદાર થયો, પણ આ વાતનો ભેદ કોઇને જાહેર કીધો નહીં. પછી બામદાદે બુજર્ચ મેહેરને બોલાવી ખોવાબની હકીકતથી તેને વાકેફ કીધો. ત્યારે તેણે જવાબ દીધો કે " આજથી ૪૦) વરસ ગુજરી જવા પછી અરબસ્તાનથી એક સખસ × બાહેર પડશે, ખોટી અને અધુરી દીન છોડી દઈને રાસ્તીની દીન અખતેઆર કરશે, જરથોસ્તી દીનને ખરાબ કરશે, મુસાની અને ઈસાની દીનને રાખશે નહીં. આગલા દીનોને પાએમાલ કરી નાંખશે, ત્રણ પઈઆના તખતા ઉપર ઉંચે ઉભો રહીને લોકોને નસીઅત કરશે. અને જેવારે તે મરણ પામશે તેવારે પોતાના બોલેલા કલામો ÷ નો ખજાણો મેલી જશે તેથી જેહાનના તમામ લોકો ખુશાલી ભોગવશે. પછી તારી નસલના એક પાદશાહના વખતમાં હજાજથી લશ્કર ઈરાન ઉપર ચહડી આવશે. જોકે તેઓ પાસે લડાઈનો પુરતો સામાનબી નહીં હશે તોપણ પાદશાહને તખ્તપરથી ઉઠાડી મેલી ખરાબ કરશે, પેહેલવાનોને મારી દુનીઆને પાક કરશે, " જશને સદે " ની રસમ ભાગી પડશે, તમામ આતસખાના ખરાબ થશે, પેહેલવાનોનું એકબાલ ઊંધું વલી જવાથી કોઈ આતશની અને આફતાબની સ્તુતી નહીં કરશે. એ ભેદની વાત જામાસપેબી ગુસતાસ્પને કહેલી હતી જેથી તે દલગીર થયો હતો. ".

આ પુરતો ખુલાસો નોશીરવાન બુજર્ચ મેહેરથી સાંભળીને તે ઘણો દલગીર થયો. આખો દીવસ ગમમાં ગુજારી રાતે પણ તેજ વીચારમાં તેને નીંદ નહીં આવી. મગર ત્રણજ પેહેર રાત ગુજરેલી હતી તે વખત એક ભયંકાર અવાજ એવો થયો કે જાણે દુનીઆ ઉંધી વલી જાય. પછી પાદશાહના અએવાનનો એક બરૂજ ટુટી પડયો તે જોઈ નોશીરવાનનો જીવ ગભરાયો તેજ વેળા બુજર્ચ મેહેરને બોલાવી કારણ પુછતાં તેણે જવાબ દીધો કે ". ગઈ રાતે ખોવાબમાં જે આફતાબને તુંએ દીઠો હતો તેનો આ અવાજ છે, અને તારા અએવાનનો બરૂજ તુટી પડયો, તેનું કારણ એજે તે પુરૂષે+ પોતાની માતાની પેટે હમણા જનમ લીધો છે તેની ખબર આપે છે અને હવે તુંને એવી ખબર મલશે કે આતશ આજર ગોસસપનું કામ ખરાબ થયું છે. "

તેટલામાં તો સ્વારે આવી જાહેર કીધું કે આતસ આજર ગોસસપ સરદ થઇ ગયા છે? આ વાત સાંભલી નોશીરવાન ઘણો દલગીર થઈને હાય અફસોસ કરવા લાગ્યો. તેવારે બુજર્ચ મેહેરે તેને કહ્યું કે " આ વાતથી તું જલદી ગમ શા વાસ્તે ખાય છે? તે વખત તો ઘણો દુર છે. તારા જમાના પછી દુનીઆનું ભલું યા બુરૂં થાશે તે તું કાંહાં જોવાનો છે? "

આ વાત પછી થોડાજ દીવસ જીવીને નોશીરવાન મરણ પામ્યો. તેવાર પછી એક મહીને બુજર્ચ મેહેર પણ મરણ પામ્યો; મગર દુનીઆમાં તેઓનાં નેક નામ અને ભલાં કામ ઈઆદગાર છે. ( નૂરે એલમની વાત સમાપ્ત થઈ ).

એવીજ રીતે બીજી આગમચેતી આપની પેદાએશની પારસીઓના ધર્મ પુસ્તકોમાં ખુલ્લી રીતે જોવામાં આવે છે. દસાતીરના પેહેલા સાસાનનું નામું વરશીમ ત્રીજીની કલમ ૧૧ થી ૨૭ સૂધીમાં

× હજરત મહમદ પેગંબર (સલ). ÷ હદીસ કેતાબ. + હજરત મહમદે (સલ).

અને કુરઆન શરીફ ઉતરવું શરૂ થયું. ફરી તેર વર્ષ મક્કામાં રહ્યા. ત્યાંથી મેએરાજ[૧]

નીચે પ્રમાણે લખાયું છે. "જ્યારે તેઓ આવાં કામો કરશે ત્યારે આરબોમાંથી એક મરદ ઉત્પન્ન થશે. અને તેના ચેલાઓને હાથે ( ઈરાનીઓનું ) તાજ, તખત, દેશ, અને ધર્મ સર્વ બરબાદ થશે. અને ( ઈરાની ) વડાઓ સર્વ ( આરબોના ) તાબેદાર થશે અને આબાદી ભરેલાં મંદીરો તથા આતશકદેહઓને વગર મૂર્તિના થએલા તથા નમાજ કરવાની જગ્યાઓ ( મસજીદો ) બનેલી જોવામાં આવશે.

શરેહ—જે મકાન કે આરબસ્તાન મધ્યમાં માહાવરાને ( ઈબ્રાહીમે, અલે ) રેતીમાં બનાવેલું બરકરાર છે. તેની અંદર તારાઓની મુર્તિઓ હતી, તેને માટે કહે છે તે (મક્કા) નમાજનો કીબલો થશે. અને તેમાંની મુર્તીઓ કાઢી નખાશે.

( જમીન પરના મીઠા પાણીને બદલે ) ખારૂં પાણી વધશે. મદાયન તથા તેની આસપાસ તેમજ તુસ, ( ખુરાસાન ), અને બલખમાં આવેલા આતશ કદેહો તથા બીજી મોટી મોટી જગ્યાઓ તેઓ છીનવી લેશે. તેઓનો ધર્મ બનાવનાર યાને પેગંબર ઘણો બોલકણો થશે. તથા તેના શબ્દો એક બીજામાં વીટલાયલા યાને ભેદ ભરેલા નીવડશે. દરેક જણ તેના ધર્મને દરેક બાજુએ લઈ જશે. તે ધર્મ એક ખારા દરિયા જેવો નીવડશે. કે જે દરિયામાં ચારો તરફથી તોફાન હોય. અને તેથી પોતાનું વહાણ ડુબાવી નાંખે. પછી તેઓ પોતપોતામાં લડશે. ઈરાની દાનાઓ તથા બીજાઓ તે લોકોમાં ભેલાશે. ( ઈયાને મુસલમાન થશે. ) "

એવીજ તરેહ હજરત મોહમ્મદ (સલ) ની પેદાએશનું ભવીષ્ય જામાસપ હકીમે પણ પોતાના ગ્રંથ જામાસપીમાં અનેક જગ્યાએ લખ્યું છે.

૧ હજરત મહમ્મદ (સલ) ની મેઆરાજ વિષે મન પર આવે એમ બોલી પાદરીઓ મિશનની નોકરી બજાવે છે. કદી કહે છે કે, માણસ કદી ઉપર જઈ શકતો નથી કદી ખગોળવિદ્યાનો આધાર લે છે. કદી કહે છે કે, ફીલસુફીના કાયદા પ્રમાણે આકાશમાં માર્ગ નથી. ઈત્ય અને એમના દેખાદેખી હિંદુઓ પણ મુસલમાનોને વગોવે છે. તેનો જવાબ ૨ કરીંથીઓ ૧૨; ૧—૫. અભિમાન (ફખર) કરવું મને ઘટતું નથી. ખરે; પણ હું પ્રભુના દર્શન તથા પ્રકટીકરણ ( મો શાહેદો, રૂયત ) પર આવીશ. ચૌદ વરસપર મેં ખ્રીસ્તમાં એક માણસને જાણ્યો (શરીરમાં હતો, હું જાણતો નથી કે, શરીર બહાર હતો, દેવ તો જાણે છે. ) એવો માણસ ત્રીજા આકાશમાં લઈ જવાયો. ને એવા માણસને મેં જાણ્યો ( શરીરમાં હતો કે શરીર બહાર તે હું જાણતો નથી. ખુદા તો જાણે છે. ) કે તે પારાદૈસ ( ફીરદોસ ) માં લઈ જવાયો" હું આશ્ચર્ય કરૂં છું કે, ખ્રીસ્તીઓ આકાશ પર જવાનો મજકુર કલમ પ્રમાણે વિશ્વાસ રાખેછે અને કોઈ તરેહનો વાંધો લેતા નથી. પણ મોહમ્મદ સાહેબના આકાશ ઉપર જવા વિષે વાંધો લે છે, એ માત્ર દુશમનાઈ અને અદેખાઈ છે. હવે હિંદુઓના ગ્રંથો તપાસીએ. યોગ વસિષ્ટમાં છે કે, વસિષ્ટે કાક ભીસંડથી કહ્યું કે, જે હકીકત વેદાંતની તમે કહી તે સત્ર જાણી, હવે હું છુટો પડુંછું ને આકાશ પર જાઉં છું. કાક ભીસંડ એક યોજન લગી વસીષ્ટને ઉપર વલાવવા ગયો. " મહાભારતના દરપણ પર્વમાં અર્જુનનું હથિયાર તથા બોજદાર ચીજો સાથે આકાશમાં સર્ગમાં જવાનું લખાયું છે. વળી મહાભારતના આદિ પર્વમાં છે કે, એક બ્રાહ્મણ કેકમ નામે હતો. તે જો વિચારતો તો આકાશમાં ચાલ્યો જતો. મહાભારતના મોક્ષ ધર્મ પર્વમાં લખ્યું છે કે, હાહલ નામે બ્રાહ્મણ જરાક વારમાં આખી દુનિયામાં ફરી એકજ વખતમાં સૂર્યમાં વાશ કરતો. મહાભારતના ધર્મ પર્વમાં છે કે ઈંદ્ર ગૌતમને હાથી સહીત આકાશ પર લઈ ગયો. વિચારો કે આ બધી વાતો થઈ શકે તેમ છેકે નહિ? જો થઈ શકે તો મેએરાજ કેમ અસંભવિત ગણાય? વિચારો. વળી પાદરીઓને કહું છું કે, માત્થી ૪; ૮ ફરી શૈતાન તેને (ઇશુને) લઇને ઘણા ઉંચા પહાડ પર જાય છે. જગતનાં બધાં રાજ્ય તથા તેમનો માહિમા બતાવે છે. આથી માલૂમ પડે છે કે, શૈતાને ઈશુને જરા વારમાં કેટલું કંઇ બતાવી આપ્યું. તો ખુદા જરા વારમાં એટલું કે એથી વધારે બતાવે તે તમને કેમ અશક્ય લાગે છે? શું શેતાન ખુદાથી વધતો છે એમ ગણો છો?

થઇ. એમની સ્વારી માટે હજરત જીબ્રાઇલ બુરાક ( એક જાતનું જાનવર છે ) લઇ આવી હજરતને બેસડાવી મસજેદે અકસામાં[1] લઈ ગયા. અને ત્યાંથી ૭ આસમાનો ઉપર પધાર્યા. અરશ કુરસી સર્વ કાંઇ જોયું. સ્વર્ગ નર્કની પણ શેર કીધી. તે રાતમાં ખુદાથી મોટી મોટી નેમતો મેળવી. ફરી જ્યારે ૫૩ વરસના થયા તો ખુદાના હુકમથી મદીના શરીફ પધાર્યા. દશ વરસ ત્યાં રહ્યા. ને ત્યાંજ મરણ પામ્યા. કબર શરીફ ત્યાંજ છે

એમની આ ચાર પેઢી છે. હજરત મોહમ્મદ મોસ્તફા ( સલ ) પુત્ર અબ્દુલ્લાહના, અબ્દુલ્લાહ પુત્ર અબદુલ મુત્તલેબના અબદુલ મુત્તલેબ પુત્ર હાશિમના—હાશિમ પુત્ર અબ્દુલ મનાફના—૬૩ વર્ષની તેમની ઉમર થઇ હતી. ખુદાએ પેગંબરી તેમના ઉપર પુરી કરી. હવે કેયામત સૂધી હજરતનુંજ દીન ખુદાને પ્રસન્ન છે. બધા પાછલા ધર્મ મન્સુખ થયા ( તે ઉપર અમલ કરવો બંધ પડી ગયો ) એકવાર ઇસા ( અલે ) કે જે હાલ આકાશપર છે તે પાછા આવશે ને તેવણ ૭ વર્ષ સૂધી જગતમાં રહેશે અને હજરત મોહમ્મદ મોસ્તફા ( સલ ) ના ધર્મપર થશે.

અને હજરત મોહમ્મદ ( સલ ) ના હાથથી ઘણા મોજેજા ( ચમત્કારો ) જાહેર થયા છે. તેમાંથી કેટલાક અહિં વંચાય છે. "ઇસતિફસાર" નામની કીતાબમાં લખ્યું છે કે, હજરત અબુનોએમ ( રહ ) મોહદ્દેસે પોતાની કીતાબ "દલાએલુન—નોબુવત" માં હજરત ઇબને અબ્બાસ ( રદી ) થી નકલ કરે છે કે એક રાત્રે મક્કાના મૂર્તિપૂજકોના આગેવાન જેવા કે "અબુજેહેલ—ઇબને—હેશામ," આસીબને—વાએલ, અને "અવસદિબને મુત્તલેબ" વિગેરે ભેગા થઇ ખુદાના પેગંબર હજરત પાસે આવ્યા અને કહ્યું કે જો તું સાચો પેગંબર છે તો ચંદ્રના બે કટકા કરી બતાવ. ખુદાના પેગંબરે દુવા માંગી. ચંદ્રના બે કકડા થઇ ગયા અને પાછા મળી ગયા.[2] હજરત ઇમામ અહમદ હન્બલે પોતાની

---

૧ એટલે બૈતુલ મુકદ્દશ જે યરૂશલેમમાં છે.

૨ પાદરીઓ આ ચમત્કાર પર ભુગોળ અને ખગોળ વિદ્યાને આધારે કહે છે તેમજ ચોપડી પુસ્તકોમાં લખે છે કે, એ ચમત્કાર મજકુર વિદ્યાને આધારે થાય તેમ મળે નહિ. હિંદુ ધર્મનો ખુલાસો પૃષ્ઠ ૩—૪ થી માલૂમ પડે છે કે, પાદરીઓ ચાલુ ભુગોળ વિદ્યાને સાચી વિદ્યા લખેછે, ત્યારે સાચી વિદ્યાને જે પુસ્તક કે કીતાબ ઉલટી હોય તે ખોટી હોવી જોઈએ. એમ પાનાં ૪ થામાં પાદરી ઈકરાર કરે છે. માટે હવે આપણે બૈબલ તપાશીએ કે જેમાં પાદરીની માનેલી સત્ય વિદ્યાને વિરૂદ્ધ કંઈ છે કે નહીં. પછી હું ચમત્કાર વિષે જવાબ આપીશ. માત્થી ૨; ૯ ત્યારે તેઓ રાજાનું સાંભળીને ગયા 'ને જુઓ, જે તારો પૂર્વમાં તેમણે દીઠો હતો તે તેઓની આગળ ચાલ્યો ગયો ને બાળક હતો તે ઠેકાણા પર આવી થંભ્યો.' એ તારાની ચાલ ખગોળ વિદ્યા વિરૂદ્ધ છે. તેમજ તારાનું થોભવું પણ કાયદા વિરૂધ્ધ છે. તારા જે ચાલ પર છે તે પ્રમાણે ચાલ્યા કરે છે. માર્ક ૧ ૧૦ ને તત્કાળ પાણીથી ઉપર આવતાં તેણે આકાશ ઉઘડેલું ( અરબી બૈબલમાં ફાટેલું છે ) તથા પવિત્ર આત્માને ખબુતરની પેઠે પોતાપર ઉતરતો જોયો." પાદરીઓ વિચારો કે, ચાલુ ખગોળવાળા આસમાનને માનતાજ નથી ફરી ખગોળ વિદ્યાને આધારે એ કેમ ખરૂં પડે? તેમજ બૈબલની જેટલી કલમ આકાશને ઉત્પન્ન થવા વિષે છે તેને મજકુર વિદ્યાથી વિરૂદ્ધ ગણવી. ને વળી આકાશ ઊઘડેલું કે ફાટેલું એને મજકુર વિદ્યાવાળો કોઈ પણ માનતો નથી. એજ કારણથી જોન કલાર્ક માત્થીના મજકુર વર્ષ ઉપર હસી કરી કહે છે કે, માત્થીએ હમોને આવી મોટી વાત બતાવવાથી અભાગીઆ રાખ્યા. તે એકે તેણે એમ નહિ જાહેર કીધું કે, જ્યારે આકાશનો દરવાજો ખુલ્યો તો તે દરવાજો મોટો હતો કે વચલા વાંગાનો કે નાનો હતો. અને તે સૂર્યથી આગમ હતો કે પેલી ગમ હતો. અને એજ કારણથી કે માત્થીની ભુલ થઈ. હમારા પાદરીએ તે જગા ઠેરવવામાં હેરાન છે." ગીત ૭૮; ૨૩ ને તેણે ઉપરથી મેઘોને આજ્ઞા આપી હતી ને આકાશના દરવાજા ઉઘડાવ્યા હતા.

કીતાબમાં અબ્દુલ્લાહ ઇબિને મસઊદ ( રદી ) થી રિવાયત કરે છે કે, પેગંબર સાહેબની

ઊત્પત્તિ ૭; ૧૧ મલા ૩; ૧૦. ૨ રાજા ૭; ૨ આ કલમોમાં આકાશની ખીડકીઓ તથા બારણાં
લખ્યાં છે. તે ખગોળ વિધાના કયા કાયદા પ્રમાણે છે. સભાશીક્ષક ૧; ૪ પેઢી જાયછે ને પેઢી આવે
છે. પણ પૃથ્વી કાયમ રહે છે. ને સૂર્ય આથમે છે ને પોતાને ઊગવાને ઠેકાણે પાછો વહેલો જાય છે.
ગીત ૧૦૪; ૫ તેણે પૃથ્વીનો પાયો નાંખ્યો તે સર્વ કાળ હાલે નહિ. ગીત ૧૧૯, ૯૦ તેં પૃથ્વીને
સ્થાપી છે ને તે સ્થિર રહે છે. અહોશુઆ ૧૦; ૧૨, ૧૩ ને સૂર્ય ગીબીયોન ઉપર તું સ્થિર રહે.
ને લોકો પોતાના શત્રુનું વેર લે ત્યાં સુધી સૂર્ય સ્થિર રહ્યો. " આ કલમોથી માલૂમ પડે છે કે,
પૃથ્વી સ્થિર છે અને એજ કારણથી યહોશુઆએ સૂર્યને સ્થિર રહેવાનું કહ્યું અને સૂર્ય સ્થિર રહ્યો.
એ ખગોળના કયા કાયદા પ્રમાણે છે? અયુબ ૩૭; ૫ દેવ પોતાને શબ્દે આશ્ચર્યથી ગરજે છે. આ-
પણે જાણતા નથી કે પ્રભુ એવાં મોટાં કામ કરે છે ૬ કેમકે તે બરફને કહે છે કે પૃથ્વી ઉપર થા.
ને મેઘની વૃષ્ટિને ને પોતાના બળની મેઘની વૃષ્ટિને. ૧૦ ખુદાના શ્વાસથી બરફ અપાય છે અને
પાણીનો વ્યાસ સંકડાય છે. ઈર્મેયા ૧૦ ૧૩ તે શબ્દ કરે છે. ત્યારે આકાશમાં પાણીની ગર્જના
થાય છે. ઉત્પત્તિ ૯: ૧૩-૧૫ મેં મેઘ ધનુષ્ય ( વરસાદમાં દેખાતી કમાન ) મેઘમાં મૂક્યું છે, ને
મારી તથા પૃથ્વીની વચ્ચે જે સ્થાપના તેનું ચિન્હ તે થશે. ને મારી ને તમારી વચ્ચે તથા સર્વ
દેહ ધારી જીવની વચ્ચે મારી સ્થાપના હું સંભારીશ. ને સર્વ સજીવ પ્રાણીઓનો નાશ કરવાને ફરીથી
પાણીથી જળ પ્રલય નહિ ને મેઘધનુષ્ય મેઘમાં થશે." પાદરીઓ વિચારો કે મજકુર કલમોના કહેવા
પ્રમાણે બરફનું મેઘનું ધનુષ્યનું થાવું ખગોળ કે ભૂગોળના કયા કાયદા પ્રમાણે છે? હું ધારૂં છું કે
મોહમ્મદી—ધર્મનો ખુલાશો લખનાર જો લાજવાળો હશે તો આ દેખી લજવાયા વગર રહેશે નહીં.
મારા વાંચકો આતો નમુના દાખલ મેં ટુંકથી લખ્યું છે. જો કોઈ પાદરી વાદવિવાદ કરવા ચાહતો
હોય તો ભુગોળ તથા ખગોળ વિરૂદ્ધ નંબરવાર ૫૦૦ ભુલ બાઈબલમાંથી લખી શકું છું. હવે સવાલ
ઉઠે છે કે આટલી ભુલો હોવા છતાં પાદરીઓ બીજાને શા માટે વગોવતા હશે. તો તેનો જવાબ કે
કાંતો પાદરીઓ વધારે પગાર મલવાથી આળસુ થઈ પડી રહે છે અને બાઈબલને જોતા નથી, અથવા
જુએ છે પણ એવી કલમોને ખોટી ગણે છે. અથવા લોકોને ધોકો આપવાનો વિચાર હોય. હવે મજ-
કુર ચમત્કાર વિશે લખું છું તેઓ કહે છે કે ખગોળ વિધાથી ઉલટો ચમત્કાર મનાય નહિ. તેનો જવાબ
કે, ગીબાયોન ઉપર શૂર્યનું યહોશીઆના ચમત્કારથી સ્થિર રહેવું જેમ કાયદાથી વિરૂદ્ધ થયું તેમ એ
પણ છે. તેઓ કહે છે કે જો ચંદ્ર ફાટયો હોત તો અરબજ નહિ. પણ બીજા દેશોમાં પણ દેખાતે,
પણ કોઈએ કાંઈ લખ્યું નથી. તેનો જવાબ કે, કોઇ પારકા ધર્મવાળાઓએ નહિ લખ્યું હોય તેથી
એ ચમત્કાર ખોટો પડતો નથી. કેમકે રાતનો વખત હતો કે જે વખતે લોકો સુતેલા હોય છે. અને
જાગતાઓની આંખો આકાશ તરફજ હોય એમ નહિ. કોઈ માણસે જોયું પણ હોય પણ તે મુસલ-
માન વિરૂધ્ધ હોય અથવા ફીલશુફી હોય અને પોતાના કાયદાના પ્રમાણોથી વિરૂધ્ધ સમજતો હોય
તો તે કેમ લખે? જો ન લખવાથી એ ચમત્કાર ખોટો થતો હોય તો અહોશુઆનું શૂર્યનું દિવસની
વખતે ૧૨ કલાક સ્થિર રાખવું. ( યહોશીઆ ૧૦. ) તે કઇ તવારિખમાં છે. ઇશુ શૂળીએ ચઢયા,
આખા જગતમાં અંધારૂં થયું, માત્થી ૨૭ કયા ઇતિહાસમાં છે. ત્યારે તમારા માનવા પ્રમાણે એ
ખોટું થવું જોઈએ. વળી જુઓ મહાભારત મોક્ષ પર્વમાં ચાંદના બે કકડા થવું લખ્યું છે. અને
પોતાની આદત પ્રમાણે હિંદુઓએ પોતાના રૂષિશ્વર વિશ્વામીત્ર તરફ લગાડયું છે. તથા તારીખે ફીર-
સ્તામાં ચાંદના બે તુકડા થવું લખ્યું છે અને તે જોઈ મલબારનો રાજા મુસલમાન થએલો તેજ
તવારીખમાં લખાયું છે કે મજકુર રાજાએ ચાંદના બે કકડા આંખે જોએલા અને ડાયરીમાં લખેલું.
એ ડાયરીનો તરજુમો અબુલફજલે કર્યો છે. તે જોવાથી ખાત્રી થશે. પાદરીઓ કહે છે કે, કુરઆનમાં
લખાયું છે કે, " કેયામત પાસે આવી અને ચાંદ ફાટયો. " ત્યારે કેયામત આવવાની છે તેમ ચાંદ
પણ ફાટવાનો છે એમ સમજવું જોઈએ. તેનો જવાબ કે, " આગગાડી આવવાની હોય છે તે પે-
હેલાં હાથનું નિશાન પડે છે. ત્યારે કેહેવાય છે કે, " હાથ પડયો ગાડી આવશે " તો શું પદ-
રીની અકકલ પ્રમાણે આ અર્થ થશે કે, ગાડી આવવાની છે તેમ હાથ પણ પડવાનો છે?

સામે ચાંદના બે કકડા થતાંજ મક્કા ( મોઅજજમા ) ના મૂર્તિપૂજકોએ જોયું અને કહેવા લાગ્યા કે જો આ માણસે જાદૂ કીધું છે તો તે હમારા ઉપરજ કીધું હશે, નકે આખા જગત પર. તારે બહારથી જે અવિદેશી લોક આવે તેમને પૂછવું જોઇએ. ફરી જ્યારે અવિદેશીઓ આવ્યા તો તેમણે એ બનાવની ખબર આપી. ” આ ચમત્કારની રિવાયત બીજા પણ હદીસવાળાઓએ [1] જેમકે ઇમામ બુખારી, મુસલેમ વિગેરે ઘણાખરા સહાબા (મોહ-

[1] માત્થી ૧૨; ૩૯, ૪૦, અને તેણે ઉત્તર દેતાં તેઓને કહ્યું કે, દુષ્ટ તથા વ્યભિચારી ;પહેડી નિશાની માંગે છે. પણ યોનાં ભવિષ્યવાદીની નિશાની વગર કોઇ નિશાની તેને નહિ અપાશે. કેમકે જેમ યોના ત્રણ રાત દહાડો મોટા માછલાના પેટમાં હતો તેમ માણસનો દીકેરો પણ ત્રણ રાત દહાડા પૃથ્વીના પેટમાં રહેશે. આ કલમથી માલૂમ પડે છે કે, ઈસુએ એ ચમત્કાર માગનારને નિશાની નહીં આપતાં છેવટ દરજાની ભુંડી ગાળો આપી છે. પણ હજરત મોહમ્મદે કંઈ કોઈને ગાળો આપી ના પાડી નથી. પાદરીઓને “ કદી પણ આપવામાં આવશે નહિ. ”· નો વાકય વિચારવા જોગ છે. અને યોનાની માફક જે ચમત્કાર આપવાનો વાયદો કર્યો છે. તે પણ મિથ્યા છે. જે વિષેનું વર્ણન મારી ચોપડી નુરે હિદાયત અંક ત્રીજામાં લખી ચુકયો છું. હાલ મારે એટલુંજ કહેવું છે કે, મજકુર માત્થીની વાત ધ્યાનમાં લઈ આવતા સવાલ જવાબ વાંચો. પાદરીઓ કહે છે કે, મોહમ્મદ ( સલ ) ના જેટલા ચમત્કારો હદીસોની કીતાબોમાં છે તે માનવા યોગ્ય નથી. કારણકે એના બ્યાન કરનાર મોહમ્મદ ( સલ ) ના સગાંઓ કે શિષ્યો હતા. તેનો જવાબ કે જો તમારો સવાલ ખરો હોય તો એમ થવું જોઈએ કે, ઈશુ ( અલે ) એ એક પણ ચમત્કાર કર્યો નથી. કારણકે તે ચમત્કારોના લખનાર માત્ર ઈશુનેજ માનનાર છે. પાદરી સાહેબ જો તેમના શિષ્યોને જુઠા કસમ ખાઈ ઈશુનો નકાર કરવા બાબતમાં કે કોઈ બીજી બાબતમાં દુશ્મન ગણતા હોય તો ખુદા જાણે. વળી પાદરીઓ કહે છે કે, હદીસની કીતાબો લખનાર સો દોડશો વરસ પછી થયા છે. અને ઇંજીલમાં તો પોતે જોનારાઓએ લખ્યું છે. તેનો જવાબ કે ઇંજીલોવાળા જોઈ લખનાર છે. એ મિથ્યા હોવા છતાં આટલું કહેવામાં તો પાદરીઓ સાચા છે કે હદીસની કિતાબો લખનાર સાંભળીને લખનાર છે. જેવી રીતે લુકે સાંભળીને લખ્યું છે. જુઓ લુક અ. ૧. તકરારની ખાતર એ વાતને માંડી વાળીએ અને પાદરીની આખી વાતને સાચી માનીએ તોપણ પાદરીને લાભ થાય નહિ. કારણકે એમ ધારો કે, **क** એક માણસ છે તેનો હાલ એક માણસે જોઈ લખ્યો અને **ख** એક માણસ છે જેનો હ લ કોઈએ જબાની બોલ્યો. ત્યારે લખનારને શ્રેષ્ટપણું અપાય કે, મોંથી બોલનાર પર? તો જવાબ એજ આવવાનો કે, લાંબો વખત વિત્યા બાદ આપણામાં અને લખનારમાં તેમજ આપણામાં અને જુબાની બોલનારમાં ઘણા લખનારા અને થોડા લખનારા ઉપર તેમજ થોડા બોલન ર અને ઘણા બોલનાર ઉપર છે, તેમજ આપણા દરમિયાન વાળાઓના પુખ્તપણા અને સાચાપણા પર અને અપુખ્ત અને અસત્ય ઉપર છે. ત્યારે આપણે ચંદ્રનંજ ચમત્કાર ઉપર પરિક્ષા કરીએ. એ ચમત્કાર “મુસલિમ” માં ૧૩ જૂદે જૂદે માર્ગે લખાયો છે. એટલે એક માર્ગમાં તે ચમત્કાર જોઈ બોલનાર જૂદા, બીજામાં જૂદા અને ત્રીજામાં જૂદા, ઇત્યા. તેમજ બુખારીમાં અનેક માર્ગે લખાયો છે. તેમજ “ તીરમીજી ” કીતાબુત તફસીરમાં ચાર માર્ગે લખાયો છે. હવે હાલ મારી સામે “ તીરમીજી ” મૂકાયલી છે. તેના એક માર્ગનું વર્ણન લખું છું તીરમીજી કીતાબના કર્તા કહે છે કે, મને કહ્યું છે અલીબીનહોજરે અને તેમને કહ્યું અલીબીન મુસહરે અને તેમને આમશે, અને તેમને ઇબ્રાહીમે, અને તેમને અબુઅમરે અને તેમને ઈબને મસુઊદે તેમણે કહ્યું કે, અમો હજરત રસુલુલ્લાહ સાથે હતા ઈત્યા. હવે જોનાર ચમત્કારના ઇબને મસઊદ, ને લખનાર તીરમજીના કર્તા અબુ ઈસા છે. હવે વચ્ચે આવેલા માણસ કયાં જન્મયા, કયાં મર્યા. કોની કોની પાસે શીખ્યા. તેમની અભ્યાસ શકિત કેવી હતી. કેવી ચાલના હતા, તેમની પાસે કોણ કોણ શીખ્યા. તેઓ રિવાયતની તહકીક કરતા કે કેમ. ખરૂં ખોટું ઓળખી શકતા કે નહિ, મોટા પાપોથી બચનાર હતા કે નહિ. જુઠું બોલનાર હતા કે સાચું, કયો ધર્મ પાળતા હતા. વગેરે બાબતો પોતે તિરમજીએજ પોતાની “ ઈલલે કબીર ” માં લખી છે. તેમજ

મ્મદ સાહેબના શિષ્યો ) થી વર્ણન કરી છે. અને એ ચમત્કારની ખબર ખુદા તાલાએ કુરઆન શરીફમાં પણ આપી છે. તે અધર્મીઓ માટે કે, જેઓ કેયામત ( મહાપ્રળે ) ને તથા આકાશને ફાટવાને અશકય માનતા હતા. કેયામત પાસે આવીને ફાટી ગયો ચાંદ અને જો જુએ છે ( મૂર્તિપૂજકો ) નિશાની ( ચમત્કાર ) તો મોહ ફેરવી દેછે. અને કહે છે જાદુ ચાલુ છે." એટલે કેયામત આવી પહોંચી છે અને તે દિવસ આકાશ ફાટશે અને જો તમો શક કરો કે આકાશ કેમ ફાટશે તો જુઓ ચંદ્ર ફાટી ગયો. પણ હઠ ધર્મીની હઠ એવી ચાલે છે કે, જો કોઇ ચમત્કાર જુવે તો ટાળી નાંખે છે અને કહે છે કે જાદુ ચાલુ છે.[1]

---

" મીજાનુલએ અતેદાલ " તકરીબુત તહજીબ " તદરીબ " વગેરે સેંકડો તવારિખમાં લખાઈ છે. ફરી કાયદા પ્રમાણે તેઓનો હાલ ઠીક મળે છે તો ફરી જેમ આ ચમત્કારની હદીસ વિષે આ હદીસ સહી હદીસ છે. એમ કહ્યું છે. તેમ બીજીને પણ કહ્યું છે. ને જો તેમાં કાંઇ ભૂલ કે એબ જરા માલમ પડે છે તો જે હદીસમાં જેવી એબ હોય છે તે પ્રમાણે " જૈફ " મોજુઅ" મુનકર" શાજ વિગેરે તરાહથી લખાય છે. જેમકે એજ તિરમજીએ સેંકડો હદીસો પર એવા શબ્દો વાપર્યા છે. ત્યારબાદ તિરમજીથી કે મારા સુધી વચમાં કેટલાક માણસો છે તેનું ઝાડપણ અમારે પાસે હોય છે કે તિરમીજીથી ફલાણો ભણ્યો તેણેથી ફલાણાએ તે મારે સુધી. એવોજ હાલ બુખારી મુસલિમ વગેરે બીજી હદીસોની કીતાબોનો પણ સમજવો. હવે પાદરીમાં સાવકારી હોય તો ઇંજીલની સનંદ ઇંજીલવાળાઓ સુધી પહોંચવે અને લુક અ ૧ લામાં ઈકરાર કરે છે કે મેં સાંભળીને આ ઈનજીલ લખી છે પણ તે કોનાથી સાંભળી તેનો પતો નથી. વળી ઈંજીલોમાં સેંકડો ભુલ તથા એક બીજાથી ઉલટું થવું સાફ કહી રહ્યું છે કે, એના લખનાર પવિત્રાત્માની મદદથી લખતા નહોતા. છતાં તકરારની ખાતર પાદરીઓની વાત માની લઈએ કે ઈંજીલો પવિત્રાત્માની મદદથી લખતા હતા તોપણ ઇંજીલની વાતો હદીસો કરતાં ચઢે નહિ. કારણકે ઇંજીલોવાળાથી જે આજ સૂધીમાં જેટલા ખ્રીસ્તીઓ થયા છે તેમાં ૧૩૦૦-૧૪૦૦ વર્ષ સૂધી ઇંજીલો પર પોપોનો અખત્યાર રહ્યો છે. અને પોપો ડાકટર ટેલર તથા લુથરના કહેવા પ્રમાણે જાણીબુજીને ફેરફાર કરનાર હતા. ત્યારે તેઓની વાત ઉપર ભરોસો રખાય નહિ. વળી હાલ જે ઇંજીલો છે, તે તો તરજુમાનો તરજુમો છે. અસલ તો ફેજ નહિ. તેમ ખાત્રીથી તરજુમો કરનારને પણ બતાવી શકતા નથી. અને તરજુમો કરનારને તો આત્માની મદદ નહોતી તો તેપર ભરોસો કેમ થાય પણ હદીસોની કીતાબો તો અસલ છે. તેમ તેઓમાં આત્માની મદદથી લખનારા વલીઓ પણ ઘણા થયા છે અને થાયછે. તપાસી લીઓ.

૧ કુરઆન શરીફમાં જે લખાયલી વસ્તુઓ છે. તે સર્વ એવી નથી કે, તે વખતના મુર્તિપૂજકો પર કે કોઈ મુસલમાન પર છૂપી રહી હોય. કારણકે, કુરઆન શરીફમાં તેઓની ભાષા હતી. અને હાલ જોકે કુરઆનને મોંડે રાખે છે. છતાં કુરઆનને દેખી વાંચનારા બહુજ ઘણા હોય છે. પણ તે વખતમાં તો બધાજ મોંડે રાખતા. અને તેઓની સંખ્યા હજારોની હતી, તેમ કુરઆનનો કોઇ પણ એક ભાગ મુસલમાનો ઉપર નમાઝમાં નમાઝ પઢનારની મરજી પ્રમાણે ભણવો ફરજ પાડેલી છે, તેમ મુસલમાનો અને મૂર્તિપુજકો ભેળશેળ રહેતા હતા. મુસલમાનો પોતાના પેગંબરની વાતો સંભળાવતા હતા. આ બધા કારણોને ધ્યાનમાં લેતાં માલૂમ પડે છે કે, આ વાત તે વખતમાં બધા પર પ્રગટ થયેલી. તો જો ચાંદ ફાટવાનો ચમત્કાર નહિ થયો હોત અને તેઓ વિષે લખાયું છે કે, "તેઓ એ જોઇ તેને જાદુ કહે છે." તો મૂર્તિપૂજકો જેઓ દુશ્મન હતા. તેઓ કદી છાના રહેતે નહીં, પણ એમ કહેતે કે તેં અમને ક્યારે એ ચમત્કાર બતાવ્યો છે? અથવા અમે ક્યારે તે જોઈ તેને જાદુ કહ્યું છે? તેમજ હજરત (સલ)ના વિશ્વાશીઓ અવિશ્વાસી થઈ જતે. અને દીનને ઘણો ધોકકો લાગતે પણ તેમ થયું નહીં. તથા અકલવાળો માણસ એવા ધોકાનું કામ કરે પણ નહિ. જેથી સિદ્ધ થાય છે કે, એ ચમત્કાર થયો છે. પાદરી ફાન્ડર તથા તેના ચેલા તેમજ કેટલાક હિંદુઓ કહેછે કે, "ચાંદ ફાટયો

અને હજરત ઇમામ મુસલિમે હજરત ઇબને અબ્બાસ અને હજરત સલમા સહાબીઓથી રિવાયત કીધી છે કે, "હુનેનની લડાઇમાં જ્યારે મૂર્તિપૂજક મુજીઓનો જથ્થો ઘણો થયો, અને મુસલમાનો ઉપર આવી પડયા અને તેઓની સંખ્યા હજારોની હતી, ત્યારે હજરત પેગંબરે એક મુઠ્ઠી માટીની ઉપાડી તે લશ્કર તરફ નાંખી તે વખત કોઈ પણ એવો બાકી નહિ રહ્યો કે જેની આંખમાં માટી પડી ન હોય, અને તેઓએ ખરી હાર ખાધી અને તૂટી ગયા."

"મિશ્કાત" રૌદતુન્ન અહબાબ" અને "મઆરેજુનનુબુવ્વત" વગેરે કિતાબોમાં લખ્યું છે કે, એકવાર અરબના ઘણા કાફેરો ભેગા થઈ હજરત મોહમ્મદ ( સલ ) સાથે લડવા "મદીના" મુનવ્વરા પર ચઢી આવ્યા. હજરત પેગંમરે સલમાન ફારસીની સલાહથી હુકમ આપ્યો કે, આપણી અને તેઓની વચ્ચે એક ખાઇ ખોદાવાય. તો હજરતના સહાબીઓ ખાઇ ખોદવા લાગ્યા અને હજરત પોતે પણ દોસ્તોની સાથે આવો મરતબો અને મહિમા હોવા છતાં ખાઇ ખોદવામાં ભેગા થયા. એકાએક એવો સખત પથ્થર ખડકમાંથી નીકળ્યો કે તેને તોડવાથી અશક્ત થયા, એ હાલને હજરત સાહેબની સેવામા વિદિત કર્યો. હજરતે પોતાને હાથે તેપર એક પાવડો માર્યો તો તે પથ્થર ચૂરો થઇ રેત બની ગયો.

---

એ ખરૂં પણ કુરઆનમાં કયી જગ્યાએ લખ્યું છે કે, એ મોહમ્મદ (સલ)નો ચમત્કાર છે. અને કોઇ મુસલમાન એમ કહે કે, એ ચાંદ ફાટવા વિષે લખ્યું છે કે, "મુર્તિપૂજકો જોઇ મોં ફેરવે છે ને જાદુ કહે છે" તેનો જવાબ એ છે કે, કેયામતમાં ચાંદ ફાટવાનો અને હઠીલાઓ તેને જોઇ જાદુ કહેશે." પાદરીનો તથા બીજાઓનો જવાબ કે, ઇલમે મઆની, બ્યાન (એ બે વિદ્યાથી કુરઆનની બારીકી સારી રીતે સમજાય છે) જાણનાર પર કાંઈ છુપું નથી, કે એ ચમત્કાર હજરત મોહમ્મદ [સલ] નોજ છે. કારણ કે આટલું તો ખ્રીસ્તીઓ, યહુદાઓ વગેરે સર્વ માને છે કે, તે વખતમાં મક્કા શરીફમાં મોહમ્મદ સાહેબ વગર બીજો કોઈ માણસ નહિ હતો કે, તે પેગંબરીનો દાવો કરતો હોય. ફરી મક્કાના મુર્તિપૂજકોનું ચમત્કાર જોઈ મ્હોડું ફેરવનાર થવું, તથા જાદુ કહેવું, મોહમ્મદ [સલ]ના ચમત્કાર વગર બીજાના ચમત્કાર વિષે કેમ ગણાય? બીજાનો તો વિચાર પણ જઈ શકતો નહિ. અને કોઈ બીજા દેશમાં દાવો કરનાર હોત તો તેથી મક્કાવાળાઓના મોં ફેરવવાની, તેમ જાદુ કહેવાની બુરાઈ કહેવાતે નહિ. તો સિધ્ધ થયું કે, મક્કા શરિફના મુર્તિપૂજકોએ ચમત્કાર માંગ્યો. અને હજરતે (સલ) બતાવ્યો. ઈમામ બુખારી (રહ) કહે છે કે, મને અબ્દુલ્લાહ બીન મોહમ્મદે કહ્યું અને તેને યુનોસ ઇબને મોહમ્મદે કહ્યું, અને તેને શેબાને કહ્યું, અને તેને કતાદાએ અને તેને અનસે કે મક્કાવાળાઓએ સવાલ કર્યો કે, ચમત્કાર બતાવો. તો તેઓને મોહમ્મદે (સલ) ચાંદ ફાડી બતાવ્યો. તેવીજ રીતે ઈમામ બુખારીએ અનેક માર્ગે એ ચમત્કાર લખ્યો છે. અને તે સર્વ માણસો કેવા દરજાના સાચા ગુણવાળા હતા તેઓનું વર્ણન તેવણે પોતાની તારીખે કબીરમાં લખ્યું છે. તેમજ બીજા હદીસવાળાઓએ પણ લખ્યું છે. અને ઇમામ બુખારીએ કોને કહ્યું અને તેણે કોને કહ્યું તે મારા સુધીનો હાલ જો પાદરી ચાહતા હોય તો મારી સનંદ ( ઝાડ ) બતાઊં ફરી એ ચમત્કારમાં વાંધો કેમ ગણાય? હવે પાદરી કહે છે કે, "કેયામતને આગળ ચાંદ ફાટશે તે વખતે મુર્તિપૂજકો એ જોઇ નહીં માની કહેશે કે જાદુ છે." આ વાતથી પાદરીની અકલ પર મને હસી આવે છે. પાદરી સાહેબ દુન્યામાં ઘણી ખરી અજાયબ જેવી ચીજ થાય છે. તેને કોઈ જાદુ કહેતું નથી. પણ કોઈ દાવો કરી અજાયબ ચીજ બતાવે તો તેને જાદુ કહે છે. પણ કેયામત આગળ ફાટે ત્યારે દાવાદાર કોણ? કે તેની સાથે મુર્તિપૂજકો ભુંડાઇ કરી નહીં માની જાદુ કહે. એ પાદરી બતાવશે. આથી સિદ્ધ થાય છે કે, કુરઆનમાં લખાયલો ચમત્કાર મોહમ્મદ ( સલ ) નોજ છે.

૭

અને હજરતના પેટ ઉપર ભૂખને લીધે પથ્થર બાંધેલો હતો. કારણ કે તે વખતમાં શૂરા બહાદુરોને રોટલી ખાવાનો ત્રણ દિવસ સૂધી જોગ મળ્યો નહોતો. હજરત જાબેર ( રદી ) કહે છે કે, મેં હજરત ( સલ ) ની ભૂખનો હાલ દરિયાફ્ કરી પોતાને ઘેર આવી એક હલવાન કાપ્યું અને મારી સ્ત્રીએ આઠ શેરને શુમારે જવ જે એટલાજ હતા તે દળ્યા. અને મેં હજરતની સેવામાં જઇ ચુપકીથી તેમને અરજ કીધી કે આટલો કંઇ પરોણાને જમાડવાનો સામાન મારા ઘરમાં છે. આપ અને બીજા આપના કેટલાક શિષ્યો સાથે મારા ઘરમાં પધારશો. હજરતે (સલ) મોટે ઘાંટે ફરમાવ્યું કે, 'ઓ ખાઇ ખોદનારાઓ ! જાબેરે (રદી) તમારે માટે પરોણા ભોજન કીધું છે. વહેલા ચાલો, અને મને ફરમાવ્યું કે જ્યાં સૂધી હું તારા ઘરમાં નહિં આવું ત્યાં સૂધી હાંડી ચુલેથી ઉતારવી નહિં અને રોટલી ઘડવી નહિં. ફરી હજરત અમારા ઘરમાં પધાર્યા અને ગુંદેલા આટામાં ને હાંડીમાં પોતાનું મુબારક થુંક નાંખ્યું ને ખુદા પાસેથી વધારો થવાની માંગણી કરી અને રોટલી ઘડવાનો હુકમ ફરમાવ્યો. અને હજરત પોતે તંદુરથી રોટલીઓ કહાડી માંસ અને શેરવામાં મેળવી લોકોને ખવરાવતા. તે એટલાં સૂધી કે, હજાર ભૂખ્યાઓએ પેટ ભરીને ખાધું અને હજરતના ફરમાવ્યાથી અમોએ પણ ખાધું અને પડોશીઓને પણ વેહેંચ્યું.

અને મિશકાત શરીફમાં હજરત જાબેર ( રદી ) થી રિવાયત છે કે, હોદેબીઆની લડાઇમાં લોકો તરસ્યા થયા અને હજરતની પાસે પાણીનું એક વાસણ હતું. હજરતે તેથી વોજુ કીધું. સહાબા હજરતના તરફ ઝુકયા અને અરજ કીધી કે, અમારી પાસે પાણી નથી કે અમો વોજુ કરીએ અને પીઇએ, પણ એજ પાણી જે આપની પાસે છે તેજ છે. ત્યારે હજરત પેગંબરે (સલ) પોતાનો મુબારક હાથ તે વાસણમાં નાંખ્યો તો હજરતની આંગળીઓમાંથી પાણીની સીરાઓ જારી થઇ. તે પાણી અમોએ પીધું અને તેથી વોજુ કીધું. કોઇએ હજરત જાબેરને પૂછ્યું કે તમો તે દિવસે કેટલા માણસ હતા? હજરત જાબેર કહેવા લાગ્યા કે, જો અમો લાખો આદમી હોત તો પણ પેટ ભરાઇ જાત, પણ તે દિવસે ૧૫૦૦ માણસ હતાં.

અને "રવદતુલ અહબાબ" "મદારે જુન નોબુવ્વત" અને "મઆરે જુન નોબુવ્વત" વિગેરેમાં લખ્યું છે કે, એક ગામડિયો એક પાટલા ઘોને જંગલમાંથી પકડી લાવ્યો. માર્ગમાં ઘણા લોકોનો જમાવ જોઇ પૂછ્યું કે આ લોક કોણ છે? અને શા માટે ભેગા થયા છે? લોકોએ કહ્યું કે, મોહમ્મદ મુસ્તફા (સલ) અબદુલ્લાહનો છોકરો પેગંબરીનો દાવો કરે છે માટે લોકો તે ઉપર ભેગા થયા છે. ગામડિઆએ તે ટોળામાં પેસી હજરતને કહ્યું કે, "લાત"[1] અને "ઉજ્જા"[2] ની કસમ કે તારા કરતાં કોઇ જુઠો અને મારો દુશ્મન કોઇ નથી.

---

૧ અરબમાં એક મોટો માણસ હતો તે હજની મોસમમાં મોટા વાસણોમાં રોટલીઓ શેરવામાં બોળી રાખતો અને ફરી ખવરાવતો જેથી તેનું નામ " લાત " એટલે લત કરનાર ( બોળનાર ) તેના મરણ પછી લોકોએ તેના નામની મૂર્તિ બનાવી તેને તેજ નામ પર પ્રખ્યાત કીધી. મકકાના મૂર્તિપૂજક લોકો તેનો બહુ મહિમા માનતા હતા. હમારા હજરતના વખતમાં તે મૂર્તિ તોડાઈ.

૨ ઉજ્જા. એક મૂર્તિનું નામ છે. જેને મકકાના મૂર્તિપૂજકો ઘણું માન આપતા હતા. જ્યારે ઇસ્લામી ધર્મ પ્રગટ થયો ત્યારે તે તોડાઈ.

હજરત ઉમરે (રદી) ઇચ્છયું કે, તેને શિક્ષા કરે; હજરતે ફરમાવ્યું કે ઓ ઉમર! નમ્રતાની પદવી ને મુબ્બતને લગભગ છે. ફરી હજરતે ફરમાવ્યુ કે, ઓ એરાબી! (જંગલવાસી, ગામડિયા) ખુદાની કસમ હું પૃથ્વી અને આકાશમાં અમાનતદાર છું. અને માણસો તથા ફિરસ્તાઓમાં વખણાયલો છું; ખુદાથી ડર અને મૂર્તિપૂજા છોડ. અને ખુદાની ઐકતા અને મારી પેગંબરી માન. ગામડિયાએ કહ્યું કે લાત અને ઉજ્જાના સમ હું તારા ઉપર વિશ્વાસ લાવીશ નહિ. જ્યાં સુધી આ પાટલા ઘો તારા ઉપર વિશ્વાસ ન કરે ત્યાં સૂધી. એમ કહી પાટલા ઘોને હજરતની સામે મૂકી દીધી. ઘો નાસવા લાગી; હજરતે કહ્યું કે ઓ ઘો! આગળ આવ. ઘો પાછી આવી. ત્યારે હઝરતે ફરમાવ્યું કે ઓ ઘો! ઘોએ મધુર સાદે ઉત્તર આપ્યો[1] કે, લબ્બેક વ સાદેક (માનની સાથે હાજર છું.) હજરતે ફરમાવ્યું કે, તું કોની બંદગી કરે છે? તે બોલી કે હું ખુદાની બંદગી કરૂં છું કે જેનું

૧ ઇશુએ ઘણા ચમત્કાર બતાવેલા એમ કુરઆન શરીફથી તથા હદીસથી સાબેત થાય છે. અને હમો મુસલમાનો માનીએ છીએ. છતાં ચાલુ નવા કરારથી એક પણ ચમત્કાર ઇશુએ બતાવ્યો હોય એમ લાગતું નથી. તે વિષેના કેટલાક દાખલા લખી જણાવુ છું (૧) માર્ક ૮; ૧૧ ને ફરોશીઓ નીકળી આવ્યા. અને તેની પરીક્ષા કરતાં આકાશથી નિશાની માગીને તેની સાથે વિવાદ કરવા લાગ્યા. ને પોતાનાં આત્મામાં નીસાસો મુકીને તે કહે છે કે, આ પહેડી નિશાની કેમ માંગે છે, હું તમને ખચીત કહું છું કે, આ પહેડીને કોઇ નિશાની કદી પણ અપાશે નહિ." વિચારો કે ઈશુએ એમ નહીં કહ્યું કે, હું નિશાની બતાવી ચુકયો છું તેમજ આપવાનો વાયદો પણ કર્યો નહિ. પણ નીસાસો નાંખી સાફ કહ્યું કે, આ પહેડીને કદી પણ અપાશે નહિ. (૨) લુક ૨૩; ૮-૧૧ ને હેરોદ ઈશુને જોઇને હરખાયો કેમકે તે સંબંધી ઘણું સાંભળ્યું હતું માટે તેને જોવાને તે ઘણા દહાડાથી ચાહતો હતો, ને તેનાથી કોઈ ચમત્કાર જોવાની આશા રાખતો હતો. ને તેણે ઘણી વાતોથી તેને પૂછયું, પણ તેણે તેને કાંઇ ઉત્તર આપ્યો નહિ. ને મુખ્ય યાજકો તથા શાસ્ત્રીઓ આગ્રહથી તેનાપર દોષ મુકવા ઉભા થયા ને હેરોદે પોતાના સિપાઇઓ સહિત તેનો તુચ્છકાર કરીને તથા ઠઠ્ઠા કરીને ઉજળું વસ્ત્ર તેનાપર નાંખીને પીલાતની પાસે તેને પાછો મોકલ્યો" આથી સાફ માલૂમ પડે છે કે, ઇશુએ કોઈ ચમત્કાર બતાવ્યો નહિ. જો તે વખતે બતાવતે તો હેરોદના વલણથી છુટકારો પણ થાત. (૩) લુક, ૨૨; ૬૩-૬૪ અને જે માણસો ઇશુને રાખતા હતા તેઓએ તેના ઠઠ્ઠા કરીને માર્યો ને તેની આંખોએ પાટો બાંધીને તેના મ્હોંપર માર્યું, ને તેને પૂછતાં કહ્યું કે, પ્રગટ કર કે, તને કોણે માર્યો." આથી માલૂમ પડે છે કે તે ખબર ઈશુએ આપી નહિ. (૪) માત્થી ૨૭; ૪૨ તે પોતાનું તારણ કરી શકતો નથી. જો તે ઈસ્રાઈલનો રાજા છે તો હમણાં વધસ્થંભથી ઉતરી આવે ને અમે તેનાપર વિશ્વાસ કરીશું" પણ ઈશુએ વધસ્થંભેથી ઉતરવાનો ચમત્કાર બતાવ્યો નહિ. (૫) માત્થી ૧૨; ૩૯ થી માલુમ પડે છે કે, ઈશુએ ચમત્કાર માંગનારને ગાળો ભાંડીને નિશાની બતાવી નહિ. (૬) માત્થી ૪; ૩ અને પરીક્ષકે તેની પાસે આવીને કહ્યું કે, જો તું દેવનો દીકરો છે તો કહે કે, આ પત્થરો રોટલી થઈ જાય." પણ તે ચમત્કાર ઈશુએ બતાવ્યો નહિ. (૭) યોહાન ૬;૩૦ ત્યારે તેઓએ કહ્યું કે અમે જોઈને તારા ઉપર વિશ્વાસ કરીએ તે માટે તું શો ચમત્કાર બતાવે છે?" પાદરીઓ વિચારો કે એ લોકો વિશ્વાસ લાવવા તૈયાર હતા છતાં ચમત્કાર બતાવ્યો નહિ, અને જે જગ્યા નવા કરારમાં ઈશુના (અલે) ચમત્કાર લખાયા છે તેપર ભરોસો થાય નહિ, કારણ કે રૂમી ૩;૭ થી માલુમ પડે છે કે, ધર્મ વધારવા સારૂ જુઠું બોલવું પાપ નથી. ત્યારે તે ચમત્કારો પણ ધર્મ વધારવા માટે ઇંજીલવાળાઓએ લખ્યા હોય તે બનવા યોગ્ય છે. ઈંજીલમાં વધારો ઘટારો ફેરફાર પણ થયલો છે. એમ પ્રમાણથી સાબેત થાય છે. ફરીતે ચમત્કારનો ભરોસો કેમ થાય? હવે એ વિષે પાદરીઓ શું જવાબ આપે છે તે જોવા હું આતુર છું.

તખ્ત આકાશ પર છે અને પૃથ્વી તેની હકુમત છે અને જન્નતમાં તેની મેહેર છે, અને દોજખમાં તેનું દુઃખ છે. હજરતે પૂછ્યું કે ત્યારે હું કોણ છું? તે બોલી કે તું જગતના પરવરદિગારનો રસુલ છે અને પેગંબરોમાંનો છેલ્લો (ખાતેમ) છે. જે કોઇ આપને સાચા નબી જાણે તે મૂક્તિ મેળવશે. અને જે કોઇ જુઠવે તે દોજખમાં જશે. ગામડિયો એ વાતો સાંભળી અચરજ થયો. અને કહ્યું કે, બીજો કોઇ પૂરાવો કે ચમત્કાર હું માંગતો નથી, એટલે મને આટલીજ વાતથી આપના સાચા થવાનું આકીન થયું છે. ફરી બોલ્યો **અશહદો અન્ના એલાહઃઇલ્લલ્લાહો[1] વહદહૂ લા શરીકલહ વ અન્નક અબ્દોહૂ વ રસૂલોહૂ** અને કહ્યું કે, અલ્લાહના સમ, ઓ રસૂલુલ્લાહ (સલ) જયારે હું આવ્યો હતો ત્યારે આપથી વધારે કોઇ શત્રુ મારો નહોતો. હમણાં હું આપને કાન અને આંખથી મા બાપથી અને છોકરાંઓથી વધારે પ્રિય જાણું છું. હજરતે ફરમાવ્યું "અલહમ્દો લિલ્લાહ" ખુદાનેજ માટે સર્વ સ્તુતિ છે.

---

૧ અર્થ—હું શાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી. અને ખચીત તું તેનો બંદો છે અને તેનો રસૂલ છે." એ વાકયને મુસલમાનો કલેમહ શહાદત, ( શાક્ષી વાકયો ) કહે છે. એમાં બે ભાગ છે એકમાં ખુદાને એકજ માનવાનું વર્ણન છે. બીજામાં હજરત મોહમ્મદ (સલ) નો પેગંબરીનો ઈકરાર છે. ૧ લામાં કહેવાયું છે કે ખુદા વગર કોઈ પૂજ્ય નથી. એમ કહેવાયું નથી કે, ખુદા વગર કોઈને પૂજતો નથી. કારણ કે એથી આટલું માલૂમ પડે છે કે, હમો બીજા કોઈને પૂજતા નથી. પણ બીજો કોઇ પુજ્ય છે કે નહિ તે સમજાતું નથી. પણ આ વાકયથી જેમ ખુદા વગર બીજાનું પૂજવા લાયક થવાનું ના પાડયું છે. તેમ આ એકરાર સાથે એમ પણ લાગુ પડે છે કે, અમો કોઈ બીજાને પૂજતા નથી. કેમકે જ્યારે અમો માનીએ છીએ કે, તે વગર બીજો કોઈ પૂજ્ય નથી તો ફરી બીજાને પૂજીએ કેમ ? તે પછી સાફ કહેવાયું; " તે એકલો છે. " ફરી તો બીજાને કેમ પૂજીએ! લોકો ધોકામાં પડેલા છે કે અગ્નિ, વાયુ, જળ અને સૂર્ય વગેરેને પૂજે છે. અને સમજે છે કે, એઓથી અમારૂં ઘણું ખરૂં કામ ચાલે છે. તેના રદીઆમાં કહેવાયું કે, "તેનો કોઈ ભાગીદાર નથી." એટલે જે કાંઈ વસ્તુને તમો પોતાનો લાભ કર્તા સમજો છો તે માત્ર ખુદા તરફથી તે તે કામને માટે નીમાયલી છે. તેમાં તેનો કાંઈ અધિકાર નથી. અને જે તેનાથી થઈ રહ્યું છે, તે ખુદાની મરજીથી અને તેની શકિતથી થઈ રહ્યું છે. ફરી તે ખુદાનો ભાગીદાર ગણાય નહિ. તેની સાથે આ પણ લાગુ પડે છે કે તે પૂજ્ય પણ નથી. બીજા ભાગમાં હજરત મોહમ્મદ ( સલ ) વિષે પ્રથમ કહેવાયું કે " તેના સેવક છો, " અને ફરી કહેવાયું " તેના રસૂલ છો " એટલે વિશ્વાસ લાવનાર શરૂમાં જ્યારે " તેનો સેવક છો " નો શબ્દ સાંભળે તેવોજ તેનો વિચાર એમ થાય કે આવા મોટા પદવીવાળા પેગંબર ખુદાની સેવા ( ઈબાદત ) કરે અને પોતાનું સેવક થવું ગુણ સમજે તો મારી શી ગણત્રી. જેથી ઇબાદત કરવામાં ચાલાક થાય. પણ પ્રાર્થના ( ઈબાદત ) ખુદાના હુકમ માફક થવી જોઈએ તે કેમ થાય! માટે બીજીવાર કહેવાયું કે " તેના રસૂલ છો, " ( ખુદાનો હુકમ પહોંચાડનાર ) જેથી એમને કહેવા લાગીએ, વળી બીજી આ પણ ખુબી છે કે, પ્રથમથી હજરતને " તેનો બંદો " સમજે તો ખ્રીસ્તીઓ માફક હજરતને ખુદા કે ખુદાનો ભાગ સમજે નહિ. અને ફરી સમજાવ્યું કે " તેના રસૂલ છો. " એટલે રસૂલ થવાથી ખુદા થતો નથી. તેમ સેવક થવું રસૂલથી ઉલટું નથી, વળી વિચારો કે સેવા કરનારનું ધ્યાન ખુદા તરફ હોય છે. ને ઉપદેશકનું ધ્યાન ચેલાઓ તરફ હોય છે. ત્યારે પહેલાં તેનો સેવક છે કહેવાથી તેમની પોતાની વખાણ નીકળે છે કે પોતાનું ધ્યાન ખુદા તરફ પ્રથમ હોય છે, પણ ખુદાના હુકમને માન દેવા રસૂલપણું પુરૂં કરવા શીખનાર તરફ ધ્યાન રાખવું પડે છે. આ વર્ણનને ટુંકાણ સમજવું.

અને મિશકાત વગેરેમાં લખાયું છે કે, હજરત ઇમામ બુખારીએ હજરત જાબેરથી (રદી) રિવાયત કીધી છે કે હજરત મોહમ્મદ પેગંબર મસજીદના એક થમ્ભને કે જે ખજુરીનો હતો તેને ટેકો આપી ભાષણ કરતા હતા જ્યારે હજરતને માટે મિમ્બર (લેક્ચરની સીડી) તૈયાર થયું તો હજરત મિમ્બર પર પધાર્યા. તે થમ્ભે એવો તો ધાંટો પાડયો કે જાણે હમણાં ફાટી જશે. હજરત ખતમુલ મુરસ્લીન (નબીઓના છેલા) (સલ) મિમ્બરથી ઉતર્યા અને તે થમ્ભને પોતાના દેહ મુબરાકથી લગાડયો. ત્યારે તે થંભ નાના બાળકની પેઠે રડવા લાગ્યો કે તેને કોઇ છાનો રાખે અને તે રડયા કરે. આખર તે થમ્ભ છાનો રહ્યો. હજરત નબીઓના સરદારે ફરમાવ્યું કે, આ થંભ ખુદાની યાદ સાંભળ્યા કરતો હતો. તેના ગમથી રડતો હતો.

અને રૌદતુલ અહબાબ તથા મઆરેજુન નોબુવ્વતમાં લખ્યું છે કે, હજરત અલી (રદી) ના ભાઇએ વર્ણન કીધું કે હું હજરત (સલ)ની સાથે એક સફરમાં હતો. ત્રીસ કોસમાં મેં હજરતના કેટલાક ચમત્કાર જોયા. એક એ કે હું તરસ્યો હતો, હજરતથી તરસ્યાપણાનો હાલ કહ્યો. તેવણે ફરમાવ્યું કે જા, અને પેલા પર્વતને કહે કે, પેગંબર ફરમાવે છે કે, મને પાણી આપ. મેં તેમના કહેવા પ્રમાણે અમલ કર્યો. પર્વત મારી સાથે વાત કરવા લાગ્યો. અને મને કહ્યું કે પેગંબર (સલ) ની સેવામાં અરજ કર કે, જ્યારથી મને એવી ખબર થઇ કે ખુદા ફરમાવે છે. ડર રાખ દોજખથી કે જેનું બળતણ માણસ અને પથ્થર છે. ( સુરા. ૨;૨૪ ) ત્યારથી એટલો રડું છું કે, મારામાં પાણી રહ્યું નથી. બીજો એ કે તે દિવસે હજરતે ઇચ્છયું કે જાજરૂ જાય પણ કોઇ આડ હતી નહીં. ત્યાંથી દુર કેટલંક ઝાડ હતાં. હજરતે તે ઝાડોને ફરમાવ્યું તમો મને ઢાંકી લ્યો. ઝાડો ઘુમજ પેઠે ભેગાં થયાં. હજરત તે પડદામાં જાજરૂએ ગયા. ત્રીજો એ કે અમો એક ઠેકાણે પહોંચ્યા.. એકાએક એક ઊંટ દોડતું આવ્યું અને ઘુંટણીએ પડી હજરત સાહેબને કહેવા લાગ્યું. "અલ અમાન, અલ અમાન." પનાહ આપો. પનાહ આપો. અને તેની પછવાડે એક જંગલી નાગી તલવારે આવ્યો. હજરતે કહ્યું કે ઓ જંગલી, આ બાપડા ઊંટ પાસેથી તું શું ચાહે છે? તે બોલ્યો ઓ ખુદાના રસુલ, મેં એ ઊંટને એટલા માટે ખરીદયું છે કે, મારૂં કામ કરે અને મને તેથી લાભ થાય. હવે એ મારૂં કહ્યું માનતું નથી. મેં એવું વિચાર્યું કે, આને કાપી એના માંસથી લાભ લઉં. હજરતે ઊંટને પૂછયું તું કેમ હઠીલું થયું છે? ઊંટે અરજ કરી કે ઓ ખુદાના રસૂલ (સલ) હું હઠીલાપણું એ માટે નહિ કરતો કે એનું કામ નહિ કરૂં. પણ આપે ફરમાવ્યું છે કે જે કોઈ ઇશાની નમાઝ (રાતની ૮ વાગ્યાની) નહિ બજાવે તે ઉપર ખુદાનું દુઃખ આવે છે. અને એ જંગલી પોતાની કોમ સહિત ઇશાની નમાઝ પડતો નહિ ત્યારે એવું નહિ થાય કે, એમની ભુંડાઇથી હું પણ સપડાઈ જાઉં, તેથી હું નાસું છું. હજરતે ફરમાવ્યું શું જેમ એ કહે છે તેમજ છે? અરજ કરી કે હા એમજ છે. પણ મેં સ્થાપના કરી છે કે, ફરીથી રાતની નમાઝમાં સુસ્તી નહિ કરીશ. અને મારી કોમને પણ તાકીદ કરીશ. પછી તો ઊંટ તેનું તાબેદાર થયું.

અને "મઆરેજુન નોબુવ્વત" અને "રૌવદતુલ અહબાબ"માં લખ્યું છે કે' એક-વાર હજરતે કેટલીક કાંકરીઓ પૃથ્વીથી પોતાના હાથમાં લીધી. તેઓ ખુદાની તસબીહ કરવા લાગી. એવા અવાજથી કે જેમ મધમાખોનો ગણગણાટ થાય છે. જ્યારે હજરતે કાંકરીઓને પૃથ્વીપર મુકી તો ચુપ થઇ ગઇ. ફરી તેને ઉપાડી હજરત અબુબકર (રદી)ના હાથમાં મૂકી તો તેવીજ રીતે ખુદાની તસબીહ કરવા લાગી. ફરી હજરત ઉમર (રદી) ના ફરી હજરત ઉસ્માન (રદી) ના હાથમાં મૂકી, તેજ પ્રમાણે તસબીહ કરતી હતી. એક રિવાયતમાં આવ્યું છે કે, હજરત મુરતજા અલી (રદી) ત્યાં હાજર હતા તેમના હાથમાં પણ કાંકરીઓ મૂકીને સ્તુતિ કરી. આ રીતે સુબહાનલ્લાહે વલહમ્દો લિલ્લાહે" (પવિત્રતા ખુદા માટે છે. અને સર્વ સ્તુતિ તેનેજ માટે છે) હજરત અબુજર્રે (રદી) હજરત (સલ) ના કહેવા પ્રમાણે તે કાંકરીઓ પોતાના હાથમાં ઉપાડી. કાંકરીઓએ સ્તુતિ કરી નહિ. અબુજર્રે અરજ કરી કે ઓ ખુદાના રસૂલ (સલ) શું થયું ? કાંકરીઓ તેઓના હાથમાં સ્તુતિ કરતી હતી અને મારા હાથમાં છાની રહી છે. હજરતે (સલ) ફરમાવ્યું કે, ઓ અબુજર્ર ! તું એમ ઇચ્છે છે કે, મોટા ખલીફા (ખોલફાએ રાશેદીન) બરોબર થાય પણ એમ થઈ શકતું નથી.

અને "મઆરેજુન નોબુવ્વત" વગેરેમાં લખ્યું છે કે, હજરત બોરેદહ બીન હોસેબે (રદી) જાહેર કર્યું કે, એક જંગલીએ હજરતની સેવામાં આવી વિનંતી કરી કે, ઓ રસૂલલ્લાહ (સલ) હું આપની સેવામાં મુસલમાન થઇને આવ્યો છું તોપણ આપ મને એક ચમત્કાર બતાવો. જેથી મારા યકીનમાં વધારો થાય. તેમણે ફરમાવ્યું તું કયો ચમત્કાર માગે છે ? તેણે અરજ કરી કે આ ઝાડને બોલાવો. હજરતે ફરમાવ્યું, જા અને મારી કહેણ કહી ઝાડને બોલાવી લાવ. તે જંગલી ઝાડ પાસે ગયો. અને કહ્યું કે, ખુદાનો રસૂલ (સ) તને બોલાવે છે. ઝાડ પોતાની જડો (ઝાંખરા) જમીનથી ખેંચી હજરત તરફ ચાલતું થયું અને લાભવંતી સેવામાં હાજર થઇ કહ્યું **"અસલ્લામો અલૈક યા રસૂલલ્લાહ"** જંગલી બોલ્યો આટલોજ ચમત્કાર મારે બસ છે. ફરી હજરતના ફરમાવ્યા પ્રમાણે તે ઝાડ પોતાની જગ્યાએ જઇ રહ્યું.

અને તેજ પુસ્તકમાં લખ્યું છે કે, "તાએફના" ગંભીર મામલામાં હજરત ઊંટ પર બેશી જતા હતા. માર્ગે એક બોરડીના ઝાડ પાસે થઇને જવાનું થયું જેમાં કાંટા ઘણા હતા. અને તે વખતમાં હજરતની આંખો પણ ઊંઘમાં હતી. જ્યારે ઝાડ પાસે આવ્યા તો તે ઝાડ વચમાંથી ફાટી બે કકડા થઈ અરધું એક મેર અને અરધુ એક મેર થઈ ગયું અને હજરતનું ઊંટ વચમાં થઈ સહિસલામત રીતે પસાર થઇ ગયું. કહેવાય છે કે, તે ઝાડ હજુ સુધી તેજ પ્રમાણે બે ટુકડા થઈ ઉભું રહ્યું છે. અને તેને 'સીદરતુન નબી" એટલે નબી સાહેબની બોરડી કહે છે.

અને હજરત અબુ હુરેરા (રદી) એ બયાન કીધું છે કે, હું ઘણો ભુખ્યો હતો. હજરતે (સલ) મારો હાલ જાણી મને ઘેર બોલાવ્યો અને એક પ્યાલો દૂધથી સર્વ સુફફા-વાળાઓનું [1]પેટ ભરી આપ્યું, ફરી મને પેટ ભરીને પીવડાવ્યું ફરી હજરતે પોતે પીધું.

[1] સુફ્ફહ હજરતના ઘર આગળ એક ચોરો હતો તેમાં ગરીબ મિસ્કીનો રહેતા હતા. તેઓ સુફ્ફાવાળા કહેવાય છે.

અને હજરત ઇબિને અબ્બાસે (રદી) બ્યાન કીધું છે કે, એક સ્ત્રી પોતાના છોકરાને લઇ હજરતની સેવામાં હાજર થઇ. અને વિનંતી કરી કે, ઓ રસુલુલ્લાહ (સલ) મારો છોકરો સવાર સાંજ ગાંડો થઇ જાય છે. હજરતે પોતાનો મુબારક હાથ તેની છાતીપર લગાડયો અને આશીરવાદ (દુવા) આપ્યો. એટલે તે છોકરાને ઉલટી થઇ અને કાળા કુરકુરિયા જેવું તેમાંથી નીકળ્યું અને ચાલી ગયું અને છોકરો સાજો થયો. એ વગર બીજા ચમત્કારોની વિગત વાંચવી હોય તો હદીસોની[1] કીતાબો તથા સિયર (હજરતના

---

[1] હજરતના ચમત્કારો હદીસોની કીતાબોમાં સનદ સાથે એટલે પુસ્તકવાળાઓએ કોનાથી સાંભળ્યું અને તેણે કોનાથી સાંભળ્યું. ઈત્ય, તે જોનાર સૂધી લગભગ બે હજાર મોઅજેઝા છે કે, તેવી સનદ સાથે પાદરીઓ બૈબલની એક કલમને પણ સાબેત કરી શકતા નથી. પાદરી ફાન્ડરે તેમજ તેના ચેલાઓએ હદીસ ઉપર પાંચ સવાલ કર્યા છે. જો તેમનો લંબાણથી જવાબ લખું તો એક મોટી ચોપડી થાય, પણ આ નોટમાં ટુંકથી લખવું પડે છે.

૧લો હદીસના વર્ણન કરનારા કાંતો મોહમ્મદ સાહેબની બીબીઓ છે. યાતો તેવણના સગાં વહાલાં યાતો તેમના શિષ્યો છે. ત્યારે મોહમ્મદ ( સલ ) વિષે એમની શાક્ષી કબુલ થાય નહીં. એનો જવાબ કે એ સવાલને ઉલટાવી એમ કહીએ કે, ઈશુની હકીકતનું વર્ણન કરનારાઓમાં કાંતો ઇશુ પોતે છે. અથવા તો માં બોલાતો તેમનો બાપ યુસોફ છે. યાતો તેમની મા છે; યાતો તેમના શિષ્યો છે. ફરી તેઓની શાક્ષી ઈશુ વિષેની ખરી ગણાય નહી. તેનો જવાબ શો ? જો કહો કે મોહમ્મદ ( સલ ) ના શિષ્યો કે સગાં ખરે દિલથી મોહમ્મદ ( સલ ) સાહેબ પર વિશ્વાસ લાવેલા એજ કારણથી ૧૩ વરસ સુધી મૂર્તિપૂજકોનો જુલમ ખમ્યો. આખર કોઇ હબશ ( આફ્રિકાનો ભાગ અબીસીનીયા) કોઇ મદીને, કોઈ કયાં, કોઈ કયાં વતનથી બેવતન થયા. અને મોહમ્મદ (સલ) સાહેબ પર જાનમાલથી ફિદા થયા હતા. પણ ઈશુ (અલે) ના શિષ્યો તો અસલ માછલાં પકડનાર હતા. પણ ઈશુ (અલે) એ તેમને લોભ આપ્યો કે, તમે ગાદીએ બેસશો (માત્થી ૧૯; ૨૮ લુકઃ ૩૦) જેથી તેઓ તાબે થયા. અને તેજ લાલચે જબેદીના બંને છોકરાંઓએ ગાદીએ બેસવા ઈશુથી માગણી કીધેલી માર્ક ૧૦;૩૫. ફરી આખરે એ લોભને ખોટો ગણી એક શિષ્યે તો ૩૦ સેંકલમાં ઈશુને પકડાવવું કબુલ કર્યું. માત્થી ૨૬;૧૫ એકે કસમ ખાઈ લાનત કરી ઈશુને ઓળખતો નથી, એમ કહ્યું. માત્થી ૨૬; ૭૪ ફરી ઈશુ જ્યારે તેઓને બીજીવાર દેખાયા તો પાછો લોભ આપેલો યાદ કરી રાજની ઈચ્છા કરવા લાગ્યા. પ્રેરીતોનાં કૃત્ય ૧; એથી માલુમ પડે છે કે, દુનિયાંની લાલચથી એઓ વિશ્વાસુ થયલા તેથી તેઓની શાક્ષી કબુલ રાખીએ છીએ તો એવા જવાબ આપનારને સાબાશી આપી કહીશું કે, ધર્મનો આધાર એવાઓની વાત ઉપર રાખવો અજાએબ જેવું છે.

**બીજો**—હદીસોની કીતાબોના લખનારાઓએ મોહમ્મદ (સલ) ની હાલત તથા ચમત્કાર ઘણા લોકોથી સાંભળી લખેલા કાંઇ જોઈ લખેલા નહીં. અને મોહમ્મદ (સલ) પછી એકસો વર્ષે લખાયલા તેથી તે પર ભરોસો થાય નહિ. જવાબ સુલેમાનના દ્રષ્ટાંત વચન ૨૫; ૧ આપણ સુલેમાનના દ્રષ્ટાંત વચનો છે તેઓને યહુદીના રાજા હિજકીઆના માણસોએ ઉતાર્યા." હવે વિચાર કરો કે, હીજકીઆ સુલેમાનથી સેંકડો વર્ષ પાછળ થયો છે. તેમ તેઓના દોસ્તો પણ સુલેમાનથી સેંકડો વર્ષ પાછલ થયા જોઇએ. ત્યારે સુલેમાનની વાતો એઓએ સાંભળેલી નહીં, પણ સેંકડો વર્ષ સુધી સંભળાતી આવી હોય તે લખેલી, તેને શામાટે કબુલ રાખી છે. વળી હિજકીઆના દોસ્તોએ કોનાથી સાંભળ્યું. અને તેણે કોનાથી સાંભળ્યું તે સુલેમાન સુધીની સાબેતી તેઓએ લખી નહિ પણ હદીસવાળાઓએ તો તેમ સર્વ બ્યાન કીધું છે. એટલુંજ નહીં પણ તેઓનો ઈતિહાસ પણ લખી ગયા છે. લુક. ૧; ૧, ૩ માં લુક સાફ લખે છે કે, મેં લોકોથી સાંભળી પુછી પુછી શોધ કરી લખ્યું છે. ફરી એ સાંભળેલી વાતો પાદરીઓ શામાટે કબુલ કરે છે? વળી લુકે કોનાથી સાંભળ્યું અને તે માણસ કેવો હતો તે કાંઈ તેણે લખ્યું નથી પણ હદીસવાળા તો તે સર્વ બતાવી ગયા છે. જેથી હદીસને કબુલ કરવામાં શક આવે નહિ.

જીવનચરિત્રો)ની કીતાબો વાંચી જુઓ. અને સર્વથી મોટો ચમત્કાર હજરતની પેગંબરીની શાક્ષીમાં ખુદાનું કલામ કુરઆન શરીફ છે. કે અરબમાં ઘણા મોટા કવિઓ ફસાહતવાળા (વકતા) હતા. અને તેઓ જબાનની ચાલાકીમાં પોતાના મુકાબલામાં બીજાને અજમ (ગુંગા) કહેતા હતા, અને તેઓમાંથી ઘણા ખરા કીનો કપટ અને દાવો દુશ્મની અને

---

**ત્રીજો**—દરેક બુધ્ધિવાન જ્યારે હટ મુકશે તો જાણી લેશે કે ઘણી હદીસો એવી છે કે, તેની વાત ખરી થઈ શકેજ નહીં, ફરી હદીસો પર ભરોસો કેમ રખાય? તેનો જવાબ કે 'સહી હદીસ" કોઈ પણ એવી નથી. જો આપ દાખલા સાથે જાહેર કરો તો, તેનો જવાબ આપીએ, જો એમ કહેતા હો કે, હદીસોમાં જન્નત જહન્નમનું બ્યાન છે કે, તેના જેવું આ જગતમાં મળી શકતું નથી, તેમજ તે ચમત્કારો આદતથી ઉલટા કહેવાયલા છે. તો તેનો જવાબ કે, આખરતમાં શું થશે, એતો અકલથી સિદ્ધ થઈ શકતુંજ નહીં. એતો પેગંબરોથી સાંભળીજ મનાય છે ફરી અકલ વિરૂધ્ધ કેમ કહેવાય? છતાં કોઈ અકકલનો પુરાવો એને વિરૂદ્ધ હોય તો બતાવો અને ચમત્કાર તો આદતથી ઉલટોજ થવો જોઈએ. જો જેમ થતું હોય તેમ થાય તો તે ચમત્કાર કેમ થાય? હવે અકકલવાળો માણસ કદી પણ કબુલ કરે નહીં એવો એક દાખલો લખું છું, હિજકીએલ ૪;૫-૧૨ ને મેં તેમનાં અન્યાયનાં વરસ તને આપ્યાં છે. વરસોની ગણત્રી પ્રમાણે ત્રણસે નેવું દિવસ; ને તું ઈશ્રાયલના ઘરનો અન્યાય ઊંચકીશ. ને તે તું પૂરા કરીશ. ને તારી જમણી બાજુએ બીજીવાર સુઈ રહીશ, ને યહુદાના ઘરનો અન્યાય તું ૪૦ દિવસ ઊંચકીશ. વરસને સારૂ દિવસ મેં તને આપ્યો છે. ને યરૂશાલેમના ઘેરાની સામા તું તારૂં મુખ શીધ્ધ કર ને તારો ભુજ લંબાયલો છતાં તેના પર પેગંબરી કર ને જો મેં તારા પર દોરીઓ નાંખી છે. ને તારા ઘેરાના દિવસ પુરા થવા સુધી તું તારી બાજુથી તારી બાજુએ ન ફરીશ. ને પોતાને સારૂં ઘઊં, તથા જવ તથા શીંગ, તથા વટાણા તથા બાજરી તથા ચણા લે ને તેમને એક વાસણમાં મુક ને પોતાને સારૂ એમની રોટલી કર. જે દિવસ તું તારી જમણી બાજુએ સુઈશ, તેમની ગણત્રી પ્રમાણે ૩૯૦ દિવસ તું તેમને ખાઈશ, ને તારો ખોરાક જે તું ખાઈશ તે સેકલ પ્રમાણે દિવસના ૨૦ સેકલ વારેવારે તેતું ખાઈશ, ને માપા પ્રમાણે પાણી પીશ. હીમના સસ્ટાંસ, વારેવારે તું પીઈશ, તે જવની પોળીઓ પ્રમાણે તું ખાઈશ અને તેમની દ્રષ્ટિદી માણસથી નીકળેલા મેલથી તું તે ખરડીશ." પાદરીઓ વિચારો બુદ્ધિ વિરૂદ્ધ આથી ત્રણ વાતો નીકળે છે (૧)૩૯૦ વરસ ડાબી બાજુએ સુઈ રહે અને ઈશ્રાયલ પુત્રોના ગુના માથે લે. ફરી ચાલીશ દિવસ જમણે સુઈ રહે ને યહુદાના ઘરના પાપ માથે લે (૨) ઘેરાના દહાડા પુરા થાય ત્યાં સુધી યરૂશાલેમના ઘેરા તરફ મુખ રાખી મુકે. (૩) હરરોજ ૩૯૦ દિવસ સુધી રોટલી મેલાને ખરડીને ખાય. પેગંબરોને ખુદા મેલું ને રોટી કદી ખવરાવે? કદી નહીં. એજ માટે ગુજરાતી, ઉર્દુ અને ઇંગ્રેજીવાળાઓએ મેલથી ખરડીને ખાવાની જગ્યા સેકીને ખાવાનું લખેલું છે. પણ અરબી બાઈબલમાં ધુની સાથે રોટલી ખાવાનું છે. તેમજ કોઈનું પાપ કોઇ ઊંચકે? વાંચો એજ "હજકી આલ" ૧૮; ૨૦, ફરી યહુદાના ઘરનું પાપ તેમજ ઈશ્રાયલના ઘરનું પાપ કેમ ઊંચકે? વળી બીજું બુદ્ધિથી વિરૂદ્ધ જુઓ. યશાયા વિષે યશાયા ૨૦; ૨ ને તારી કમર પરથી તાટ છોડ ને તારા પગ પરથી તારા ચપળ કહાડ ને તેણે તેમ કીધું. ઉઘાડે શરીરે તથા ઉઘાડા પગે તે ચાલતો" પાદરીઓ વિચાર કરો કે, ખુદાનું કલામ તો એવું થવું જોઇએ કે, નાગાઓને સુધારી કપડાં પેહેરાવે, નકે સુધરેલા પેગંબરને નાગો ફેરવે. વળી જુઓ હોશિયાહ. ૧; ૨ ને પ્રભુએ હોશિયાહને કહ્યું કે, તું જા ને વ્યભિચાર કરાવનારી સ્ત્રીઓ તથા વ્યભિચારથી જન્મેલા છોકરા તારે સારૂ લે. અને તેજ પુસ્તકનો ૩; ૧ વ્યભિચારણ બાયડી પર, ઈશ્રાયલ પુત્રો પર, પ્રભુની પ્રીતી પ્રમાણે પ્રીતી કર. પાદરીઓ વિચારો કે, અકલથી કેવી વિરૂદ્ધ વાત છે કે ભવિષ્યવાદીને છીનાળો સાથે પ્રીતિ કરવાનું કે લેવાનું કહે? એતો ઘણું ભુંડું કામ છે. જુઓ બૈબલમાં બીજી જગ્યા છીનાલથી પરણવાની તેમ તેવી સ્ત્રી સાથે પ્રીતિ કરવાની સફ મના છે. વાંચો લેવી ૨૧; ૧૩ માત્થી ૫; ૨૮ એજ કારણથી ઘણાખરા યુરોપિયન એવાં વાકયો વાંચી બાઈબલ પર હસી કરેછે.

મોટાઈથી એવું ઇચ્છતા હતા કે, કોઇ પણ રીતે હજરતને જુઠા ઠેરવવા. અને તેઓએ અદેખાઇને

**ચોથો**—ઘણી ખરી હદીસો કુરઆનશરીફથી વિરૂધ્ધ છે. કુરઆન શરીફથી માલુમ પડે છે કે, મોહમ્મદ (સલ) સાહેબે કોઈ પણ ચમત્કાર બતાવ્યો નહીં.—અને હદીસોમાં મોહમ્મદ (સલ) સાહેબના ઘણા ચમત્કાર લખેલા છે. તેમજ કુરઆનથી માલમ પડે છે કે, મોહમ્મદ (સલ) સાહેબ પાપી હતા. અને હદીસથી માલુમ પડે છે કે, નિરાપરાધી હતા. તેનો જવાબ કે, કોઇ પણ સહી હદીસ કુરઆનથી વિરૂધ્ધ નથી અને જેમ હદીસથી ચમત્કાર મોહમ્મદ (સલ) સાહેબના સાબિત થાય છે તેમ કુરઆનથી પણ સાબિત થાય છે. જેમ ચાંદના ફાટવાનો ચમત્કાર હું કુરઆનથી આગળ લખી આવ્યો છું. તેમજ કુરઆનના ચમત્કાર આગળ પણ લખીશ. વળી મોહમ્મદ (સલ) સાહેબનું નિરપરાધી થવું જેમ હદીસોથી સાબીત થાય છે તેમજ કુરઆનથી પણ સાબીત થાય છે. એ વિષેનું લખાણ લંબાણથી "નુરેહિદાયત અંક ૧ લામાં" લખી ચુકયો છું. પાદરીઓને જરૂર છે કે, પ્રથમ મોહમ્મદ ( સલ ) સાહેબનો ગુનાહ અકલી દાખલાથી ફરી મુસલમાની કાયદાથી સાબિત કરે, ફરી ગુનેહગાર ઠેરવે. હું તેનો જવાબ આપવા લખાણથી કે વાદવિવાદથી તૈયાર છું. અને મોહમ્મદ (સલ) સાહેબનું પસ્તાવો કરવું તે વિષેના જવાબો પણ તે અંકમાં આપી ચુકયો છું. અને અહીં ટુકાણથી એમ સમજવું જોઈએ કે, ઇશુ પ્રાર્થના કરતી વેળા બોલતા હતા. "ઓ આકાશમાંના અમારા બાપ, તારૂં નામ પવિત્ર મનાઓ, તારૂં રાજ આવો, જેમ આકાશમાં તેમ પૃથ્વી પર તારી ઈચ્છા પૂરી થાઓ. દિવસની રોટલી આજ તું અમને આપ. અને જેમ અમે અમારા ઋણિઓને માફ કરીએ છીએ તેમ તું અમારા ઋણો અમને માફ કર. (માત્થી ૬; ૯—૧૨ ) એ વગર ઇશુ બીજા શબ્દ બોલતા હોય એમ સિદ્ધ થયું નથી. તેમજ પસ્તાવો કરી ઈશુ ( અલે ) એ યોહાનથી બાપ્તિસમાં લીધું. માત્થી ૩; ૧૬ ત્યારે શું ઈશુને એ પસ્તાવાથી પાપી કહેશો? કદી નહિ. તેમજ મોહમ્મદ (સલ) સાહેબને સમજો. સેવકનું કામ તો સેવા કરવાનુંજ હોયછે. ફરી તે પેગંબર હોય કે વલી હોય, તેથી ગુનેહગાર ગણાય નહિ. ખુદાને નમ્રતાઈ ઘણી પ્યારીછે. હવે ઇશુ (અલે) એ લોકોને ગાળો ભાંડી માત્થી ૧૨;૩૯ તથા વગર કારણે અંજીરના ઝાડને શ્રાપ આપ્યો ને તેને મારી નાંખ્યું. માત્થી ( ૨૧; ૧૯ મારક ૧૧; ૧૩ ) ઇશુ કહે છે કે, પક્ષીઓને રહેવાના માળા છે. પણ માણસના પુત્રને માથું મુકવાનો ઠામ નથી. આથી માલૂમ પડે છે કે, તેઓ પોતાની તંગાસની બુમ પાડતા હતા. પણ એ પેગંબરો માટે પાપ છે. હવે એ પાપ કે નહિ ? જો પાપ છે તો નિરપરાધી કેમ ? અને જો પાપ નથી તો શા કારણથી ? જોઇએ પાદરીઓ શું જવાબ આપે છે. હવે આપણે બૈબલને તપાસીએ કે, તેમાં એક બીજાથી વિરૂદ્ધ છે કે, નહિ, જો હશે તો પાદરીના કરાર પ્રમાણે બૈબલ પર ભરોસો થાય નહિ વાંચો હેબ્રી ૭; ૧૮. આગલી આજ્ઞા અશકત તથા નિરૂપયોગી હતી. તે માટે તે નિશ્ચે કહાડી નાંખવાની છે." એને વિરૂદ્ધ યાકુબ, ૨; ૨૦ પણ ઓ વ્યર્થ માણસ ! કરણીઓ ( આગલી આજ્ઞાઓ પર ચાલવા ) વગર વિશ્વાસ નિર્જીવ છે. લેવી ૨૧; ૧૩ માં વ્યભિચારણથી વિવાહ કરવાની સારા માણસોને મના કરી છે, પણ હોશિયાહ ૧; ૨ માં હોશિયને વ્યભિચારણ સાથે પરણવાનું કહ્યું છે. હજકીઆ ૧૮; ૨૦ માં જણાવ્યું છે કે, કોઈ કોઈનાં પાપ ઉચકે નહિ. પણ હીજકીઆ ૪; ૫, ૬ માં ઈશ્રાયલના ઘરનાં તથા યહુદાના ઘરનાં પાપ હજકીઆને ઉચકવા લખ્યું છે.

**પાંચમો**—હદીસો પોતપોતામાં એકબીજાથી વિરૂધ્ધ હોય છે. ફરી તેપર ભરોસો થાય નહિં. તેનો જવાબ કે કોઇ સહી હદીસ સહીહદીસથી વિરૂદ્ધ મળે નહિં. જો પાદરી સાચો હોય તો તે વિષે દાખલો આપે. હવે આપણે બાઈબલને જોઇએ તેમાં એક બીજાથી વિરૂધ્ધ છે કે નહિં ! જો વિરૂધ્ધ હોય તો પાદરીઓના કહેવા પ્રમણે બાઈબલ પર ભરોસો થાય નહિં. વાંચો ઉત્પ. ૬; ૬ અને પ્રભુએ પૃથ્વીપર માણસને ઉત્પન્ન કીધાં તે માટે તેને પસ્તાવો થયો. પણ ગણના ૨૩; ૧૯ દેવ માણસ નથી કે, તે મિથ્યાવાદ કહે. ને માણસનો પુત્ર નથી કે, પસ્તાવો કરે. કહો ભાઈઓ આ કલમો એકબીજાને વિરૂધ થઈ કે નાહં ? એવા દાખલા એકબીજાથી વિરૂધ હું બાઈબલથી સેંકડો લખી શકું છું એ ખુદાની મહેરબાની છે.

૮

લીધે પોતાના જાનમાલનો પણ નાશ કર્યો. જ્યારે હજરત (સલ્લ) તરફથી કુરઆન શરીફના મુકાબલામાં તેઓને કહેવાયું કે, તમો એક સૂરા (અધ્યાય) બનાવો, અને તેની સાથે એમ પણ કહેવાયું કે, તમો કદી પણ બનાવી શકવાના નથી, તોપણ તેઓ બનાવી શકયા નહીં અને તેઓનું કવિત્વ, ફસાહત બલાગત ( વકતૃત્વ શકિત ) આ જગ્યાએ ગુમ થઇ ગયું. એક સૂરાના કહેવાથી અશક્ત થયા. એ વિષે સુરા બકર ૨;૨૩ માં છે. જો તમો શકમાં હો, તે (કુરઆન) થી કે જે અમે પોતાના બંદા ( મોહમ્મદ સ. ) ઉપર ઉતાર્યું છે તો એક સૂરા એના જેવી લાવો, અને તમારા મદદ કરનારાઓને પુકારો. ખુદા વગર જો તમો સાચા છો." એની આગળ એમ ફરમાવે છે. "ફરી જો નહીં કરો અને કદી પણ કરવાના નથી. તો બચો તે અગ્નિથી કે જેનું બળતણ માણસ તથા પથ્થર છે" અને સુરા યુનોસ. ૧૦;૩૮ માં છે. "શું લોકો કહે છે કે, તેણે ( મોહમ્મદે સલ ) ઘડી કહાડયું છે તેને ? તું કહે કે લાવો એક સૂરા (અધ્યાય) એના જેવી અને બોલાવો તમે જેને બોલાવી શકો ખુદા વગર, જો તમો સાચા છો." અને સૂરા હુદ ૧૧;૧૩ માં છે. શું કહે છે કલ્પી લીધું તેણે, ( મોહમ્મદે સલ ) તે ( કુરઆન )ને, તું કહે. તમો દશ સુરા એના જેવી લઇ આવો. અને હાંક મારો જેને હાંક મારી શકો છો ખુદા વગર. જો તમો સાચા છો, ફરી જો તમારૂં કહ્યું નહીં માને તો જાણી લો કે, આ ખુદાના ઇલમથી ઉતારાયું છે" અને સૂરા બની ઇશ્રાઇલ ૧૭; ૮૮ માં છે. તું કહે ખચીત જો ભેગા થાય આદમી અને જીંન આ વાતપર કે આ કુરઆન જેવું લાવે તો એવું નહીં લાવવાના અગર જો એક બીજાને પુષ્ટી આપનાર થાય."

જુઓ આ કુરઆન મજીદની આયતો હજરતની નોબુવવતની સાબિતીની તેમજ કુરઆન શરીફના, ખુદાના કલામ હોવાની કેવી પુખ્ત દલીલ છે. મઆજલ્લાહ ( ખુદાનો બચાવ ) જો માની લેવાય કે ખુદાના પેગંબર (જેમના પર મારો જાનમાલ કુરબાન છે) ( અલ ) પેગંબરીના દાવામાં ખોટા હતે તો સેંકડો મોટા મોટા કવિઓના મુકાબલામાં કદી એમ નહિ કહેતે કે, આ કુરઆન જેવી દસ સુરતો યા એક સુરત તમારેથી તેમ તમારા મદદગાર પુષ્ટી આપનારથી સર્વ માણસ જીંનથી કદી નહિ બની શકશે. કારણકે જુઠો દાવેદાર જાણે છે કે જેવો હું માણસ છું તેમજ બીજા લોક છે. જો હું એમ કહીશ કે આ કલામ જેવું તમારેથી કદી બની શકશે નહિ, તો કોણ જાણે કોઇ માણસ એના મુકાબલામાં એવુંજ કલામ કહી લાવે તો હું શરમિંદો થઇશ ( અને વિશ્વાસ લાવેલા અવિશ્વાસુ થઈ જશે ) મતલબ કે, જુઠાથી એવો ( છાતી ઠોકી ) દાવો કદી થઇ શકે નહિ. જોકે મોહમ્મદ (સલ્લ) સાહેબ સાચા હતા તેમ આ કલામ પણ બેશક ખુદાનુંજ કલામ હતું એજ માટે કુરઆન શરીફની ચાર[1] જગ્યાથી જાહેર થાય છે કે એવું કલામ કોઇ નહિ કહી શકશે તેમ કોઇ કહી શકયો નથી.

વળી જાણવું જોઇએ કે, હજરત ( સલ ) ના વખતથી તે આજ સુધી ઇસ્લામી ધર્મના ઘણા શત્રુ થતા રહ્યા છે અને આ વખતમાં પણ પાદરીઓ રાત દિવસ એજ

૧ સૂરાતુર ૫૨; ૩૪ માં એમ પણ કહેવાયું છે કે, " એક વાત એના જેવી લાવો. જો તમો સાચા છો તો. "

ફિકરમાં રહે છે કે કોઇ પણ રીતે મુસલમાની ધર્મને ખોટો ઠેરવીએ અને એ કામ માટે તરેહ તરેહની વિદ્યા અને અરબી ભાષા શીખે છે. પણ કોઇ વખતમાં કુરઆન શરીફ જેવી બેચાર લીટી પણ લખી બતાવી નથી.

અને આ પણ ખુલ્લું છે કે, નાઝ નખરો, આંખ, નાક, ચહેરો, ચામડી, કદ, કામત, તલ, વાળ, ખુશી, ગમ, જુદાઇ, મિલાપ, શરાબ કબાબ, બાગ, જંગલ, લડાઇ, બેઠક, વગેરે બાબતોના વર્ણનમાં અલંકાર કે કવિત્વ, કારીગરી બનાવટ, સંગાર ઇલમે મઆની, બયાન ( વકતૃત્વ ) સારી રીતે ચાલે છે. પણ કુરઆન શરીફમાં તો એવી વાતો નથી. અને જુઠા કવિઓના વધારાથી બીલકુલ પવિત્ર છે.[1] અને શરૂઆતનો હાલ આખરનો હાલ, પ્રાર્થનાના કાયદા અને ચાલ ચલણનું વર્ણન અને અખલાકની સુધારનારી અને બગાડનારી[2] વસ્તુઓનું વર્ણન વગેરે શરૂથી તે આખર સુધી માત્ર દાનાઇની વાતોનું બયાન છે જેમ ખુદાતાલા ફરમાવે છે. " અને ખચીત અમોએ ફરી ફરીને સમજાવ્યું આ કુરઆનમાં દરેક દ્રષ્ટાંતથી પણ ઘણા લોકોએ નકાર કીધો. અઉપકારી થયા. " સૂરા બની

1 પણ બાઇબલમાં અનેક જગ્યા તેવા વધારા જોવામાં આવે છે. યોહાન ૨૧; ૨૫ ઈશુના કરેલા બીજા કામો પણ ઘણા છે, તેઓ હરેક જો લખાય તો લખેલાં પુસ્તકો જગતમાં સમાય પણ નહિં એમ હું ધારૂં છું. " અને ઉત્પત્તિ ૧૩; ૧૬. ૨૨; ૧૭. ૨૮; ૧૪ "અને તારી ઓલાદને દરિઆની રેતી જેવી વધારીશ. "

2 કુરઆનનો કોઇ એક રૂકુ, નહિ નાહ કોઈ પાંચ કલમ ( આયત ) નીચે બતાવેલી બાબતોથી ખાલી મળે નહિં. ૧ ખુદાના ગુણો જેમ તેનું એક થવું, અનાદી થવું, શકિતવાન થવું, જોવું બોલવું. જાણવું ઇત્યા. ૨ બુરા ગુણોથી તેનું પવિત્ર થવું, ૩ ખુદાની યાદની ભલામણ. ૪ ખુદાથી ડરવાની આજ્ઞા. ૫ દરેક બાબતમાં ખુદા તરફ વલણ રાખવી. ૬ સ્વભાવ સુધારવો. ૭ સારા સ્વભાવની ખુબી. ૮ ભુંડા સ્વભાવની ભુંડાઈ. ૯ રિયાકારીની ભુંડાઈ. ૧૦ ખુદાની તેમ તેના દોસ્તો, પીર પેગંબરો સાથે પ્રીતી રાખવી. ૧૧ ભુંડાઓથી, અજ્ઞાનીઓથી વેગળા રહેવું. ૧૨ પેગંબરોનું બયાન. ૧૩ એમના શત્રુઓની બુરાઈ. ૧૪ ઘર ચલાવવાની તદબીર. ૧૫ રાજ ચલાવવાના કાયદા. ૧૬ મારેફત અને હકીકતની વાતો. ૧૭ પેગંબર પર ઈમાન લાવનારની તારીફ ૧૮ હરામ હલાલનું વર્ણન. ૧૯ મુસલમાનો આખર ઈનકાર કરનાર પર ગાલેબ થશે જીતશે તે વિષેનો વાયદો. ૨૦ પેગંબરોનું મૂર્તિપૂજા કે વ્યભિચારથી પાક થવું. ૨૧ આખર દહાડાનું તથા કરણીના ફળનું વર્ણન. ૨૨ જન્નત જહન્નમનું વર્ણન. ૨૩ દુન્યાની બુરાઈ ૨૪ આખરતનું ચઢતાપણું ૨૫ પ્રાર્થના વિગેરેમાં નૈયત ચોખી રાખવી. ૨૬ ખુદાની સાબેતી અને તેની તૌહીદ કે, તે એકલોજ છે. ને જો બૈબલ જોશો તો આખા અધીયાયને અધ્યાય મજકુર વાતોથી ખાલી છે. એટલુંજ નહીં પણ આખું એસ્તેરનું પુસ્તક તેમાં ખુદાનું નામ કે ખુદાના ગુણનું વર્ણન નથી. હવે વિચારવું જોઈએ કે, એવી બાબતમાં અલંકાર કે કવિપણું કેમ ચાલે? કદી નહિ, તો ફરી એવી બાબતમાં એવું લખાણ કરવું કે, તેનો કોઈ મુકાબલો કરી શકે નહિ, તેના ચમત્કાર થવામાં શો શક? કેટલાક પાદરીઓ કહે છે કે, કુરઆનના મજમુન સારા નથી. તેનો જવાબ કે, ઉપર બતાવેલા મજમુન કુરઆનમાં છે. ફરી એથી સારી વાતો કયી થવી જોઇએ? હા, બેશક બૈબલ પ્રમાણે ફલાણા નબીએ પોતાની છોકરી સાથે વ્યભિચાર કીધો. ફલાણાએ ધોકો દઈ ફલાણાની બૈરી સાથે વ્યભિચાર કીધો ને મરાવી નંખાવ્યો. ફલાણાએ વાછરડો પૂજયો. ફલાણાએ મૂર્તિપૂજા કીધી. અને ડેરૂં બાંધ્યું: અને ફલાણાને ખુદાએ કહ્યું કે, તું નાગો ફર, ને ફલાણાને કહ્યું તું ઘુને રોટલી ખા. ખુદા પસ્તાયો, ખુદા વ્યભિચારી સ્ત્રી સાથે પરણ્યો, વ્યભિચારોના વંશમાં ઈશુ, દાઉદ, સુલેમાન જન્મ્યા. ઈત્ય. એવી વાતોથી કુરઆન સો ગાઉ આઘું છે. વધારે શું લખું, બુધ્ધિવાળાને આટલો ઈશારો બસ છે.

ઈશ્રાઇલ ૧૭; ૮૯. એમ છતાં લખાણની ખૂબી ઇબારતમાં સણગાર અને અલંકારના (ઇલિમેમઆની તથા બલાગતના) કાયદાની સંભાળ[1] એમાં સમાયલી છે. પણ ઇન્સાફી

---

૧ એવા કુરઆનના ચમત્કાર હોવા પર તથા તેના સાચા થવા પર પાદરીઓ કેટલાક સવાલો કરે છે, જેનો ટુંકાણથી જવાબ અહિં લખું છું.

૧ લો સવાલ—કુરઆનની ઈબારત બલાગતથી ભરપુર મળે નહિ, અને જો હોય તો તેથી તે ચમત્કાર ગણાય નહિ, કારણકે દરેક ભાષામાં સુંદર રીતે અલંકાર સહિત પુસ્તકો રચાયાં છે. ત્યારે તે પણ ચમત્કાર થવાં જોઈએ, ને વળી ચમત્કાર ઠરે બી તો માત્ર અરબીજ જાણનાર માટે બને. કાંઈ સર્વને માટે બને નહિ. આ સવાલમાં ૩ બાબતો છે. તેમાં ૧ લાનો જવાબ કે, સાહેબ ખાલી મોંથી કહી દેવાથી કે કુરઆન બલાગતથી ભરપૂર નથી, કંઇ થઇ શકતું નથી, તેનાં કારણ બતાવવાં જોઇએ. જુઓ વીલ્યમ મ્યુર સાહેબ પોતાના ભાષાંતર કીધેલા કુરઆનના ફકરાઓની પ્રસ્તાવનામાં કુરઆનની બલાગતનો ઈકરાર કરે છે. તેમજ જોર્જ સેલ પણ પોતાના ભાષાંતર કરેલા કુરઆનની પ્રસ્તાવનામાં કુરઆનની ઇબારતને ઘણી વખાણે છે. વળી જુઓ કે તે બલાગતથી ભરપૂર ન હોત તો બલાગત જાણનાર મોટા મોટા કવિઓને ઉસ્કેરાત નહિ, બીજાનો જવાબ કે, દરેક બોલીમાં સુંદર ભાષામાં પુસ્તકો રચાયાં છે. પણ તે પુસ્તકના કર્ત્તાઓએ કદી પણ દાવો કર્યો નહિ કે, મારાં પુસ્તક માફક કદી કોઈ લખી શકે નહિ. જો એમ કરત તો બેશક તેના આખા પુસ્તકનો જવાબ લોકો લખત પણ કુરઆન વિષે તો લોકોને ઉસ્કેરી ઉસ્કેરીને દાવો કીધો. અને આખા કુરઆનનો મુકાબલો નહિ પણ એક સુરાનો મુકાબલો કરવા કહ્યું તે પણ બની શક્યું નહિ. અને આખર એના બળાપામાં જાનમાલથી ખુવાર થવા લાગ્યા. અને કેટલાક થયા પણ ખરા. પાદરીઓ દરેક ભાષા શીખે છે. તેમ અરબી પણ શીખે છે. અરબીમાં પુસ્તકો રચે છે. કવિતા કહે છે. અરબીથી કાંઈ અજાણ નથી. ફરી પાદરીઓ મુસલમાનો વિરૂધ શા માટે હજારો રૂપીઆ ખરચે છે. એક સૂરા બનાવવા કોઈ સેહેલો માર્ગ કેમ અખતીયાર નથી કરતા? ૩ જાનો જવાબ કે, કુરઆનના ચમત્કાર બધાજ જાણી શકતા નથી એ ખરૂં છે. પણ દરેક વખતમાં હજારો વિદ્વાનો એનો ચમત્કાર જાણે છે. અને તેઓની મારફતે બીજાઓને ખબર પડે છે. વળી જુઓ કે, જેટલા પેગંબરોએ ચમત્કાર બતાવ્યા તે માત્ર ગણત્રીનાજ માણસોને બતાવ્યા છે, પણ આખા જગતને બતાવ્યા નહિ. પણ જોનારાઓની સાક્ષીથી બીજા માને છે. તેમ કુરઆનના ચમત્કારને પણ સમજો. નહિ નહિ તે કરતાં પણ વધારે સમજો. કારણકે તે ચમત્કારના જોનાર તો તેજ વખતમાં હતા અને લોકોને કહેતા. પણ આ ચમત્કારના જોનારા તો દરેક વખતમાં છે, અને લોકોને કહે છે. વળી મુસાની કીતાબ નામે નિર્ગમન જોતાં માલૂમ પડે છે કે મુસા (અલે) ના ચમત્કાર ફિરઓનના જાદુગરોના જેવાજ દેખીતઃ હતા! તેમજ ઇશુ (અલે) ના ચમત્કાર જાહેરમાં મેસમેરીઝમ કે જાદુના જેવા હતા. પણ કુરઆનનો ચમત્કાર તો મેસમેરીઝમ તથા જાદુના જેવો નથી.

૨ જો સવાલ—કુરઆનમાં લખાયલી કેટલીક બાબતો જુના અને નવા કરારને વિરૂદ્ધ છે. ફરી તે ખુદાનું કલામ ગણાય નહિ. એનો જવાબ કે, કુરઆન નવા તથા જુના કરારથી જુદું પડયું એ ત્રણ તરેહ પર છે. (૧) બૈબલમાં એક ફરમાન એક રીતે હોય ને કુરઆનમાં બીજી રીતે (૨) કોઈ વાત કુરઆનમાં હોય ને બૈબલમાં નહીં હોય. (૩) કોઈ બાબત કુરઆનમાં એક રીતે લખાઈ હોય ને બાઇબલમાં તેથી ઉલટી રીતે લખાઈ હોય. ૧ લી તરેહનો જવાબ કે, એમ સમજવું કે, ફરમાનોમાં નાસેખ મનસુખ થાય છે. એટલે એક વખતમાં એક હુકમ હોય અને બીજા વખતમાં બીજી રીતે હુકમ હોય તેમાં કાંઈ દોષ નથી. એ વિષેની લંબાણથી બહસ જોવી હોય તો "ઈજહારૂલહક" "ઈજાલતુલઓહામ" "ઇસ્તીફસાર" નામના ગ્રંથોમાં જુઓ. અને અહીં પાદરીઓની બુધ્ધિ પ્રમાણે ત્રણ દાખલા લખું છું. ઉત્પતિ ૯; ૩ પૃથ્વી પર ચાલનારા હરેક જીવ તમારે સારૂં ખાવાનું થશે. જેમ લીલું શાક તેમ સર્વ વસ્તુ મેં તમને આપી છે." આથી માલૂમ પડે છે કે, સર્વ જાતના જીવ ખાવાનો નુહ (અલે) ને ફરમાન હતો, પણ મુસા (અલ) ને ઘણા

માણુસ ઊંડા વિચારવાળાને જોઇએ કે, તેથી આ દલીલો પર તર્ક શક્તિ ચલાવે અને કુરઆન શરીફના મજમુનો અને ઇબારતને સમજી કુરઆન શરીફને ખુદાનું કલામ અને

ખરા જીવને કે, જેમાં ભુંડ પણ છે. તે ખાવાની મના કીધી છે, જુઓ લેવી અ૦ ૧૧ પુનર્નિયમ અ૦ ૧૪ બીજો દાખલો લેવી ૧૮; ૧૮ માં બાયડીની બેહેન સાથે તેના જીવતાં પરણવાની મનાઇ કરી છે. પણ ઉત્પત્તિ અ. ૨૯ માં છે કે, યાકુબ ( અલે ) રાહેલ, અને લીયા બે બેહેનો સાથે એકના જીવતાં બીજી સાથે પરણ્યા છે, તો જો એમના નિયમમાં ન હોત તો કેમ પરણતે? પાદરીઓને યાદ રાખવું જોઈએ કે, યાકુબના પરણવાને શાસ્ત્ર વિરૂદ્ધ ગણાય તો એવણના વંશમાં ઘણા ખરા પેગંબરો જન્મયા છે. તેઓ પર દોષ આવશે. ત્રીજો દાખલો ઉત્પતિ ૨; ૩: નિર્ગ ૨૦, ૮–૧૧: ૨૩; ૧૨: ૩૪;૨૧ લેવી ૧૯;૩:૨૩;૩ પૂનર્નિયમ ૫;૧૨,૧૫ વગેરે અનેક જગ્યાથી સબત (સનિવાર) ને માનવો અને નહીં માનનારને મારી નાંખવું ફરમાવ્યું છે. પણ એ હુકમને પાઉલ મનસુખ કરી ઊંચકી નાંખે છે. કલોશી ૨;૧૬ બીજી તરેહનો જવાબ કે, બેશક કુરઆનમાં કેટલીક વાતો લખાયલી છે કે જે બાઈબલમાં નથી પણ તેથી કુરઆનને ખુદાનું કલામ નહિ સમજવું ભૂલ ભરેલું છે. શું બેબલમાં જે વાતો લખાયલી છે તેજ વાતો કુરઆનમાં થવી જોઈએ! એ કયા નિયમથી બોલો છો? હવે આપણે નવા કરારને તપાસીએ કે તેમાં કહેવાયલી વાત જુના કરારમાં છે કે નહિ. યહુદાનો પત્ર કલમ ૯ પણ મીખાએલ પ્રમુખ્ય દૂતે જ્યારે મુસાના સબ [ જસદ ] વિષે શૈતાન સાથે વિરોધ કરતાં વિવાદ કર્યો" પાદરી સાહેબ! એ જુના કરારમાં કયી જગાએ છે તે બતાવશો? તો ફરી તમારા એકરાર પ્રમાણે નવો કરાર ખોટો થવો જોઈએ. ત્રીજી તરેહનો જવાબ કે, એવો ફેરફાર બાઇબલમાં સેંકડો જગ્યા છે; ફરી કુરઆનની ભુલ ગણાય નહિ. વાંચો ૧ લું કાલવૃતાંત ૨૧;૫ માં ઇશ્રાયલ પુરૂષો તલવાર ખેંચનારા ૧૧ લાખ લખેલા છે. ને ૨ સમુએમ ૨૪;૯માં ૮ લાખ લખ્યા છે. ૨ રાજા ૮;૨૬ અહાજયા રાજા થયો ત્યારે તે ૨૨ વરસનો હતો પણ ૨ કાલવૃતાંત ૨૨;૨ માં ૪૨ વરસનો લખેલો છે. ૨ સમુએલ ૨૪;૧૩ને ગાદ દાઉદ પાસે આવ્યો ને તેણે જણાવ્યું કે તારા દેશમાં ૭ વરસનો દુષ્ટકાળ થાઓ, પણ ૧ લું કાળવૃતાંત ૨૧;૧૨ માં છે કે, ગાદે ત્રણ વરસના દુષ્ટકાળની ખબર આપી હતી હવે એ બાઈબલમાં ઘાલમેલ ગણાય કે નહિ? એવા ૬૬ ફેરફાર મારી ચોપડી "ખ્રીસ્તી અને મેહમ્મદી ધર્મનો ચુકાદો" તેમાં લખી ચુકયો છું. એજ કારણથી પાદરી ફાન્ડર પોતાની "ઇંખતેતામેદીની સુબાહેસાના' પૃષ્ટ ૫૧ માં લખે છે કે, બાઈબલનો ફેરફાર મટાડવો એ અસલ નુસખો નહિ હોવાથી અશકય છે. તેમજ પાદરી ઈમાદુદ્દીને "હિદાયતુલ મુસલેમીન" ૧૮૬૮માં છપાયલીના પાના ૬૧ માં એકબીજાથી વિરૂદ્ધ વાતો બઈબલમાં થવાનો એકરાર કર્યો છે. પાદરીઓ યાદ રાખો કે, તમારા વડાઓ બાઇબલમાં ફેરફાર થવાનો તેમ એકબીજાથી વિરૂદ્ધ થવાનો ઈકરાર કરે છે. અને કુરઆન ફેરફાર વગરનું છે, તો ફરી જે બાબતમાં કુરઆનને અને બાઈબલને ફેરફાર હોય તો તે બાઈબલની ઘાલમેલ ગણાય. અને કુરઆન તે ભૂલને જાહેર કરનાર ગણાએ એમાં જરાએ શક નથી.

૩ જો સવાલ—કુરઆનમાં છે કે, માર્ગે રહેવું (હિદાયત) અને માર્ગ ભુલ થવું ( દલાલત ) ખુદા તરફથી છે. અને જન્નતમાં ખાવા પીવાનું હુરો, મોહોલ નેહરો છે. અને કાફેરો સાથે કતલ ચલાવવાનું લખ્યું છે. એવી ખોટી વાતો જ્યારે કુરઆનમાં છે તો ફરી તે ખુદાનું કલામ કેમ થાય? આ સવાલમાં પણ ત્રણ ભાગ છે. તેમાં ૧ લાનો જવાબ વિસ્તારથી મારી ચોપડી નામે " નુરેહીદાયત અંક ચોથો " માં લખી ચુકયો છું છતાં પાદરીની અકકલ પ્રમાણે બે દાખલા લખું છું. યોહાન ૧૨; ૪૦ એ માટે તેણે ( ખુદાએ ) તેઓની આંખો આંધળી કરી છે ને તેઓનાં મન જડરૂપી કર્યાં છે. યશાયા ૬૩; ૧૭ હે પ્રભુ તું શા માટે અમને તારા માર્ગપરથી ભટકાવી દે છે શા માટે હમારા હૃદયોને તારી બીક ન રાખીએ તેવા હઠીલા કરે? " પાદરીઓ વિચારો કે જે દોષ કુરઆન ઉપર મુકોછો તેજ પ્રમાણે એ કલમો છે કે નહિ? યશાયાએ ખુદાનું માર્ગ ભુલવવું કેવી ખુલ્લી રીતે પ્રગટ કીધું છે. હિંદુઓના શાસ્ત્રમાં પણ એવીજ રીતે લખ્યું છે. મહાભારત શાંત પર્વ ભાગ મોક્ષ ધર્મમાં લખ્યું છે કે, " જગદેશ જહાનને ઉત્પન્ન કરે છે અને નાશ કરે છે. જ્ઞાન આપે છે ને અજ્ઞાન આપે છે. " બીજા સવાલનો જવાબ કે, જન્નતમાં તમારી બતાવેલી ચીજો નથી એનો

પુરાવો શો? જો એમ કહેતા હો કે ત્યાંતો ફિરસ્તા જેવા થવાના તો ફરી ખાવા પીવાનું તથા હુરો શું કામે જોઈએ? તેનો જવાબ કે-બૈબલ પ્રમાણે ફિરસ્તા ખાય છે. ઉત્પ, ૧૮;૮. ૧૯;૩ ફરી માણસોને ખાવું તમને કેમ અઘરૂં લાગે છે? વળી માત્થી ૨૬;૨૯. ઈશુ તેમને કહે છે કે, હું તમને કહું છું કે હું મારા બાપના રાજ્યમાં તમારી સાથે નવો પીઈશ તે દહાડા સૂધી દ્રાક્ષરસ હવેથી હું પીનારજ નહિ " બાપના રાજ્યની મતલબ જન્નત છે. અને ત્યાં દ્રાક્ષ રસ પીવાનું કહે છે. ત્યારે જો ત્યાં ન હોય તો પીએ કેમ? એ ખુલ્લું છે, વળી પાદરીઓ માને છે કે, ભુંડા માણસના દેહપર દુઃખ માર થવાનાં તો ફરી વિચારો કે, સારા લોકોના દેહ સુખમાં મોજમાં કેમ નહીં રહે? યાદ રાખજો કે, કુરઆનમાં સારાં માણસો માટે દેહનુંજ સુખ લખ્યું નથી પણ આત્માનું સુખ પણ લખ્યું છે જુઓ સુરા તોબા ૯; ૭૨ સુરા સિજદા ૩૨;૧૭ ફરી યાદ રાખવા યોગ્ય છે કે, આદમ ( અલે ) તથા હવા જંનતમાં હતાં અને ખાતાં પીતાં હતાં. ઉત્પત્તિ અ. ૨;૩ તો જો જન્નતમાં ખાવા પીવાનું નહોતે તો કેમ એઓ ખાતે? જેમ કુરઆનમાં છે તેમ ઇંજીલમાં પણ છે કે, સોનાની સડક અને મોતીઓ, યાકુદ, અને જમુરરૂદ વગરેની દીવાલો અને નેહરો અને અંજીર, ખજુર એ સર્વ તોરાત ઇંજીલમાં લખાયલું છે. ફરી સવાલ કરવો તે પોતાની અણસમજાઈ બતાવવી છે. જુઓ ઉત્પતિ ૩;૭ પ્રકટી કરણ ૨૨;૧–૨૧. ૭;૯. લુક ૧૩;૨૯, ને તેઓ પુર્વ તથા પશ્ચિમથી ને ઉત્તર તથા દક્ષિણથી આવશે ને દેવના રાજમાં ( જંનતમાં ) ખાવા બેસશે " એમાં સાફ ખાવાનું લખેલું છે તો જો જન્નતમાં ખાવાનું ન હોત તો ખાવા કેમ બેસશે? યાદ રાખજો કે, " ખાવા બેસશે. " નો શબ્દ ગુજરાતી, અરબી, ઇંગ્રેજી બૈબલમાંથી કાઢી નંખાયો છે. પણ ઉર્દુ નવો કરાર છપાયલો સને ૧૮૬૦ માં લંડન શેહેરમાં તેમાં છે. એ નવો કરાર ખ્રીસ્તીઓને હું બતાવી પણ ચુકયો છું. અને હિંદુ ધર્મમાં તો સાફ લખ્યું છે કે, જન્નતમાં અપ્સરા છે. અને ઇંદ્રે વિશ્વામિત્ર પાસે તેમ બીજાઓ પાસે અદેખાઇને લીધે તેમને બેહેકાવવા તેને મોકલેલી. એ વિષેનું વર્ણન આગળ લખી ચુકયો છું. તો જો નહોત તો કયાંથી મોકલત. ત્રીજાનો જવાબ કે, કાફેરો સાથે જેહાદ કરી કતલ ચલાવવા લખ્યું છે. પણ એથી કુરઆન ઉપર કોઈ તરેહનો દોષ આવતો નથી. એ વિશે લંબાણથી જોવું હોય તો " ઈજહારૂલ-હક્ક " " ઈસ્તેફસાર " જોન ડયુન પોર્ટ સાહેબની એપોલોજી જુઓ. એથી આપની ખાત્રી થશે. હવે આપણે બૈબલ તપાસીએ કે તેમાં કતલ ચલાવવાનો હુકમ છેકે નહિ. ૨ શમુએલ ૧૨; ૨૯-૩૧ ને દાઉદે સર્વ લોક એકઠા કર્યા ને રાબાએ ગયો ને તેને વિરૂધ પડયો ને તે લીધું ને તેણે તેઓના રાજાનો મુંગટ તાણી જીતી તેના માથાપરથી લીધો. ને તેનું વજન તેના મુલ્યવાન રત્નો શુદ્ધ સોનાનું એક તાલંત હતું ને તે દાઉદના માથા ઉપર થયો. ને તે નગરની ઘણી લુંટ તે બહાર લાવ્યો ને જે લોક તેમાં હતા તેઓને તે બહાર લાવ્યો ને તેઓને તે કરવતો પર ને લોઢાની પંજાડીઓ પરને લોઢાની કુહાડીઓ પર રાખ્યા. ને તેઓને ઇંટની ભઠ્ઠીઓ પર ચલાવ્યા. ને એ પ્રમાણે તેણે આમોન પુત્રોનાં બધાં નગરોને કીધું. " નિર્ગમન ૨૨; ૨૦ એટલે ખુદા વગર બીજા દેવને યજ્ઞ કરનાર કતલ કરાયો જાય. પુનર્નિયમ ૨૦; ૧૦-૧૭ જ્યારે યુદ્ધ કરવા નગરની પાસે આવીશ ત્યારે તેની તરફ સલાહની હાંક માર, તે એમ થશે કે, જો તને સલાહનું ઉત્તર આપે ને તારે સારૂ ઉઘાડે, તો એમ થશે કે, તેમાં જે સર્વ લોક તેઓ તને કર ( જીજ્યો ) આપીને તારૂં દાસપણું કરે. ને તે જો તારી સાથે સલાહ ના કરે ને તારી સામા યુદ્ધ કરે તો તેને ઘેરો ઘાલ. ને પ્રભુ તારો દેવ તે તારા હાથમાં સોંપે, ત્યારે તું તેના સર્વ પુરૂષોને તલવારની ધારથી મારી નાંખ, ને તેની સ્ત્રીઓને તથા બાળકોને તથા ઢોરોને તથા નગરમાં જે સર્વ હોય તેની સર્વ લૂંટ તું પોતાને સારૂ લઈ લે, ને તારા શત્રુઓની લૂંટ પ્રભુ તરા દેવે તને આપી છે. તે તું ખાજે સર્વ નગરો તારાથી ઘણા વેગળા છે. જેઓ આ દેશ જાતિઓના નગરમાંના નથી, તેઓ પર તું એમ કર. કેવળ આ લોકોને જેઓને પ્રભુ તારો દેવ તને વારસાને સારૂ આપે છે. તેઓનાં નગરોમાં કોઇ પ્રાણી જીવવા ન દે. ને જેમ પ્રભુ તારા દેવે તને આજ્ઞા આપી છે, તેમ તેઓનો. હીતીઓનો, આમોરીઆનો, કનાનીઓનો તથા પરેજીઓનો, હીવીઓનો તથા યબુશીઓનો વિનાશ કરજ કર. " પાદરીઓ વિચાર કરો કે, ખુદાએ કેવી રીતે જેહાદ કરવાનો હુકમ ફરમાવ્યો છે. એ વગર બાઈબલમાં અનેક જગ્યા જેહાદનું વર્ણન છે, ઈશુએ જેહાદ

જેટલો પણ શુબ્હ કે શક મળે નહિ. અને જો એથી પણ કોઇ માર્ગ ન મેળવે તો અસ- લથીજ અભાગ્યો છે. અને હજરત મોહમ્મદ મુસ્તફા ( સલ ) નો સ્વભાવ અને કૃત્ય

કીધો નહિ, એ ખરૂં તેનું કારણ એકે રાજાના મુકાબલામાં તથા યહુદીઓના મુકાબલામાં આવી શકે એટલા માણસની જોગવાઈ તેમની પાસે નહોતી તેથી રૂકેલા હતા. છતાં પોતાના શિષ્યોને જેહાદની તૈયારી માટે કહેતા. જોહોણું વેચો, કપડાં વેચો, અને તલવાર ખરીદો, ( લુક ૨૨; ૩૬ ) અને વગ આવ્યો તો એકનો કાન કાપી નાંખ્યો માત્થી ૨૬; ૫૧ યોહાન ૧૮; ૧૦ ને જો કાન કાપનારે પાપ કીધું હોત તો ઈશુ ( અલે ) તેની પાસે પસ્તાવો કરાવતે અથવા શીક્ષા આપતે પણ તેમ કીધું નહિ. વળી માત્થી ૧૦; ૩૪ હું પૃથ્વી ઉપર સલાહ કરાવવાને નાહ પણ તલવાર ચલાવવાને મટે આવ્યો છું ” અને ખ્રીસ્તીઓએ ધર્મી લડાઈમાં ચાલીસ હજાર મુસલમાનોને યરૂશાલેમમાં રહેંસ્યા. સ્પેનમાં જુલમ ગુજાર્યો. એ તવારીખ જોનારને કાંઈ છુપું નથી. પ્રેરીતોનાં કૃત્ય ૫;૯,૧૦ જોતાં માલુમ પડે છે કે, પીતરે હનન્યા અને તેની બઈડીને જરા વાતમાં મારી નાંખેલાં.

ચોથો સવાલ—કુરઆનમાં આત્માની ઈચ્છા અનુસાર કંઈ મળે નહિ. ફરી તે ખુદાનું કલામ કેમ થાય, એનો જવાબ કે, આત્માની ખાહેશ બે ચીજની થાય છે. એક સારા અકીદા રાખવા અને બીજું સારાં કૃત્ય. અને એ બંને વાતો સંપૂર્ણતાથી કુરઆનમાં છે. જેને હું આગળ લખી ચુકયો છું. હા, તમો જેમ ચાહતા હો તેમ કુરઆન કેહેતું નથી. કે પવિત્રોને માટે સર્વ પવિત્ર છે. પેગ- બરોને વિષે ભુંડું બોલવું. શાસ્ત્રના નિયમ પર ચાલવાની કાંઈ જરૂર નથી. ખુદાએ થાક લીધો. ખુદા પસ્તાયો. ખુદા બીધો. ખુદાની બેવકુફી. ખુદાએ છીનાળોને પોતાની બઈરીઓ બનાવી ઇત્યાદી. જેમ બાઈબલમાં છે) અને કુરઆન શરીફ એવી વાતોથી પવિત્ર છે.

પાંચમો સવાલ—ખુદાનું કલામ એવું થવું જોઇએ કે, તે આગલી કીતાબોથી લેવાયલું ન હોય પણ કુરઆનમાં ઘણી ખરી વાતો નવા કરારથી અને કેટલીક વાતો જૂના કરારથી અને કેટલીક વાતો યહુદીઓની દંત કથાથી અને કેટલીક વાતો પારસીઓના ધર્મ પુસ્તકમાંથી લેવાયલી છે. ફરી તે ખુદાનું કલામ થાય નહિં. અને મોહમ્મદ ( સલ ) શામ ( સીરયા ) માં જઈએ બધુ શીખી આવેલા. એનો જવાબ કે હું પાદરીઓને પુછું છું કે, કુરઆનમાં બીજા ધર્મના પુસ્તકોથી લેવાયલું છે એની સાબીતી શી ? જો એમ કહો કે, કુરઆનની વાતો તેઓની વાતોને મળતી છે. તો તેનો ઉત્તર એકે માત્ર મળતી વાતો હોવાથી એક બીજાથી ઉતારો કીધેલો ગણાય નહી. કારણ કે પ્રાચી- નકાળથી ખોટા ધર્મ દુન્યામાં હતા. તેમ તેમનાં પુસ્તકો પણ હતાં. હવે તે પુસ્તકો એવાં તો હતાંજ નહિ કે, તેમાં કોઈ પણ નીતિની વાત નહીં હોય. કેટલીક વાતો એઓનાં પુસ્તકોમાં નીતિની પણ હતી અને અનીતિની પણ હતી. ત્યારે મુસાની કીતાબથી કે ઇંજીલ સૂધી જેટલાં પુસ્તકો થયેલાં તમો માનો છો, તે સર્વ ખોટાં થવાં જોઈએ કેમકે કેટલીક વાતો તે પુસ્તકોની એમાં છે. તેમજ યુનાની ફીલસુફીઓની ઘણી ખરી કીતાબો છે, અને તેમાંના કેટલાક ફકરા ત્વારીખોમાં લખાયા છે. તે ફકરાઓ સાથે ઈંજીલની વાતો ઘણી ખરી મળતી છે. તે પણ તેઓના પુસ્તકોથી લીધેલી થવી જોઇએ. વળી મુસા ( અલે ) પછીનાં બાઈબલમાંના પુસ્તકોમાં મુસાની કીતાબ સાથે મળતી વાતો ઘણી મળી આવે છે તે પાદરીઓના માનવા પ્રમાણે ખોટી થવી જોઇએ. યહુદીઓ એમજ કહેતા હતા કે, અમારાં પુસ્તકોથી કહાડી ઇંજીલ બનાવી છે. ને જો એમ કહો કે મોહમ્મદ (સલ) સાહેબે બીજાં પુસ્તકોથી ઉતારો કીધો અથવા ઉતારો કરાવ્યો તો તેની સાબેતી શી? હવે મોહમ્મદ (સલ) સાહેબ વિષે એમ કહેવું કે, શામમાં જઈ શીખી આવ્યા. એ તદન જુઠ છે. મોહમ્મદ ( સલ ) સાહેબ માત્ર બે વાર વેપારાર્થે શામમાં ગયા હતા. એકવાર નાનપણમાં પોતાના કાકા સાથે અને બીજીવાર જુવાનીમાં મેસરા ગુલામ સાથે કાફલા ( કારવાન ) માં ગએલા. એ વગર બીજી કોઈ વાર જવાનું સાબેત થતું નથી. હવે અરબોનો ઇતિહાસ વાંચનાર પર તેમજ તેઓનો ચાલુ હાલ જોનાર પર કાંઈ છુપું નથી કે, અરબોનો કાફલો જ્યાં જાયછે ત્યાં જે કામે ગયા હોય તે કામ પુરૂં થએથી થોભતો નથી. આથી સિદ્ધ થાય છે કે, કાફલાનો માલ વેચાયો હોય ત્યાં સૂધીજ એમનું રહેવું થયલું. હવે એટલી મુદતમાં અભણ માણસ પારકા ધર્મનાં પુસ્તકો અને વળી પારકી ભાષાને કેમ શીખી શકે? એટલી જુજ મુદતમાં તો અજાણ્યા અને અભણને તો મુળાક્ષર અને જોડણીજ મુશ્કે- લીથી આવે. અને પારકા ધર્મનાં અને પારકી ભાષાનાં ધર્મ પુસ્તકોમાં માહેતગારી મેળવવી, તેમાંથી

**( આમાલ ) ઘણાં પસંદ કરવા લાયક અને કબુલ કરવા યોગ્ય હતાં કે જે, તેમની પેગંબરીની પુખ્ત દલીલ અને મોટા પુરાવો છે.**

ચુંટણી કરવી અને સાર કહાડવો અને પુસ્તક રચવું એને તો વરસો જોઈએ, અને એવો દાવો તો થાયજ નહિ કે, એના જેવું કોઇ કદી પણ બનાવી શકશે નહિ. એ વિદ્વાનો આગળ કાંઈ છુપું નથી. હવે મોહમ્મદ ( સલ ) સાહેબ અભણ હતા, એ વાતની સાબેતી કુરઆન સુરા અઅરાફ ૭;૧૫૭ સુરાઅનકબુત ૨૯;૪૮માં છે. પાદરીઓને વિચારવું જોઇએ કે, મોહમ્મદ (સલ) સાહેબ મક્કામાં જન્મેલા અને નાનેથી મોટા થએલા. ફરી જો એવણ લખવા પઢવા શીખેલા હોત તો પોતાની કોમ આગળ તો એવો દાવો થતેજ નહિ કે, હું અભણ છું. અને વળી એનો દાવો થાયજ કેમ ? સામાવાળા તો કમર બાંધી એમને જુઠા પાડવાની બાંધ છોડમાં રહેલા, ફરી એવાઓ આગળ કોઈ સાધારણ બુદ્ધિવાળો પણ જુઠો દાવો કરી શકે નહીં. વળી જો એવણ શામમાંથી કે બીજે કેથેથી શીખી આવ્યા હોતે તો તે શખ્સ ધારા પ્રમાણે ઘણોજ પ્રખ્યાત હોવો જોઈએ અને બૈબલમાં છે કે શિષ્ય ગુરૂથી કદી ચઢતો થતો નથી. માત્થી ૧૦; ૨૪ તો હજરત મોહમ્મદ કદી પણ એવો દાવો કરી શકતે નહીં કે માણસો અને જીન્ન ભેગા થાય તોએ કુરઆન જેવું કોઈ લાવી શકસે નહીં. વળી ધારા પ્રમાણે તે શીક્ષક ઘણોજ પ્રખ્યાત હોવાથી લોકો તેની પાસે ઘણા ભેગા થતે અને ફરી તેના ઘણા શિષ્યો થતે. તે સઘળાઓ છતાં બુધ્ધિવંત માણસ કદી દાવો કરે નહીં કે આ મારા પુસ્તક જેવું કોઈ બનાવી શકશે નહીં. તો ફરી પેગમ્બરીનો દાવો કરનાર કેમ એવો દાવો કરે ? વળી એવા શીક્ષકને અથવા તેના શિષ્યોને હજરત મોહમ્મદના મુકાબલામાં લાવવા વગર રહેતે નહીં અને તે વખતના સઘળા ધર્મો વિરૂધ્ધ હજરત મોહમ્મદ હતા જેથી તે શીક્ષક તથા તેના શિષ્યો આવવા વગર પણ રહેતે નહીં. તો સિદ્ધ થયું કે હજરત મોહમ્મદ કોઈ પાસે શીખેલા નહીં. ઈશુ (અલે) નું જીવનચરિત્રના અધ્યાય ચોથામાં અબ્યાન સાહેબ તથા જોન ડયોન પોર્ટ પોતાની એપોલો જીના પૃષ્ટ ૧૮ ની નોટમાં લખે છે કે, મોહમ્મદ ( સલ ) અભણ હતા. મને પાદરીઓના અન્યાયપર હસી આવે છે કે, ઇશુ ( અલે ) ભણવા જાણુતા હતા લુક. ૪;૧૬,૧૭. તથા વિદ્વાનો પાસે બેસી વાતો સાંભળતા તેઓથી પૂછપરછ કરતા લુક. ૨;૪૬, અને તેમની ઘણી ખરી વાતો જુના કરાર અને યુનાની ફીલસુફીની વાતોને મળતી હોવા છતાં તેને બીજાં પુસ્તકોથી લીધેલી નહિ ગણે અને તે મનાય, અને મોહમ્મદ ( સલ ) ન વાંચવા જાણે ન લખવા જાણે. તેવણ વિષે એમ કહે કે, એવણે પારકા ધર્મનાં પુસ્તકેથી ઉતારો કીધો છે અને તે માનવા યોગ્ય નથી. એનો ઇન્સાફ મારા વાંચકોને સોપું છું.

છઠ્ઠો સવાલ—કુરઆનમાં એક વાત બીજી વાતથી વિરૂધ્ધ છે માટે તે ખુદાનું કલામ મનાય નહિ. અને બાઈબલમાં એક વાતથી બીજી વાત વિરૂદ્ધ જે મુસલમાનો બતાવે છે તે નિર્જીવ ફેરફાર છે. તેનો જવાબ કે કુરઆનમાં તો માત્ર ફેરફાર કે એક વાત બીજીથી વિરૂદ્ધ મળે નહિ, એ વાત કુરઆન જોનારપર કાંઈ છુપું નથી. હા નાસેખ મનસુખ છે. એટલે એક હુકમ એકવાર થએલો અને બીજીવાર તે હુકમને બદલે બીજો હુકમ જારી થયલો, પણ એને એક બીજાથી વિરૂદ્ધ જાણવું તે ભૂલ છે—અને નાસેખ મનસુખ ઉપર થતા સવાલનો જવાબ ઉપર લખી આવ્યો છું. બાઈબલમાં એક વાત બીજીથી વિરૂધ્ધ છે, એમ પાદરીઓ માને છે. તેમજ પાદરી ફાન્ડર પોતાની કીતાબ " ઈખતેતામેદીની મુબાહેસા " પૃષ્ટ ૫૩માં લખે છે કે, મીલ સાહેબે એક બીજાથી વિરૂદ્ધ ૩૦ હજાર વાતો ગણી છે. અને ગ્રીજબાકે ૧ લાખ ૫૦ હજાર. હવે હું ધર્મની આધારી બાબતમાં એક બીજાથી વિરૂધ્ધ બતાવું છું. માત્થી, અ. ૨માં ઘણી તાકીદની સાથે વગર કોઈ વાતને કહાડે તૌરાતપર અમલ કરવાનું ફરમાન છે. પણ એને વિરૂદ્ધ હેબ્રી. ૭;૧૮.૮;૭,૧૩ તથા ગલાતી. ૩;૧૦માં તૌરાતની ઘણી નિંદા કરી છે અને તેપર અમલ કરવાની મના કીધી છે. માત્થી ૨૩;૨,૩થી માલુમ પડે છે કે, યહુદીઓના શાસ્ત્રી, ફરોશી જે કાંઈ કહે તેપર અમલ કરવો પણ એની વીરૂદ્ધ માત્થી. ૧૬;૬ થી માલુમ પડે છે કે, યહુદીઓના, શાસ્ત્રી તથા ફરોશીઓના ખમીર ( શીખામણ, બોધ ) થી બચો. ઉત્પ. ૬;૬થી માલુમ પડે છે કે, ખુદાએ પસ્તાવો કીધો, પણ એને વિરૂધ્ધ ૧ સમુએલ ૧૫;૨૯ માં છે કે, ખુદા માણસ નથી કે પસ્તાવો કરે, પાદરીઓ વિચારો આ નિરજીવ જેવી વાતોમાં એકબીજાથી વિરૂધ્ધ છે ?

મિસ્કાત શરીફમાં લખાયું છે કે, હજરત અનસ ( રદી ) રિવાયત કરે છે કે, મેં દશ વરસ સુધી નબી ( સલ ) ની ખિજમત બજાવી એટલા વખતમાં કદી મને ઉફ[1] પણ નહિ કહ્યું અને કદી એમ પણ નહિ કહ્યું કે તેં એ કામ કેમ નહિ કીધું. તેમ એમ પણ નહિ ફરમાવ્યું કે, તેં એ કામ કેમ કીધું ?

ઐજન—અને તેવણથીજ રિવાયત છે કે, હું આઠ વરસની ઉમરમાં રસૂલુલ્લાહ ( સલ ) ની સેવામાં હાજર થયો અને દશ વરસ સુધી તેમની ચાકરી કરી. કદી કોઇ પણ ચીજના નુકસાન થવાથી હજરતે મને ઠપકો આપ્યો નહિ અને જો કોઇ તેમના ઘરવાળાઓથી મને બોલી કરતા તો હજરત ફરમાવતા કે તેને જવા દે. ઠપકો નહીં આપ, જે કાંઇ ભવિષ્યમાં છે તે થાય છે.

ઐજન—તેવણથીજ રિવાયત છે કે, હજરત રસૂલુલ્લાહ ( સલ ) એવા સારા સ્વભાવના હતા કે, જો મદીનાવાળાઓની એક દાસી પણ હજરતનો હાથ પકડે તો તે જ્યાં જવા ચાહતી ત્યાં હજરત તેની સાથે ચાલ્યા જતા.

ઐજન—તેવણથીજ રિવાયત છે કે, એક માણસે હજરત ( સલ ) થી બકરીઓ એટલી તો માગી કે જેટલી બે પહાડની વચ્ચે હતી. હજરતે તે સર્વ બકરીઓ તેને બક્ષીસ કરી દીધી. ફરી તે માણસે પોતાની કોમમાં જઇ કહ્યું, ઓ મારા જાત ભાઇઓ મુસલમાન થઇ જાઓ, ખુદાની કસમ મોહમ્મદ ( સલ ) એટલું કાંઈ આપી દે છે કે, તે ફકીર થવાથી ડરતો નથી.

ઐજન—હજરત જાબેર ( રદી ) થી રિવાયત છે કે, કૃપાળુ રસૂલે ( સલ ) કદી પણ કોઇ માગનારને સાફ ના પાડી નથી. ( એ વિષે એક કવિ કહે છે તેનો અર્થ ) તેમની મુબારક જીભપર કદી પણ લા ( નહિ ) નો શબ્દ નહીં આવ્યો. પણ અશહદો અલ્લાએલાહ ઇલ્લલ્લાહમાં આવ્યો છે.

ઐજન—હજરત અનસ ( રદી ) રિવાયત કરે છે કે, એકવાર હું હજરત રસૂલુલ્લાહ ( સલ ) સાથે ચાલ્યો જતો હતો. અને હજરતપર મોટી કોરની પીછોડી હતી. એટલામાં એક ગામડિયો આવી પહોંચ્યો. તેણે હજરત ( સલ ) ની ગેલી પીછોડી પકડી હજરતને એવા જોરથી ખેંચ્યા કે, તેવણ તેની છાતી સુધી આવી પહોંચ્યા. તે એટલાં સુધી કે, મેં જોયું કે, પીછોડીની કોર ગરદનના કીનારાપર પેસી ગઇ અને તેની નિશાન પડી ગઇ હતી. ફરી તે કહેવા લાગ્યો, ઓ મોહમ્મદ ( સલ ) તારી પાસે જે માલ છે તે તારો નથી અને તારા બાપનો પણ નથી, ખુદાનો છે.[2] તેમાંથી મને અપાવ. ફરી હજરતે તેના તરફ જોયું અને હસ્યા અને તેનો સવાલ પૂરો કીધો.

ઐજન—હજરત અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે, કોઇએ કહ્યું ઓ ખુદાના રસૂલ તમો કાફેરોને શ્રાપ ( બદદુવા ) આપો. તેમણે કહ્યું કે, મને ખુદાએ ભૂંડું કહેવા પેગંબર કરી મોકલ્યો નથી પણ મને લોકોને માટે કૃપા કરી મોકલ્યો છે.

---

૧ " ઉફ " એક શબ્દ છે-કે અરબ લોકો કોઇને તુચ્છકારતાં બોલે છે. જેમ આપણી ભાષામાં " છટ " બોલાય છે તેમ.—

૨ એક રિવાયતમાં છે કે તે ગામડિયા સાથે બે ઊંટ હતાં. હજરતે (સલ) એક ઉપર જવ અને એક ઉપર ખજૂર લદાવી આપ્યાં.

૯

ઐજન—બીબી આએશા ( રદી ) ફરમાવે છે કે, પેગંબર ( સલ ) સાહેબ કોઇને ગાળ આપતા નહોતા અને બજારોમાં બુમો પાડતા નહોતા. અને જો કોઇ તેમની સાથે બુરાઇ કરતો તો તેનો બદલો વાળતા નહિ. પણ માફ કરતાં હતા.

ઐજન—હજરત અનસ (રદી)થી રિવાયત છે કે પેગંબર સાહેબ ખુદાપર એવો ભરોસો રાખતા કે પોતાને માટે કાંઇ ભેગું કરતા નહોતા.

ઐજન—હજરત આએશા (રદી)થી રિવાયત છે કે, પેગંબર (સલ) સાહેબે કહ્યું ઓ આએશા! જો હું ચાહું તો સોનાનો પહાડ મારી સાથે ચાલે. મારી પાસે એટલા મોટા કદનો એક ફિરસ્તો આવ્યો કે, તેની કમર કાબાની બરોબર હતી અને તેણે કહ્યું કે, તમારો રબ તમને સલામ કહે છે અને કહેછે કે, જો ચાહોતો પેગંબર બંદા (સેવક) થાઓ, ને જો ચાહો તો પેગંબર પાદશાહ થાઓ. મેં હજરત જીબ્રાઇલ તરફ જોયું એટલે સલાહની ઢબપર પૂછવાને, તો જીબ્રાઇલે (અલે) મારા તરફ ઇશારો કર્યો કે, પોતાના આત્માને નમાવો એટલે બંદાપણું અને ફકીરી કબુલ (પસંદ) રાખો. તો મેં કહ્યું કે, હું પેગંબર બંદો થઇશ. હજરત આએશા કહે છે કે, એમ બન્યા પછી ફરી કદી ટેકો લગાડી હજરતે ખાણું ખાધું નહિ, અને કહેતા કે જેમ ગુલામ ખાણું ખાએ છે તેમ ખાણું ખાઉં છું, અને જેમ ગુલામ બેસે છે તે પ્રમાણે બેસું છું.

ઐજન—હજરત મુરતજા અલી (રદી) રિવાયત કરેછે કે, એક વિદ્વાન યહુદીના કેટલાક દીનાર (સુનાનો સીકો છે) હજરત પેગંબર (સલ)પર કરજ હતા. તેણે હજરતથી માગણી કરી. તેમણે કહ્યું કે, હાલ મારી પાસે કાંઇ પણ નથી, કે હું તને આપું. તેણે કહ્યું કે, જ્યાં સુધી મારૂં કરજ આપશો નહિ ત્યાં સુધી હું તમારાથી જૂદો પડીશ નહિ. તેમણે કહ્યું કે, ખેર, હું તારી પાસે બેસી રહીશ. પછી હજરત તેની પાસે બેસી રહ્યા. અને હજરતે નમાઝ પઢી જોહોરની ( બાર વાગ્યા પછીની ) અસરની (૪ વાગ્યાની) મગરેબની (દીવા વખતની) ઇશાની (રાતના ૮ વાગ્યાની) અને સવારની. એટલે આટલા વખત સુધી તે યહુદી સાથ રહ્યા. અને હજરતના દોસ્તો તે યહુદીને જણકી આપતા હતા. હજરતને સહાબીઓનું એ કામ પસંદ નહિ આવ્યું. સહાબાઓએ કહ્યું, શું એક યહુદી આપને રોકી શકે? અને નીકળવા દે નહિ? ત્યારે હજરત બોલ્યા કે, મને મારા પરવરદિગારે રોકી રાખ્યો છે. તેથી કે હું કોઇપર જુલમ ગુજારૂં ફરી જ્યારે સવાર થઇ તો તે યહુદી બોલ્યો "અશહદો અલ્લાએલાહ–ઇલ્લલ્લાહો વ અશહદો અન્નક રસૂલુલ્લાહ" "એટલે હું સાક્ષી આપું છું કે, ખચીત ખુદાવગર કોઇની બંદગી નથી. અને શાક્ષી આપું છું કે, આપ ખચીતજ ખુદાના મોકલેલા છો" અને કહ્યું કે મારો અડધો માલ ખુદાના માર્ગમાં સદકો છે. સાંભળો છો? મેં જે કાંઇ બેઅદબી કીધી છે તે એટલાં માટેજ હતી કે, તૌરાતમાં આપના જે ગુણો લખાઇલા તે હું ઓળખું તૌરાતમાં લખેલા ગુણો આ છે કે, મોહમ્મદ (સલ) અબ્દુલ્લાહના છોકરા તેમનો જન્મ મક્કામાં અને તેમની હીજરતની જગ્યા મદીના અને તેમનું રાજ્ય એટલે દબદબો અને મોટાઇ શામના મુલકમાં. [1]મોહમ્મદ ( સલ ) ભૂંડું બોલનાર કે કઠણ દિલના નથી.

[1] યશાયા ૪૨; માં હજરત મોહમદ (સલ) વિષે પેશીનગોઈ થયલી છે. જેનું વર્ણન "ઇજાલતુલઐાહામ" વગેરેમાં છે, તેના શબ્દોથી કેટલાક એના શબ્દો મળતા છે.

બજારમાં બૂમો પાડનાર નથી. નફફટ તરેહ પ્રસન્ન કરનાર નથી. નકામો બકાવો કરનાર નથી. ફરી કહ્યું "અશહદો અલ્લા એલાહ ઇલ્લલ્લાહો; વ અન્નક રસૂલુલ્લાહ" હું સાક્ષી આપું છું કે, બેશક ખુદા સિવાય કોઇ પૂજ્ય નથી. અને બેકશ તમો ખુદાના રસૂલ (મોકલેલા) છો, અને તેણે કહ્યું આ મારો માલ છે* ખુદાના હુકમ પ્રમાણે જ્યાં એનું ખરચ કરવું ઘટે ત્યાં વાપરો.

ઐજન—હજરત ઇબને મસઊદ (રદી) રિવાયત કરે છે કે, જનાબ ખુદાના પેગંબર સાદડી ઉપર સુઇ રહ્યા હતા. જ્યારે ઉઠયા તો તેવણના મુબારક દેહ ઉપર સાદડી ખુચી નિશાની પડી ગઇ હતી. ઇબને મસઊદ કહે છે જો આપ અમને ફરમાવતે તો કેવું સારૂં થતે, કે અમો આપને માટે નરમ બિછાનું બીછાવતે અને સારાં કપડાં બનાવતે. હજરતે કહ્યું કે દુન્યા સાથે મારે શું કામ છે? મને દુન્યાથી એટલીજ મતલબ છે કે, જેવો કોઇ અસ્વાર માણુસ એક ઝાડની નીચે જરાક વિસામો લે અને સ્વારીપરને સ્વારીપરજ રહે અને ચાલુ રહે અને ઝાડને મુકી દે.

ઐજન—હજરત અબુ ઓમામા (રદી) રિવાયત કરે છે કે, કૃપાળુ હજરત નબી (સલ) સાહેબે કહ્યું છે કે, મને મારા પરવરદિગારે કહ્યું છે કે, જો તું ચાહે તો તારે માટે મક્કાનું રેતાળ મેદાન સોનાનું કરી દઉં, તો મેં વિનંતી કરી કે, હું એમ ઇચ્છતો નથી. હું તો એટલુંજ ઇચ્છું છું કે, એક દિવસ પેટ ભરૂં અને એક દિવસ ભુખ્યો રહું. ફરી જ્યારે ભુખ્યો રહું તો તારે આગળ આજીજી કરૂં અને તને યાદ કરૂં અને જ્યારે પેટ ભરેલું હોય તો તારો ઉપકાર માનુ. §

આ જગ્યાએ હજરતના સ્વભાવનું ઘણુંજ થોડું વર્ણન થયું છે. અને વધારે જાણવું હોય તેણે "મદારેજુન નોબુવવહ" "શમાએલે મિરતજી" વગેરે હદીસોની તથા સીયરની કિતાબોથી માહેતગારી મેળવે કે, હજરત (સલ)નો કેવો શુદ્ધ અને સારો સ્વભાવ હતો. જેમ કોઇ કવિ કહે છે "મજમએ અવસાફ તેરી જાતહે * આપકી હર બાતકી કયા બાતહે" એ માટે ખુદા ફરમાવે છે "તું (ઓ મોહમ્મદ) મોટા ઉત્તમ સ્વભાવપર ઉત્પન્ન થયો છે (સુરાતુન આ. પ.) હજરત આએશા (રદી) કહે છે કે, હજરત (સલ) નો ખુલુક (સ્વભાવ) કુરઆન છે. એટલે જે કાંઇ કુરઆનમાં છે તે આપોઆપ તેમનો સ્વભાવ છે કવિતા "જેના ગુણ કુરઆન ગાય * તેના ગુણ કોણેથી થાય"

પેગંબરોને નીચે ધર્મનો માર્ગ બતાવનાર તેમના નાએબ હોય છે, જો કે તેઓનું બિલકુલ પાપથી પવિત્ર થવું બંધાણમાં નથી તોપણ તેમના કૃત્ય અને સ્વભાવ ઘણાંજ

---

* આ શખસે પ્રથમ અલ્લાહના માર્ગમાં અડધો માલ કુરબાન કર્યો અને ફરી એક ઘડીમાં સઘળો માલ હાજર કર્યો. આનું કારણ આ છે કે, હજરત (સલ)ની સંગતથી એક ઘડીમાં ઈમાનનું નૂર તેના દિલમાં પ્રકાશિત થયું.

§ હજરત (સલ)ની દાનાઇ ઉપર કુરબાન જાઊં. એક દોઆમાં ઈમાનની સંપૂર્ણતા માંગી લીધી. એટલે એક દિવસ ભુખ્યો રહી સબર કરૂં અને એક દિવસ પેટ ભરી શુકર કરૂં. અને હદીસમાં છે કે સબર અડધું ઈમાન છે અને શુકર અડધું ઈમાન છે. તો સબર શુકરમાં સઘળું ઈમાન મળી ગયું.

સારાં હોય છે. અને જો કોઇ મોટો ગુનોહ થાય છે તો ખુદા તેને પસ્તાવો (તોબા) કરવાનો વખત આપે છે. જેવું કે હજરત (સલ)ના નાએબ તે વખતથી કે આજ સુધી થતા રહ્યા છે. તેઓમાંથી સર્વથી મોટા મરતબાવાળા તે લોકો છે કે જેઓ હજરત (સલ)ના ઘરવાળાં તથા શિષ્યો છે, જેઓએ ઇમાન સાથે હજરતને જોયા હોય. ને તેઓથી ઉતરીને તાબેઇન છે. જેઓએ ઇમાન સહિત શિષ્યોને ( સહાબીઓને ) જોયા હોય. અને તેઓથી ઉતરીને તબા તાબેઇન છે. જેઓએ ઇમાન સહિત તાબેઇનને જોયા હોય. અને તેઓથી ઉતરીને વિદ્વાનો તથા સારા માણસો છે, કે જેઓની ગણુતરી હજારો અને લાખોથી કમ નથી, અને એ નાએબોનો સ્વભાવ અને કૃત્ય એવાં સારાં છે કે, તેના વર્ણનથી દિલ અને જાનને અતિ આનંદ થાય છે. અને તેમાંથી ઘણાઓને હાથે આદતથી ઉલટાં ( ચમત્કાર ) કામો પણ પ્રગટ થયાં છે. જેમકે હજારોમાંથી એક અને ઘણામાંથી થોડું કેટલાક સ્વભાવ અને ચમત્કાર બુજરગોનાં બ્યાન થાય છે.

" રૌદતુલ અહબાબ " અને બીજાં ઇતિહાસનાં પુસ્તકોમાં તેમ હદીસોનાં પુસ્તકોમાં લખાયું છે કે પેગમ્બર ( સલ ) એકવાર લશ્કરનો સામાન તૈયાર કરતા હતા. હજરત ઉમરે ( રદી ) પોતાનો અરધો માલ હજરતની સેવામાં રજુ કર્યો. હજરતે પૂછ્યું કે, તમો તમારા ઘરવાળાંઓ માટે શું મૂકી આવ્યા ? તેમણે જવાબ આપ્યો કે, અરધો માલ. અને હજરત અબુબકર સિદ્દીક ( રદી ) પોતાનો સઘળો માલ ઉંચકી લાવ્યા હજરતે તેમને પૂછયું કે, તમો ઘરવાળાંઓ માટે શું રાખી આવ્યા ? તેમણે જવાબ આપ્યો કે, અલ્લાહ અને રસૂલને.

" કીમયાએ સઆદત " માં લખ્યું છે કે, એક દિવસ એક ગુલામે હજરત અબુબકર ( રદી ) ને દૂધ લાવીને પાયું. ફરી પાછળથી જણાયું કે હલાલની તરેહ પર લાવ્યો નહોતો. હજરત અબુબકર સિદ્દીકે ( રદી ) ગળામાં આંગળી નાંખી ઉલટી કરી અને સઘળું દૂધ કહાડી નાંખ્યું અને બોલ્યા, ઓ ખુદા જે કાંઇ મારી નસોમાં રહી ગયું હોય તો તેથી તારી પાસે પનાહ માંગું છું.

" સવાએકે મોહરેકહ " વગેરે કીતાબોમાં લખાયું છે કે, હજરત ઉમરે ( રદી ) પોતાની ખિલાફતના વખતમાં સારિયા નામના એક માણસને એક લશ્કરનો સરદાર બનાવી કોઇ તરફ રવાના કર્યો. અને તે સરદાર એક દિવસ પોતાની ફોજ સહિત અજમ ( પરશિયા )ના મુલકમાં કાફેરોના જોરથી નાસતો હતો. અને તે વખતમાં હજરત ઉમર (રદી) મદીનાના મિમ્બર પર ખુતબો (પ્રીચ) ભણુતા હતા. હજરત ઓમર ( રદી ) ને એ હાલ પ્રકટીકરણથી (કશફથી) જાહેર થયો તો ખુતબામાંજ ફરમાવવા લાગ્યા " યા સારિયાહ ! અલજબલ". એટલે ઓસારિયાહ પર્વતને ત્યાં થઇને પોતે પોતાને થોભાવ. સારિયાહે હજરત ઓમર (રદી)નો અવાજ ત્યાં સાંભળી ખબરદાર થયો. અને પહાડને પોતાની પુંઠે કરી મજબુત થઇ ગયો, અને કાફેરોને નસાડયા.

અને તેજ પુસ્તકમાં લખ્યું છે કે, મિસરમાં એવો રિવાજ હતો કે, એક કુંવારી કન્યાને નીલ નદીના ભોગ માટે બન બનાવી શણગારતા અને નીલ નદીમાં નાંખી દેતા હતા. તો ફરી તે નદી વહેતી હતી. જ્યારે ઇસ્લામની હકુમત થઇ તો હજરત અમર બીન

આસ ( રદી ) જે તે શેહેરના સુબા હતા, તેમણે એ ભૂંડી ચાલને બંધ કરી અને નદી તદન સુકાઇ ગઈ. ત્યાંના રહેવાસીઓએ શહેર મૂકી દેવાનો વિચાર કર્યો, હજરત અમરે ( રદી ) એ સર્વ બીના હજરત ઓમર ( રદી )ના ઉપર લખી મોકલી. હજરત ઓમરે ( રદી ) એના જવાબમાં હજરત અમર બીન આસ ઉપર એક પત્ર લખ્યો કે, તમે એ ભૂંડી રસમને બંધ કીધી એ સારૂ થયું. અને એક નાનો કાગળ લખી તે પત્રમાં બીડયો અને લખ્યું કે, આ કાગળ નીલ નદીમાં નાંખશો, તે નાના કાગળનો મજમુન આ હતો કે, " ખુદાનો બંદો અમીરૂલ મુમેનીન ઓમરનો રૂકો નીલ નદીને. એ પછી જો તું આપો આપ ચાલતી હોય તો હવે પછી ચાલવું નહિ, ને જો તને ખુદા ચલાવતો હોય તો હું ખુદાથી જે એકલો જબરદસ્ત છે, માગું છું કે, તે તને ચલાવે " અમર બીન આસે તે રૂકો લઇ નદીમાં નાંખ્યો. ખુદાએ નીલ નદીને વહેતી કીધી. ત્યારથી તે ભૂંડી રસમ તે શહેરમાંથી બંધ પડી.

ઇતિહાસની કીતાબોમાં લખ્યું છે કે, એક દિવસ હજરત ઉસમાન ( રદી ) એક કબરપર ઉભા રહી એટલું તો રડયા કે તેમની મુબારક દહાડી ભીજી ગઇ. સાથીઓએ પૂછયું કે, આપ કદી જન્નત જહન્નમના ડરથી આટલું રડતા નથી પણ આજ આટલું રડો છો એનું કારણ શું ? તેવણ બોલ્યા કે, મેં કૃપાળુ હજરત રસૂલ ( સલ ) થી સાંભળ્યું છે કે, એ પહેલો ઉતારો છે, જેને એમાં આરામ મળ્યો તેપર બાકીના ઉતારાઓ હલકા થઇ જાયછે. અને જેને એમાં દુઃખ પડયું તેને બાકીના ઉતારા દુઃખથી ગુજરે છે. તો ફરી પહેલાજ ઉતારામાં સર્વ ઉતારાઓનો ગમ પેદા થાય છે. અને લખાયું છે કે, હજરત ઉસમાન ( રદી ) બપોરની વખતે ઘણું ખરૂં નબી સાહેબની મસ્જીદમાં ભૂમિપર સુતા. જ્યારે ઉઠતાતો કાંકરીઓની નિશાન તેમનાપર પડી જતી હતી.

હજરત શેખ સાદી (રહ) એ બોસતાંમાં લખ્યું છે કે, એકવાર અનજાણથી હજરત ઓમર ( રદી ) નો પગ કોઇ ફકીરના પગ પર આવી ગયો, તેણે ગુસ્સે થઇ કહ્યું કે, તું આંધળો છે ? હજરત ઓમરે કહ્યું કે હું આંધળો તો નથી પણ ભૂલ થઇ છે. માટે મને તું માફી આપ.

તેજ કીતાબમાં લખ્યું છે કે, એક માણસે હજરત અલીને ( રદી ) એક મસલો [ નિયમ ] પૂછયો, તેમણે તેનો જવાબ આપ્યો, તે બેઠકમાંથી એક માણસે કહ્યું કે, એ મસલો જેમ તમો કહો છો તેમ નથી, તેવણ બોલ્યા કે, જો આપને સારો આવડતો હોય તો કહો. તે માણસે તે મસલો સારી રીતે બ્યાન કર્યો. હજરત અલી ( રદી ) એ જવાબ આપ્યો કે, મેં ભૂલ કરી હતી. આ માણસ સાંચું કહે છે.

" સવાએકે મોહરેકાહ " માં લખ્યું છે કે, હજરત મોઆવિયા [ રદી ] એ હજરત દરાર બીન હમજા ( રદી ) ને કહ્યું કે, હજરતઅલી (રદી) ના ગુણ મને સંભળાવો. હજરત દરાર (રદી) પ્રથમ તો અટકયા. જ્યારે હજરત મોઆવિયાએ કસમ આપ્યા ત્યારે વર્ણન કરવા લાગ્યા કે, હજરત અલી (રદી) ઘણા બુજરૂગ હતા અને પરહેજગાર હતા. ઘણા જોરવાળા હતા. તેમનું કહેવું શ્રેષ્ઠ હતું હાકેમ અને અદલ ઇનસાફ કરનાર હતા, તેમની ચોતરફથી વિદ્યા વહેતી હતી. તેમની વાતો દાનાઇની હતી. અને દુન્યા

અને તેના શણગારથી કંટાળેલા હતા. તેમની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. ફિકર અને સોંચમાં રહ્યા કરતા હતા. સુકી પાકી અને લુખ્ખી રોટલી પર અને જાડા કપડાં ઉપર સંતોષ કરતા હતા. પોતાને એક અદના માણુસ જાણુતા હતા. અમો જે કાંઈ પૂછતા તેનો જવાબ આપતા. જો અમો નોતરતા તો નોતરૂં કબુલ રાખતા હતા. દીનવાળાઓની તાજીમ કરતા હતા, મિસકીનોને પાસે રાખતા હતા; ખોટી વાતની પછવાડે જતા નહિ. કોઇ નબળો તેમના ઇન્સાફથી નિરાશ થતો નહોતો. અને મેં તેમને અંધારી રાતમાં એકલા દીઠા છે કે, પોતાનો હાથ દાઢીમાં રગડતા, અને ગમમાં રડતા હતા. અને કહેતા હતા કે, ઓ દુન્યા હું તારા ઉપર ફુલીશ નહિ. તારો ધોકો ખાઈશ નહિ. એ ધોકો બીજાને આપ. તું મારાપર પ્રીતિ રાખે છે. પણ હું તારાથી કંટાળેલો છું. કેમ થઇ શકે! કેમ થઇ શકે કે હું તારો મોહિત થાઉં? મારૂં મોહિત થવું તારાથી વેગળું છે. મેં તને ત્રણ તલાક છોડાવનારી (બાએન) આપી છે કે, ફરી તારા તરફ વળણુ કરૂં નહિ. તારી ઉમર થોડી છે પણ તારી બીક ઘણી છે. હાય, હાય, ભાથું થોડું અને સફર લાંબી, અને માર્ગ ડરામણો" એ વાત સાંભળી હજરત મોઆવિયા (રદી) રડી પડયા અને કહેવા લાગ્યા કે ખુદા તઆલા અબુલહસન (હસનના બાપ અલી) પર મેહેર કરે, ખુદાના સમ તેઓ એવાજ હતા અને તમે જે કહ્યું તે સાચુંજ છે.

અને તેજ કિતાબમાં લખ્યું છે કે, હજરત ઇમામ હસને (રદી) કહ્યું કે, મને લાજ આવે છે કે પોતાના પરવરદિગારને મળું. એવી હાલતમાં કે તેના ઘર તરફ ચાલતો નહીં ગયો હોઉં. એજ કારણુથી એઓ સાહેબે ૨૫) હજ પગે ચાલી કરેલી અને તેમની સાથે સ્વારી ચાલતી હતી.

અને તેજ કિતાબમાં અબુનોએમથી રિવાયત છે કે, હજરત ઇમામ હસને (રદી) બેવાર પોતાનો સઘળો માલ ખુદાના નામપર આપી દીધેલો, અને ત્રણવાર પોતાનો અરધો માલ ખુદાના નામપર વહેંચી દીધેલો. એટલે જો બે મોજાં કે બે જોડા હોયતો તેમાંનો એક ખુદાના નામપર આપી દેતા હતા.

અને તેજ કિતાબમાં લખ્યું છે કે, એક ડોસીએ હજરત ઇમામ હસન અને હુસૈન અને અબદુલ્લાહ બીન જાફરને નોતર્યા. હજરત ઇમામ હસને (રદી) હજાર દીનાર સોનાના અને હજાર બકરાં તે ડોસીને બક્ષીસ કર્યાં, અને એટલુંજ હજરત ઇમામ હુસૈને (રદી) તેને આપ્યું અને હજરત અબ્દુલ્લાહે બે હજાર દીનાર અને બે હજાર બકરાં તેને બક્ષીસમાં આપ્યાં.

ત્વારીખોની કિતાબોથી માલૂમ પડે છે કે, જ્યારે યજીદ ખલીફો થયો,*તો તેણે એમ ઇચ્છયું કે, ઇમામ હુસૈન (રદી) મારા તાબામાં રહે, અને મારી તાબેદારી કબુલ

* બોખારી તથા મુસલિમની હદીસમાં છે કે હજરતે (સલ) ફરમાવ્યું છે કે કૈસરના મુલક (કસતનતોનીયા) ઉપર પ્રથમ જેહાદ કરનારાઓ માટે મગફેરત (ગુનાહોની માફી) છે. અને તે ઉપર જેહાદ કરનારાઓનો અમીર યજીદ હતો જેથી મગફેરત વ ઈલાઓમાં એ દાખલ છે. માટે મુસલમાનોએ યજીદને લાનત કરતાં અટકવું જોઈએ અને રસૂલુલ્લાહના ફરમાનને માન આપવું જોઈએ એ વિષે વધુ ખોલાસો મશારેક ભાગ ૨ હદીસ ના. ૧૨૦૯,૧૦ પૃષ્ઠ ૧૨૯,૩૦ માં છે.

કરે. હજરતના બચ્ચા હુસૈને (રદી) જોયું કે, એવા ભૂંડી ચાલના અને નાલાએકના તાબામાં રહેવું પસંદ થયેલા રસૂલ (સલ)ના માર્ગથી ઉલટું છે. ફરી તેના બંધન (બેઅત)નો નકાર કર્યો, અને એજ કારણુથી પોતાના વહાલા જીવને ખુદાના માર્ગમાં કુરબાન કીધો, અને ઘણા તરસ્યા રહી, તરેહ તરેહની સખતીઓ ભોગવી અને ઘણા ખરા બચ્ચાંઓ સહિત શહાદત (મરણ) પામ્યા. પણ તે નાલાએકની તાબેદારી પસંદ કરી નહિ. સુબહાન લ્લાહ ! લાયકી થાય તો એવીજ થજો.

હજરત ઇબને હજર મક્કી શાફેઇ ( રહ ) પોતાની કિતાબ "કલાએદુલ ઇકયાન, ફી મનાકેબીલ ઇમામે અબી હનીફતીન નોમાન" માં લખે છે કે, હજરત મીસઅરે (રહ) કહ્યું કે, જ્યારે કદી હજરત અબુ હનીફા (રહ) પોતાનાં બાળ બચ્ચાંઓ માટે કાંઇ ખાવાનું કે કપડાં ખરીદતા, તો તે પહેલાં તેટલું વિદ્વાનોને પણ દેતા હતા.

તેજ કિતાબમાં લખ્યું છે કે, હસન બીન જેયાદ (રહ) કહે છે કે, ખુદાના સમ, ઇમામઅબુ હનીફાએ કદી પણ કોઇ અમીર કે પાદશાહની ભેટ કબૂલ રાખી નહિ. અને એક વેળા કેટલુંક કપડું વેપાર અર્થે પોતાના ભાગીદાર પાસે મોકલ્યું. તેમાં એક થાન નુકસાનીવાળું હતું તો તેમણે કહેવડાવ્યું કે, ખરીદનારને આ થાનની નુકસાની બતાવી વેચવું. તકદીરે ઇલાહી (ખુદાના ઠેરવ્યા) થી એમ થયું કે, તે ભાગીઓ વેચતી વખત નુકસાની બતાવવું ભૂલી ગયો. અને બધો માલ વેચી કહાડયો. જ્યારે ઇમામ સાહેબને ખબર પડી ત્યારે તે પૈસા પોતાના ખરચમાં લેવા વાજબી ધાર્યું નહિ, તેનું મુદ્દલ અને નફો મળી કુલ્લે આશરે ૨૦ હજાર હતા. તે સઘળા ગરીબોને આપી દીધા.

એજ કિતાબમાં લખ્યું છે કે, હજરત ઇમામઅબુ હનીફા (રહ) એ ૪૦ વર્ષ સુધી ઇશા ( આઠ નવ વાગ્યાની નમાઝ ) ના વોજુથી ફજરની ( સવારની ) નમાઝ પઢી છે. અને ઘણી ખરી રાતોમાં એવો જોગ બનતો કે, એક રાતમાં આખુ કુરઆન શરીફ પુરૂં કરતા. એમાં તેમને એટલી નમ્રતા થતી કે, પડોશીઓ તેમનાં રડવાનો અવાજ સાંભળી તેમની દયા ખાતા. અને એમ પણ રિવાયત છે કે, જે જગ્યાએ મરહુમ ઇમામનું મરણ થયું તે જગ્યા ૭ હજાર વાર કુરઆન ખતમ કરેલું.

મૌલાના જામી સાહેબ (રહ) પોતાની કિતાબ "નફહાતુલ ઉનસ"માં લખે છે કે, હજરત કુતબે રબ્બાની શેખ અબદુલ કાદેર જીલાની (રહ) સાહેબની મા ફાતિમા બીનતે અબુ-અબદિલ્લાહ કહે છે કે, જ્યારથી મારો દીકરો અબદુલકાદેર જનમ્યો તેણે રમજાન શરીફના દિવસોમાં કદી દૂધ પીધું નહિ. કહે છે કે, એકવાર વાદળને લીધે રમજાનનો ચાંદ દેખાયો નહોતો. લોકોએ રમજાનના ચાંદ વિષે તેમની માને પૂછયું. તેઓ બોલ્યાં કે, આજે અબદુલકાદેરે (રહ) દૂધ પીધું નથી. ફરી છેવટે માલૂમ પડયું કે, તે દિવસ રમજાનનો હતો

અને તેજ કીતાબમાં લખ્યું છે કે, હજરત શેખ અબદુલ કાદેર (રહ) બોલ્યા કે, હું નાનપણમાં અરફાને દિવસે[1] ગાય ચરાવવા વનમાં ગયો હતો. તે ગાયે મારી તરફ મોં ફેરવી કહ્યું, ઓ અબદુલ કાદેર (રહ) ખુદાએ તને આ કામ માટે બનાવ્યો નથી.

[1] મુસલમાની બારમા માસ જીલહજની ૯ મી તારીખને અરફો કહે છે.

તેમજ આ કામનો હુકમ કીધો નથી. ત્યારે એ સાંભળી હું બીધો અને પાછો ફરી મારા ઘરની માળે ચઢી ગયો. હું જોઉંછું કે, હાજીઓ મને અરફાતમાં[1] મારી નજરે પડે છે. મેં મારી માને વિનંતી કરીકે, મને અલ્લાહતઆલાની પ્રાર્થના કરવા છોડ, અને હુકમ આપ કે, હું બગદાદમાં જઇ વિદ્યા શીખું અને સારા માણસોના દર્શન કરૂં. મારી માએ એનું કારણ પૂછ્યું એટલે મેં સર્વ બિના જાહેર કરી. ત્યારે મારી મા રડી અને મારા ખરચને માટે ૪૦ દીનાર મારા કપડામાં શીવી આપ્યા. અને મને વિદાય કર્યો. અને મારી સાથે સ્થાપના કરી કે, તારે કદી પણ જુઠું બોલવું નહિં. હું કાફલા સાથે મળી બગદાદ ચાલ્યો. માર્ગમાં ચોરોના ૬૦ સ્વાર અમારા કાફલાપર પડ્યા. એક સ્વારે મને પૂછ્યું ઓ ફકીર, તારી પાસે શું છે? ત્યારે મેં જવાબ આપ્યો કે ૪૦ દીનાર. ત્યારે તે બોલ્યો કયાં છે? મેં કહ્યું કે, મારા કપડામાં બગલ નીચે શીવી લીધેલા છે. તે સમજ્યો કે, હું તેની મશ્કરી કરૂં છું એમ સમજી તે ચાલી ગયો. બીજાએ પણ મને એવીજ રીતે પૂછ્યું. મેં તેને પણ ઉપર પ્રમાણે જવાબ આપ્યો. તે બંને સ્વારોએ પોતાના સરદારને મારો હાલ કહ્યો. અમીરે મને બોલાવી ઉપર પ્રમાણેજ પૂછ્યું. તેને પણ મેં ઉપર પ્રમાણે જવાબ આપ્યો. ત્યારે મારા કપડાં ફાડીને જોયું તો હું જેમ કહેતો હતો તેમજ મળ્યા. તેથી તેણે મને સાચું બોલવાનું કારણ પૂછ્યું, મેં કહ્યું કે, મારી માએ મારી પાસેથી સાચુંજ બોલવાનો કરાર લીધો છે. અને હું પોતાના એકરારમાં ખાનત કરતો નથી. એ સાંભળી ચોરોનો સરદાર રડવા લાગ્યો કે, હું કંઇ વરસોથી મારા પરવરદિગારની સ્થાપનામાં ખીયાનત કરી રહ્યો છું. ફરી તે સરદારે મારા હાથપર ડકાટથી અને લુટફાટ કરવાથી પસ્તાવો કર્યો, અને તેના સાથેનાઓએ પણ મારા હાથપર તોબાહ કીધી.[2]

"ફીમયાએ સઆદત" માં લખ્યું છે કે, હજરત "ઓવેસ કરની" [રદી] એ એવી રીતે દુન્યા તજી હતી કે, ગલીઓમાંથી ખજૂરના ઠળીઆ ચુંટી પોતાનો ગુજારો કરતા હતા. અને નાનાં નાનાં ચીથરાં પડ્યાં આખડ્યાં ચુંટી પવિત્ર કરી તેનાં પોતાનાં કપડાં બનાવતા.

---

૧ મક્કાથી ૯ કે ૧૦ માઇલને છેટે એક મેદાન છે, તેને અરફાત કહે છે. તેમ તે જંગલા એક પહાડનું નામ પણ અરફાત છે. હજ કરનાર બધા અહિં ભેગા થાય છે. એ જગ્યા ભેગા થનારના દિલમાં ઈમાનનું નૂર પ્રકાશ થાય છે અને ફરી તેને ઇસ્લામની લાગણી મજબૂત થાય છે. ફરી તેની અસર કોઇને હમેશ રહે છે અને કોઇને અમુક મુદત સુધી રહે છે એ અસરને યુરૂપના રાજ્યકર્તા સારી રીતે સમજ્યા છે. જેથી તેઓ હજ બંધ કરવાની ઘણી કોશીશ કરે છે. અને હાજીઓને દુઃખ આપવામાં કસર રાખતા નથી, અલ્લાહ પોતાના ફજલથી ઇસ્લામના બોલબાલા કરે.

૨ એમના સાચા બોલવાથી પોતે છુટ્યા તેમ બીજાઓને પણ છોડાવ્યા. એવણ પેગમ્બર નથી પણ પેગંબરના ખરા તાબેદાર છે. હવે આપણે બૈબલને તપાશીએ. ઈશુ વિષે તે શું કહે છે. યોહાન ૭;૮,૧૦ તમો આ પર્વમાં જાઓ મારો સમય હજી પૂરો આવ્યો નથી. માટે હું એ પર્વમાં (ઈદમાં) જતો તથી. ...ને તેના ભાઈઓ ગયા પછી તેપણ પર્વમાં ગયો. પ્રગટ રીતે તો નહિ, પણ છાની રીતે." આથી સાફ રીતે માલૂમ પડે છે કે, તેવણ જુઠુ બોલ્યા. હિંદુઓના વડાઓતો ગાડે ગાડાં જુઠુ બોલતા. જે વિષે ઉપર લખી ચુકયો છું. પણ તેઓના ધર્મી પુસ્તકો ખુદાને શું કહે છે, તે જોવાનું છે. બૃહદારણ્ય ઉપનિષદમાં લખ્યું છે કે, પરમાત્મા તે ઉપનિષદ છે. અને સત અસત છે.

" મહબૂબુલ અબરાર " નામના પુસ્તકમાં લખ્યું છે કે, હજરત બાબા ફરીદ-શકર-ગંજ ( રહ ) ૪૦ રાત સૂધી કૂવામાં ઊંધે માથે લટકતા. ઇશાનિ નમાઝ પઢી લટકતા, અને ફજરની નમાઝ પઢી બહાર આવતા. એનું કારણ મેં એક માણસથી એવું સાંભળ્યું છે કે, એક રાત તેઓ તહજ્જુદના વખતમાં સુઇ રહ્યા હતા અને તે દહાડાની વિતરની નમાઝ જતી રહી હતી. તેથી તેમણે પોતાના જીવને સુસ્તીની એ સજા આપી હતી.

તેજ કિતાબમાં લખ્યું છે કે, બાબા ફરીદ ( રહ ) કરીના ઝાડ નીચે પ્રાર્થના કર્યા કરતા. અને કરીનાં ફળને કે જેને ડીલા કહે છે. તેનો ખોરાક લેતા, અને તે પણ પેટ ભરીને નહીં ખાતા.

તેજ કિતાબમાં લખ્યું છે કે, હજરત બુઅલી કલંદર પાણીપતિ ( રહ ) સાહેબ જ્યારે જજબાની હાલતમાં આવી ગયા ત્યારે તે ગફલતમાં તેમની મૂછ કાપતાં રહી ગઇ અને શરીઅતના બંધનથી વધી ગઇ હતી. હજરત કાજી જીયાઉદ્દીન [ રહ ] સાહેબે એક દિવસે એમની દાઢી પકડીને મૂછો કપાવી. ફરી હજરત બુઅલી ( રહ ) પોતાની દાઢી ચુમ્યા કરતા. અને કહેતા કે આ મારી દાઢી શરીઅતના માર્ગમાં પકડાયલી છે.

સાંભળવામાં આવે છે કે, જેપુરના રાજાનો દત્તક પુત્ર નહાસી દિલ્લીમાં મૌલાના શાહ અબદુલ અજીઝ [ રહ ] સાહેબની હજુરમાં હાજર થયો. અને કહ્યું કે, મને હમેશા આકાશ અને પૃથ્વીની વચ્ચે એક છત્રી પલંગ જેવું દેખાયા કરે છે. મૌલાના સાહેબ બોલ્યા કે, એની મતલબ એવી સમજાય છે કે એ તખત જન્નતનું છે. તું જો મુસલમાન થાય તો તે તખત તને મળે. તેજ વખત તે માણસ ઇસ્લામથી મુશર્રફ થયો.[1]

---

૧ અહીં ખ્રીસ્તીઓના વડાઓનો ચમત્કાર મારી ચોપડી " નુરેહીદાયત " અંક ત્રીજો પૃષ્ઠ ૮ થી લખી જણાવું છું. જેને સાથે ઈશુ ( અલે ) ની એક સુવાર્તાનો હાલ પણ માલૂમ પડી જશે.

માર્ક ૧૧;૨૩ હું તમને ખચીત કહું છું કે, જે કોઇ આ પર્વતને કહે કે ખસેડાઈ જા. સમુદ્રમાં નંખા, ને પોતાના હૃદયમાં સંદેહ (શક) ન આણશે પણ વિશ્વાસ કરશે કે જે તે કહેશે તે થશે તો તે કહેશે તે તેજ થશે. અને માર્ક ૧૬;૧૭,૧૮ અને વિશ્વાસીઓની સાથે ચમત્કારો ચાલશે, મારે નામે તેઓ ભૂતો કહાડશે. નવી બોલીઓ બોલશે, સરપોને ઉઠાવી લેશે ને જો કાંઈ ઘાતક વસ્તુ પીએ તો તેઓને કાંઈ દુઃખ લાગશે નહિ. તેઓ માંદાઓ પર હાથો અડાડશે, ને તેઓ સાજા થશે. યોહાન ૧૪; ૧૨ હું તમને ખચિત ખચિત કહું છું કે, હું જે કામો કરૂં છું, તેજ મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે ને તેથી મોટાં કામ કરશે, કાંજે હું બાપની પાસે જાઉં છું.

ઉપલી કલમોમાં વિશ્વાસીઓથી ચમત્કારો થવાની ખબર આપી છે. એ ખોટી છે. કારણ કે ઈશુ (અલે) કહેછે કે, " જે કોઇ આ પર્વતને કહે " તથા "વિશ્વાસીઓની સાથે ચમત્કારો ચાલશે." તથા " મારા પર વિશ્વાસ કરનાર પણ કરશે " એ શબ્દો એવા છે કે, કોઈ માણસની સાથે તથા કોઈ કાળની સાથે લાગતા નથી તથા ખાસ શિષ્યોને માટે છે એમ પણ સમજાતું નથી. ને જે માણસો એ ખબરને ખોટી ન થવા માટે એ કલમોને શિષ્યો માટેજ ગણે છે, એ પોતાનું દિલ સમજાવવું તથા પુરાવા વગરનું છે. એટલુંજ નહીં પણ માત્થી ૧૭;૨૦ ને વિરૂદ્ધ છે. ત્યારે દરેક વખતના ખ્રિસ્તીઓમાં પણ એ ચમત્કારો હોવા જોઈએ. પણ આખી દુન્યામાં ઢુંડશો તો એક પણ મજકુર કામોનો કરનાર મળે નહિ અને ખ્રિસ્તીઓ પણ આટલું તો માને છે કે, આગલા વખતમાં ચમત્કારો થતા અને ત્યાર પછીનું ચુરત પુરાવાથી સાબીત થતું નથી. વળી જુઓ કે પ્રોટેસ્ટંટના પાદરીઓ ઉર્દુ બોલી શીખવા વરસો થયાં મહેનત કરે છે. તે છતાં ઘણી જગ્યા નરજાતીની જગ્યાએ નારી જાતી અને નારી જાતીની જગ્યાએ નર જાતિ વાપરે છે. પહાડને દરિયામાં ફેંકવાનું તથા ઝેર પીવાનું શું ઠેકાણું ? હવે હું આ જગ્યા ખ્રિસ્તીઓના વડાઓ જેઓએ ચમત્કાર બતાવવાનો દાવો કીધો હતો. અને આખર તેઓ નિષ્ફળ ગયા તેની બે વારતા લખી જણાવું છું.

૧૦

સાંભળવામાં આવ્યું છે કે, હજરત મવલાના ઇસ્માઇલ શહીદ ( ર૯ ) દિલ્લીવાલા હજરત સૈયદ અહમદ ( ર૯ ) સાહેબની સાથે મળી કાફેરો સાથે લડાઇ કરતા હતા. *

ઇંગરેજી ભાષાથી ઉર્દુમાં પાદરી ટોમ્સ ઈકલોસની ભાષાંતર કીધેલી કિતાબ નામે "મીરઅતુસ સિદક" છપાયલી સને ૧૮૫૧ ના પૃષ્ટ ૧૦૫, ૧૦૬, ૧૦૭. માં એ બંને હિકાયત છે:—

(૧) સને ૧૫૪૩ના ડીસેંબર માસમાં "લુથરે" મસીનાના છોકરાથી ભૂત કહાડવાનું ચાલુ. પણ આખરે જેમ યહુદીઓએ ભૂત કહાડવાનો વિચાર કીધો ને તેઓ પર જે ગુજર્યું (જુઓ પ્રેરીતોનાં કૃત્ય ૧૯;૧૬) તેમ લુથર પર પણ ગુજર્યું. એટલે ભૂતે હુમલો કરી લુથરને તથા એના સાથીઓને જખમી કીધા હતા અને લુથરનો એક ચેલો ઇસ્તાફેલ્સ નામનો હતો. તેણે જોયું કે ગુરૂ સાહેબની ગરદન ભૂત દબાવી રહ્યો છે, તો નાસવા લાગ્યો. પણ બેબાકલો હોવાથી તાળું ખોલી શકયો નહિ આખર બાકોરામાંથી તેના ગુલામે કુવાડી આપી તેનાથી બારણું તોડી બહાર નીકળી નાઠો.

મારા વાંચવામાં આવ્યું છે કે, લુથર પોતાની વડાઇ કરતાં કહેતો કે, મારી પાસે બે સારા ભૂતોની જોડી છે. માલૂમ પડે છે કે, તે બે ભૂત મળી જે ભૂતને કહાડવાનો વિચાર કીધો હતો તે કરતાં નબળા હશે જેથી લુથર સાહેબનું કંઈ ચાલ્યું નહિ.

(૨) કાલવીન નામનો ખ્રીસ્તીઓનો એક વડો લુથર જેવો હતો. તેના હાલમાં "બીલસીક વાયલ" નામનો ત્વારીખ જાણનારો કહે છે કે, "બરોમીસ" નામના માણસને લાંચ (રૂશવત) આપીને કહ્યું કે, તું શ્વાસ ખેંચીને મુંડદાની પેઠે તન બનાવી સુઇ જા, અને જ્યારે હું આવી તને કહું કે, ઉઠ બરોમીસ! જીવતો થા, ત્યારે તારે હિલચાલ કરી ઉભું થઇ જવું, એટલે જાણે તું મુડદું થએલો જીવતો થયો, અને તેની સ્ત્રીને કહ્યું કે, જ્યારે તારો ધણી મુડદા જેવો થઈ જાય, ત્યારે તારે રડીને પોક મુકવી. ફરી તેઓએ કાલ્વીનના કહેવા પ્રમાણે કીધું. અને રડનારી સ્ત્રીઓ તેની પાસે ભેગી થઈ એટલે કાલ્વીન આવી પહોંચ્યો અને કહ્યું કે, રડો ના, હું જીવતો કરૂંછું. ફરી દુવાઓ ભણી બરોમીસનો હાથ પકડી બુમ પાડી કે, અમારા પ્રભુને નામે ઉઠ. પણ આખર તેનો ધોકો ન ચાલતાં બરોમીસ ખરેખરો મરી ગયો. અને તેને ખુદાએ ધોકાનો કે જેમાં ખાસ ચમત્કારની હલકાઈ હતી તેનો બદલો દીધો. અને કાલ્વીનની પ્રાર્થનાએ કાંઈ પણ ફાયદો આપ્યો નહિ. ફરી જ્યારે તેની સ્ત્રીએ જોયું તો પોકેપોક રડવા લાગી ને કહેવા લાગી કે, મારો પતિ સ્થાપના કરતી વખત તો જીવતો હતો ને હમણાં તો પત્થર માફક થંડો થઇ ગયો.

મારા વાંચકો સોચો તો ખરા કે, ખ્રીસ્તીઓના વડા જેઓ કે, પોતાના વખતમાં પાઉલ જેવા હતા, તેઓ મજકુર નિશાનીઓ બતાવવામાં નિષ્ફળ થયા. તો સાધારણ પાદરીઓની શી ગણતરી? માત્થી. ૧૭; ૨૦ હું તમને ખચીત કહુંછું કે તમને પીલુનાંબી (દાણા) જેટલો વિશ્વાસ હોય તો તમે આ પહાડને કહેશો કે, તું અહીંઆથી ત્યાં ખશી જા, ને તે ખસેડાશે. ને તમને કાંઈ અશકય થશે નહિ. તથા માત્થી ૨૧; ૨૧ માર્ક ૧૧; ૨૩ લુક ૧૭; ૬. ૧ કરી ૧૨; ૯ વગેરે દલમોથી સાફ માલૂમ પડે છે કે, મજકુર લુથર તથા કાલ્વીનમાં રાઈના દાણા બરોબર પણ વિશ્વાસ નહોતો, તથા આ પણ માલૂમ પડે છે કે, ચમત્કાર બતાવવાને વાસ્તે ખરેખરો પુરો ખ્રિસ્તી હોવુ કાંઈ જરૂર નથી. પણ રાઈના દાણાની બરાબર પણ જો વિશ્વાસ હોય તો તે મજકુર નિશાની બતાવે. જેનો ખુલાસો આ નીકળે છે કે, આ પાદરીઓ બેઇમાન હોવા છતાં લોકોને બેઈમાન કરે છે. જો કોઈ પાદરીને ઈમાનદાર થવું હોય તો મુસલમાન થાય. જેઓને તેઓની માનેલી કિતાબ બેઈમાન કહે, પછી કોઈને બેઈમાન કહેવાની જરૂર શી?

* લડાઈ વિષે મુસલમાનોને પાદરીઓએ તો વગોવવામાં કાંઇ કસર રાખીજ નથી. તેઓ એમ સાફ કહે છે કે, ઈસ્લામી ધર્મ તલવારના જોરથીજ વધ્યો છે. તેનો જવાબ કે બેશક કુરઆનમાં હદીસોમાં જેહાદ કરવાની ઘણી તાકીદ છે જેહાદ કરવાની ઘણી બુજરગી છે. પણ એમાં કશો દોષ નથી. કારણ કે હજરત મોહમ્મદ (સલ) ના હઝારો ચમત્કાર પ્રગટ થયા છે તેમાંથી કુરઆનનો મોજેઝો આમ રીતે દરેક વખતમાં સિદ્ધ થયો છે. તો જ્યારે સત્ય પ્રગટ થયું તો તેને વિરૂદ્ધ કરવું અકલની રૂએ દુરસ્ત નથી એજ માટે ઇસ્લામી કાનુને જેહાદ કરવાનો હુકમ કર્યો છે. અને સત્યને

એવણુ મવલાના સૈયદ સાહેબના મોટા વજીર હોવા છતાં ઘણી વખતે તેઓ પોતે પોતાના ઘોડાની ઘાસ જંગલમાંથી લાવતા, અને કદી લશ્કરી ઊંટોના સલીતા પોતાના હાથે

નહીં માનનારાઓની રોકાણને તથા વિરૂધ્ધીઓની શકિતને રહેવા દેવી પસંદ કરી નથી. અને જેમ બીજા ગુનાહોની સજા ઇસ્લામે ઠેરવી છે તેવીજ રીતે સત્ય પ્રગટ કર્યા પછી તથા જો કોઇને કંઈ શંકા હોય તેને દુર કરવા પછી અથવા શંકા દૂર કરવાનું કહેવા છતાં નહીં આવે એવાઓની નહીં માનવાની સજા જેહાદની રૂએ કતલ ઠેરવી છે. એમાં કશો દોષ નથી. અને તાબે કરવાના આ બેજ માર્ગ હદીસોમાં તથા કુરઆનમાં છે ઇસ્લામ અથવા જઝયો. ઉપલી હકીકત જાણ્યા પછી મારીને મુસલમાન કરવાનો દોષ અથવા ઈસ્લામને "રેલીજન ઓફ સોર્ડ" નામ રાખવાનો દોષ અમને નુકસાન કરતા નથી. હજરત મોહમ્મદ (સલ) ના સહાબા પ્રથમ ઈસ્લામ પહોંચાડતા હતા. તેઓની શંકા દૂર કરતા હતા. તેઓને વાદવિવાદ કરવાનો હુકમ આપતા હતા ફરી સત્ય પ્રગટ થયા પછી વિરૂધ્ધતા છોડાવવા માટે જબરાઈ પણ કરતા જે બુધ્ધિ પૂર્વક કામ છે. જેમકે હોકુમત અને રાજ્યના સિદ્ધ થયા પછી બાગીઓને સજા આપવી તદ્દન વાજબી છે. અને તે દરેક ગવરમેન્ટ પણ એજ માફક કરે છે અને તેમજ પેગંબરો કરી ગયા છે. એમ છતાં લાખો માણસો ઇસ્લામની ખુબી તેની સચ્ચાઈ જોઈ વગર લડાઈએ મુસલમાન થયા અને થતા જાય છે. પણ પાદરીઓ મુસલમાનોની આ વાત સાંભળેજ શાના, માટે એઓને જુઠવવા ખુદાએ અમેરિકામાં, લીવરપુરમાં, અને આસ્ટ્રેલીઆમાં ઈસ્લામના સૂર્યને પ્રગટ કીધો. બીજા લોકો વિચારી જુએ કે એ જગ્યાએ કોણ તલવાર ચલાવવા ગયું. એટલુંજ નહિ પણ મુંબઈ સમાચાર વાંચનાર પર કાંઈ છુપું નથી કે, ત્યાંના ખ્રીસ્તીઓ તેઓ પર ઘણોજ જુલમ ગુજારે છે. કોઈનું માથું ફોડયું છે, કોઈની આંખ ફોડી છે. કોઇને નમાઝ પઢવાના ગાલીચામાં કાચનો ભુકો વેરી તેને જખમી કર્યો છે. અને ગાળોને તો એમ સમજો કે, તેઓ પર ખ્રીસ્તીઓ તરફથી વરસાદની ઝડી ચાલે છે. વળી આફ્રિકા વિષે રેવરેન્ડ કનીનટેલરે તા૦ ૭ મી અકટોબર સને ૧૮૮૭ એ વલુર હમેટનમાં ગીરજાના મીલાવડામાં શું કહ્યું છે કે, જે બીજેજ દિવસે ટાઈમ્સમાં છપાયું છે તે વાંચવું જોઈએ. આ જગ્યાએ માત્ર એકજ ફકરો નકલ કરૂં છું. "ઇસ્લામી ધર્મ મોરાકોથી જાવા સુધી, અને જંઝીબારથી ચીન સુધી તો પ્રથમથીજ ફેલાઈ ચુકયો છે. પણ ઘણી ઝડપની સાથે જેમ પાણી નીચી જગીયાએ ઉતરે છે. તેમજ હાલ આફ્રિકામાં ઇસ્લામી ધર્મ ફેલાય છે" પાદરીઓ વિચાર કરો કે, ત્યાં કોણ તલવાર ચલાવે છે? હવે બૈબલમાં ધર્મ વિષે કતલ કરવું છે કે નહિ તે આ જગ્યાએ લખી જણાવું છું, 'પૂનર્નિયમ ૧૭; ૨-૪ તારી જે ભાગલો પ્રભુ તારો દેવ તને આપે છે, તેઓની કોઈમાં જેણે પ્રભુ તારા દેવની દ્રષ્ટિમાં તેની સ્થાપનાનું ઉલંઘન કરીને ભૂડું કીધું. અને જેણે બીજા દેવોની કે સૂર્યની કે ચંદ્રની આકાશના સર્વ સૈન્યની સેવા કે ભજન જેની મેં આજ્ઞા ન આપી તે કીધા એવો પુરૂષ કે સ્ત્રી તારા મધ્યે મળે ને તને એમ કહેવાય, ને તે સાંભળ્યું હોય, ને સારી પેઠે તપાસ્યું હોય ને જુઓ ખરૂં તે વાત ખચીત કોઈ ઈસ્રાયલમાં એવું અમલપણું થયું છે. તો જે પુરૂષે કે સ્ત્રાએ તે દુષ્ટ કર્મ કર્યું છે, તેને તું તારી ભાગળોની પાસે કહાડી લાવ, એટલે તે પુરૂષને કે તે સ્ત્રીને ને તેઓ મરે, એવા પત્થર તેવો પર માર." પાદરીઓ વિચારો કે, મુસલમાની ધર્મમાં તો સ્ત્રીઓને મારવાનું મના થયલું છે, અને તમારો બૈબલમાં તો ખુદા સ્ત્રીઓને પણ પત્થરાવ કરી મારી નાંખવાનું કહે છે, ત્યારે એ શું એ ભૂંડો હુકમ ખુદાએ કીધો? ફરી બીજાને દોષ આપવા કેમ તૈયાર થાઓ છો. આ એક નમૂનો છે. વધારે જાણવું હોય તો વાંચો પૂનર્નિયમ ૭; નિર્ગમન ૨૨; ૩-૩૨ ગણના ૨૫; ૩૧ યહોશુ ૧; ૧૧ બીજુ સમુએલ ૨૭ વગેરે-હવે હિંદુઓ પણ પાદરીઓની પુઠે લાગી મુસલમાનોને જેહાદ વિષે વગોવે છે, તે વિષે આપણે હિંદુ ધર્મની તપાસ કરીએ. મહાભારતના શાંતિ પર્વમાં લખ્યું છે કે, "રાજા મનુને પછી રાજા ભરત પ્રગટ થયો. તેના વખતમાં દરેક જાતના ધંધા ને કારીગીરી નીકળી છે. તેને ખુદાએ એકદમ હુકમ આપ્યો કે, મારી પ્રાર્થના માટે લોકોને નોતરૂં કર ને જો, જે ન માને તેને મારી નાંખ." વિક્રમાજીત પછી જે શંકરાચાર્ય સાહેબ થયા છે તેમણે પોતાની પોથીમાં સાફ લખ્યું છે કે, ખુદાને એક ન માને તો તે માણસને મારી નાંખવું કાંઈ દોષ

બંધાવતા અને કોઇવાર લશ્કરના ખાણાના ચુલામાં પોતાને હાથેજ લાકડાં ચીરી નાંખતા. મવલાના સાહેબ ઘણા સાદા સ્વભાવથી ( બેતકલ્લુફીથી ) રહેતા. એવોજ હાલ જનાબ સૈયદ અહમદ ( ર૯ ) સાહેબનો હતો.

એક દિવસ મવલાના કુતબુદ્દીન સાહેબ ખુદા એમને સલામત રાખે, કહેતા હતા કે, એકવાર મૌલવી અબદુલ હૈય સાહેબ ( ર૯ ) હોડીમાં સ્વાર હતા અને તેમની સ્ત્રી તેજ હોડીમાં ગાડીમાં બેઠેલી હતી. જ્યારે નમાઝનો વખત આવ્યો ત્યારે મિયાં સાહેબે નમાઝ પઢી, અને સ્ત્રીને કહ્યું કે તું પણ નમાઝ પઢ. બીબી સાહેબે કહ્યું કે, મેં પણ ગાડીમાં જેમ બને તેમ નમાઝ પઢી છે. મૌલવી સાહેબે ફરમાવ્યું કે, એમ નહિ, પણ ગાડીમાંથી ઉતરી હોડીમાં ઉભી રહી નમાઝ પઢવી જોઇએ. ત્યારે બીબી સાહેબે પોતાનું મ્હોં માથું ઢાંકી ગાડીથી ઉતરી હોડીમાં ઉભી રહી નમાઝ પઢી. મૌલવી સાહેબ લોકોને બોધ આપવા માટે મોટે ઘાંટેથી બોલ્યા કે, જુઓ લોકો અબદુલ હૈયની બીબી નમાઝ પઢી રહી છે. એટલે તમારી સ્ત્રીઓને પણ એમજ જોઇએ કે, સફરમાં પણ આવી રીતે પ્રાર્થના કર્યા કરે. એવું ન કરે કે, નકામું લજવાય શરમ કરી ખુદાના ફરજ અદા કરવામાં નુકસાન કરે.

## હિંદુઓના વડવાઓ ( પેશવા ) ઘણા થયા છે

પણ તેઓના કૃત્ય અને સ્વભાવ અજાએબ જેવા છે. જેથી બુદ્ધિ ચકરાય છે. તેઓના ધર્મનો મોટો પેશવા ( આગેવાન ) બ્રહ્મા છે. અને તેને ખુદાનો રસૂલ એટલુંજ નહિ પણ ખુદા જાણે છે. અને તેઓના કહેવા પ્રમાણે ચારે વેદ બ્રહ્માના ચારે મુખમાંથી નીકળ્યા છે. તે વેદને તેઓ ખુદાનું કલામ [1] જાણે છે. અને બાકી શાસ્ત્રોને વેદોથી નીકળેલાં માને છે—

નથી. ગીતા અ. ૧૧ શ્લોક ૩૨ માં છે કે કૌરવ પાંડવના મોટા યુદ્ધમાં કૃષ્ણે અરજુનને કહ્યું કે, હું
કતલ ચલાવનાર છું અને મખલુકની કતલ ચલાવવા માટે મેં દેહ ધારી છે માટેજ તેઓની કત્લ
ચલાવવા લાગ્યો છું. જેટલું લશકર મેદાનમાં છે તેઓમાંથી તારા વગર કોઈ બાકી નહી રહેશે. તું
બંને હાથથી તીર માર, વાર ન લગાડ. અને એવું કામ કર કે જેથી તારૂં વખાણ થાય. આ. ૪.
સારાઓને પુષ્ટિ આપવા અને ભૂંડાઓનો નાશ કરવા હું પ્રગટ થયો છું. ગીતા અ. ૩ માં અરજુનને કહે છે યુદ્ધ કરવું એ રાજ-નિતી છે. અને તેથી રાજાઓને મોટાઇ મળે છે. જ્યારે તું આ
કર્મની યોગ છે તો તને જોઈએ કે ભુંડાઓને, જુલ્મીઓને શિક્ષા આપ." સમજુ કને આટલા દાખલા બહુ છે. જેથી આટલા ઉપર ટુંકું કરૂં છું.

[1] વેદ વિષે હિંદુઓમાં ઘણી રીતે બોલાય છે. કોઇ કેમ કહે છે અને કોઈ કેમ કહે છે. મનુ
શાસ્ત્રમાં છે કે બ્રહ્માએ વેદને આગ, વાયુ અને સૂર્યથી દોહયું (મેળવ્યું) આથી સિદ્ધ થાય છે કે,
વેદ ખુદાનું કલામ નથી. એ વિષેની પુરતી હકીકત "જફરેમોબીન" ના પાના ૨૫૨ માં છે. કૃષ્ણ
ગીતા શ્લોક ૧૬૪ માં કર્મોનું વર્ણન કરી લખે છે કે, "એજ કર્મોનો વિસ્તાર વેદોમાં છે." પણ
શ્લોક ૨૧૮ માં છે કે, "ખુદાએ કર્મોની આજ્ઞા આપી નહીં હતી" આથી ખુલ્લી રીતે માલૂમ પડે
છે કે, કર્મોનું વર્ણન કરનાર વેદ, ખુદાનું કલામ નથી. બૃહદારણ્ય ઉપનિષદ યજુરવેદમાં લખ્યું છે
કે, પ્રજાપતીએ ઈચ્છયું કે સ્થુળ શરીર અને દેખાય તેમ જાહેર થાય અને બોલે. ફરી ત્રણ વેદ, ઋગ
શામ અને યજુર ઉત્પન્ન કીધાં. વળી એજ ઉપનિષદમાં બીજી જગાએ લખ્યું છે કે, હિરણ્ય
કાશપે સૂર્યને ખાવા મોહ ખોલ્યું ત્યારે સૂર્યએ ડરીને અવાજ કહાડયો તે અવાજથી આકાશ
તથા દરેક જણસનું નામ મુકરર થયું. રૂગવેદ ફરી યજુરવેદ ફરી શામવેદ, એક

બ્રહ્મા સર્વ આગેવાનોનો આગેવાન છે. જેમકે મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, બ્રહ્મા સર્વ દેવતાઓનો શીક્ષક છે. અને મહાદેવ પણ તેથી ઉત્પન્ન થયા છે. અને બીજી જગ્યા લખે છે કે, બ્રહ્માના બે ભવાંમાંથી મહાદેવજી નીકળ્યા છે. એવા બ્રહ્મા વિષે તેઓની તવારિખોમાં લખ્યું છે કે, પ્રથમ બ્રહ્માએ પોતાની છોકરી સરસ્વતી બનાવી, અને કામદેવ ( જીમાની શહવત ) ને પણ ઉત્પન્ન કર્યો. કામદેવે બ્રહ્માથી એવું વરદાન માગ્યું કે, જેના મનમાં તે ઘુશે તેની અકલ મારી જાય. બ્રહ્માએ તેને એવું વરદાન આપ્યું. ત્યારે કામદેવ બ્રહ્માનાજ દિલમાં ઘુસી ગયો. જેથા તેની અકલ ચાલુ રહી. અને શહવત વધી પડી માટે પોતાની છોકરી સરસ્વતી સાથે સંભોગ કરવાનો વિચાર કીધો. બિચારી સરસ્વતી લાજ અને શરમને લીધે એક તરફ ફરી ગઇ તે તરફ બ્રહ્માની સુરતમાં એક મુખ પ્રગટ થયું. અને તે મુખથી ઘોરવા લાગ્યો, ફરી સરસ્વતી પાછલ ફરી ગઇ. તો તે તરફ પણ એક બીજું બ્રહ્માનું મુખ ઉત્પન્ન થયું. અને ભૂંડી નજર કરવા લાગ્યું. તો સરસ્વતી બીજી તરફ ફરી ગઇ. તો ત્યાં પણ તેવીજ રીતે બન્યું, જેવું કે, બ્રહ્માનાં ચાર મુખ ત્યારથીજ છે. અને એજ માટે બ્રહ્માને ચતુર મુખી કહે છે, મતલબ કે, સરસ્વતીએ જોયું કે, કેમે કરતાં પણ બ્રહ્મા મારો પીછો છોડતો નથી, માટે તે ત્યાંથી નાસી ગઇ. બ્રહ્મા તેની પાછલ દોડયો. તો સરસ્વતી પૃથ્વીમાં છુપી નાસવા લાગી, પણ જ્યારે બહાર નીકળી દોડવા લાગતી તો જોઈ લ્યો કે, બ્રહ્માજી તેની પુઠે લાગેલાજ છે, મતલબ કે સરસ્વતી એવીજ રીતે કોઇવાર છુપી અને કોઇવાર પ્રગટ થઈ તેના હાથથી ભાગી, પણ તે શૂર પુરૂષે તેનો પીછો મૂકયો નહિ, “આફરીં બાદ બરીં હિમ્મતે મરદાનએ તો” ( એવી તેની હિંમત ઉપર આફરીન થાઓ ) જ્યારે એ વાતની ચરચા દેવતાઓમાં થઇ ત્યારે મહાદેવે બ્રહ્માનું એ પાપને લીધે એક માથું કાપી નાંખ્યું.[1] કેટલાક લોક કહે છે કે, એ

---

બીજા પછી થયા. વળી એજ ઉપનિષદમાં છે કે, ચાર વેદ તથા સર્વ ઉપનિષદો શબ્દથી બન્યા છે. છાંદોગ્ય ઉપનિષદ શામવેદમાં છે કે, રૂગ્વેદ યજુરવેદ શામવેદ “ ઓમ ” ના ત્રણ અક્ષરોથી નિશ્ર બન્યા છે. અથર્વવેદ એ ત્રણે વેદથી બન્યું છે. ભાગવત સ્કંધ ૩ જા પ્રમાણે કેટલાક હિંદુઓ કહે છે કે, બ્રહ્માના ચાર મુખથી ચાર વેદ નીકળ્યા છે. પણ સત્ય શ્રી નારાયણ ઉપનિષદ અથર્વવેદમાં છે કે બ્રહ્મા, મહાદેવ, અને ઇંદ્ર વિગેરે કાંઈ જૂદી જૂદી અસ્તિવાળા નથી પણ માત્ર ગુણો છે. તેમજ કવલ ઉપનિષદ અથર્વવેદમાં પણ છે. ત્યારે વિચારવું જોઇએ કે, જ્યારે બ્રહ્મા કોઈ જુદી અસ્તિજ ન હોય તો ફરી તેના મુખ કયાંથી આવે ને ફરી તેના મુખથી વેદ કેમ નીકળે? સમજુક આર્યો કહે છે કે, અગ્નિ, વાયુ, આદિત અને અંગીરસ એવા ચાર રૂષિશ્વર ઉપર વેદ ઊતરેલા. શીવપુરાણ ભાગ ૧લો. છપાયલું નોલકીશ્વરના પ્રેસમાં તેના પાના ૧૮–૧૯ માં છે, ઋગવેદ લિંગનો દક્ષિણનો ભાગ છે. યજુર્વેદ લિંગનો ઉત્તરનો ભાગ છે. અને શામવેદ લિંગનો મધ્ય ભાગ છે. મારા પ્યારા હિંદુ ભાઈઓ! તમો વિચારશો કે વેદ જે ઉપર તમારો આધાર છે. તે કોનું કલામ (શબ્દ) છે, તે વિષેના કેટલાક વાંધા છે. તો ફરી એવા વગર પાયાના વેદ માન્ય કેમ થાય? તે તમે પોતે સમજી લ્યો, અને વેદમાં ફેરફાર થયેલો છે, તે વિષે હું આગળ લખી ચુકયો છું.

[1] મહાભારતના આદિ પર્વમાં છે કે, બ્રહ્માજીએ દેવતાઓની ફરમાશ પ્રમાણે સંદ અને અસંદ નામના બે ભાઈઓને ભક્તિથી રોકવા માટે રાજ આપ્યું. અને એક સુંદર સ્ત્રી તેઓ પાસે મોકલી. તે બંને ભાઈઓ તે પર આશક થઈ ગયા અને પોતપોતામાં લડી કતલ થઇ ગયા, મહાદેવજીએ તે નખરાવાળી સુંદર સ્ત્રીને જોવા ચાર મુખ બીજાં ઉત્પન્ન કીધાં. જ્યાં તે જતી ત્યાં તેઓ તેને જોતા હતા, અને ઇંદ્રે તેને જોવા માટે હજાર આંખો ઉત્પન્ન કીધી. હુજજતુલ હિંદના

પાપને લીધે બ્રહ્માની પૂજા બંધ પડી. અને બ્રહ્મા વગર બીજા દેવતાઓ પૂજાય છે. કેટ- લાક લોક કહે છે કે, એકવાર બ્રહ્માએ મહાદેવની સ્ત્રી પાર્વતી સાથે પ્રીતિ જોડી હતી, જેથી મહાદેવે તેનું માથું કાપ્યું હતું.[૨] અને કહે છે કે, તે સરસ્વતી નદીના રૂપમાં પ્રગટ થઈ અને થાણેશ્વરની નીચે કુરૂક્ષેત્રની ભૂમિમાં કોઈ જગાએ પ્રગટ રીતે અને કોઇ જગાએ છુપી રીતે ચાલે છે. અને આજ સૂધી તે વાતની આ નિશાની છે.

મત્સ્ય પુરાણમાં લખ્યું છે કે, બ્રહ્માએ પોતાની છોકરીને સ્ત્રી બનાવી સો વરસ સુધી રાખી હતી, અને ફરી પોતાની છોકરીનો સોમ ભુવહ સાથે વિવાહ કરી આપ્યો—

વામન પુરાણમાં લખ્યું છે કે, બ્રહ્માએ મહાદેવના લિંગની લંબાઇ મેળવી નહિ છતાં મિથ્યા કહ્યું કે, મેં મહાદેવના લિંગની લંબાઇ મેળવી છે, એ જુઠને લીધે જગતમાંથી તેની પૂજા બંધ થઇ. અને એઓના કેટલાક ઇતિહાસથી બ્રહ્માનું દારૂ પીવો પણ માલૂમ પડે છે, અને એવો બુદ્ધિવાન હતો કે, એકવાર મહાદેવનું લિંગ માપવા લાગ્યો, જેવું કે, આગલા ભાગમાં લખાઇ ગયું છે. અને જ્યારે તેનો અંત નહિ મળ્યો તો બ્રહ્માએ જાણી લીધું કે, એજ મારો માલિક અને ઉત્પન્ન કરનાર છે, અને તેની ભકિત શરૂ કીધી.

વાહવાહ ! ઉત્પન્ન કર્તાની અને માલિકની ઓળખાણતો એવીજ જોઇએ અને ધ- ર્મનો આગેવાન ( પેશવા ) એવોજ બુદ્ધિવાન અને સમજુ જોઇએ, જેવો કે–બ્રહ્મા છે, જેને બ્રહ્માની વિશેષ માહિતી મેળવવી હોય તો તેણે મહાભારત, લિંગ પુરાણ, અને વાયુ

પૃષ્ટ ૨૫ માં છે કે, એક દિવસ મહાદેવજી નાગા થઇ " દારક " માં પધાર્યા એમને નાગા જોઇ મુનિશ્વરોની સ્ત્રીઓ કામાતુર થઈ, મહાદેવજીને વળગી પડી. મુનિશ્વરો એ જોઈ કહેવા લાગ્યા કે, ઓ અજ્ઞાની જહન્નમી, અવિશ્વાસી, પાપી, આ શું ભૂંડું કામ કરી રહ્યો છે, તેં વેદને વિરૂધ્ધ કરી સારો માર્ગ મૂકી અમારા ધર્મને બગાડયો. એથી તમારો લિંગ પૃથ્વી ઉપર ખરી પડે, એ કહેતાંજ મહાદેવનું લિંગ પૃથ્વી ઉપર ખરી પડયું. અને પાતાળમાં ચાલ્યું ગયું. મહાદેવ લિંગ વગર ઘણા લજવાયા, અને પોતાના ચહેરાને ડરામણો બનાવ્યો. અને લિંગના પડવાથી ઘણી ઘણી આફતો પડી. ત્રણે જગત કંપી ઉઠયાં, પર્વતો બળવા લાગ્યા. દિવસના તારા પડવા લાગ્યા. મુનિશ્વર અને દેવતાઓએ વિષ્ણુને સાથે લઈ વિનંતી કરી કે, કૃપા કરી પાછું લિંગ ધારણ કરો, ત્યારે કહ્યું કે, સ્ત્રી વગર અમોને લિંગની જરૂર નથી. દેવતાઓએ અરજ કરી કે, સતીજીએ હીમાચળ રાજાને ત્યાં જન્મ લીધો છે. ઈ.સ. આ વાત વિચારવા જોગ છે. ફરી તેનો સાર શું નીકળે છે તે મારા વાંચકો ઉપરજ મુકું છું.

૨ શિવ પુરાણમાં અને સ્કંદ પુરાણના અધ્યાય ૩૧ માં છે કે, બ્રહ્માએ મહાદેવના ખુદા થ- વાનો નકાર કીધો. તેથી તેનું માથું નુરાની રોશનીએ તેમજ ભૈરવનાથે કાપી કહાડેલું. ખરૂં જુઓ તો બ્રહ્મા એ નકાર કરવામાં નિરપરાધી હતો. કારણ કે મહાદેવ ખુદા નહોતો. એમ છતાં બ્રહ દારણ્ય ઉપનિષદ યજુરવેદમાં લખ્યું છે કે " બ્રહ્મા અગ્નિના રૂપમાં પ્રગટ થયો તે વખતે તે વગર બીજું કોઇ અસ્તિમાં નહોતું. તેણે જગતને ઉત્પન્ન કીધું. પણ પાળી શકયો નહિ, જેથી ફિકરમાં પડયો કે કોઇ ઉત્પન્ન થાય તો તે એઓની પરવરેશી કરે. ત્યારે રાજા ઇંદ્રને, વરૂણને, ચંદ્રને, રુદ્રને, અને મહાદેવને ઉત્પન્ન કીધા " આથી માલુમ પડે છે કે, બ્રહ્માનો ઉત્પન્ન કરનાર મહાદેવ નહિ, પણ મહાદેવનો ઉત્પન્ન કરનાર બ્રહ્મા છે. ત્યારે પોતાના ઉત્પન્ન કરનાર ખુદાનું માથું મહા- દેવે કાપી કહાડયું એમ ખુલ્લું માલૂમ પડે છે. સ્કંદ પુરાણ અધ્યા. ૩૧ થી માલૂમ પડે છે કે મહાદેવને પણ માથું કાપવાનું પાપ છેવટે માલૂમ પડેલું. અને એ પાપ ગાળવાને માટે બ્રહ્માની ખોપરી હાથમાં લઈ મહાદેવજીએ ભીક્ષા માગી ફરવાનું અખત્યાર કીધેલું.

પુરાણ વિગેરે ઇતિહાસમાં જોવું.[1] મતલબ કે હિંદુઓના ધર્મથી સારી રીતે સાબીત થાય છે કે, બ્રહ્મા ભૂંડાં કામ અને નઠારાં કૃત્યથી પવિત્ર નહોતો. અને ત્યાં સુધી વખત આવ્યો કે પોતાની છોકરી સાથે સંભોગ કીધો, ત્યારે એવા કામાતુર, ભૂંડા અને નિર્લજની પુઠે ચાલવાથી શો ફાયદો? ભૂંડો અને જુઠો ખુદાનો રસૂલ થવાને યોગ્ય નથી, અને ભૂંડા તથા જુઠાની વાતપર ભરોસો કરવો એ અજ્ઞાનીઓનું કામ છે, એટલુંજ નહીં પણ અજ્ઞાનીઓ પણ કરતા નથી.

આ જગ્યા કેટલાક હિંદુઓ જવાબ આપે છે કે, બ્રહ્મા સમર્થ એટલે શક્તિવાળા હતા અને સમર્થને પાપનો દોષ લાગુ પડતો નથી. તેનો જવાબ કે, જેનાપર કામદેવ વર થઈ જાય અને તે બેઅકલ બની જાય તો તે સમર્થ કયાં રહ્યો? ને જો બ્રહ્માને પાપ નુકશાન કરતું ન હોત તો મહાદેવ તેનું માથું શા માટે કાપતે, અને પાપની ભૂંડાઇથી તેની પૂજા જગતમાંથી કેમ બંધ પડતે. ને જો એમ માનીએ કે-સામર્થ્યને પાપ નડતું નથી તો પણ એમ થવું જોઇએ કે, ખુદાના રસૂલ ભૂંડાં કામથી પવિત્ર થાય, કારણકે, ભૂંડાની આજ્ઞા લોકોને લાભ આપે નહિ એટલે જે કોઈ આવાં ભૂંડાં કામ કરે ને બીજાને રોકે તો લોકો તેપર હસશે. અને કહેશે કે, જો એ કામ ભૂંડું હોત તો, તે પોતે કેમ કરતે. એનો દાખલો એવો સમજવો કે, જાણે એક માણસ હલવો ખાઇ રહ્યો હોય અને લોકોને કહે કે, આમાં ઝેર ભેળેલું છે માટે તમારે ખાવું નહિ, તો લોકો તેના કહેવાનો ભરોસો કરશે નહિ, અને કહેશે કે, જો ઝેર મેળવેલું હોત તો એ પોતે ખાત નહિ અને કેટલાક હિંદુઓ એમ જવાબ આપે છે કે, બ્રહ્માથી એ કામ એ માટે થયું કે, લોકો પર જાહેર થાય. (લોકોને દેખાડવા) કે પરમેશ્વરનો ભાવ ( ખાહીશ ) એવો જોરાવર છે કે, બ્રહ્મા જેવાથી પણ ટળ્યો નથી, એટલે ખુદાનું ધારવું એવું હતું કે બ્રહ્માથી એવી હિલચાલ થાય. તેનો જવાબ કે ખુદાની ધારણા પૂરી પડવી, અને જાહેર થવું, કાંઇ આ વાતપર અટકેલું નહોતું કે, ખુદાના પેગંબર બ્રહ્મા એવા ભૂંડા કામથી બદનામ થાય કે જેથી બોધ દેવાનું કામ તુટી ભાંગે, પણ જો કોઇ બીજાનું દુઃખ અને મુસીબત બ્રહ્માપર પડતે, તોપણ ખુદાની ધારણા પૂરી થવી સારી

---

[1] પુરાણોનો હાલ વાંચતાંજ સમજુક આર્યો કહેશે કે, મજકુર બુરાઈઓ અમારાપર લાગુ પડવાની નહિ. કારણ કે, પુરાણોને અમો માનતા નથી. એમ એ ધર્મી ગ્રંથો પણ નથી, એવો જવાબ સૂરતના એક હિંદુએ મને આપેલો તેમ એક પોલીસ પટેલે પણ આશરે ૮-૯ વર્ષ પર મને કહેલુ કે, પુરાણ પુરાનાને અમો માનતા નથી. તેનો જવાબ કે તમો ન માનો એથી હું ઘણો ખુશી છું અને એવાં પુસ્તકોને માનવાં પણ નહિ જોઈએ. પણ એ ધર્મી પુસ્તકો નથી એમ આપનું કહેવું ખોટું છે. કારણ કે તમારૂં વેદ પુરાણોને માનવાનું બતાવે છે ફરી પુરાણોને ન માનવાથી વેદને ન માનવાનું લાગુ પડવાનું. વાંચો અથર્વ વેદ મંડુક ઉપનિષદ "એક વિધાનું નામ નાની વિધા છે. અને બીજીનું નામ મોટી વિદ્યા છે- નાની વિધાની મતલબ ચાર વેદ, અને તેની ડાલીઓ. જેમ છ શાસ્ત્ર, અને ૧૮ પુરાણ વ્યાકરણ પધ, ગદ્ય જોતીષ વૈધક વગેરે. અને મોટી વિધાની મતલબ બ્રહ્મ વિધા, કે જેથી તે પવિત્ર જાતને મેળવે છે કે જે અવિનાશી અને મટી જવાથી દુર છે. ઈ.ચ વળી વસિષ્ટજી કે જે વિધામાં દયાનંદ સરસ્વતી કરતાં કંઇ ઘણા વધેલા હતા અને કેમ ન હોય. રાજા રામચંદ્રના શિક્ષક અને હિન્દુઓના આગેવાન ગણાય છે. તે યોગ વસિષ્ટના ચોથા અષ્ટક પ્રકરણમાં લખે છે કે, બ્રહ્માએ સૃષ્ટિ (મખલુક)ના બંદોબસ્ત માટે ચાર વેદ ૧૮ સ્મૃતિ, છ શાસ્ત્ર ૧૯ પુરાણ બનાવ્યા. હવે આવી પુખ્ત ગવાહીઓ છતાં એઓ પુરાણોની વાતોથી લજવાય, પુરાણોને નહીં માને તો ભલે પણ તેથી પુરાણો માતબર નથી. એમ કહેવું હિંદુ ધર્મ વિરૂદ્ધ છે.

રીતે જાહેર થઈ જતે. અને ખુદાના ઇરાદાનું ગાલેબ થવું તો બુદ્ધિવાળાઓ આગળ દરેક રીતે સાબિત છે. પણ સાજી સમી બુદ્ધિવાળો કદી પસંદ કરે નહિ કે, ખુદાનો રસૂલ ભૂંડો કામાતુર હોય.

એક પંડિતે એક દિવસે એ વાતનો જવાબ આપ્યો કે, એ દેખીતું લોકોના દેખાવમાં એમ લાગે છે કે, બ્રહ્માએ એવું ભૂંડું કામ કીધું, નહિ તો ખરૂ જોતાં બ્રહ્માએ એ કામ કરેલું નહિ. તેનો જવાબ કે, એવી તરેહ દરેક વ્યભિચારી પાપી કહી શકે છે કે, મેં એ પાપ કીધું નથી, તમારા દેખાવમાં ભૂલ પડી છે. ને જો માની લઇએ કે, બ્રહ્માએ એવું પાપનું કામ કીધું નથી. તો મહાદેવે તેનું માથું કેમ કાપ્યું ? જો કહો કે, મહાદેવે પણ માથું કાપ્યું નથી, પણ જોવાની ભૂલ છે. તો એથી માલૂમ પડે છે કે, આ તમારી પોથીઓની ભૂલ છે કે, તેમાં આવું જુઠું માથાથી તે પગ સુધી ભર્યું છે. તો ફરી એથી તમારો ધર્મજ ભૂલ ભરેલો ઠર્યો, અને જે ધર્મ ભૂલ ભરેલો હોય તેથી મૂક્તિની આશા રાખવી પણ માત્ર ભૂલજ છે.

જે દિવસોમાં હું પોતાનો ઇસ્લામી ધર્મ સ્વીકારવાને છૂપાવતો હતો. તેમાં એક દિવસ મેં દીવાનચંદ્ર બ્રાહ્મણને પૂછ્યું કે, મીસરજી જાણે કોઇ માણસ રાજાની મુલાકાત કરવા ઇચ્છે છે તો શું કોઇ માતબર અમીર, વજીરના મધ્યસ્થથી મળે, કે ફલાણું ફલાણું ભૂંડાં કામ કરનારની મધ્યસ્થથી મળે ? તેઓ બોલ્યા કે, વારૂ મહારાજ એવા લુચ્ચાને રાજાના દરબારમાં કોણ પૂછે છે ? ત્યારે મેં કહ્યું કે જ્યારે એ રાજાઓના દરબારમાં લુચ્ચાઓની મધ્યસ્થથી પોહોંચી શક્તા નથી તો ફરી પાદશાહોનો પાદશાહ એટલે અલ્લાહના દરબારમાં લુચ્ચાઓની મારફતે પણ પોહોંચી શકીએ નહિ. તેઓ બોલ્યા, હા, બેશક. ત્યારે મેં તેમને કહ્યું કે, તમો એવાઓની પાછળ કેમ લાગ્યા કે, તમારા કહેવા પ્રમાણેજ એવો લુચ્ચો હતો કે, પોતાની દીકરી સાથે વ્યભિચાર કરવાનો વિચાર કીધો. એટલે બ્રહ્માજીએ. ત્યારે તેમણે એ વાતનો એજ જવાબ આપ્યો કે, મહારાજ ! અમો તમને એક વાત કહીએ છીએ. અમારૂં કહેવું તમો માનો, જે કાંઇ આપના મનમાં છે તે દિલમાં રાખો એવી રીતે જાહેર નહીં કરો.

બ્રહ્માથી ઉતરી બીજા લોકો પણ ધર્મ બતાવનારા છે. તેઓનો હાલ પણ એજ પ્રમાણે છે. કોઇએ પોતાની છોકરી સાથે વ્યભિચાર કીધો, કોઇએ પારકી સ્ત્રીઓ સાથે ભૂંડું કામ કીધું, કોઇએ દગો ફટકો કીધો, કોઇએ કંઈ અને કોઇએ કંઈ, કોઇ એ બધા દુર્ગુણોથી ગુણવાયલા હતા. જેમકે ભાગવત વિગેરે પોથીઓમાં કૃષ્ણનો હાલ[1] લખ્યો છે

[1] ભાગવત અધ્યા. ૨૩ સ્કંદ ૧૦ જ્યારે બ્રુરૂજની સ્ત્રીઓ જમના નદીના કીનારાપર નાવા ગઈ અને તનથી વસ્ત્ર કહાડી નદીના કીનારાપર મુકયાં, અને નાગીઓ થઈ નાવા લાગીઓ અને ગાવા લાગીઓ. ત્યારે શ્રી કૃષ્ણજીએ એમનું ગાવાનું સાંભળી ધીમે પગે ત્યાં પહોંચ્યા અને તે સ્ત્રીઓ તરફ છુપી રીતે જોયા કરતા હતા ફરી તેઓના વસ્ત્ર ચોરી કરી ઝાડ ઉપર ચઢી ગયા. જ્યારે બીચારી સ્ત્રીઓએ પોતાનાં વસ્ત્ર નદીપર શોધ્યાં તો મળ્યાં નહિ. ઘણી શોધ પછી તેઓમાંથી એકની નજર કૃષ્ણજીપર પડી કે એજ કપડાં લઇ ઝાડપર ચઢી નજર નાંખી રહ્યો છે. ફરી લાચારીથી પોતાના કપડાં માગ્યાં. જવાબ આપ્યો કે, લાજ, શરમ મુકી નાગી થઈ મારી સામે આવી પોતાનાં કપડાં લ્યો. જ્યારે તેણીઓ લાચાર થઇ ત્યારે કૃષ્ણજીના કહેવા પ્રમાણે નાગીઓને નાગીઓ આવી. પણ છુપી જગ્યાપર હાથ મૂકયા હતા માટે વસ્ત્ર આપ્યાં નહિ. પણ હસીને આવો હુકમ કીધો કે, છુપી

કે રાત દિવસ બુરૂજની સ્ત્રીઓમાં ફસેલા હતા. મશ્કરી કર્યા કરતા હતા. વાંસળી વગાડી તેઓને સંભળાવતા. એકવાર કેટલીક સ્ત્રીઓ નહાતી હતી તેમના કપડાં ઉંચકી કદમના ઝાડ ઉપર ચઢી ગયા હતા. અને તેમને નગ્નાવસ્થામાં જોઇઓ. અને રાધા નામની એક સ્ત્રી કે જેનો પતિ જીવતો હતો, તેની સાથે ઈશક લગાડી તેને પોતાની સ્ત્રી કરી હતી. મતલબ કે એનાં એવાં ભૂંડાં કામને હિંદુઓ પોતાના નિબંધમાં દોહરા, સોરઠા, ખ્યાલ, ટપ્પા, છંદ છપ્પા, ધ્રુપદ, અને કવિતામાં ગાય છે, વગાડે છે. એટલુંજ નહિ પણ કેટલીકવાર કૃષ્ણનો તેમજ તેની બાઈડીઓનો સોંગ બનાવી તેને પોતાની સામે નચાવે છે. તેનું નામ રાસલીલા છે.[1] અને કહે છે કે, પારાસર દેશાવર જતી વખત પોતાની સ્ત્રી સાથે કરાર કરતો ગયો કે, જ્યારે તને દસ્તાન આવી તેથી તું પરાજી થશે, તો તે વખતે હું મારૂં બીજ તારી પાસે મોકલીશ. ફરી તેણે પોતાનું વીર્ય ( મની ) કહાડી એક ઝાડના પાંતરામાં લપેટી એક સકરાની સાથે પોતાની સ્ત્રી પાસે મોકલ્યું. માર્ગમાં એક નદી ઉપર એક બીજો સકરો તે સકરા સાથે લડવા લાગ્યો. એવી ખેંચાખેંચમાં પારાસરનું બીજ નદીમાં પડી ગયું. તેને એક માછલી ગળી ગઈ ને ગર્ભવંતી થઈ. તેથી એક છોકરી પેદા થઇ તેનું નામ મંછુદરી છે. તે છોકરીને એક માછીએ પોતાની છોકરી કરી રાખી. ભોગજોગે એકવાર એજ નદી ઉપર પારાસર (મંછુદરીનો બાપ) આવી લાગ્યો, મંછુદરી તેને નદી પાર કરવા લાગી તેવામાં પારાસર તેના ઉપર આશક થયો અને બદ કર્મ કરવા ઇચ્છયું, મંછુદરીએ તેને કહ્યું કે મારા દેહમાં માછલીની ગંધ આવે છે. પારાસરની પ્રાર્થનાથી તે દુર્ગંધ સુગંધ બની ગઇ. મંછુદરીએ કહ્યુ મારાં માબાપ તેમ સૂર્ય જુએ છે. પણ પારાસર સાહેબ જોકે કામાતુર થઇ ગયા હતા જેથી આશીર્વાદ આપ્યો. અને તેથી એવું

---

જગ્યા ઉપર હાથ મૂકીને નહિ, પણ હાથ જોડીને આવો તો મળશે. આખરે તે બાપડીઓએ લાચારીથી તેમજ કીધું ને છુપી જગ્યા ખુલી કરી નાગી થઈ, હાથ જોડી, કૃષ્ણજીની આગળ આવીઓ, ત્યારે વસ્ત્ર આપ્યાં. આ વર્ણનનો કેટલાક હિંદુઓ એવો જવાબ આપે છે કૃષ્ણે કાંઈ ભૂંડી નેયતથી નહિ, પણ એઓને શિક્ષા આપવા માટે એમ કીધું હતું, કે બીજીવાર નાગી થઈ પાણીમાં નાહે નહિ. કારણ કે વેદમાં નાગા થઈ નાહવાની મના છે. આ જવાબ વિચારવા જોગ છે, કે જો વેદમાં નાગા થઈ પાણીમાં દાખલ થઇ નહાવું મના છે, તો પાણીની બહાર નાગા રહેવું અને નાગા થઇ સામે આવવું એની મનાઈ તો ખરીજ હોવી જોઈએ. ત્યારે એવી રીતથી શિક્ષા આપવી એ બુદ્ધિ કેમ કીને કબુલ રાખે ? અને મુખ્ય કી એવીજ રીતે કે જેમ કૃષ્ણે તેઓ સાથ કીધું એમ તો કબુલ રાખેજ નહિ. વળી જુઓ ભાગવત અધ્યાય ૫૩ માં રૂકમણી સાથે કૃષ્ણજીના ઈશકની વાત આ રીતે લખી છે. " એ ભેદ જ્યારે હરે નારૂમનથી સાંભળ્યો ( એટલે રૂકમણીની ખુબસુરતી સારો સ્વભાવ ) તે વેળાથી રાત દિવસ પોતાનું મન તે ઉપર લગાડયું. ભા. અધ્યા. ૩૦માં રાસલીલાનું વર્ણન છે તેમજ અધ્યાય ૯૦ માં એનું વર્ણન છે. આથી માલૂમ પડે છે કે, બુરૂજની સ્ત્રીઓનાં જે વસ્ત્ર લઇ લીધેલાં હતાં અને તેઓને નાગીઓ બોલાવીઓ હતી તે શિક્ષા માટે નહિ, પણ પોતાની આદત પ્રમાણે મોજમજાને અર્થે હતું. એજ કારણથી શ્રી કૃષ્ણ ઘણો અફસોસ કરી કૃષ્ણગીતા શ્લો. ૧૯૮માં કહે છે. " હું તે છું કે જેનો કોઈ બાપ નથી. અને ન કોઈ પુત્ર, અને આખી જગતનો માલીક છું. પણ મારા સ્વભાવને લીધે પુનર્જન્મમાં ફરયો છું."

[1] હુજ્જતુલહિન્દ પાના ૪૧ માં લખે છે કે, પંડિત સુખદેવજીએ હુકમ આપેલો કે, કૃષ્ણજીની ગોપીઓ સાથે મોજ મજાહ કરવાનું વર્ણન જે ધ્યાન લગાડી વાંચે તેના કરોડ જન્મનાં પાપ દૂર થાય છે.

૧૧

અંધારૂં થઇ ગયું કે, કોઇને કાંઇ સુજે નહિ. તે વખતે તેણે મંછુદરી સાથે એટલે ખરૂં જોતાં તો પોતાની છોકરી હતી તેની સાથે સંભોગ કીધો. મહાભારતમાં એમ લખ્યું છે કે, એ છોકરી પારાસરના બીજથી જન્મી હતી. જેની સાથે પારાસરે વ્યભિચાર કીધો, જેમકે એ કીસ્સો બીજા ભાગમાં લખાઈ ગયો છે. મતલબ કે એ વ્યભિચારથી એક છોકરો ઉત્પન્ન થયો જેનું નામ વ્યાસ છે. અને ઘણી ખરી ઇતિહાસની ચોપડીઓ વગેરે મુખ્ય કરી વેદાંત શાસ્ત્ર કે જેને સર્વ શાસ્ત્રોથી શ્રેષ્ઠ માને છે, તે તેનાં રચેલાં છે. અને કહે છે કે, તેણેજ વેદોના ચાર ભાગ કર્યા છે. એજ માટે તેને વેદવ્યાસ કહે છે. તો ફરી વ્યાસ પણ તેઓનો મોટો આગેવાન થયો. અને તેણે પાંડુ રાજાની સ્રીઓ સાથે વ્યભિચાર[1] કીધો. જેમકે બીજા ભાગમાં એનું વર્ણન થઈ ગયું છે.

એક રિવાયત છે કે, વિશ્વામિત્રે એક હજાર વર્ષ સુધી ભક્તિ કીધી. એક દિવસ અપસરા પર આશક થઇ તેથી ખરાબ થઇ સર્વ ભકિત નાશ કીધી. અને પાપને લીધે પિતીયલ થયો અને આખર કૂતરો થઇ તેની પાછળ પાછળ ફરી સ્વર્ગમાં ગયો.

મતલબ કે, હિંદુઓના માર્ગ બતાવનારાઓની હાલત તેઓના શાસ્ત્રોથી એવીજ માલૂમ પડે છે. જેને વધારે જોવું હોય તેણે મહાભારત, પદ્મ પુરાણ વિગેરે જોવાં. આ જગ્યાએ એવી નિર્લજ વાતોનું વધારે વર્ણન શું કરૂં? હવે હિંદુઓને ઘટતુંજ નહિ, પણ ફરજ છે કે, એવા લોકોની તાબેદારી મુકે. એવા લોક પેગંબરી અને માર્ગપર દોરનારા થઈ શકતાજ નથી. હજરત મોહમ્મદ મુસ્તફા ( સલ ) સાહેબ આ વખતના પેગંબર છે. તેમના તથા તેમના નાએબોના સ્વભાવ અને કૃત્યો તરફ ઊંડો વિચાર કરે અને પોતાના વડાઓના સ્વભાવ અને કૃત્યો વાંચી જુએ. અને ન્યાય વાપરે કે કોની તાબેદારીથી ખુદાને મળવાની આશા રહે છે. હમોએ એ વાત તેઓના ભલાને અર્થે કરી છે. હક્કતઆલા તેઓને માર્ગ બતાવે.

## પાંચમો ભાગ.

### કેયામત (મહાપ્રલે)ના વર્ણન વિષે.

અમો યકીન રાખીએ છીએ કે, એક દિવસ આ આખા જગતનું કારખાનું ખરાબ થઈ જશે. અને જે કાંઇ નજરે પડે છે; તે સર્વ નાશ પામશે.[2] તેમાનું કાંઇ રહેશે નહીં.

[1] ભાગવતના બીજા સ્કંદમાં છે કે, વ્યાસજી બાવીસમાં અવતાર છે. મહાભારતના આદિ પર્વના ભાગ ૩ જાના છેવટમાં છે કે, શ્રી વ્યાસજી સો વરસ સુધી છોકરાની આશામાં મહાદેવની ભકિત કરવા લાગ્યા. આખરે એમ ઈચ્છયું કે, પીપલાની લાકડી કહાડી હોમ કરે એટલામાં કરનાજી નામની અપસરા પૂરતી ખુબસુરતીમાં પ્રગટ થઈ. વ્યાસજીની તેપર નજર પડતાંજ પાણી પાણી થઈ ગયા. જ્યારે કરનાજીએ જોયું કે, વ્યાસ મારી ઉપર રીઢા થયા છે ત્યારે પોતાને શણગારી વ્યાસજીની નજર આગળ આવી, અને તેમના દિલને ખેંચી લીધું અને કામદેવ એમના પર વર થયા અને વગર અખત્યારે તેમનું વીર્ય નીકળી પડયું.

[2] હાલમાં યુરોપના કેટલાક વિદ્વાનોને લાંબી તપાસ અને રકમવાર યંત્રોના વાપરવાથી ખાત્રી થઈ છે કે, સૂર્યનું તેજ ઘટતું જાયછે અને એકવાર બીલકુલ કાળો પડશે. પણ કુરઆનમાં તો આજ ૧૩૦૦ વર્ષ થયાં એક અભણ માણસ હજરત મોહમ્મદ ( સલ ) સાહેબ એ વિષે કહી ચુકયા છે. એ તેમનો ચમત્કાર છે. વાંચો સુરા તકવીર ૮૧;૧.

અને ફરી ખુદા તઆલા દરેકને જીવતા કરશે, અને દરેકનાં સારાં માઠાં કામોનો હિસાબ લઇ પોતે અદલ ઇન્સાફ કરશે, અને જુલમીઓથી જુલમ ખમનારાઓનો બદલો અપાવશે. ઇન્સાફ થયા પછી સારા માણુસો કે જેઓએ પેગંબરનું કહેવું માન્યું અને બદકર્મોથી બચી રહ્યા હશે અથવા પાપોનો પસ્તાવો કર્યો હશે અને ફરી મર્યાં હશે તેઓ બેહસ્ત (સ્વર્ગ)માં જશે. ત્યાંથી તેઓ ફરી કદી બહાર કઢાવાના નથી તેમ મરવાના પણ નથી. અને ભૂંડા લોક કે જેમણે પેગંબરોનું કહેવું માન્યું નથી તેઓ હમેશા દોજખ (નર્ક)માં રહેશે, ત્યાંથી તેઓ કદી પણ બહાર નીકળવાના નથી. અને તેઓનું દુઃખ કદી ઓછું થશે નહિ. અને જેઓએ ખુદાના રસૂલનો હુકમ માન્યો હશે ખરો, પણ આ જગતની ભૂંડાઈથી ભૂંડા કામ કરી પસ્તાવા વગર મરી ગયા હશે તેઓ કેટલીક મુદત સુધી પાપના પ્રમાણમાં દોજખ (નર્ક)માં સજા ભોગવી ફરી જંનત (સ્વર્ગ)માં દાખલ થશે. કેટલાકોને ખુદા તઆલા સજા કરશે નહિ, પણ માફી આપશે, પણ જેઓએ માણસોના હકને નુકસાન કીધું હશે જેમકે, ચોરી, લુટફાટ, મારફાડ, ગાળ, નિંદા, અપમાન અને લાંચ વિગેરે એવા પાપો હકવાળાના વગર માફ કરે માફી મેળવવાના નહિ, અને તે દિવસ સારા માણુસો પાપી મુસલમાનોની સિફારસ કરશે અને તેને ખુદાતઆલા કબુલ રાખશે, અને કુફર વગર, ખુદાતઆલા જે પાપને ચાહશે તેની માફી આપશે.

જંનતમાં [2]ઘણી આરામની ચીજો છે, ખાવા પીવાની સારી સારી નેમતો છે. સારાં વસ્ત્રો અને સારાં ઘરો, ભાઇબંધો, સગાંવાહાલાં અને મીયાં બીબી કે જેઓ ઇમાનવાળા છે એ સર્વનો મેળાપ, અને તેવાં સુખમાં સદાની જીંદગી કરશે. અને દોજખમાં તદન દુઃખ

૨ "મોહમ્મદી દીનનો ખુલાસો" નો કર્તા તેમજ બીજા પાદરીઓ, કુરઆનમાં સ્વર્ગવાસી વિષે ખાવા પીવાનું તેમજ હુરો અને દૂધ મધ જેવી મજાદાર નેહરોનું વર્ણન છે. તેપર નિંદા કરી કહે છે કે, સ્વર્ગમાં ખાવાનું પીવાનું થઈ શકતું નથી. એ લખાણોનો જવાબ ( પૃષ્ટ ૬૨ ) લખી ચુકયો છું, છતાં ફરી લખું છું. પાદરી સાહેબ! જંનતમાં ખાવા પીવાનું નથી તેમ હુરો નથી. એ વિષેનો તમારી પાસે શો પુરાવો છે? જો કહો કે, બૈબલનું લખાણ. તો તેના બે જવાબ આપું છું. ૧ લો એજ કે બૈબલનું લખેલું મુસલમાનો પર લાગુ પડી શકતું નથી. નહિતો શ્રાવક જેવો જો કોઈ કહે કે, બાઇબલ ખોટું છે, કારણકે હમારા પુસ્તકોમાં સાફ હત્યાની મના છે. અને એમના બાઈબિલમાં હત્યાનો હુકમ છે, ફરી તેનો જવાબ શો આપવો? વળી બાઈબલમાં ફેરફાર થયેલો છે. એ વિષે હું ( પૃષ્ટ ૫૭, ૬૪ ) માં લખી ચુકયો છું. તે ખ્રિસ્તીઓ પણ માને છે એટલુંજ નહિ પણ આખાં પુસ્તકો બાઈબલથી ગેબ થયાં છે. વાંચો નીર્ગ ૨૪; ૭ ગણના ૨૧; ૧૪ ૨. શમુએલ ૧૩; ૧૮ યહોશુ. ૧૦; ૧૩ ૨ કાળવૃત્તાંત ૨૦; ૩૪, ૧૩; ૧૫, ૯; ૨૯. ૧ રાજા ૧૧; ૪૧ ૨. કાળવૃત્તાંત ૨૬; ૨૨. ૩૨; ૩૨, ૧ કાળવૃત્તાંત ૨૯; ૨૯, ૩૦, ૧ રાજા ૪; ૩૨, ૩૩; ૨ કાળવૃત્તાંત ૩૫; ૨૫. જ્યારે આટલાં બધાં પવિત્ર પુસ્તકો ગેબ થયાં તથા હજારો વાકયોમાં ફેરફાર થયો તો, શું તમને અજબ જેવું લાગે છે કે ગ્રીકના ફીલસુફીઓના ધર્મ સાથે લાગુ પાડવા, તથા તેમના સવાલોના જવાબથી છુટી જવા સ્વર્ગમાં ખાવા પીવાના શબ્દો કહાડી નાંખ્યા હોય? ઉર્દુ નવો કરાર છપાયલો લંડન સને ૧૮૬૦ માં ના લુક ૧૩; ૨૯ માં ખાવા બેસવાનો શબ્દ બાકી રહી ગયો હતો. તે વળી બીજી આવૃતિમાં સાફ કરી નાંખ્યો છે. ને જો કહો કે અકલી દલીલથી સિદ્ધ થાય છે કે, જંનતમાં ખાવું પીવું વગેરે થઈ શકતું નથી. તો હું કહીશ કે, તે દલીલ લાવો, હું જવાબ આપું. વળી ઈશુ ખુદા નથી. એ યુક્તિથી સિદ્ધ થાય છે તે નહીં માનવાનું કારણ શું તે પણ સાથે બતાવશો. હવે આપણે બાઇબલ તપાસીએ, માત્થી ૨૬; ૨૯ માં ઈશુ ( અલ ) પોતે જન્નતમાં દ્રાક્ષરસ પીવાનું લખે છે. તો જન્નતમાં પીવાનું ન હોત તો કેમ પીશે. વળી જુઓ નિર્ગમન ૩; ૮ ને મિશ્રીઓના હાથથી તેમને છોડાવવા સારૂ ને તે દેશ કરતાં સારો તથા મોટો

અને પીડા છે. આગ, સર્પ, વીછુ, ઊંનું પાણી જેવું ગાળેલું તાંબું, કાંટા, દુર્ગંધ, જેવડી, બેડી, મારકુટ અને દુતોની ઝણુકી વિગેરે, ખુદા તઆલાની પનાહ. [1] અને કેયામત [2]

---

દેશ દુધ મધ વહેનાર દેશ, એટલે કનાની તથા હીતી તથા અમોરી તથા પરીજી તથા હવી તથા યબુસીઓની જગામાં લઈ જવાને ઉતર્યો છે. વળી એજ જગ્યા વિષે ગણના ૧૪; ૨૩ જે દેશ સંબંધી મેં તેઓના બાપો પાસે સમ ખાધા તેને તેઓ ન જોશે ગીત ૯૫; ૧૧ એ વિષે મેં કોપે (ગજબે) સમ ખાધા તેઓ મારી આરામની જગ્યામાં પેસશે નહિ. હેબ્રી ૪; ૮ કેમકે જો યહોશુઆએ તેઓને તે વિશ્રામ આપ્યો હોત તો તે પછી બીજા દહાડા સંબંધી દેવે કહ્યું ન હોત " આથી સિદ્ધ થાય છે કે, ઈશ્રાયલ પુત્રોને જે કનાની જગ્યાનો વાયદો આપ્યો હતો તે એક ખરેખરો કનાન જંનતનો વાયદો હતો. એટલે ઈશ્રાયલ પુત્રો જેમ મિસરની મુસીબત દુઃખથી છુટકો પામી કનાનમાં પેઠા એ નમુનો હતો કે એવીજ રીતે જગતની બુરાઇઓથી બચી સ્વર્ગમાં પેસશે; એવીજ રીતે ખ્રીસ્તીઓ માટે પણ તેઓ વાયદો સમજી રહ્યા છે. વાંચો હેબરી ૪; ૨, ૧૧ કેમકે જેમ તેઓને તેમ આપણને પણ સુવાર્તા કહેલી છે.... એ માટે આપણે તે વીશ્રામમાં પેસવાનો યત્ન ( કોશીશ ) કરવો. " પાદરીઓ! વિચારો કે દુધ, મધ કનાનમાં લેહેરાતાં નથી. પણ જંનતમાં લેહેર ખાય છે. હવે પાદરીઓની બીજી ભુલ બતાવું છું. માત્થી ૨૨; ૩૦ કેમકે પુનરૂત્થાનમાં (કેયામતમાં) તેઓ પરણતા પરણાવતા નથી. પણ આકાશમાંના દેવના દૂતોનાં જેવાં છે. આની મતલબ એ છે કે, સ્વર્ગમાં પાપ નથી કે જેથી બૈરીને તલાક દેવી પડે ને ફરી પરણવું પરણાવું પડે. પાદરીઓ વિચારો કે ત્યાં પરણવાની જરૂર શી? પોતાની સ્ત્રી ત્યાં કામ આવશે, અને કરણી પ્રમાણે હુરો મળશે. પરણવાની કાંઇ જરૂર નથી. ફરી એ કલમ વિરૂદ્ધ ગણાય નહિ. છતાં એ કલમથી સ્વર્ગમાં ખાવાનું છે કે નહિ એતો સમજાતું નથી. ફરી નકાર કરવાનું શું કારણ છે? જો કહો કે, " દેવના દુત જેવા થઈશું. " એ શબ્દથી નીકળે છે તો એતો ખોટું છે. કારણકે બાઈબલ પ્રમાણે દુતો ખાય છે. ઉત્પ. ૧૮; ૧૯. ફરી એ અર્થ કેમ લેવાય? તો એના અર્થ એજ લેવાશે કે વગર કીના કપટના પવિત્રાત્માના દૂત જેવા થઈશું. સોચો. હવે એ મોહમ્મદી દીનના ખુલાસાવાળો શો જવાબ આપેછે તે જોવા આતુર છું. યાદ રાખજો કે, કુરઆનમાં દેહનોજ લાભ સ્વર્ગમાં થશે તેમ નથી, પણ ખુદાને પણ જોશે. સુરાગાશેયા ૮૮; ૮ સુરા કેયામત ૭૫; ૨૩ સુરાબકર ૨; ૧૭૪ અને તેની રજામંદી કે જેને દેહના સુખ કરતાં ઘણું મોટું કહ્યું છે. તે મળશે, સુરાતોબાહ ૯; ૭૨ સુરા આલેઇમરાન ૩; ૧૪ આત્માનું એવું એક સુખ રાખેલું છે કે તેને ન કોઈએ સાંભળ્યું છે અને ન કોઈએ જોયું છે. સુરાસિજદા ૩૨; ૧૭.

૧ પાદરી ફાન્ડર તથા તેના ચેલાઓ કહે છે કે, કુરઆનમાં નર્કનાં સાત નામ આપ્યાં છે. એ માત્ર પારસી ધર્મમાંથી મોહમ્મદ ( સલ ) સાહેબે ઉતાર્યાં છે. એ વાંચી મને પાદરીની વિદ્યા પર અજબ લાગે છે કે મિશનનો પગાર ખાતાં તથા ડાકટર કહેવાતાં બેબલ કાં નહિ જોતાં. એ ૭ નામ તો તમારી કિતાબમાં છે. ફરી તેને એબ કેમ ગણોછો! વાંચો અબ્દુન. અયુબ ૨૬; ૬ શઉલ. અયુબ ૧૭; ૧૩ શાહાત ૧૪ શેઓલ અયુબ ૨૪; ૧૯ બીર, જહન્નમ અને દોમા.

૨ કેટલાક દયાનંદીઓ કહે છે કે, મુસલમાનો માને છે કે, માણસ મર્યા પછી સ્વાધીનમાં રહે છે અને કેયામતને દિવસે હિસાબ થયા પછી તેની કરણી પ્રમાણે ઈનામ કે શિક્ષાને પોહોંચે છે. એ તદ્દન ખોટું છે કારણકે સ્વાધીનમાં રહેવું ન્યાય વિરૂધ્ધ છે. પણ ઈનામ કે શિક્ષા પુનર્જન્મ પ્રમાણે મર્યા પછી તુરત થવી જોઇએ. તેનો જવાબ કે, ઇનામ અને શિક્ષા આપવામાં વીલંબ થવો જો ન્યાય વિરૂધ્ધ છે, તો મરવાનો વખત કે જે પુનર્જન્મનો વખત છે, તે પેહેલાં અને પુન્ય કે પાપ કીધા તે પછી જે કાંઈ વાર લાગે છે તે પણ ન્યાય વિરૂદ્ધ થવું જોઇએ. એટલુંજ નહિ પણ પેલી કહેવત પ્રમાણે કે "ઈસ હાથ દે ઈસ હાથ લે" એમ થવું જોઇએ કે, પુન્ય કરતાંજ સરપાવ મળે અને પાપ કરતાંજ શિક્ષા મળે. આટલી વાર લાગવાનું કારણ શું? કેયામત સુધી વાર લાગવું જો અન્યાય છે, તો આ પણ અન્યાય છે અને જો આ ઇન્સાફ છે અને જુલમ નથી, તો તેમ કેયામત પણ ઈનસાફથી છે જુલમ નથી.

જન્નત, જહન્નમ, દુઃખ સુખ અને કોપનું વર્ણન વિસ્તારથી બીજાં મોટાં મોટાં પુસ્તકોમાં લખાયું છે.

અને હિંદુઓના ધર્મમાં એવું છે કે, જ્યારે કોઇ પાપી માણુસ મરી જાયછે તો યમ કે જેને હિંદુઓ ધર્મરાજા કહે છે, તેના સિપાઇઓ તે પાપીના આત્માને યમરાજાની પાસે લઇ જાયછે. યમરાજા તેની કરણીનો હિસાબ લે છે. પછી તે સજાને પાત્ર ઠરે છે તો તેને તેવોજ બીજો દેહ મળે છે,[1] તે દેહમાં પોતાનાં કૃત્યની સજા ભોગવી તે દેહમાંથી

[1] જગતમાં ઘણા લોકો બીજો જન્મ માને છે. તેના રદીયામાં મેં ટચસ્ટોન આફ ફીલોસોફરમાં આખો બીજો અધ્યાય લખ્યો છે. તે વાંચવાથી પૂનઃજન્મ (તનાસુખ)ના ખોટાપણાની ખાત્રી થશે. અહિ કેટલાક દાખલા તેમના પુસ્તકોમાંથી લખી જણાવું છું જેથી ખાત્રી થશે કે, એ માનવું તે અટકળ અને વ્હેમથી છે. વાંચો ખટોલી ઉપનિષદ અથર્વ વેદમાં છે કે, નજગતાએ જીવ લેનાર જમને પૂછ્યું કે, મરેલાની વાતોમાં ઘણો વાંધો છે. કેટલાક કહે છે કે, જીવાત્મા કાંઇ ચીજ નથી. જે કાંઈ હતું તે માત્ર દેહ હતું. જ્યારે મરી ગયું ત્યારે કાંઇ બાકી રહ્યું નહિ. જેમ બીજી શકિતઓ મરવાથી નાશ પામે છે તેમ જીવાત્મા પણ નાશ પામે છે. કેટલાક કહે છે કે, જીવાત્મા બુદ્ધિ, દેહ, ઈંદ્રિયો, અને દિલથી જુદો છે. દેહ મુકયા પછી જેવી કરણી તેવી જગાએ જાય છે. હવે તમો કહો કે, ખરી વાત શું છે. જીવ લેનાર દૂતે કહ્યું કે, એનો ખરો હાલ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેષ પણ જાણતા નથી. અને તેઓને આટલી મોટી પદવી તથા પૂરતી બુદ્ધિ હોવા છતાં જાત જાતના વ્હેમ અટકળનો શક છે. ને નજગતાએ કહ્યું કે, જ્યારે એ વિષે કોઈને જ્ઞાન નથી, તો આપનો મત એ વિષે જે હોય તે બતાવો. જીવ લેનાર દૂતે જવાબ આપ્યો કે, તારે બીજું જે કાંઈ જોઇએ તે મારી પાસેથી માગી લે. પણ મર્યા પછી શું થાય છે તે મને ન પૂછ. કમકે તે વિષે કહેવાનું તથા સમજવાનું ઘણું કઠણ છે. જો કોઈ મરીને પાછો જીવતો થતે તો તે વિષે વાજબી બીના બતાવતે. જે વિષે જાણતો નથી તે વિષે શું કહું." આથી સિદ્ધ થાય છે કે, પૂનઃજન્મની કોઈને ખાત્રીજ નથી. જો પૂનર્જન્મ ખરો હોય તો તે એક માણસ બીજા જન્મમાં પોતાની મા કે બહેન કે દીકરી વિગેરેની સાથે પરણે એમાં નવાઈ નથી. વળી વિચારો કે હિંદુઓમાં મરણ પછી વર્ષે છ મારો તેના આત્માને બોલાવી બ્રાહ્મણો સરાવે છે. અને તે બ્રાહ્મણ સારી રીતે ખાઈ પીને ભણી ગણી મરેલાના આત્માને "સપલ" (પવિત્ર) કરે છે. તો જો ધર્મરાજ પાસે જઈ હિસાબ દઇ પૂનર્જન્મમાં ગયો હોય તો ફરી શાને સપલ કરે? તે તો કરણી પ્રમાણે જન્મ લઈ ચુકયો છે. વળી કૃષ્ણ ગીતાના કેટલાક શ્લોક નીચે લખી જણાવું છું. તેથી પણ જણાઈ આવશે કે, ભલા કે ભુંડાં કામનો બદલો પૂનર્જન્મપર હોય એમ નથી. શ્લો ૩૬૨) સર્વનો માલીક હું છું. જે બીજાને પૂજે છે તે અજ્ઞાની છે. એજ કારણથી તે નીચલા દરજામાં ફસેલો રહે છે. ૩૬૩) જે દેવતાઓને કે પીતરોને પૂજે છે. તેઓની સાથે ભેગો થશે અને જેઓ જેને પૂજે છે તેને તેઓ સાથે લઇ જાય છે. પણ જે હમેશા ખુદાને પૂજે છે તે તેની સાથે મળી જાય છે. ૩૬૫) જે કોઈ ભકિત કે ભજન કરે છે તે તે ઈશ્વરનો હેત કરે છે. ૩૬૬) જે વગર ગરજે કામ કરે છે તે ઈશ્વરમાં મળી જાય છે. ૩૬૭) જે મારી સાથે પ્રીતી રાખે છે તે મારામાં મળી જાય છે. ૩૬૮) કોઇ ગમે તેટલા કુકર્મ કરનાર કેમ ન હોય જો મુશરેક (ખુદાસાથે બીજાને લગાડનારો) ન હોય તો તે સારાંજ કામ કરનાર છે. હવે બીજા કેટલાક શ્લોક નીચે લખી જણાવું છું. જેથી માલૂમ પડે છે કે, જીવાત્મા અનાદિ નહિ, પણ થનાર વસ્તુ છે. અસરપ ઉપનિષદ યજુરવેદ-જીવત્મા અને માયા સર્વ તેથી અસ્તિમાં આવ્યા છે. ને તેમાં લીન થઇ જાય છે. રૂગ્વેદના ૧લા ઉપનિષદમાં છે કે, સર્વથી પહેલાં એક આત્મા હતો. અને બીજું કોઈ નહોતું. તૈતરીય ઉપનિષદ યજુરવેદ કેટલાક અણસમજ સુર્યને બ્રહ્મ સમજે છે. એ માટે સમજું છું કે, સર્વથી પહેલો માત્ર બ્રહ્મજ હતો. તે વેળાએ પુર્વ કે, પશ્ચિમ તથા ઉંચાઇ કે નીચાઈ નહોતી. ને ન કોઇ દેખાડનાર તેમ ન કોઈ દેખાતું ન કોઈ હદ હતી ને કોઈ હદવાળું. મતલબ કે, જે કાંઈ હતું તે બ્રહ્મજ હતો. અને તે દેખાવમાં આવી ન

નીકળી બીજા કોઇ દેહમાં દાખલ થાય છે. એવીજ રીતે હજારો જન્મ લે.[1] અને કૃત્ય મુજબ દરેક તરેહના પ્રાણી અવતરે છે. તે એટલે સુધી કે, કદી માંખ, મધમાંખ ભુંડ, કુતરા વિગેરે પ્રાણીનો, એટલુંજ નહિ પણ કદી ઝાડ પણ થઇ જાય છે.

કેટલાક હિંદુઓ કહે છે કે, પથ્થર પણ થાય છે, અને ઘણા જન્મ લીધા પછી અને પોતાના કૃત્યની સજા ભોગવ્યા પછી જ્યારે પાપોથી પવિત્ર થાયછે ત્યારે તેનો મોક્ષ થાયછે. અને મોક્ષથી નેસત થઇ મરી જઇ ખુદાની જાતમાં મળી જાયછે. અને કદી પાપની ભૂંડાઇએ નર્કમાં જઇ ત્યાંથી નીકળી કદી ફરી જન્મ લે છે. "કર્મ વિપાક" માં લખ્યું છે કે, જે કોઈ મલેચ્છ[2] પોતાની વયમાં સારાં કામ કરે તો તે મર્યા પછી શુદ્ર થાય છે. અને જે કોઈ શુદ્ર પોતાના માર્ગપર થોભ્યો હોય અને ભલાં કામ કર્યાં હોય તો તે મર્યા પછી વૈશ્ય થાય છે. અને જો કોઈ વૈશ્ય સારાં કામ કરે અને પોતાને રસ્તે કાયમ રહે તો તે મર્યા પછી ક્ષત્રી થાય છે. ને જો ક્ષત્રી ભલાં કામ કરે તો તે મર્યા પછી બ્રાહ્મણનો જન્મ લે છે. અને બ્રાહ્મણ જો સારાં કામ કરે તો તેનો મોક્ષ (નજાત) થાય છે. તેઓ એમ પણ કહે છે કે, જ્યારે કોઇ સારૂં માણસ મરે છે, તો તે જે દેવતાની પૂજા કરતો હોય તે દેવતાની જગ્યામાં મર્યા પછી જાય છે, અને કહે છે કે, જ્યારે કોઇ માણસ સ્વર્ગમાં જાય છે તો ઠેરવેલી મુદત પછી ત્યાંથી નીકળી ફરી જન્મ લે છે. અને તેઓના કહેવા પ્રમાણે જે કોઇ સ્વર્ગમાં પાપ કરે છે તેની પણ શિક્ષા મળે છે.

મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, રાજા જજાતે સ્વર્ગમાં કહ્યું કે, હું મારી બરોબર કોઇને જાણતો નથી. ઇંદ્રે એ પાપને બદલે તેને સ્વર્ગમાંથી કહાડી મૂકયો ફરી તે પાપથી પવિત્ર થઇ સ્વર્ગમાં ગયો.

વળી તેમાં લખ્યું છે કે, એક રાજા સારી ચાલનો સ્વર્ગમાં દાખલ થયો. એકવાર ગંગા બ્રહ્મા પાસે ગઇ, તે રાજા પણ ત્યાં હાજર હતો. વાયુએ ગંગાનાં વસ્ત્ર ઊંચકી કહાડયાં તો

---

શકતો. કેમકે તે તો માત્ર અવકાશ છે એવીજ રીતે જ્યારે કેયાંમત થશે ને સર્વનો નાશ થશે તો તે ફેરફાર વગર પોતાની અસલી હાલતપર રહેશે. જ્યારે તે એકલો રહેછે, ત્યારે તે ઉદાસ થતો નથી. અને તેજ અવકાશથી કે જે જ્ઞાનજ જ્ઞાન છે, જીવાત્મા થયો," આ શ્લોકથી સિદ્ધ થાય છે કે જીવાત્મા નહોતો ને ફરી થયો ત્યારે તે નર થાય તો તેણે શું કામ એવું કીધું કે નારી ન થતાં નર થયો. અને નારી થાય તો તેણે શું ભૂંડું કીધું કે, નર ન થતાં નારી થાય? આતો શરૂઆતની હાલત માનેલી છે. તો પુનર્જન્મને ખરૂં માનવાથી દરેક આત્માને અનાદી માનવો પડશે અને તેમ માનવાથી ઘણા ઉપનિષદનો નકાર કરવો પડશે. તથા ખુદા અનાદિ છે તેની સાંથે આત્માને અનાદી માનવાથી કરોડો ખુદા માનવા પડવાના. આ સઘળી વાતો ધ્યાનમાં લેતાં પુનર્જન્મ ખોટો છે એમાં જરાએ શક રહેતો નથી.

1 સ્કંધ પુરાણ આ. ૭૫) માં કહે છે, માણસ ૮૪ લાખ જન્મથી છુટતો નથી કદી કીડો, કોઈવાર ડુકર, કોઇવાર જડીબુટી વગેરેનો જન્મ લે છે. પણ એક મહાદેવના લિંગની તીરસુજન પુજાથી જન્મ લેતો છુટી જાય છે. અધયાય ૩૧) માં છે કે, ૮ હજાર જન્મનું પાપ એકવાર ભૈરવનાથના દર્શનથી ટળી જાય છે. પણ હાલના કેટલાક હિંદુઓ તેમ થીઓસોફીકલ એ જન્મોને માનતા નથી. તેઓ કહે છે કે, માણસ માણસનોજ અવતાર લે છે. દસાતીરના જરથુસ્ત નામાથી માલૂમ પડે છે કે, પુનર્જન્મની વાત વ્યાસજી બલ્ખ જઈ જરથોસ્તજીથી શીખી આવ્યા હતા!

2 શુદ્ર, વૈશ્ય, ખત્રી અને બ્રાહ્મણ એ ચાર: જાતિ વગર બીજાને હિંદુઓ મલેચ્છ કહેછે.

રાજાની નજર ગંગાની જાંગ પર પડી ને રાજા ગંગા ઉપર આશક થયો. એ પાપની ભૂંડાઇને લીધે તે રાજા જંનતમાંથી કહાડી મૂકાયો.[૧]

એઓનો આ પણ અકીદો છે કે, કદી છોકરાંઓના પાપને લીધે મા બાપ, દાદાને પણ દોજખના દુઃખમાં ફસવું પડે છે. જેમકે મહાભારતના આદિ પર્વમાં છે કે, એક મોટા બ્રહ્મચારી ( જાહેદ ) જેણે પોતાનો વિવાહ કેથે કર્યો નહોતો, તે એવી જગ્યાએ પહોંચ્યો કે, તેના વડિલો કૂવામાં લટકેલા હતા. તેણે તેઓને પૂછ્યું કે તમે કોણ છો ? તેઓ બોલ્યા કે અમો મોટા ભકિત કરનાર તથા યજ્ઞ કરનાર છીએ અને મરણ પછી દોજખમાં એટલા પાપ માટે નંખાયા છીએ કે, અમારો પૂત્ર વિવાહ કરવા દેતો નહોતો, ત્યારે:પેલા બ્રહ્મચારીએ વાસક નાગની બેહેન સાથે લગ્ન કર્યાં.[૨]

---

૧ મુસલમાનોમાં મનાયું છે કે, જે કોઈ માણસ ખુદાને ત્યાં પોતાનો હિસાબ ચોખો કર્યા પછી કે ખુદાથી માફી મેળવી જંનતમાં દાખલ થશે તે જંનતમાંથી પાછો કહાડાશે નહિ. અને હજરત આદમ (અલ) જંનતમાંથી જગતમાં આવ્યા છે. તેનું કારણ એજ કે, તેમને જગતમાં ખલીફા થવા માટેજ ઉત્પન્ન કીધા હતા. અને પેદા કર્યા પછી ભલા કામને અર્થે નહિ પણ બીજીજ મતલબે એમને જંનતમાં રાખેલા અને ફરી જંનતમાંથી જગતમાં મોકલ્યા. એથી હિસાબ કિતાબ પછી લોકો સદા જંનતમાં રહેશે તેને કાંઈ નુકસાન થતું નથી. આર્યસમાજીઓ થીઓસોફીકલ જંનતમાં માણસ અદલ હિસાબ પછી સદા રહેશે એમ માનતા નથી. તેનો ૧લો જવાબ તો એજ કે નહિ રહી શકે તેની અકલની યુકિત શી ? અને બીજો વેદ શું કહે છે ? તે જોઇએ. તૈતિર્ય ઉપનિષદ યજુરવેદ. સ્વર્ગ (જંન્ત)ના માર્ગની આ મતલબ છે કે, જ્યારે આત્મા દેહથી જુદો થાય છે, તો સૂર્યમાં કાણું કરીને બ્રહ્મ લોકમાં જાય છે અને તેની સાથે રહે છે. જ્યારે બ્રહ્મ મુકિત મેળવે છે, ત્યારે એ પણ મુકિત મેળવે છે. બ્રહ્મલોકમાં પહોંચવાથી કશફ (છાની વાતો પ્રગટ) થાય છે. અને પછી છુટકારો પામે છે, અને મુકિત મળે છે.” મુસલમાનોમાં જંનતમાં દરજાઓ મનાયા છે. જેને જેવા કર્મની શ્રષ્ઠતા તેવો તેને દરજો અને જગ્યા મળશે. એ ઉપર કેટલાક હિંદુઓ કહે છે કે, જો જગ્યામાં ફેરફાર હોય તો કીનો, કપટ, અદેખાઇ થવી જોઈએ. પણ જંનતમાં એમ થવું ખોટું છે. તો ફરી જંનતમાં જગ્યાનો ફેરફાર કે દરજામાં વધારે ઓછું થવું પણ ખોટું હોવું જોઈએ. તેનો જવાબ કે જગતમાં માણસો પોતાને તપાસે કે, તેના કરતાં હજારો માણસ પદવીમાં વધેલા હોય છે. ત્યારે તેમનો શું બધા કીનો કપટ કે અદેખાઈ રાખે છે ? કદી નહિ, તો ફરી સિદ્ધ થયું કે, કિનો કપટ તથા અદેખાઈ રાખવાનું કારણ ઊંચ નીચ પદવી નથી. નહિતો સર્વની સાથે તેમ રાખતે. પણ તેનું કારણ માત્ર અદેખાઈ રાખનારની અજ્ઞાનતા છે, હવે આપણે વેદને તપાસીએ. છાંદોગ્ય ઉપનિષદ સામવેદ “કોસરની હોજ ત્રીજા સ્વર્ગમાં છે.” મંડોક ઉપનિષદ અથર્વવેદમાં લખ્યું છે કે, ‘એના બદલામાં ૭મા સ્વર્ગમાં જગ્યા મળે.” વિચારો કે સ્વર્ગમાં નીચી ઊંચી પદવીની જગ્યા ન હોય તો ફરી ત્રીજું ને સાતમું કેમ થાય ?

૨ કુરઆન શરીફની અનેક જગાએ સાફ રીતે લખ્યું છે કે, “કોઈ ઊંચકનારો બીજાનો બોઝા ઊંચકશે નહિ.” એટલે ગુનોહ એક કરે અને બીજો સપડાશે નહીં. કાંઈ પણ જુલમ થશે નહિ. પણ બૈબલ પ્રમાણે પાપ એક કરે, ને બીજાને ભોગવવું પડે. એમ અનેક જગાએથી સિધ્ધ થાય છે. વાંચો હીજકીયા ૪; ૫-૬ નિર્ગમન ૩૪; ૭ અને હિંદુ ધર્મમાં કેટલાક પ્રમાણથી માલૂમ પડે છે કે, પાપ એક કરે છે ને શિક્ષા બીજાને અપાય છે. પૌરષ ઉપનિષદ અથર્વ વેદમાં લખ્યું છે કે, જુઠુ બોલનાર અને બોલાવનાર અને તેવી શીખામણ આપવાવાળાની ૭૨ પેઢી નર્કમાં જાય છે. મહાભારતના મોક્ષ ધર્મ ભાગમાં છે કે, ઇંદ્રે બે બ્રાહ્મણોને મારી નાંખ્યા. તેના પાપને બ્રહ્માજીએ પાણી, માટી, આગ અને ઝાડોની ગરદન પર મુકયું. સ્કંદ પુરાણ કાશીખંડ અ૦ ૪૮માં લખ્યું છે કે, કૃષ્ણજીનો છોકરો શામ્બની ખુબસુરતી જોઈ કૃષ્ણજીની રાણીઓનું વીર્ય નીકળી પડયું. જેથી કૃષ્ણજીએ તે છોકરાને શ્રાપ આપ્યો કે તને કોઢ નીકળે.

## જગતના અંતવિષેની વાતોમાં હિંદુઓના શાસ્ત્રમાં ફેરફાર છે તે વિષે.

ન્યાયશાસ્ત્ર કહે છે કે, જગતની શરૂઆત નથી. છેવટ (અંત) થશે. અને જગતના નાશના બે પ્રકાર છે. એક એકે બ્રહ્માથી મુકત થાય છે. અને ધર્મ, અધર્મ ભાવના સંસ્કાર વગર સર્વ કાંઇ ફના થાય છે. જેટલી મુદ્દત જગત રહ્યું હતું તેટલી મુદ્દત નાશ રહે છે. અને તેજ મખલુક (સૃષ્ટી) માંથી કોઇ શખ્સ બ્રહ્મા બની જાયછે. અને નવેસરથી તે-વીજ રીતે આબેહુબ રીતે નાશ પામેલા જગતને બનાવે છે. એવી રીતે જગતના નાશ થવાનું નામ " ખંડ પ્રલય " છે. અને એ ખંડ પ્રલય ઘણીવાર થાય છે, અને બીજો એ છે કે, ઉત્પન્ન થયલા દરેક મુકત થાય છે. અને આખું જગત બ્રહ્મા, કર્મ, ધર્મ, અધર્મ અને ભાવના સંસ્કાર પણ નાશ પામે છે. કાંઇ બાકી રહેતું નથી. અને ચાર તત્વમાંથી પ્રથમ પૃથ્વી, ફરી અગ્નિ, ફરી વાયુ, ફરી પાણીનો નાશ થશે. એ રીતે નાશ થાયછે તેનું નામ " મહા પ્રલય " છે. અને તે એકજવાર થશે.

વેદાંત શાસ્ત્ર કહેછે કે દુનિયાનો નાશ ત્રણ તરેહ થાયછે. ૧ લો એ કે જ્યારે બ્રહ્માની ઉમરનો એક દિવસ ગુજરે છે, ત્યારે ઘણી મખલુક નાશ પામે છે. આખી રાત ફના રહે છે. જ્યારે બીજો દિવસ થયો ત્યારે ફરી ઉત્પન્ન થઇ ગયા. એવી રીતનો નાશ વારંવાર થાય છે. એનું નામ ' દૈયનંદન ' અથવા ' વીનંદન છે. બીજી એકે સર્વે મખ-લુક અજ્ઞાનમાં આવી જાય છે. એ અજ્ઞાન વગર બીજું સર્વ કાંઇ નાશ થાય છે. એવી રીતનો નાશ એકવાર થશે અને એનું નામ ' પરાકૃત ' છે. ત્રીજી એ કે અજ્ઞાન પણ ફના થાય છે. અને જ્ઞાન પ્રકાશ થાય છે. એવી રીતના નાશનું નામ ' આતિન તગ ' છે. અને એ પણ એકજવાર થશે. અને તત્વો આવી રીતે નાશ પામશે. પૃથ્વી પાણીમાં નાશ થઇ જાયછે. અને પાણી આગમાં અને આગ હવામાં અને હવા આકાશમાં અને આકાશ માયામાં આવી નાશ પામે છે.

સાંખ્યશાસ્ત્ર* એમ કહે છે કે જ્યારે જગતના નાશનો વખત આવે છે ત્યારે પાંચે તત્વ પાંચે તન્નમાત્રા[૧]માં છુપાઇ જાય છે. આકાશ શબ્દમાં; વાયુ સ્પર્શમાં, અગ્નિ રૂપમાં, જળ રસમાં, પૃથ્વી ગંધમાં અને પાંચે તન્નમાત્રા અહંકારમાં મળી જાય છે. અને અહંકાર મહત્વમાં અને મહત્વ પ્રકૃતિમાં મળી જાય છે.

જોકે એ શબ્દોના અર્થોની ટીકા ફિલસુફી વિદ્યાની સાથે સંબંધ રાખેછે અને તેનું સમ-જવું દરેકને માટે અઘરૂં છે. એટલા માટે એ શબ્દોની વધારે તહકીક કરવામાં આવી નથી. માત્ર નામ લખી આપ્યાં છે. એનું કેટલુંક વર્ણન સાતમા ભાગમાં જોઇ લ્યો.

મતલબ એ છે કે, એઓના કહેવા પ્રમાણે સર્વ શાસ્ત્રો સત્ય છે, છતાં ફરી પણ કેયામત વિષેના વર્ણનમાં એ શાસ્ત્રમાં કેટલો કાંઇ ફેરફાર છે. એકની વાત બીજાને રદ કરે

---

* નિમાસા શાસ્ત્ર કહે છે કે જહાનનો શરૂ કે અંત નથી અજલી અબદી છે. અને વૈશેષિક અને પાતંજલી શાસ્ત્રમાં કેયામત વિષે કંઈ લખાયું નથી.

૧ પંચ તનમાત્રા આ પ્રમાણે છે. ( ૧ ) શબ્દ ( ૨ ) સ્પર્શ (લમસ) ( ૩ ) રૂપ ( ૪ ) રસ (જાયકો) ( ૫ ) ગંધ.

છે. અને ફરી પણ આટલો ફેરફાર હોવા છતાં સર્વ શાસ્ત્રોને સાચાં જાણવાં એ બેવકુફાઇ છે.[1] કારણકે દાખલા તરીકે એક માણસ કહે કે, આજે સોમવાર છે. બીજો કહે કે ગુરૂવાર છે. ત્રીજો કહે કે શુક્રવાર છે. તો કદી એમ થઇ શકતું નથી, કે એ ત્રણે સાચા હોય. અને બુદ્ધિવાળા એમજ કહેશે કે, ત્રણેને સત્ય જાણવા એ અક્કલમાં આવતું નથી. તો ફરી હું હિંદુઓને પુછું છું કે ત્રણે શાસ્ત્રો કેયામત વિષે જુદી જુદી રીતે જે વર્ણન કરેછે, તેમાં અમો કયાને સાચું જાણીએ અને કયાને જુઠું કહીએ.

કદાપી આ જગ્યા હિંદુઓને શક પડે કે, મુસલમાનોના કેટલાક મસલામાં પણ એક બીજામાં ફેર માલૂમ પડે છે તો તેનો જવાબ એ છે કે, હમારા ધર્મમાં જે વાતોમાં ફેરફાર છે તે શાખાઓ ( ફેરૂઓ ) માં છે. અને તે મસલા કે જેપર ધર્મનો આધાર છે અને મુળ છે તેમાં નથી. પણ તમારા ધર્મમાં તો અસલ મુળમાં ફેરફાર છે. જેમકે કેયામતનો હાલ અહિં દર્શાવ્યો છે અને ખુદાની ઓળખ વિષે તેઓનાં શાસ્ત્રમાં જે ફેરફારછે તે આ અધ્યાયના ૧લા ભાગમાં વર્ણવી ગયા છીએ. અને બાકીનું વર્ણન ખુદાનું ચાલુ છે તો આ અધ્યાયના ૭મા ભાગમાં આવશે. અને જગતની ઉત્પત્તિના વર્ણનમાં તમારાં વેદ અને શાસ્ત્રોમાં ઘણો ફેરફાર છે તે કયાં સૂધી વર્ણન થાય માટે તમારી પોતાની પોથીઓથી દરિયાફ્ત કરો.

---

૧ સ્કંધ પુરાણ આ. ૫૮ માં છે કે, વિષ્ણુજીએ કહ્યું કે, આ અસ્તિમાં આવેલા કર્તા અને કર્મ જુદાં છે. આપોઆપ ઉત્પન્ન થયા છે. વળી એજ પુરાણના આ. ૧૦ માં છે કે, ઉત્પન્ન કરનાર, પાળનાર અને નાશ કરનાર અગ્નિ છે. અસરબ ઉપનિષદ અથર્વ વેદમાં છે કે, તે જે જાહેર કરનાર, ઉત્પન્ન કરનાર અને ખરેખરો છે, તે દેહમાં છે અને તેથી બચ્ચાં થાય છે. આથી માલૂમ પડેછે કે આત્મા ઉત્પન્ન કરનાર છે. કેવળ ઉપનિષદ અથર્વ વેદમાં છે કે, સર્વ તત્વનો પેદા કરનાર ત્રણ ગુણો રજ, તમ, અને સત છે. તૈતરીય ઉપનિષદ યજુર વેદમાં છે કે પ્રાણ તબીયતની ગરમી છે. ખોરાક હજમ કરવાનું તેનું કામ છે અને એજ પરમાત્મા (ખુદા) છે. એજ ઉપનિષદમાં છે કે, બ્રહ્મા (ખુદા) જે મોટો અવિનાશી (બેઝવાલ) વગર દેહનો છે તે દેહની ગરમીજ છે. છાંદોગ્ય ઉપનિષદ સામવેદમાં છે કે, અવકાશ ખુદા છે. નિરસંગ અંતરજામી ઉપનિષદ અથર્વવેદમાં છે કે, આત્મા (ખુદા) નરશીંગ છે. અને આખું જગત તેના પેટમાં છે. મહાનારાયણ ઉપનિષદ યજુરવેદમાંછે કે, સૂર્ય દેવતાઓનો બનાવનાર છે. વિચારોકે વેદની વાતોમાં કેટલો ફેરફારછે એ સર્વ ખરૂં કેમ થાય? હવે બૈબલના ફેરફાર વાંચો. યોહાન ૫; ૨૨ તેણે સઘળું ન્યાયકરણ દીકરાને સોંપ્યું છે, પણ ૧ લું કરીંથી ૬; ૨ માં છે કે, પવિત્રો જગતનું ન્યાયકરણ કરશે, માત્થી, ૧; ૨૧ ને તું દીકરો જણશે ને તેનું નામ તું ઈશુ પાડશે, કેમકે તે પોતાના લોકને તેઓના પાપથી તારશે " પણ અયુબ ૨૫; ૪ " બાયડીનું સંતાન સ્વચ્છ કેમ હોય?" જ્યારે તે સ્વચ્છ થયો નહી તો પાદરીઓના કેહેવા પ્રમાણે કેમ તારશે? વળી ગલાતી ૩; ૧૩ " તે અમારે લીધે શાપીત ( લાનતી ) થયો " પણ ૧ લું કરીંથી ૧૨; ૩ માં છે કે, માણસ દેવના આત્માથી બોલી ને ઈશુને શાપ પાત્ર કેહેતો નથી. માર્ક ૧૨; ૨૯ માં છે કે ઈશ્રાયલ સાંભળો, પ્રભુ આપણો દેવ એકજ પ્રભુ છે, પણ માત્થી ૨૮;૨૯ માં છે કે, " બાપ તથા દીકરો તથા પવિત્રાત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ તથા ૧ લું યોહાન ૫; ૭ વાંચો. આ યોહાન ૫; ૩ ત્રીદેવ સિદ્ધ કરવા માટે પૂરતી છે. પણ લુથરે પોતાના ભાષાંતરથી એ કલમ કાઢેલી ને પછી ઘણીવાર એ કલમ નવા કરારથી કાઢવામાં આવી તેમ દાખલ કરવામાં આવી, અને ગુજરાતી બૈબલમાં દાખલજ રહી. પણ સને ૧૮૯૬ તથા ૧૯૦૮ ની છપાયલી બૈબલથી સુરતના રેવરન્ડે કાઢી નાખી છે. શાબાશ.

૧૨

અમારા ધર્મના મોટા ઓસુલ ( મુળ ) પાંચ છે. (૧) ખરો પૂજ્ય સર્વનો ઉત્પન્ન કર્ત્તા, માલિક અગતયની અસ્તિવાળો, સારા ગુણવાળો, ભૂંડા ગુણો તથા એઓથી પવિત્ર એકલો, નિર્ભાગી, સર્વ શકિતવંત, નિરાધાર ખુદાને માનવો. (૨) સર્વ પેગંબરોને ખરા અને સત્ય જાણવા. (૩) જે પુસ્તકો ખુદાએ પેગંબરો ઉપર મોકલ્યાં, તે સર્વને સત્ય માનવાં . (૪) કેયામતને દિવસે કરણીનો હિસાબ થશે એવો વિશ્વાસ કરવો. (૫) ફિરસ્તાઓને ખરા માનવા. હવે એ પાંચે મુળ તત્વમાં પૂર્વથી પશ્ચિમ સુધીમાં જેટલાં બધાં મુસલમાનોના ટોળાં છે તેમાંથી કોઇને વાંધો મળે નહિ. અને શાખાઓમાં ફેરફાર થવાથી ધર્મનું કાંઇ નુકસાન નથી. કેમકે બંદાઓ નિર્બળ છે કોઇ વાતનું વર્ણન કરવામાં કોઇ જગ્યાએ વર્ણનકારથી ભૂલ થઇ હોય, અગર કોઇ આયત કે હદીસના અર્થ સમજવામાં કોઇ જગ્યા કોઇથી ભૂલ થઇ હોય તેમાં કાંઇ દોષ નથી. પણ મૂળમાં ફેરફાર થવાથી ધર્મ જુદો ઠરે છે.

વળી હમારા મુસલમાની ધર્મના પાંચ પાયા ( આધાર ) છે. ( ૧ ) પવિત્ર કલેમો "લાએલાહ ઇલ્લલ્લાહો–મોહમ્મદુર–રસૂલુલ્લાહ" ને દિલ અને જીભથી માનવો. (૨) પાંચ વખતની નમાઝ પઢવી [૧] (૩) માલની ઝકાત આપવી. (૪) રમજાનના રોઝા રાખવા. (૫) સામ

[૧] કેટલાક પાદરીઓ નમાઝ અને રોઝા ઉપર સવાલ કરે છે કે, એ બંને કામ દરેક મુલકમાં થઈ શકતાં નથી. કેમકે કેટલીક જગા છ માસનો દિવસ અને છ માસની રાત થાય છે. તેમજ કેટલીક જગા મીનીટ બે મીનીટની રાત થાય છે. એ ભૂગોળવિદ્યા જાણનારથી કાંઇ છાનું નથી. અને ખુદાતઆલા તો દરેક વખતનો કે દરેક જગાનો જાણનારો છે. તો જો કુરઆન ખુદાનું કલામ હોત તો તેમાં લખાયલા નિયમ એવા હોત કે, દરેક જગાવાળા કરી શકતે. આથી માલૂમ પડે છે કે, કુરઆન ખુદાનું કલામ નથી. એ સવાલ "મોહમ્મદી દીનનો ખુલાસો" લખનારે પણ પાના ૪૧માં લખ્યો છે. એનો જવાબ પાદરીઓની અકલ પ્રમાણે તેમની પવિત્ર બૈબલમાંથી આપું છું, નિર્ગ ૨૧;૨ પુનં ૧૫;૧૨ માં લખ્યું છે કે હેબ્રીને વેચાતો લો તો તે છ વર્ષ દાસપણું કરે, અને સાતમે વર્ષે છોડાય ( આનંદ થાય. ) નિર્ગ ૩૫;૨,૩માં સનિવાર વિષે કહે છે " જે કોઈ એ દિવસમાં કામ કરે તે માર્યો જાય. તમારાં સર્વ વાસોમાં તમે સનિવારને દિવસે આગ ન સળગાવો " લેવી. ૧૫;૧૯. અને જો બાયડીને શ્રાવ હોય, ને તેના દેહમાં તે શ્રાવ રકતનો હોય તો ૭ દિવસ તે અલગ રખાય " હવે વિચારી જુઓ કે, જે જગાએ છ માસનો દિવસ અને છ માસની રાત હોય છે, ત્યાં ઉપલા કાયદા પ્રમાણે ચાલનાર હોય તો, તેનો હેબ્રી ગુલામ ક્યારે છુટશે ? ત્યાંનાં છ વરસ તો આપણે ત્યાંના બે હજાર વર્ષ પુરાં થયેથી થશે. વળી તે જગ્યા શનિવાર છ માસનો થવાનો. ફરી એટલી મુદત કાંઈ કામ કરવાનું નથી ને ચુલો પણ સળગાવવાનો નથી. નહિતો તે મારી નાંખવાને પાત્ર થશે. અને જે સ્ત્રીને શ્રાવ થયો હોય તે ૭ દિવસ એટલે તે છ વર્ષ અને ૯ માસ અપવિત્ર બેસી રહે. પણ એટલી લાંબી મુદતમાં તો તેને ફરી શ્રાવ આવશે. અને તેના પણ દિવસ ગણવા જોઈએ તો ફરી સ્ત્રીએ જુવાનીથી તે મરણ સુધી એક ખુણામાં અપવિત્ર બેસી રહેવું જોઇએ. એવી રીતના બૈબલમાં ઘણા કાયદા છે. ત્યારે પાદરીને જો કોઈ એમ સવાલ કરે કે, " ખુદાને તો સર્વ જગ્યાનું અને વખતનું જ્ઞાન હતું. ફરી જો બૈબલ ખુદાનું કલામ હોત તો, એવા કાયદા તેમાં ન હોત કે આખી દુન્યાના લોક બજાવી શકે નહિ. તો સિદ્ધ થયું કે, બૈબલ ખુદાનું કલામ નથી. તેમ પવિત્ર પણ નથી. નહિતો તેમાં એવા કાયદા હોત નહિ. " એ સવાલનો જે જવાબ પાદરી આપશે તેજ કુરઆન વિષે પણ પાદરીએ સમજવો. વળી પાદરીઓ ભૂગોળવિદ્યાને આધારે શંકા કરવા નીકળ્યા પણ તેજ વિદ્યાના કોઈ જાણકારથી આટલું તો શીખતે કે જે જગ્યા છ મહિનાનો દહાડો અને છ મહિનાની રાત થાય છે ત્યાં માણસ પણ વસે છે કે નહીં

ર્ષ થવાથી એકવાર કાબાની હજ કરવા જવું. ફરી એ પાંચે વાતો ફરજ થવાને મુસલમાનોનાં બધાં ટોળાં એકે મતે માને છે, પણ એથી ઉલટું તમારામાંના કર્મકાંડવાળા દરરોજની પ્રાર્થના એટલે સંધ્યા, વિગેરેને ફરજ જાણે છે અને જ્ઞાન કાંડવાળા એની કાંઇ જરૂર માનતા નથી. એટલુંજ નહી પણ પ્રાર્થના અને કૃત્યોને ગુડીનો ખેલ સમજે છે.[૧]

જો તમો એમ કહો કે, કેટલાક મુસલમાન ફકીરો પણ નમાઝ રોઝા વિગેરેને જરૂર જેવાં માનતા નથી. અને કહે છે કે, નમાઝ રોઝા વિગેરેનો અમલ શરૂઆતમાં ફરજ થયો છે. જ્યારે માણુસ આરેફ (રૂપિશ્વર) પૂરો થાય છે તો તેને નમાઝ-રોઝાની જરૂર નથી, તેનો જવાબ—એમ કહેનારા મુસલમાન નથી. પણ કાફેર, અમારા ધર્મમાંથી નીકળી ગયલા, ખુદા અને ખુદાના રસૂલના શત્રુ, અને માત્ર નામનાજ મુસલમાન છે. મતલબ કે, અમારા ધર્મના તત્વોમાં તેમ આધાર (બીનામાં)માં બીલકુલ એક બીજામાં વાંધો નથી.

---

ફરી શંકા કરવાની મીશનની નોકરી બજાવતે. "મોહમ્મદી દીનનો ખુલાસો" ના પાના ૩૬ માં છે કે, મુસલમાન લોકો થુંકને થુંકી નાંખે છે પણ રોઝા રાખેલા મુખે ગાળો દેવી, નાપાક વાતો બોલવી, જુઠું બોલવું, એ વિગેરે નાપાક કામો કરવાનો અટકાવ કે બાધ ગણતા નથી. તેનો જવાબ કે, એ લખવાની પાદરીની શી મતલબ છે? જો પાદરી એમ સમજતો હોય કે, મુસલમાની ધર્મમાં એમ છે તો તે સમજવામાં અજ્ઞાન છે. મુસલમાની ધર્મમાં રોઝાવાળાને થુંક ગળવાની મના નથી. અને જુઠું બોલવાની છુટ નથી. બુખારી શરીફ કે, જેની સાબિતી બૈબલ કરતાં સોગણી વધેલી છે; તેમાં અબુહોરેરા (રદી) થી રિવાયત છે કે, હજરતે (સલ) ફરમાવ્યું કે, જે કોઇ જુઠું બોલવું કે જુઠું કરવું ન છોડે તેના ખાવા પીવાના મૂકવાને ખુદા ગણતરીમાં રાખતો નથી." ને જો એમ સમજતો હોય કે, મુસલમાનો પોતાના ધર્મથી વિરૂદ્ધ કરે છે તો તેમ સમજવામાં પાદરી ખરો છે. પણ બધા મુસલમાનો તેવા હોય એમ સમજનાર પોતે ભૂલમાં છે. તથા એથી ધર્મ ઉપર દોષ આવતો નથી.

૧ કેટલાક હિંદુઓ જવાબ આપે છે કે, જ્ઞાન કાંડવાલા સારાં કામને મુકવાનું કહે છે તેની મતલબ આ છે કે, સારાં કામમાં અહંકાર (તકબ્બુરી) ને માર્ગ ન મળે કે, અમે એમ કીધુંને તેમ કીધું. તેમજ તે કામનું ફળ ખુદા પાસેથી માગે નહિ. હવે આ મતલબ બનાવવી ઠીક છે કે કેમ? તે વિષે આપણે હિંદુએના ધર્મપુસ્તક તપાસીએ. કૃષ્ણગીતા આ. ૩ "મને ત્રીલોકે વળગણનાં કર્મો કરવાની જરૂર નથી. અજ્ઞાની જ્ઞાનને લાયક નથી, ત્યારે જ્યાં સૂધી અજ્ઞાન રહે ત્યાં સૂધી તેને કર્મો તરફ લગાડી રાખવો અને જેને બુદ્ધિ હોય તે અખત્યારવાળો છે, તે પોતાની મરજી મુજબ ચાહે તે કર્મ કરે. શ્લોક ૨૧૮. પરમેશ્વરે કાંઈ હુકમ આપ્યો નથી કે, કર્મ અથવા ઉપાસના કરે અથવા જ્ઞાન કે હુંપણું કરે. જેણે જેને સારૂં સમજ્યું તેણે તેને પસંદ કીધું. પુણ્ય કે પાપની સાબિતી મળે નહિ. તૈતીર્ય ઉપનિષદ યજુરવેદ. "જ્યારે તારી સમજમાં આવે ત્યારે તને યજ્ઞ, તપ, કર્મ ઉપાસના કરવી એ નકામી હિલચાલ છે," યોગવશીષ્ઠ ૩ જુ પ્રકરણ જે બ્રહ્મને ધારે છે, તે કર્મ ઉપાસના અને જ્ઞાનના બંધનમાં નથી રહેતા" આથી સીદ્ધ થાય છે કે, કર્મો નકામાં છે. ખ્રીસ્તી ધર્મમાં પણ પાદરીઓના માનવા પ્રમાણે કર્મની જરૂર નથી. ગલાતી ૩; ૨૩ "પણ વિશ્વાસ આવ્યા પેહેલાં આપણે નિયમ તળે (શરીઅતના કર્મ તળે) રખાઇને, જે વિશ્વાસ પ્રગટ થનાર હતો, તેની સાથે બંધ કરાયલા હતા," પાદરીઓની ચાલ પ્રમાણે જો બોલીએ તો પાછલે એ વાત હિંદુઓના ઉપલા લખાણમાંથી લીધી છે. અને માત્થી ૫; ૬, ૭ ની શીખામણને તેમ કા. ૨૫) માંની આજ્ઞાને નકામી ઠેરવી છે.

## ભાગ છઠો.

### પૂજ્યના વર્ણનમાં.

૧ માબુદ (પૂજ્ય) તેને કહે છે કે, જેની બંદગી, ઇબાદત, પૂજા, કરાય. અને એબાદતની હકીકત શું છે? ૧લા દરજાની તાજીમ કરવી. અને પોતાના જીવને માબુદ આગળ ૧લા દરજાનો હલકો ગણવો (નમાવવો). જેમ સિજદો વગેરે કરવું, અને પોતાનો માલિક, અને પોતાની ગરઝ સારનાર તેને સમજી દીન અને દુન્યાની મતલબ તેનાથી માગવી અને તેની નજર કે માનતા માનવી અને તેના નામનો રોઝો રાખવો. એજ પ્રમાણે જે કામ પ્રાર્થનાનાં છે તે તેના માનમાં કરવાં.

અમો મુસલમાનોનો માબુદ ખુદાની જાત વગર બીજો કોઇ નથી. અને જે કોઈ ખુદાની જાત વગર બીજા કોઇને પૂજ્ય સમજે તે કાફેર છે. તે એટલે સુધી કે હજરત મોહમ્મદ મોસ્તફા (સલ) સર્વ મખલુકથી ઉત્તમ અને પ્રવિણ હોવા છતાં જે કોઇ હઝરતની બંદગી કરે તો, તે પણ કાફેર થઇ જાય છે. જેમકે પવિત્ર કલેમા "લાએલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર-રસૂલુલ્લાહ "નો પણ એજ અર્થ છે કે, કોઈ ખરો પૂજ્ય ખુદા વગર નથી. અને મોહમ્મદ (સલ) ખુદાના રસૂલ એટલે મોકલેલા છે.

હિંદુઓના માબુદ અગણિત છે. તેમ તે માબુદોના નામની જાત જાતની મૂર્તિ બનાવી પૂજે છે. અને તેઓની તાજીમમાં સોળ કામ કરે છે (૧) આવાહન એટલે મંત્રથી દેવતાને બોલાવવો. (૨) સિંહાસન એટલે પીતળ વગેરેનું તખ્ત મૂર્તિની નીચે મૂકવું. (૩) સ્નાન એટલે નહવડાવવું. (૪) લેપન એટલે ચંદન (સંદલ) વિગેરે લગાડવું. (૫) અક્ષત એટલે ચોખા ચઢાવવા. (૬) પુષ્પ એટલે ફુલ ચઢાવવાં. (૭) નૈવેદ એટલે ભોગ આપવો. (૮) આચમન એટલે પાણી પીવું. (૯) તંબોળ એટલે પાન વગેરે ચાવવાં. (૧૦) વસ્ત્ર એટલે કપડાં પહેરાવવાં. (૧૧) ભુષણ એટલે ઘરેણાં ચઢાવવાં. (૧૨) ધૂપ એટલે સુગંધ બાળવી (૧૩) દીપ એટલે દીવો બાળવો, (૧૪) સંખ અને ઘંટ વગાડવો. (૧૫) સ્તુતી એટલે તારીફ કરવી. સરાવવું. (૧૬) પરિક્રમા એટલે આસપાસ ફેરા ફરવા.

કેટલાએક તાજીમના બીજા પણ કામો કરે છે. જેમકે આષ્ટાંગ દંડવત એટલે શરીરના આઠે ભાગ સહિત નમીને પ્રણામ (સિજદો) કરવો, અને તેની સાથે દીન દુન્યાની ગરજની ચીજો માંગવી. પછીથી વિસર્જન કરવું એટલે મંત્રો ભણીને દેવતાઓને જવાની રજા આપવી.

ઇન્સાફ કરવો જોઇએ કે, અલ્લાહને મુકી બીજાઓને પૂજવા એટલે તેમની પાસેથી મતલબની ચીજો માંગવી. મુખ્ય કરી આપણે બનાવેલી જણુસ મૂર્તિથી, અને વગર જીવતાને જીવતો પૂજે, અને અબુદ્ધને બુદ્ધિવાળો અને અશક્તિવાનને શક્તિવાન પૂજે.

**अरजे हाजत, जोके पथ्थरसे करे,**
**उनकी ऐसी अकलपर पथ्थर पडे.**

જો કોઇ હિંદુ એમ કહે કે, એ બધું જે થઇ રહેલું છે. તે સર્વનું વર્તન પેલા બુઝરગો સાથે થઇ રહ્યું છે, કે જેનો નમુનો મૂર્તિ છે, તો તેનો જવાબ કે, પ્રાર્થના

તેની કરવી જોઇએ કે, જેણે સર્વ કાંઈ બનાવ્યું. અને સર્વ તે પર આધારી અને તેથી માંગનાર છે. અને તે સર્વનો સવાલ પૂરો કરી શકે છે. અને દરેક ચીજને દરેક વખત જાણતો, જોનાર છે. અને દરેકની ફરિયાદ દરેક વખતમાં સાંભળતો અને પૂરતું જોર રાખનાર છે,

હવે એઓના કેટલાક પૂજ્યોનાં નામો સાંભળો.

(૧) **વિષ્ણુ**—જેનું વર્ણન ૧લા ભાગમાં થઇ ચુકયું. શાલિગ્રામ પથ્થરપર તુલસીના પાતરાં ચઢાવી પૂજે છે. (૨) **કૃષ્ણ** એટલે કનૈયો, (૩) **રામચંદ્ર** દશરથનો છોકરો. (૪) **સીતા** તેની સ્ત્રી, (૫) **લક્ષમણ** તેનો ભાઇ, એમની મૂર્તિ બનાવી પૂજે છે. અને તેઓની તાજીમમાં ગાયન કરી ઢોલક, સારંગી વગેરે વગાડી નાચે કુદે છે. યાદ રાખવું જોઇએ કે, રાગ, વાજું માત્ર ખેલ તમાશો, અને જીવની ઇચ્છા છે તેનું તેઓએ નામ બંદગી રાખ્યું છે. (૬) **ગણેશ** જેનું વર્ણન ૧ લા ભાગમાં થઈ ચુકયું છે, દેખાવ તેનો ધડ માણુસનું અને માથું હાથીનું છે. સોપારીને તેના નામપર પૂજે છે. અને દરેક માબુદ (પૂજ્ય)ની પૂજાથી પ્રથમ તેની પૂજા જરૂર જાણે છે. (૭) **મહાકાળી** દેવી તેની પૂજાની એવી ઢબ છે કે, જ્યાં એનું જાહેર થવું જાણે છે. જેમકે જવાળામુખી, કાંગડા, ચંતઃપુરની અષ્ટભોજી અનિકાર, ભદ્રકાળી (મનસાદેવી તેના દેવી) અને ચામુંડા વગેરે એ જગ્યાઓમાં જઇ ઉપલી રૂઢી પ્રમાણે પૂજા કરે છે. અને જવાળા મુખીના પૂજનાર એ જગ્યાને સર્વથી શ્રેષ્ઠ જાણે છે. જેમ કે કોઇએ કહ્યું છેઃ—

**काशी बासं युग मष्टौ युग मेकं पियोदका ।**
**तज कोट समं पुन्यं जवाला मुख प्रदर्शनात ॥**

અર્થ—કાશીમાં આઠ યુગ એટલે આઠ જમાના વસે. અને એક યુગ પરથોદક એટલે ફોબાહમાં વસે, એ સર્વનું પુણ્ય કરોડ બરોબર છે, જવાળામુખીના એક દર્શનથી" અને જવાળામુખીની એક જગ્યાથી કેટલાક ભડકા પર્વતની બાજુએ નીકળે છે, તેને મોટા ચમત્કાર સમજે છે, એટલું સમજતા નથી કે, ખુદાની પૃથ્વીમાંથી કયેથી પાણી નીકળે છે. કોઈ જગ્યાએથી સોનું, ચાંદી, લોઢું મીઠું અને કોઇ જગાએથી કંઇ અને કોઇ જગાએથી કાંઇ. ત્યારે આગ નીકળવા લાગી તેમાં અજબ જેવું શું છે? ઘણા ખરા પહાડ એવા છે કે, તેમાંથી અગ્નિ નીકળે છે. તે સર્વમાંથી જે જગ્યા કેખશરૂ પાદશાહની કબર છે, ત્યાં એક આગની નહેર છે. એ વગર જગતમાં ઘણી ચીજો નવાઇ જોગ છે. તેને પૂજવાનું અલ્લાહે ફરમાવ્યું નથી. કેટલીક દીવાસળી એવી છે કે, તેને જ્યારે કોઇ સંગીન ચીજપર ઘસીએ તો આપો આપ અગ્નિનો ભડકો પ્રકટી નીકળે છે, મસાલાવાળી અંગ્રેજી બંદુક વગર આગે બળે છે. અને ચકમકના પથ્થરમાંથી પણ અગ્નિ નીકળે છે. અને કેટલીકવાર રાતના મિસરી ચાવ્યાથી આગની ચીણગારી પડે છે. અને અર્બસ્થાનમાં લીલી લાકડી-માંથી અગ્નિ નીકળે છે. અને જે માણસની દાઢી ભરાવ હોય તો રાતના કોઇવાર તેમાં કાંસકી ફેરવ્યાથી આગના તણખા પડે છે. અને રાતના કેટલીકવાર કામળ પછાડવાથી તેમાંથી પણ આગ નીકળે છે. જો રાતની વખતે અંધારામાં ગાય, બળદના શરીરે હાથ

ફેરવીએ છીએ તો તેમાંથી પણ આગની ચીણગારીઓ નીકળ્યા કરે છે. ત્યારે હિંદુઓને જોઇએ કે, એમની પણ પૂજા કરે.

જ્વાળામુખીના ભોજકી (રખેવાલ) એક ફરેબ પણ કરે છે કે, સવારથી દર પહોર (ત્રણ કલાક) પછી રાત ગુજર્યા સુધી દેવીને ભોગ લગાડે છે, તે વખત બીજા કોઇને જવા દેતા નથી. અને આ કામને માટે બાર ભોજકી જેપર ઘણો ભરોસો રાખે છે, અને હ-મેશા તેઓ ઠેરવેલા હોય છે, તેઓ વગર બીજા ભોજકીઓથી અંદર પ્રવેશ કરી શકાતો નથી. બારે ભોજકી પોતપોતાના વારા પ્રમાણે અંદર જઇને બારણું બંધ કરી એક પૂજા-રીને સાથે લઇને ભોગ લગાડે છે. આવો પરદો કરવાથી એવો શક પડે છે કે, કોણ જાણે તેઓ આગમાં કાંઇ મસાલો ભરી દેતા હોય કે એક એક પહોર સુધી પૂરો પડે. અને મેલાના દિવસોમાં કે કેટલીક રાત દહાડા સુધીમાં ઘણી વાર સૂધી માણસો અંદર રહે છે, મસાલો કાંઇ વધારે ભરી દેતા હોય. મેં કોઇથી સાંભળ્યું પણ છે કે, એ ભડકા મસાલાના સબબથી બળતાં રહે છે, અને આટલું તો મેં પોતે જોયું છે કે, જ્યારે તે ભડકામાંથી કોઇ ભડકો હોલવાય જાય છે, ત્યારે તેને દીવાથી ફરી સળગાવે છે,

અને આ જે કેટલાક કહે છે કે, તે જગ્યા પાણીની અંદરથી આગનો ભડકો નીકળે છે એ તદ્દન ખોટું છે. તેની ખરી બીના તો આ છે કે, તે જગ્યામાં એક હોજ હોય છે. જેને હવન કુંડ કહે છે. તેના એક ખૂણામાં પૃથ્વીની બરાબર પત્થરમાંથી પાણી નીકળે છે. ખુદા જાણે કે તે ત્યાંથીજ આવે છે કે આઘેથી આવે છે. પણ પાણી ઘણુંજ થોડું આવે છે. એટલુંજ કે આઠ પહોર સૂધીમાં માત્ર એક પ્યાલુંજ ભરાય છે. અને તેથી જરા ઉંચાઇ પર એક ભડકાને નીકલવાની જગ્યા છે. પણ પાણી પાસેથી તે ભડકો હોલવાયલો રહે છે. જ્યારે ત્યાં કોઇને હોમ કરવો હોય છે ત્યારે તે જગાને કપડાંથી સુકવી નાંખે છે અને પછીથી બતી વડે તે ભડકાને સળગાવે છે, પછી તે ઉપર ઘી, મધ, તલ, જવ, બદામ અને કોપરાં ઘડીઓ અને મણોના હિસાબે નાંખે છે. એનુંજ નામ હોમ છે કે, એ નેમ-તોને દેવતાઓને નામે ભેટ કરી બાળી નાખે છે. મતલબ કે એ ચીજોથી તે ભડકો વધારે પ્રગટી નીકળે છે. અને તે પાણી કે જે તે વખત નીકળે છે, તે નીચે દબાઇ રહે છે. વારૂ જ્યાં આટલી આગ બળે ત્યાં આઠ દશ વાલ પાણીની શી અસર થાય ?

નાનપણમાં હું એક રાત ત્યાં હોમ કરવા ગયો હતો. એવો બનાવ મેં ત્યાં પોતાની આંખે જોયો છે. એ વાતને હાલ ૨૦ વર્ષ થયાં ત્યાર પછી કેટલીકવાર હું ત્યાં ગયો, પણ કાંઇ ખ્યાલ કર્યો નહિ. અલ્લાહ જાણે હમણાં પણ તે પાણી વહે છે કે નહિ. મતલબ કે એવો અચંબો જોઇ પોતાની પૂજવાની જગ્યા બનાવી બેસે નહિ. બંદગી તેની કરે કે જેણે એ સર્વ કાંઇ બનાવ્યું.



દેવીને પૂજવાની આ પણ એક રીત છે કે, બિલોરના ટુકડા ઉપર આવી નિશાનીબનાવી મૂર્તિ બનાવી રાખે છે, અને મજકુર રૂઢી પ્રમાણે પૂજા કરે છે.

વળી એક રીત એવી છે કે, કુમારિકા એટલે કુંવારી છોકરીની પૂજા કરે છે. અને તેને ખાણું ખવરાવે છે. વળી એક રીત આ છે કે, કોઇ સ્ત્રીની મુદ્રાને રિવાજ પ્રમાણે

પૂજે છે અને કેટલાક તેમાં પોતાનો લિંગ ઘાલી જપ કરે છે [1] પણ અંદર વીર્ય પડવા

---

[1] કેટલાક હિંદુઓ ઉપલી પૂજાઓપર આવતા સવાલના જવાબમાં કહે છે કે, વિદ્વાનોની તકરાર ધર્મ પુસ્તકોને આધારે થવી જોઈએ. ન કે અજ્ઞાનીઓના કામોપર. એવીજ રીતે આર્યસમાજ વાળા કહે છે કે, અમારા ધર્મમાં ખુદા વગર બીજાની પુજા નથી. તેનો જવાબ કે—તમો આટલું તો માનોછો કે ખુદા વગર બીજાની પૂજા કરવી એ અજ્ઞાનીનું કામ છે. પણ તકરાર આટલી રહી કે, ધર્મી પુસ્તકોમાં બીજાની પૂજા છે કે નહિ, તે આપણે હિંદુઓના ધર્મ પુસ્તકથી તપાસીએ. બૃહદારણ્ય ઉપનિષદ યજુરવેદમાં છે કે, જીવાત્માના રખેવાળ સાત છે. રોજ, વાદળ, સૂર્ય, આગ, ઇંદ્ર, પૃથ્વી અને સ્વર્ગ અને એઓ વેદની શ્રુતિ પ્રમાણે દેવતા છે. માટે એમની પૂજા કરવી જોઈએ. અશારપ ઉપનિષદ રૂગ્વેદ પ્રાણની પૂજા કર. જાપાળ ઉપનિષદ અથર્વવેદમાં અગ્નિ અને પાણીની પ્રાર્થના કરવાનો હુકમ છે. છાંદોગ્ય ઉપનિષદ સામવેદમાં છે કે સૂર્યને બ્રહ્મ (ખુદા) જાણી તેની સાથે લાગેલો રહે. તૈતીર્ય ઉપનિષદ યજુરવેદમાં છે કે, સૂર્ય સાથે એવો લાગી રહે કે, તેનો પ્રકાશ આંખમાં સમાઈ જાય. સુર્યથી કહે મારી અકલમાં પહોંચ અને આંખોમાં અજવાળું આપ" "મુખ્તસર તારીખે હિંદ"ના પાના ૬૪માં છે કે, રૂગ્વેદમાં ૧૦ હજાર પાંચસો એંસી શ્લોક છે. અને તે સર્વની પુકાર દેવતાઓ તરફ છે. અને પાના ૧૫૯ માં છે કે, પુરાણોમાં ૧૫ લાખ કડીઓ છે. પણ તે માત્ર વિષ્ણુ અને મહાદેવની પૂજાનો રૂખ બતાવે છે. મહાભારતના વન પર્વમાં છે કે, જ્યારે અર્જુન હોશમાં આવ્યો તો તેજ ઘડી મહાદેવની મુર્તિ માટીની બનાવી તે ઉપર ફુલ નાખી અને તેની સામે પૃથ્વી ઉપર માથું મુકી તેની મદદ માંગી. જ્યારે માથું દંડવતથી ઊંચક્યું, ત્યારે તે સર્વ ફુલ અને ખુશબો કે જે મૂર્તિપર હતાં તે સર્વ પેલા ભીલને માથે છે. તે વેળા અર્જુને જાણ્યું કે એ મહાદેવ છે. અને મહાદેવે પણ પોતાને જાહેર કીધો. સ્કંદપુરાણ અ. ૭૫) માં છે કે, જે કોઇ બ્રાહ્મણને મારી નાખે અથવા બ્રાહ્મણ કે ગુરૂની સ્ત્રી સાથે અથવા કુંવારી સાથે વ્યભિચાર કરે, અને બીજા મોટાં પાપો કર્યા હોય તે એકવાર તરલુચની (મહાદેવના લિંગ)ની પૂજાથી તે સર્વ પાપ માફ થઈ જાય છે. કૃષ્ણગીતા શ્લોક ૧૬૩માં છે કે, "જે દેવતાઓને પૂજે છે તે તેમની સાથે થવાનો" અને આટલું તો હીંદુઓ માને છે કે. દેવતાઓ ઊંચી જગ્યાએ જવાના છે. તો ફરી કૃષ્ણજીના કહેવા પ્રમાણે દેવતાઓના પૂજનાર પણ ઊંચી જગ્યામાં જવાના. ભાગવત સ્કંદ ૧૦ આ. ૨૫ માં છે કે, કૃષ્ણજીએ નંદજીને આજ્ઞા આપી કે, ઇંદ્રની પૂજા મુકીદો અને વન પરવતની પૂજા કરો. કાંજે અમો વનવાસી છીએ. આ વગર બીજા સેંકડો દાખલા છે. આથી સિદ્ધ થાય છે કે, વેદ પુરાણોમાં ખુદા વગર બીજી ચીજોની પૂજા બતાવી છે, અને તેમ એમના વડવાઓ કરતા હતા. આથી તમો સમજ્યા હશો કે, જે હીંદુઓ પોતાના બચાવમાં કહ્યા કરે છે કે, "અમો તો મુસલમાનોની માફક મૂર્તિઓ આગ વીગેરેનો કિબલો કરીએ છીએ." એ બનાવટ છે. કારણકે કિબલામાં તો આટલુંજ થાય છે કે, તેની તરફ મ્હોં કરી ખુદાની પૂજા થાય છે, ન કે તેની પૂજા. જેનાથી પોતાની મતલબ મંગાય, જેની પ્રાર્થના થાય, તેમ તેના નામની પૂજા થાય, તે કદી કિબલો ગણાય નહી, અને ગાયત્રી તથા સંધ્યામાં ખુદા વગર બીજી ચીજ એટલે સૂર્યની પૂજા છે, વળી કેટલાક હીંદુઓ સુધારામાં આવો જવાબ આપે છે કે, હિન્દુ ધર્મમાં ખુદા વગર બીજી ચીજની પૂજા છે ખરી, પણ તેવી જગ્યા પૂજાના અર્થ, ઈબાદત કે બંદગી લેવા ભુલ ભરેલા છે. એ જગ્યા પૂજાનો અર્થ બંદગી નહીં પણ માન આપવું છે. તેનો જવાબ કે પૂજાના અર્થ બંદગી વગર ઇજત દેવી એ શબ્દકોષથી નીકળવો જોઈએ પણ તેમ મળે નહી, વળી જો માની પણ લઈએ કે, પૂજાનો અર્થ ક્યે માત્ર ઈજત દેવાનાજ અર્થમાં વપરાયો છે, તો ચાતો તે અશુદ્ધ બોલનાર હશે, અથવા આગલી પાછલી વાતમાં મજબુત ચીન્હો હશે કે, તેથી બંદગીનો અર્થ ન લેતાં ઈજતદેવાનો અર્થ લેવાય, પણ મજકુર વેદના ઉપનિષદોમાં ને પુરાણોની વાતોમાં પૂજાના અર્થ બંદગી વગર બીજા લેવાયજ નહી, કારણકે તેમાં તો પૂરતી રીતે ચીત લગાડી બંદગી કરવાની રીત પણ બતાવી છે. વળી વિચારી જુઓ કે, લિંગ, જુલરી, અડચાં, દગલબાજ, વ્યભિચારીઓની મૂર્ત્તિઓ ઇજત દેવા લાયક કેમ થાય ? આર્યાઓ ખુદા સિવાય બીજાની પૂજાનો નકાર કરે છે અને જુઓ તો તેઓના વેદ શાસ્ત્રમાં અનેક જગ્યા અગ્નિ ઇંદ્ર વગેરેની પૂજાનું

દેતા નથી. એનું નામ ભગ પૂજા છે. એવી પૂજા કરનારાઓ વામમાર્ગી કહેવાય છે, અને વામ તે મહાદેવનું નામ છે. એ લોક મહાદેવ અને દેવીની પૂજા કરે છે, અને પોતાના ધર્મને બીજા હિંદુઓથી ઘણો છૂપાવે છે, અને દારૂ તથા માંસ ખાવા પીવામાં તેઓ ઘણો સવાબ ગણે છે, તેઓનું કહેવું એવું છે કે, "**सहस्रभगदर्शनान मुक्त्ति**" એટલે હજાર ભગના જોવાથી મુકિત થાય છે[1]

અને એક રીત એવી છે કે, 'જોત' એટલે ઘીનો દીવો બાળીને દેવીને હાજર સમજી મજકુર રિવાજ પ્રમાણે પૂજા કરે છે, (૮) **મહાલક્ષ્મી** સોના ચાંદી માલ ધનને લક્ષ્મીનું રૂપ સમજી મજકુર દસ્તુર પ્રમાણે પૂજા કરે છે. (૯) **સરસ્વતી** દેવી એમના કહેવા પ્રમાણે નહેરનાં રૂપમાં જાહેર થઈ છે, (૧૦) **ગંગાનદી**[2] તેઓના કહેવા પ્રમાણે મહાદેવના માથામાંથી નીકળી છે. તેનું પાણી ઘણું સાફ છે. (૧૧) **અપરાજિતાદેવી** આશો સુદ ૧૦ મે છાણના દશ અડાયાં બનાવી ઉપલા રિવાજ પ્રમાણે પૂજે છે, અને કહે છે કે તે દિવસે રાજા રામચંદ્રે એ દેવીની પૂજા કરી લંકા સર કીધેલું. તે દિવસે હિંદુઓ ઘણી જણસોની પૂજા કરેછે, જેમ તલવાર, કટાર, ઢાલ, વિગેરે. તેમ હાથી, ઘોડો, ઊંટ તથા પોથીઓ, કલમ, ખડીઓ, વિગેરે એવી ઘણી ચીજોને પૂજે છે. [3] અને તેની પાસે

---

વર્ણન છે એજ કારણથી કદી તેઓથી તેવો શબ્દ બોલાઈ પણ જાય છે, સુરતની આર્ય સમાજના મંત્રી તીલકચંદ તારચંદ પોતાના ભાષણમાં ઇંદ્ર દેવતાને માટે અગ્નિનો હોમ કરવાની ભલામણ કરે છે, વાંચો સુરતનો દેશીમિત્ર તા૦ ૨૧ મી જુન ૧૯૦૦ પૃષ્ટ ૧૦-૧૨;

૧ મુંબઈમાં રસ મંડળી નીકળેલી તે મંડળીમાં દાખલ થયલા દરેક પોતાની મા, બેહેન, સ્ત્રીને તેમાં લાવતા. ફરી અંધારૂં કરી જેના હાથમાં જે આવે તેની સાથે બદ કર્મ કરતા, વળી મહારાજો કોઇ સ્ત્રી સાથે વળગ્યા હોય તે વખતમાં છુપી જગ્યાને જોઈ દર્શન કરતા. એ વાત જો પૂરતી રીતે મારા વાંચનારાઓએ જાણવી હોય તો 'મહારાજ લાઈબલકેસ' કે જે કૃષ્ણદાસ મુળજીનો બનાવેલો ગ્રંથ છે તે વાંચવો, તેમાંથી માલૂમ પડી આવશે.

૨ એઓ તાપીને પણ માને છે, એક દિવસ એક બ્રાહ્મણ કહેતો હતો કે, નર્મદા કરતાં આપણી તાપીનો દરજો વધારે છે. કેમકે સમુદ્રે પરણવાનો વિચાર કીધો તો તાપી અને નર્મદાએ પણ પોતાના પરણવાનો વિચાર સમુદ્રને બતાવ્યો. સમુદ્રે વિચાર કર્યો કે, જો હું તાપીને પરણીશ તો નર્મદાને માઠું લાગશે, ને નર્મદાને પરણીશ તો તાપીને માઠું લાગશે માટે એ બંનેને તેણે એમ કહ્યું કે, જે મને વહેલી આવીને મળે તેની સાથે પરણીશ. એવું સાંભળી નર્મદા જોશમાં આવી સીધી ચાલી સમુદ્રમાં મળી ગઈ, ને તાપી ધીમે ધીમે વાંકી ચુકી ચાલી ઘણી મોડી સમુદ્ર પાસે ગઈ. ત્યારે સમુદ્રે તેને પૂછયું કે, જો તારે મારી સાથે પરણવું હતું તો મોડી કેમ આવી? તાપીએ તેના જવાબમાં કહ્યું, હું માતા છું. જેથી દયા કરી રસ્તાના ગામડાને બચાવતી બચાવતી વાંકી ચુકી થઇ આવી છું. સમુદ્રે તાપીની વાત સાંભળી એને કબુલ રાખી." એક માણસે બ્રાહ્મણજીને પુછયું કે, સમુદ્ર તાપી સાથે સંભોગ કરે છે? મહારાજ બોલ્યા કે તમે જોતા નથી? દહાડામાં બે વાર ભરતી આવે છે એ એમનો સંભોગ છે. ને જે ફીણ આવે છે તે તેમનું વીર્ય છે, સાંભળનાર બોલ્યા કે, નર્મદામાં પણ ફીણ દેખાય છે તેમ દહાડામાં બે વાર ભરતી આવે છે. ત્યારે સમુદ્ર નર્મદા સાથે વ્યભિચાર કરનાર થવા જોઇએ. એ સાંભળી મહારાજ ચુપ થયા.

૧ દયાનંદ સરસ્વતી કહે છે કે મુસલમાનો હિંદુઓને મૂર્તિ પુજક કહે છે અને પોતે એક જગ્યા કિબલાને પૂજે છે. જેમાં ઘણાખરા પથ્થર છે. ત્યારે મુસલમાનો જે જવાબ આપશે તેજ મૂર્તિ પૂજકો આપશે. તો મુસલમાનો પણ મૂર્તિ પૂજક થયા. એ સવાલ હિંદુઓ વારંવાર કરે છે. એનો જવાબ વિસ્તારથી સાંભળવો હોય તો, મૌલવી કાસિમ સાહેબની રચેલી કીતાબ નામે "કિબલેનુમા"

મદદ માગે છે. અને જેણે એ સર્વ ચીજોને તેઓના કબજામાં આપી તે ખુદાનો આભાર માનતા નથી. જેમ હજરત રસૂલુલ્લાહ [સલ] જયારે ઘોડા પર કે ઊંટ પર બેસતા ત્યારે આ દુવા ભણતા, "પવિત્રતા છે અલ્લાહને જેણે આ (જાનવર)ને હમારા કબજામાં આપ્યું. અને અમો એની શકિત રાખનાર નહોતા, અને અમો ખચીત પોતાના રબની તરફ પાછા જનાર છીએ. (કુરઆન સૂરા જુખરોફ ૪૩; ૧૩, ૧૪] એ ભોળા ઉલટું જે ચીજો તેઓના કબજામાં છે તે ચીજોને પૂજે છે. ભલા કોઇ બુજરગ કોઇ કંગાળને કાંઈ ખાણું અથવા કપડું આપે તો આ કંગાળને જોઇએ કે, તે બુજરગનો આભારી થાય અને તેનું અહેસાન માને, નહિ કે તે ખાણાને તથા કપડાને સલામો કરવા લાગે, અને તેની આગળ વિનંતી કરે કે, તમો મારી મદદ કરશો. અને જો કોઇ એવી રીતે ખાણાની સાથે કે કપડાંની સાથે કરશે તો લોકો તેને ગાંડો કહેશે.

(૧૨) **મહાદેવ** તેની પૂજાનો એક માર્ગ આ છે કે, મહાદેવના લિંગની મૂર્તિ બનાવી તેને જુલરીમાં મુકી મજકુર રિવાજ પ્રમાણે પૂજે છે. જુલરી ભગની આકૃત્તિમાં થાય છે.

---

જુઓ. એ કિતાબ માત્ર એજ પ્રશ્નના જવાબમાં એટલી મોટી લખાઈ છે કે, હું આ ગ્રંથ અહિ સુધી જેટલો લખી આવ્યો છું તેથી સવાઈ દોઢી છે. તેમાંથી કેટલાક ફકરા અહીં લખી જણાવું છું (૧) હું મૂર્તિ પૂજા શબ્દ અને ઇસ્તિકબાલે કિબલા ( કિબલાને મ્હોં કરવું ) એ બંને શબ્દો કહી રહ્યા છે કે, મૂર્તિ પૂજાને "ઈસ્તિકબાલે કીબલા" સાથે કોઈ જાતનો સંબંધ નથી. ૧લા શબ્દનો અર્થ એમ થાય છે કે, મૂર્તિ પૂજાય અને બીજાનો અર્થ એવો થાય છે કે, કિબલા તરફ મ્હોં થાય, ફરી એ બે કેમ એક ગણાય ? જો મુસલમાનો કાબાને પૂજવાનો દાવો કરતે તો હિંદુઓનો સવાલ લાગુ પડતે (૨) મુસલમાનોમાં આટલું છે કે કિબલા તરફ મ્હોં કરે. પૂજવું તો દૂર રહ્યું તે તરફ મ્હોં કરવાની નૈયત કરવી પણ જરૂર નથી. હા, ખુદાની પ્રાર્થનાની નૈયત કરવાની જરૂર છે. જો એવી નૈયત ન હોય તો મુસલમાનો તે નમાઝને ગણતરીમાં લેતા નથી આથી સિધ્ધ થાય છે કે, મુસલમાનો ખુદાની પૂજા કરે છે, પણ હિંદુઓમાં તો મૂર્તિની નૈયત કરવી ને તેની પૂજા કરવી છે. તો ફરી એ બંને એક કેમ થાય? (૩) મુસલમાનોમાં કિબલાની દીવાલ તરફ મ્હોં કરવું પણ જરૂર નથી. એટલે જો કિબલાની દીવાલ પડી જાય તોપણ તે તરફ નમાઝ પડશે. અબદુલ્લા હીબને ઝુબેરના વખતમાં એક એવો બનાવ બન્યો કે, કાબાની પૂરતી ઈમારત બનાવવા એમણે કાબાની દીવાલ તોડી, એટલુંજ નહિ પણ ગરાડા સુધી ખોદી હતી. અને પોતાની ઈચ્છા મુજબ બાંધી. એટલા વખત સુધી નિયમ પ્રમાણેની નમાઝ લોકો બરોબર ભણતા હતા. તો જો કાબાની દીવાલને પૂજતા હોત અને પ્રાર્થના કરતા હોત તો એટલો વખત નમાઝ બંધ પડત. અથવા દીવાલ બન્યા પછી આગલા વખતની નમાઝને ફરી દોરવત; પણ એમ થયું નથી. મુર્તિ પૂજાને જુઓ તો પ્રાર્થના દંડવત મુર્તિનીજ થાય છે. એજ કારણથી જો મંદીરમાંથી મૂર્તી ખસેડે તો બીજી જગાએ પ્રાર્થના શરૂ કરે છે. પણ આગલી જગાનું માન રહેતું નથી. તેજ પ્રમાણે કાબાથી પાનસો ગજને છેટે "અબુલ કોબેસ" નામનો પર્વત આવેલો છે. એ પર્વત કાબા કરતાં ૩૦-૪૦ ગણો ઊંચો છે. હવે જુઓ કે એ પર્વત ઉપરના રહેનારા નમાઝ ગુજારે છે. ફરી તેઓની સામે કિબલાની દીવાલ કયાં રહી? અને હજારો કોસ ઉપર જેઓ નમાઝ પઢેછે તેઓની આગળ તો કાબાનો કોઈ પણ ભાગ નથી માત્ર તે તરફ નમાઝ પઢે છે (૪) કાબાને મુસલમાનો 'બૈતુલ્લાહ' એટલે ખુદાનું ઘર કહે છે. કાંઇ ખુદા કહેતા નથી. ત્યારે વિચારો કે, જો કોઈ માણસ કોઈ ઘર તરફ જાય છે તો તેની મતલબ ઘરવાળો હોય છે, જો કોઈ તે તરફ આદાબ બંદગી કરે છે તો તેને પણ દરેક માણસ ઘરવાળા માટે સમજે છે. એવોજ હાલ તખ્ત વિષે સમજવો. પણ હિંદુઓ મુર્તિને ખુદાનું ઘર કે ખુદાનું તખ્ત સમજતા નથી. પણ મહાદેવ, શિવ, ગણેશ વગેરે સમજે છે અને ગણેશ વીગેરેને પૂજ્ય સમજે છે. એટલે મૂર્તિ પૂજામાં પણ મૂર્તિનીજ મતલબ થાય છે.

૧૩

અને મહાદેવના લિંગ ઉપર જળધારા એટલે પાણી અથવા દૂધને પાણી મેળવી તેની ધાર ઘણી વાર સુધી દે છે. અને સ્ત્રી, પુરૂષ, છોકરા છોકરીઓ, જુવાન વૃદ્ધ, સાસુ વહુ, દીકરી સર્વે જઇ લિંગને જુલરીનાં દર્શન (જ્યારત) કરે છે. લિંગ પૂજાના ઘણાં કારણો લખ્યાં છે. તેનું થોડું વર્ણન ૧લા ભાગમાં થઇ ચુકયું છે (પૃષ્ટ ૬૫).

શિવપુરાણમાં આવી રીતે લખ્યું છે કે, એકવાર પાર્વતી મહાદેવની સ્ત્રીને સંભોગની ઇચ્છા થઈ. પ્રથમ તો મહાદેવે નકાર કર્યો. પણ ફરી સંભોગ વખતે પોતાના લિંગને એટલો તો લાંબો કીધો કે, પાર્વતીએ બેચેન થઈ વિષ્ણું આગળ ફરિયાદ કરી. અને અરજ કરી. માટે વિષ્ણુએ મહાદેવના લિંગને ચકરથી કાપી નાંખ્યું. ત્યારે મહાદેવ ઘણા ગુસ્સે થયા. વિષ્ણુએ મહાદેવ આગળ ઘણી ખુશામત અને નમ્રતાથી કાલાવાલા કરી પોતે પોતાને બચાવ્યો, ત્યારથી લિંગની પૂજા શરૂ થઇ.

એક રિવાયતમાં આવી રીતે છે કે, એકવાર કેટલાક પૂજારીઓએ શંબતમાં તપ અને પ્રાર્થના કરી. મહાદેવે તેમના સારા અકીદાઓની પરીક્ષા કરવા માટે તેઓની સ્ત્રી-ઓમાં જઇ પોતાને નાગો કરી લિંગ દેખાડયો. તે બ્રાહ્મણોના શ્રાપથી મહાદેવનું લિંગ દેહથી ખરી પડ્યું. જ્યારે મહાદેવ પોતાના અસલી રૂપ પર આવ્યા ત્યારે બ્રાહ્મણોએ મહાદેવને ઘણો સરાવ્યો. મહાદેવે ખુશ થઇ લિગની પૂજાનો હુકમ આપ્યો. ત્યારથી લિંગની પૂજા શરૂ થઇ. અને કેટલીક રિવાયતો બીજી રીતે પણ આવી છે. અલ્લાહ એવી બેશરમની વાતથી દરેકને બચાવે. આફ્રીન થાય એ બુજરૂગોની અકલ ઉપર! પ્રાર્થનાની રૂઢી તો સારી કહાડી કે, લિંગને ભગમાં મૂકી સર્વ સ્ત્રી પુરૂષો જુએ. જેને શહવતનો ખ્યાલ ન હોય તે પણ કામાતુર થાય. એ પ્રાર્થના ઇંદ્રિશકિત (કુવ્વતે બાહ) ને માટે સારૂં ઔષધ છે.

એક દિવસ રામચંદ્ર નામના પંડીત સાથે મૂર્તિ પૂજાની વાત થઇ, તેમાં મેં મૂર્તિ પૂજાનું કારણ પૂછયું. તે બોલ્યા કે, અસલ જોતાં તો અમો મૂર્તિપૂજા કરતા નથી. પણ મૂર્તિનો નમૂનો બનાવી સામે રાખીએ છીએ. જેથી દિલ સારી પેઠે જમે. ત્યારે હું બોલ્યો કે, જ્યારે લિંગ અને મુદ્રાની આકૃતિ નજરમાં રહેશે તો દિલ કેમ નહિ ઠરશે ? પણ ઘણું બેચેન થશે. એના જવાબમાં પંડિતજી ચૂપ થઇ ગયા.

(૧૩) **ગાય**[૧]. એઓના કહેવા પ્રમાણે ગાયના દેહમાં દેવતાઓ ભેગા રહે છે. અને તેની પૂજાનો એવો માર્ગ છે કે, સોનાનાં શીંગ બનાવી તેના શીંગડા ઉપર મૂકે, અને

---

૧ શિવપુરાણ ભાગ બીજો ખંડ ૮ માં, ગાયને ગુ ખાનારી થવાનું કારણ એમ લખ્યું છે કે, બ્રહ્માજી કહે છે "વિષ્ણું ભૂંડનું રૂપ લઈ અને હું હંશનું રૂપ ધારણ કરી ચાલ્યા, અને લિંગ સૂર્ય અને ઇંદ્ર વગેરેની જગાપર પહોંચ્યું અને નીચે ૧૪ પડોમાં ચાલી ગયું. અને દરેક જગાના વાસી તેની પૂજા કરતા હતા. અને અમો બંને તેની પાછલ દોડયા. પણ તેને અડકી ન શકયા કેતકીના ફુલ અને સુરભઈ ગાયે મને વાયદો આપ્યો કે, અમો બંને સાક્ષી આપશું કે, બ્રહ્મા લિંગને અડકયો છે. અંતે વિષ્ણુએ તો પોતાની કસુર કબુલ રાખી. પણ મેં દાવો કીધો કે, હું લિંગને અડકયો છું. અને બે સાક્ષીએ કહ્યું કે, અમો કોઈનો પક્ષ રાખ્યા વગર કહીએ છીએ કે, બ્રહ્માજીએ લિંગ પકડી લીધું છે, મહાદેવજીએ ગુસ્સો કર્યો અને અંતરજ્ઞાની હોવાથી કહ્યું કે, ઓ કેતકી! તું (અમારી પૂજામાં) અમારી ઉપર ચઢાવાશે નહિ. અને ઓ ગાય તું આ મુખથી અપવિત્ર ચીજ ખાયા કરશે.

ચાંદીની ખુરીઓ બનાવી, તેના પગોની નીચે મૂકે. અને એક પતરૂં ચાંદીનું તેની પીઠપર મૂકે, અને ઓઢો નાંખે, ને ફરી તેની પૂજા કરે. અને બ્રાહ્મણને દાન કરે. અને ગાયનો ઘણો મહિમા માને છે. અને તેના છાણ મૂત્રને ઘણું પવિત્ર માને છે. એટલુંજ નહિ પણ પવિત્ર કરનાર જાણે છે. અને પંચગવ્ય એટલે ગાયનું છાણ, મૂત્ર, દૂધ, દહીં અને ઘી એઓની આગલ એથી કોઇ બીજી ચીજ વધારે પવિત્ર નથી, એઓમાં જે મોટા ભગત છે તેઓ દરરોજ પંચગવ્ય પીએ છે. જો કોઇ બ્રાહ્મણ વગર જનોઇએ ખાય-પી લે તો તેનો ઉપાય હિન્દુઓ પાસે એવો છે કે, ગાયત્રીનો મંત્ર ભણે. અને તે દિવસ ગાયના મૂત્ર વગર બીજું કાંઇ ખાય પીએ નહિ, જો કોઇ બ્રાહ્મણ ચંડાળના તળાવનું પાણી પી લે તો અથવા નહાય તો છાણ ખાય અને મૂત્ર પીએ ત્યારે પવિત્ર થાય છે. અને જો કોઈ હિંદુ ભુલી જઇ પારકી ન્યાતના વાસણમાં ખાય પીએ તો તેને કેટલા દિવસ સુધી વ્રત એટલે રોઝા રખાવી પંચગવ્ય પીવાડે છે. ત્યારે જાણે કે પવિત્ર થયો. અને જો ગાયના પગોની ધુળ શરીર ઉપર પડે તો તેને ઘણું પવિત્ર સમજે છે. અને તેને ગૌહવરી કહે છે મ્લેચ્છના ઘરમાં બેસી ખાવું પીવું દુરૂસ્ત નથી પણ તેના ઘરમાં જે જગ્યાએ ગાય બંધાય છે, ત્યાં દુરૂસ્ત છે જેમ કહેવાયલું છે.

## नीलपदे जले तक्रे गोंसाला म्लेच्छ मंदिरे

અર્થ—નીલરંગ પહેરવો દુરૂસ્ત નથી, પણ રેશમી કાપડમાં દુરૂસ્ત છે, અને પારકી ન્યાતનું પાણી પીવું દુરૂસ્ત નથી, પણ જો છાસમાં રાખેલું હોય તો તે દુરૂસ્ત છે. અને મ્લેચ્છના ઘરમાં બેસી રોટલી ખાવી દુરૂસ્ત નથી, પણ જે ગાયોના રહેવાની કોડ છે તેમાં દુરૂસ્ત છે. સુબહાનલ્લાહ, માણસ જે ઉત્તમ પ્રાણી છે તેના મુખને અપવિત્ર સમજે અને ગાય જે એક પ્રાણી છે તેના છાણ અને મૂત્રને પવિત્ર અને પવિત્ર કરનાર સમજે. અને તમાશા જેવું તો એ કે, જે ગાયની એટલી બધી ઇજ્જત રાખે છે અને તેને ગૌમાતા કહે છે, તે જ્યારે મરે છે ત્યારે ઢેડ અને ચમારોને હસ્તક હવાલે થાય છે. અને તેઓ તેને સરે બજાર ઘસડતા લઇ જાય છે. વાહ સાહેબ! વાહ! માતાનો જનાઝો ઘણી ઇજ્જતથી કહાડયો, ફરી તે ઢેડ ચમાર તેનું માંસ ખાય છે. અને બચેલા માંસ હાડકાંઓ કુતરાં ખાય છે. પછી તેના ચામડાના જોડા બનાવી સર્વ હિંદુઓ પેહેરે છે. પોતાની માતાની માટી ઘણી ખરાબ કરે છે.

**હિકાયત**—એક દિવસ લાહોરના સરદાર રણજીતસિંહે મૌલાના (મૌલવી) જાન મોહ-મદ સાહેબને કહ્યું કે, મૌલવીજી! અમારા અને તમારા બુજરૂગો સર્વ દાના અને હોશિ-યાર હતા, હવે હું એમ પૂછું છું કે બંને ધર્મોમાંથી કયો સાચો છે? મૌલવી સાહેબ બોલ્યા કે, હમો લોકોને આજ મુસ્કેલી છે; કેમકે આપ અમારા ઉપર હાકેમ છો, માટે જો અમો સત્ય બોલીએ તો, તમો અમારા ઉપર ગુસ્સે થઈ જાઓ. અને જો આપની ખાતર અસત્ય બોલીએ તો ખુદાતઆલા જે સર્વ હાકેમોનો હાકેમ છે તે ગુસ્સે થઇ જાય. રણજીતસિંહે કહ્યું કે, જે સત્ય હોય તે વગર અડચણે કહી દો. મૌલવી સાહેબ બોલ્યા કે, "અમારા ધર્મમાં જે ચીજ કે તેનું ખાવું હરામ છે, તે યાતો પલીદ (અપવિત્ર) હોય છે જેથી તે હરામ છે. જેમ હુક્કર. યા તે ઉત્તમ છે અને તેની ઇજ્જતને લીધે તેનુ માંસ ખાવું હરામ

છે. જેમ આદમી. હવે હું પૂછું છું કે તમારા ધર્મમાં ગાય કેમ હરામ છે? જો એ લીધે હોય કે પલીદ અને અપવિત્ર છે તો તેની પૂજા, પ્રાર્થના કેમ કરો છો? અને જો એ માટે તેને હરામ જાણો છો કે તે ઉત્તમ છે. તો ફરી તેના ચામડાને વાપરવું કેમ દુરસ્ત જાણો છો." લાહોરના રહીશ એ સાંભળી અઉત્તર થઈ ગયા.

૧૪-૧૫ **સૂર્ય, ચંદ્ર**—હમેશા નાહી ધોઇ સૂર્ય સામે પાણી નાખે છે, અને કેટલાક સૂર્ય ચંદ્રની મૂર્તિ બનાવી પૂજે છે. ઈન્સાફ કરવો જોઇએ કે, ખુદાતઆલા આવો મહેરબાન છે કે, માણસને માટે સૂર્યને અને ચંદ્રને એવા રોશનીવાળા દીવા બનાવ્યા છે કે, આખા જગતમાં તેમની રોશની પહોંચે છે. જેમ અલ્લાહતઆલા સૂર્ય વિષે કહે છે "અને અમોએ દીવાને ચળકતો કીધો (સુરા નબા ૭૮; ૧૩.)" વળી ફરી કહે છે કે, "બરકતવાળો છે તે કે, જેણે આકાશમાં બુરૂજ (રાશી) બનાવ્યા અને બનાવ્યા તેમાં દીવાને અને અજવાળું કરનાર ચાંદને" (સુરા ફુરકાન ૨૫; ૬૧) એ એહસાનને બદલે આપણે ખુદાનો ઉપકાર અને (શુકર) કરવો જોઇએ. નહિ કે સૂર્યની અને ચાંદની પૂજા કરીએ. દાખલા તરીકે, જો કોઇ માણસ કોઇ શખ્સના માર્ગ ઉપર અંધારૂં મટાડવા સારૂ દીવા મૂકે તો, એ માણસને જોઇએ કે, તે દીવા મુકનારનો ઉપકાર માને, નહિ કે દીવાનેજ સલામો મુજરો કરવા લાગી જાય.

સૂર્ય અને ચંદ્ર વગર બીજા પણ કેટલાક આકાશી વસ્તુઓને પૂજે છે. જેમ (૧૬) **બુધ** એટલે ઓતારદને (૧૭) **શુક્ર** એટલે જોહરાને. (૧૮) **મંગળ** એટલે મિર્રીખને (૧૯) **બ્રહસ્પતિ** એટલે મુસ્તરીને. (૨૦) **શનિશ્ચર** એટલે જોહલને (૨૧) સહકીત એટલે રાસ, જંબને. અને તારાઓને એઓ એટલા માટે પૂજે છે કે, તારાઓ તેઓની ઇચ્છા પ્રમાણે પોતાની તાસીર કરે. અને પોતાના અપશુકન તેઓને થવા ન દે, પણ એટલું સમજતા નથી કે તારાઓમાં શુકન કે અપશુકન સાબીત નથી. ને જો હોય તો પણ એવા હોય જેમ દવામાં ગરમી, સરદી, ખુશકી, અને તરીની લાયકી હોયા કરે છે. અને જ્યારે તે દવા કોઈના વપરાસમાં આવે છે તો તે વેળા ખુદાતઆલા તેથી નફો કે નુકસાન જાહેર કરવા ચાહે છે, તો તેની લાયકી પ્રમાણે ગરમી અથવા સરદી, ખુશકી અગર તરી ઉત્પન્ન કરે છે. તો તે ઉત્પન્ન કરનાર ખુદા થયો. દાખલા તરીકે કાસની અને ખુરફામાં ખુદાતઆલાએ સરદીની લાયકી રાખી છે. કાસની અને ખુરફામાં એટલી શકિત નથી કે, પોતાનો સ્વભાવ ફેરવી શકે. ત્યારે જો કોઇ એ ઔષધની ખુશામત કરે અને એમ ચાહે કે, એ દવા મારી ઇચ્છા પ્રમાણે તાસીર કર્યા કરે તો તે મોટો બેવકુફ છે. તો તેજ તરેહ જો ખુદાએ બ્રહસ્પતી એટલે મુસ્તરીમાં શુકન અને શનિશ્ચરમાં એટલે જોહલમાં અપશુકનની લાયકી મૂકી હોય તો તેની શી તાકાત કે કોઈની ખુશામત અને વિનંતીથી પોતાની તાસીર (સ્વભાવ) બદલી શકે. તારાઓ બાપડા ખુદાના તાબામાં અને માત્ર રોકાણમાં છે. તેઓમાં જે સ્વભાવ ખુદાએ મૂકયો છે જેમકે સૂર્યમાં ગરમી, અને અજવાળું, અને ચંદ્રમાં ઠંડી અને અજવાળું તે ફિરસ્તાના મધ્યસ્થ (વસીલા)થી જાહેર થાય છે. અને સર્વ તારા અને ફિરસ્તા ખુદાની કુદરતના કબજામાં છે. જેમ ખુદાતઆલા ફરમાવે છે "તારાઓ સર્વ અલ્લાહના હુકમમાં રખાયલા છે." (સુરા નહલ ૧૬;૧૨

સુરા આરાફ ૭, ૫૪) ફરી ફરમાવે છે " પવિત્રતા છે તેને કે, જેના હાથમાં હકુમત દરેક ચીજની છે. અને તેનાજ તરફ તમો પાછા ફરવાના. (સુરા યાસીન ૩૬; ૮૩) મતલબ કે હિન્દુઓનાં પૂજ્યનું વર્ણન કયાં સુધી થાય. ઉંચથી નીચ સુધી ઉત્પન્ન થયલી ઘણીખરી વસ્તુઓની પૂજા કરે છે. અને તેને પોતાની ગરજ સારનાર અને નફો નુકસાન આપનાર સમજે છે. હાય અફસોસ ! અસલ માલિકને ભૂલી ગયા. અને તેના સેવકોને પૂજવા લાગ્યા ( શું સારૂં કોઇ કવિ કહે છે કે ) બેત.

નારે દોજખ કે ઈરાદે ઢંગએ
જો કોઇ બંદો કે બંદે બન ગએ.

અહિં હિન્દુઓનો આ સવાલ છે કે, ઓ મુસલમાનો ! જે શંકાઓ તમોએ આ ભાગમાં લખી છે તે સર્વ શંકા તમારા ધર્મપર પણ આવે છે, અને ખુદાવગર બીજા. ઓને પૂજ્ય ઠેરવવું અને ગરજ સારનાર અને નફો નુકસાનના મુખત્યાર સમજવું તમારા ધર્મમાં પણ છે. હમો ઘણા મુસલમાનોને જોઇએ છીએ કે કોઇ કોઇની કબર પૂજે છે નાક ઘસે છે. ચઢાવો ચઢાવે છે. મતલબ માંગે છે. કોઈ સૈયદ સુલતાન [રહ]ને નામે જાનવર વધ કરે છે, કોઇ સવા મણનો રોટ આપે છે, કોઇ ઈમામ જામિન (રહ)નો પૈસો હાથપર બાંધી તેઓને પોતાના રક્ષક જાણે છે, અને કોઇએ હજરત પીર દસ્તગીર (રહ) ને પોતાનો માબુદ ઠેરવી રાખ્યો છે અને પોતાની ઇચ્છા પૂરી પાડવાને માટે તેમની ૧૧ મી કરે છે. અને કોઇ તેમની કબર તરફ મ્હોં કરી હાથ બાંધીને ૧૧ પગલાં ચાલે છે અને કહે છે " યા શેખ અબ્દુલકાદેર શૈઅન લિલ્લાહ એટલે ઓ શેખ અબ્દુલકાદેર (રહ) ખુદાને માટે કાંઈ આપો. અને કોઈ કહે છે કે, " યા શેખ અબદુલ કાદેર અલ-મદદ " અને કોઇ કહે છે કે " ઓ મોહૈયુદ્દીન તમો વગર મારી ખબર કોણ લે, " અને કોઇ કહે છે કે ( પંજાબી ભાષામાં ) " બુહડ શીતાબ ખબર લે મીરા. કયું ઇતના ચીર લાયા હૈ. " [ એટલે જલદીથી મારી ખબર લે, કેમ આટલી વાર લાગે છે. ] અને કોઇ કહે છે કે, "અવ્વલ મોહૈયુદદીન, આખર મોહૈયુદદીન, જાહેર મોહૈયુદદીન બાતેન મોહૈયુદદીન " અને કોઇ તો પીર દસ્તગીરના નામના દીવા બાળી હાથ બાંધીને ઉભો રહે છે અને કોઇ પીર દસ્તગીરને નામે ઝંડો ઉભો કરી તેની તાજીમ કરે છે, અને કોઇ ઇમામ હુસેન [રદી]નું તાજીયું [ તાબુત ] બનાવી ખોરાક અને છોકરાં માગે છે. અને કોઇ સૈયદ સાલાર અને શાહ મદાર (રહ)થી ગરજ માગે છે, અને કોઇ ખાજા મોઇનુદદીન ( રહ )ની કબર પાસેથી ધનમાલ માંગે છે. અને કોઇ પીર પાસેથી લાભની આશા અને નુકસાનની બીકથી તેમની માનતા માને છે. જેમ બાબા ફરીદ શકર-ગંજ (રહ)ની ખીચડી, શાહ અબદુલહક (રહ)નો તોશો, હજરત અલી (રહ)નું કુંડું, હજ-રત અબ્બાસ (રદી)ની હાજરી, પીર નસીર (રહ)ની માનતાની ત્રણ કોડી, પીર બનોઇ (રહ)નું નીમક, બંદગી સાહેબ (રહ)ની કબરનું ગીલાફ અને કોઇ હજરત શાહકમીસ (રહ) ની કબર પૂજે છે, અને કોઇ હજરત બુઅલી કલંદર (રહ)ની કબરની પૂજા કરે છે. અને કોઇ હજરત શેખ સદરૂદદીન માલેરી (રહ)ની કબરને પૂજે છે, બકરી વીગેરે ચઢાવે છે, અને કોઇ શાહ એનાયત વલીના નામનો દીવો બાળે છે, અને માનતા માને છે, અને

કોઇ કોઇના નામની મુઠ્ઠી કહાડે છે, અને કોઇ જ્યારે કોઇને માટે આશિર્વાદ (દુવા) આપે છે; તો ખુદાના નામની સાથે બીજાઓનાં નામને મેળવી દે છે, અને કોઇ કહે છે કે, અલ્લાહ અને પંજતન તને ખુશી રાખે. અને કોઇ કહે છે કે, અલ્લાહ અને પીર તારી મુસ્કેલીને સહેલી કરે. અને કોઇ કહે છે, અલ્લાહ અને રસૂલ તારા ઉપર ફજલ કરે. અને કોઇ કહે છે કે અલ્લાહ ગોસુલ આજમ તારી ઇચ્છા પૂરી કરે, અને કોઇ તો ખુદાનું નામ પણ લેતો નથી, માત્ર એટલુંજ કહી દે છે કે પીર સાહેબ મહબુબ પાક તને ખુશ રાખે. અને કેટલાક પીર જાદા કહે છે દાદા પાક તને ખુશી રાખે. જદે પાક ( પવિત્ર દાદા ) તારી ગરજ પૂરી પાડે. અને કોઇ ખુદાના નામની માફક બુજરૂગોના નામનો જપ કરે છે. જેમ કોઇ કહે છે "યા અલી" કોઈ કહે છે "યા હુસેન" કોઇ કહે છે 'યા મીરાં' કોઇ કહે છે 'યા ભીખા' અને એમ પણ જાણે છે કે અમારી ફરિયાદને બુજરૂગો દરેક વખત સાંભળે છે અને અમારા હાલની ખબર રાખે છે. કેટલાક લોકો પોતાના પીરની સૂરતનું ધ્યાન બાંધે છે તે એવા અકીદાથી કે પીરને અમારા હાલની ખબર છે, અને કોઇ પોતાના દીકરાઓની જીંદગી પીરો પાસેથી માંગે છે અને છોકરા જીવે એવે અર્થે છોકરાંઓનાં નામ સાથે પીરોનાં નામ લગાડે છે. કોઇ પોતાના છોકરાનું નામ ઇમામબક્ષ રાખે છે, કોઇ પીર બક્ષ, કોઇ અલી બક્ષ, કોઇ હુસેન બક્ષ, કોઇ હસન બક્ષ, કોઇ સાલાર બક્ષ, કોઈ અબદુન નબી, કોઈ અબદુર રસૂલ અને કોઇ તો પોતાના બચ્ચાને માથે કોઇ પીરના નામની ચોટલી રાખે છે. કોઇ કોઇના નામનું નાડું નાખે છે. જેમ મોહર્રમમાં છોકરાંઓનાં ગળામાં લાલ દોરો નાખે છે અને લીલાં કપડાં પહેરાવે છે. અને કોઈ બાવા ફરીદ (રહ)ના નામની બેડી નાંખે છે અને કોઇ કોઈના નામ પર જાનવર વધ કરે છે. અને કોઇ કોઇના નામના કસમ ખાય છે [1] અને કોઇ છોકરાંઓની બીમારીમાં સીળીને પૂજે છે. કોઇની સ્ત્રી મીરાં ઝેનખાનાં નામની બેઠક દે છે. અને કેટલાંક સ્ત્રી પુરૂષો જાનવરોના બોલવામાં શુકન અપશુકન લે છે. અને તમારા કેટલાક મુલ્લાઓ પુસ્તકમાં ફાલ જોઇ કોઇને બતાવે છે કે, સૈયદ સુલતાનની તારા પર ઘણી ખફગી છે, તેથી તને ખોરાકીની તંગી છે, તેઓની માનતા પૂરી કર. અને કોઇને કાળી પરી લાલપરીની ઝથન (ગુસ્સો) બતાવે છે, અને તેની પૂજા કરાવે છે. અને અમે અમારા પોતાના પૂજ્યના નામપર શાલીગ્રામ અને મહાદેવનો લિંગ વગેરે રાખીએ છીએ. તમો લોકો પણ પોતાના પીરના નામની છડી અને ઝુંડો ઉભો કરો છો. અને અમે પોતાના પૂજ્યની મૂર્ત્તિ બનાવી

૧ કેટલાક મેમણોની આદત છે કે, જો તેઓને કોઈ બાબતમાં કસમ ખાવા હોય તો બેધડક ખુદાના કસમ ખાઈ લેશે. ફરી તે સાચાપર કે જુઠાપર. પણ વડા પીરના કસમ ખાતાં તો પ્રથમ અચકાશે, અને જો ખાશે તો સાચાપરજ ખાશે. એ તેમની ઘણી ભૂલ છે. ખુદાવગર બીજા કોઈના કસમ ખાવા દુરૂસ્ત નથી. જેનું વર્ણન અને દાખલા આગળ આજ કિતાબમાં આવે છે. તેઓ કહે છે કે, હજરત પીર (રહ) માં જલાલત (તેજ્ય) ઘણી છે. તેથી તેમના નામના કસમ જુઠા ખવાતા નથી. પણ તેઓ આટલું જાણતા નથી કે, ખુદાની જબ્બારીઅત અને કહહારીયતની આગળ હજરત પીરની જલાલીયત કશી ગણતરીની નથી. વળી નફો નુકસાનનો કબ્જો ખુદાના હાથમાં છે. હજરત પીરના હાથમાં નથી. જેમકે હજરત પીર પોતે પોતાની કિતાબફતહુલ ગેબ મકાલા ૪૨–૪૩ માં લખે છે. ત્યારે ખુદાના નામની પરવા નહીં કરી જુઠા સાચા સમ ખાવા એ ખુદાની કદર ન બુજવા જેવું છે. જેથી કરીને ઇમાનમાં ઘણું નુકસાન પહોંચે છે.

પૂજીએ છીએ. અને તમો કબરોની મુર્તિ બનાવી પૂજો છો. જેમ તાબુત [1] ચિલ્લાખાના, જેમકે લુદીયાણામાં પીર સાહેબના નામનો એક ખાનગાહ પ્રખ્યાત છે અને ત્યાં જઇ સેંકડો માણસો સિજદો કરે છે, ચઢાવો ચઢાવે છે, રોશની કરે છે. અને અમો દેવીના નામ પર જયોત જગાડીએ છીએ. અને તમો વડા પીરના નામપર દીવા બાળો છો. અને અમારા બળદેવનો ચબુતરો છે, તેમ તમારા ઇમામનો ચબુતરો છે, અને અમારો ઠાકોરદ્વારો છે, તેમ તમારો ઇમામવાડો છે. અને અમે કૃષ્ણની પૂજામાં ગાઇએ, વગાડીએ છીએ, નાચીએ છીએ, કુદીએ છીએ, તમો પોતાના પીરની બેઠક તઇયાર કરી ઢોલક, સારંગી, તબલા વગાડી રાગ સાંભળો છો, નાચો છો, કુદો છો અને તમારા ધર્મના મોટા બુજરૂગ સુફી એવી રીતની બેઠકને પ્રાર્થના સમજે છે. અને તેમાં વોજુ કરીને બેસે છે. અને કેટલાક મુસલમાનો કબરોની તાજીમમાં કસબણોને પણ બોલાવી નચાવે છે. અને હમોપર તમોએ શંકા કીધી હતી કે, હિન્દુઓ ખેલ તમાશાને બંદગી સમજે છે. જુઓ! એ બેઠકમાં તબલા, સારંગી અને કસબણોનું નાચવું પણ તો ખેલ અને તમાશોજ છે. ( એ બધાનો ખુલાસો ) ફરી જયારે આ બધી બુરાઇઓ અને ખુદા વગર બીજાઓને નફો, નુકસાન પહોંચાડનાર સમજવું તમારા ધર્મમાં છે, તો તમારી શંકા અમારાપર કરવી ગેરવાજબી છે.

એ બધાનો જવાબ આ છે કે-અમારી તથા તમારી વાતચીત ધર્મની બાબતમાં છે અને અમારા ધર્મનું મુળ કુરઆન શરીફ અને હદીસ છે, ને તમારા વેદ તથા શાસ્ત્રો છે. અને અમોએ જે ધર્મના કામો ઉપર સવાલ કર્યો છે, તે બધાં કામો તમારા વેદ અને શાસ્ત્રોમાં દુરૂસ્ત માનેલાં છે. જો અમોએ જુઠું લખ્યું હોય તો તમો અમારો હાથ પકડીને કહો કે, એ વાત અમારા ધર્મમાં દુરૂસ્ત નથી. અને તમોએ અમારી ઉપર જે એતેરાજ કર્યો છે કે, તમારા ધર્મમાં ખુદા વગર બીજાને પૂજ્ય (માબુદ) ઠેરવવું દુરસ્ત છે, અને એ વગર બીજી ઘણી વાતો કે, જે અણસમજ મુસલમાનોમાં ચલણ છે, તે ઉપર તમોએ મન ભરીને શંકા કરી છે, પણ એ શંકાઓ અમારા ધર્મ (દીન) ઉપર લાગુ પડી શકતી નથી. અમારા ધર્મમાં એમાંની એક પણ વાત દુરૂસ્ત નથી. અને એ સર્વ વાતો કુરઆન અને હદીસથી વિરૂદ્ધ છે. એવી વાતોને અમારા ધર્મમાં શિર્ક બિદઅત કહે છે.

શિર્ક એટલે કોઈ બીજાને ખુદાનો ભાગીઓ બનાવવો અને બિદઅત તે કામ છે કે, હજરત પેગંબર (સલ) સાહેબના વખતમાં અને તેમના શિષ્યોના વખતમાં થયું ન હોય અને લોકો તેને ધર્મનું કામ સમજવા લાગે. અને અમારા ધર્મમાં શિર્ક અને બિદઅત બરાબર બીજો કોઇ ગુન્હો નથી. અને એ કામ કેટલાક અજ્ઞાન મુસલમાનોએ તમો હિન્દુઓના મેલાપથી પસંદ કીધાં છે. પણ તેની કાંઇ ગણુતરી મળે નહિ. કેમકે એ કામો અમારા ધર્મમાં દુરૂસ્ત મળે નહિ. એટલુંજ નહિ પણ ખુદા અને રસૂલના હુકમથી તદન ઉલટાં છે. અમારા ધર્મમાં શિર્કની બુરાઇનું જેટલું વર્ણન છે તેટલું બીજી ચીજનું નથી. ખુદાતઆલા કહે છે કે " ખચીત ખુદા શિર્કને બખશશે નહિ, અને એ વગર જેને ચાહશે

[1] રાંદેરમાં પણ શાહમદાર (રહ) નું છલ્લું છે. સાંભળવામાં આવ્યું છે કે. તેમની કબરની એક ઈંટ લાવી કબર બનાવી છે. ખુદા એવા કામથી મુસલમાનોને બચાવે.

તેને બખશશે[1] (સુરા નિસા ૪; ૪૮ તથા ૧૧૬) અને પોતાના હબીબ મોહમ્મદ મુરતઝા (સલ) ને કહે છે કે, " તું કહે (ઓ મોહમ્મદ ) ( સલ ) કે હું પોતાના જાનની ભલાઇ, બુરાઇનો ધણી નથી, પણ જે ખુદા ચાહે. અને જો હું છુપી વાત જાણુત તો ઘણી ખરી

[1] શિર્ક કરવું તે આટલુંજ નહિ કે, બે ખુદા કહેવા કે ત્રણ ખુદા કહેવા પણ જે ખાસ ગુણો ખુદાના છે જેમ રોજી આપવી, સારૂં નરસું કરવું, દરેક જગ્યા હાજર નાજર હોવું, જરે જરની દરેક વખતમાં ખબર રાખવી, નફો નુકસાન પહોંચાડવું, ઇત્યા. એવા ગુણો ખુદા વગર બીજામાં જાણવા તે પણ શિર્ક છે. ખુદાતઆલા કહે છે "અને જો ખુદા તને નુકસાનીમાં અડકે તો, તેના વગર છોડાવનાર કોઈ નથી. અને જો ભલાઈમાં તને અડકે તો, ખચીત તે ખુદા દરેક ચીજપર શકિતવાન છે." (સુરા અનઆમ ૬;૧૭) આ આયતમાં "નુકસાની"નો જે શબ્દ છે તેને બદલે કુરઆનમાં "દુર્"નો શબ્દ છે. અને તેના ઉપર તનવીન એટલે બેઝેર છે તેથી "જરા સરખી નુકસાની" એવો અર્થ થાય છે. અને "કોઈ ખોલનાર નથી" ની જગએ એક શબ્દ નકેરા નરીની નીચે આવેલો છે. જેથી "નથી," ને વધારે ટેકો મળી તેનાથી આમપણું સમજાય છે. ત્યારે એવા અર્થ થવાના કે, " જો જરા પણ નુકસાનીમાં ખુદા તને પકડશે તો કોઈ પણ બીજો તેને ખોલનાર નથી, પછી તે પીર હોય યા પેગંબર હોય કે પછી હરકોઈ બીજો હોય." વળી જુઓ, ભલાઇ કે નુકસાનીમાં અડકે એવો શબ્દ કહેવાયો. પણ એમ નહિ કહેવાયું કે, પકડે. કે ફસાવે કે નાંખે. તેમાં આ બારીકી છે કે, અડકવું તો જરા સરખું છે. અને તેમાં કોઇનો જ્યારે કંઈ વસ ચાલે નહિ તો બુદ્ધિવાન ખુદ સમજી લેશે કે, જ્યારે ખુદા ભલાઈ કે નુકસાનીમાં પકડે. કે ફસાવે, કે નાંખે ત્યારે કોનું ચાલવાનું. વળી નુકસાનીમાં અડકવાનું વર્ણન પહેલાં થયું. અને ભલાઈમાં અડકવાનું વર્ણન પાછળ થયું, તેમાં એવો ઈશારો છે કે, કેટલી પણ નુકસાની કે સંકડાશ થાય, તો પણ છેવટ તેને ભલાઇ અને સલામતી છે. માણસ જો સંકડાશમાં આવે છે તો તે ઘણો ગભરાયલો રહે છે. ને જો સારી હાલતમાં હોય છે તો તે ઉંઘણસી થાય છે. એ બેમાં આગલી હાલત ઘણી બુરાઈની હોયછે જેથી તેવી નુકસાનીની હાલતમાં ખુદા તરફ લક્ષ લગાડવાનું વર્ણન પહેલાં કીધું, અને ભલાઈનું પછી કીધું. નુકસાનીમાં અડકવા વિષે એમ કહેવાયું છે કે, કેઇ ખોલનાર નથી " અને ભલાઈના અડકવા વિષે એવું કહેવાયું છે કે, " તે દરેક ચીજપર શકિતવાન છે." એમાં એવો ઇશારો છે કે, અલ્લાહતઆલાનો ઇરાદો નુકસાનીમાં નાખવા કરતાં નફામાં નાંખવાનો ઘણો છે. વળી માણસના સ્વભાવમાં છે કે, નુકસાનીમાંથી બચવાનો દરેક ઉપાય કરે છે, ને જો ચાલતું નથી તો પછી આખરે ખુદાને યાદ કરે છે. ફરી તે મુસલમાન હોય કે અન્યદેવ (ગેરૂલ્લાહ)નો પૂજનાર હોય. પણ સારી હાલતમાં તો માણસ ગફલતીમાં પડી જાય છે, અને નફા પર તથા ભલાઇ પર ફુલી જાય છે. જેથી આગલી બીના વિષે આટલુંજ કહેવાયું કે "ખુદા વગર બીજો કોઈ ખોલનાર નથી" અને ખુદાના ગુણ કહેવાયા નહિ. અને બીજી બીના વિષે કહેવાયું કે "ખચીત તે દરેક ચીજપર શકિતવાન છે" તું તેને મુકી બીજા પાસે કેમ માગે છે? તું જેની પાસે માગે છે તે સર્વે તેની શકિતના ઘેરામાં આવેલા છે. મારા પ્યારા મુસલમાન ભાઇઓ! આ એક આયત છે અને એના જેવી બીજી સેંકડો આયતો કુરઆનશરીફમાં છે કે, તે સર્વ ખુદા તરફ લક્ષ લગાડવું બતાવે છે. ફરી કેમ આપણે મૂર્ત્તિ પૂજકોની પુઠે લાગી બીજાને નફો નુકસાન દેનાર જાણીએ? મજકુર આયતનું જે વર્ણન કીધું તેને એમ નહિ સમજવું કે તે આયતમાં એટલીજ બારીકીઓ છે. નહિ નહિ બીજી પણ ઘણી બારીકીઓ છે. પણ તે સર્વ અહિ લંબાણ થવાના ડરથી લખતો નથી. જો કોઈ ભાઇને શોખ હોય તો મને પૂછી લે. હું તો એક અદના માણસ છું. અને આવી ખુબીઓ અને બારીકીઓ લખી તો ફરી જેઓ વિદ્યાસાગર હશે તે કંઇ બીજી બારીકી સમજતા હશે કે જે મેં મારા સ્વપ્નામાં પણ સાંભળી નહિ હોય. એવીજ બારીકી પર ધ્યાન કરતાં મી૦ ગોડફ્રીહીંગ્સ સાહેબ કહે છે કે, જેવી ઊંચા દરજાની ઈબારત કુરઆનમાં મળે છે તેથી વધારે ઘણું ખરૂં આખી દુન્યાભરમાં મળી શકશે નહિ. (વાચો એમની એપોલોજી કે જે લંડનમાં સને ૧૮૨૯ માં છપાયલી હતી તેની ૨૨૧ મી કલમ ).

ખુબીઓ મેળવત અને મને કદી બુરાઇ લાગત નહિ. હું તો એજ છું કે, બીવડાવનાર અને ખુશી સંભળાવનાર વિશ્વાસ (ઇમાન) લાવનારી કોમ માટે૧ (સુરા આરાફ ૭, ૧૮૮)

---

૧ "મોહમ્મદી દીનનો ખુલાસો" નો કર્તા ૪૪ માં પાનામાં કહે છે કે, ભવિષ્ય વચન (પેશીનગોઇ) કહેવાનું સામર્થ તેનાથી દેખાડી શકાયું નહિ, એવું કુરઆન શરીફથી સાફ માલૂમ પડે છે, એ પાદરી ફક્ત એટલું બોલી રહી ગયો છે. તેણે કોઈ પણ આયતનો કે જેથી ભવિષ્ય વચન કહેવાનું સામર્થ હજરત મોહમ્મદ (સલ) માં ન હોતું તેનો હવાલો આપ્યો નહિ. પણ બીજા પાદરીઓએ એ વિષે સુરા આરાફ ૭;૧૮૮ ને જે ઉપર લખી છે એ વિષેના પુરાવામાં લાવે છે. તેનો જવાબ કે, મોહમ્મદ (સલ) ને અમો ખુદા કે ખુદાનો ભાગ જાણતા નથી. પણ અમો તેમને એક માણસ જાણીએ છીએ કે જે નબુવતના તાજથી સણગારાયા છે. એ આયતની મતલબ એટલીજ છે કે, હું પોતે છુપી વાત જાણનાર (આલેમુલગેબ) નથી. અને એ ખરૂં છે, કારણ કે દરેક વખતમાં છુપી ચીજને જાણવું ખાસ ખુદા માટેજ છે. પેગંબર માટે શરત નથી. પેગમ્બરને તો છુપી વાતોમાંથી માત્ર તેનીજ ખબર પડે છે કે જે તેમને જણાવવામાં આવે છે. તો સિદ્ધ થયું કે, "હું પોતે છુપી ચીજો જાણતો નથી." એથી એમ નથી સમજાતું કે, મને કોઈ પણ છુપી વાત ખુદા બતાવતો નથી. ફરી તેઓ ભવિષ્ય વચન કહી નથી શકતા એમ સમજવું ભૂલ ભરેલું છે. પાદરીઓ! ખરા પેગંબર થવા વિષે, જો તમો એવી શરત લગાડશો કે, તેને ઈલમેગેબ જાણવું જરૂર છે, તો ફરી તમારા બેબલ પ્રમાણે કેટલાક પેગંબર જેઓને મુસલમાન તથા ખ્રિસ્તીઓ પેગંબર માને છે; તેઓની પેગંબરીમાં બટ્ટો લાગવાનો અને ફરી તમારા કાયદા પ્રમાણે તમો તેમને પેગંબર કહી શકવાના નહિ જે વિષેના કેટલાક દાખલા બૈબલથી લખી જણાવું છું. (૧) શેતાને આદમ તથા હવાને ફરેબ દઈ તે ઝાડનો મેવો ખવરાવ્યો કે જેને ખાવાનું ખુદાએ મના કીધું હતું. અને આખર ખુદાના ઠપકામાં આવી જન્નતમાંથી નીકળવું પડયું. (ઉત્પત્તિ ૩;) એઓ જાણતાં નહોતાં કે એ ધીક્કારેલો શેતાન અમને બહેકાવશે અને તેથી અમોને બાગમાંથી નીકળવું પડશે. (૨) જ્યારે નુહ (અલ)નું વહાણ આરારટ પર્વતપર થોભ્યું તે વેળા નુહે ઈછ્યું કે, પૃથ્વી સુકી પડી કે નહિ. તે જાણે, તે વિષે ઉત્પતિ ૮; ૮ માં આવી રીતે લખ્યું છે "અને તેણે (નુહે) એક કાગડાને બહાર મોકલ્યો અને પૃથ્વીના પાણી સુકાયા લગી તે આમ તેમ ફરતો ફર્યો. પછી પૃથ્વી ઉપરથી પાણી ઓસર્યાં છે કે નહિ, એ જોવા સારૂ તેણે એક પારવા (કબુતર)ને પોતા પાસેથી મોકલ્યું પણ પારવો પોતાના પગના તળીઆને સારૂ આશ્રો ન પામ્યો. તે માટે તે તેની પાસે વહાણમાં પાછો આવ્યો. કેમકે આખી પૃથ્વી ઉપર પાણી હતું. ત્યારે તેણે પોતાનો હાથ બહાર કહાડીને તેને પકડીને પોતાની પાસે વહાણમાં લીધો ને તે બીજા સાત દહાડા રહ્યો. ને ફરી તેણે પારવાને વહાણમાંથી મોકલ્યો, ને સંધ્યાકાળે પારવો તેની પાસે આવ્યો ને જુઓ તેની ચાંચમાં જૈતવૃક્ષનું તોડેલું એક પાતરૂં હતું તેથી નુહે જાણ્યું કે, પૃથ્વી ઉપરથી પાણી ઓસર્યાં ને બીજા સાત દહાડા ગયા પછી તેણે પારવાને બહાર મોકલ્યો ને તેની પાસે ફરી ન આવ્યો." આથી સાફ માલૂમ પડે છે કે નુહ (અલ) ને પૃથ્વી સુકઈ કે નહિ તેની ખબર પડી નહોતી જેથી ૩ વાર કબુતરને અને એક વાર કાગડાને મોકલી તે વિષે દરિયાફ્ત કીધેલું (૩) ગીત ૩૫; ૧૧ મિથ્યા સાક્ષીઓ ઉઠશે, જે મેં ન જાણ્યું તે તેઓ મારી પાસે પૂછશે. ગીત ૩૯; ૪ હે પ્રભુ મારો અંત મને જણાવ, ને મારા દિવસોનું પરિણામ એ શું? કે મને કેટલું ઓછું છે તે હું જાણું છું. ગીત ૭૪; ૯. અમે અમારા ચિન્હોને જોતા નથી, કોઈ ભવિષ્યવાદી રહેલો નથી ને જાણનાર અમારી પાસે નથી કહાં સુધી." ઉપલી કલમોમાં દાઉદ (અલે) પોતાનું છુપી વાતથી અજ્ઞાન થવું સાફ રીતે જાહેર કરે છે (૪) લુક ૮; ૪૩ ને એક બાયડીને બાર વર્ષ રક્તશ્રાવ (ઈસ્તેહાજહ)

જુઓ કે, હજરત મોહમદ મોરતફા (સલ)નો મરતબો આખા જહાનથી શ્રેષ્ટ હોવા છતાં અલ્લાહતઆલાએ નફો અને નુકસાનના માલિક તથા છુપી વાતોના જાણનાર (આલેમુલ

હતો. તેણે પોતાની બધી પુંજી વેદોમાં ખરચી નાંખી પણ તેણીને કોઈ સરી કરી શકયો નહિ. તે તેની પછવાડે આવીને તેના લુગડાની કોરને અડકી, ને તરત તેનો રકતશ્રાવ (ઈસ્તેહાજહ) બંધ થયો. ને ઈશુએ (અલે) કહ્યું કે મને કોણ અડકયું? સંધાએ ના કહી ત્યારે પીતર તથા તેની સાથે જે હતા તેઓએ કહ્યું કે, પ્રભુ ઘણા લોકો તને દાબે છે ને સંકડાવે છે તો તું કહે છે કે મને કોણ અડકયું? ને ઇશુએ (અલે) કહ્યું કે, કોઈ મને અડકયું છે ખરૂં. કેમકે મારામાંથી પરાક્રમ નીકળ્યો છે એવું મને જણાય છે. હું ગુપ્ત ન રહી એવું બાયડીએ જાણ્યું ત્યારે તે ધ્રુજતી તેની આગળ પડીને શા કારણથી તે તેને અડકી હતી. ને તરત કેમ સજી થઈ, તે તેણે બધા લોકોની આગળ તેને જણાવ્યું." એ વાત માર્ક અ.પ,માં પણ લખાઈ છે, તેની કલમ ૩૦, ૩૧માં પણ સાફ જણાવ્યું છે કે, ઈશુએ (અલે) પોતામાંથી પરાક્રમ નીકળ્યો તે જાણ્યું પણ કોણ અડકયું તે જાણ્યું નહિ. તેમ પીતર જે મોટો શીષ્ય છે તેને પણ ખબર પડી નહિ. અને કહ્યું કે લોકો ધકા દે છે. (૫) માર્ક ૧૧; ૧૩. ને એક અંજીરી જેને પાતરાં હતાં તેને આઘેથી જોઈને તે (ઇશુ) ગયો, કે, કદાપી તેને તેપર કાંઈ મળે ને તેની પાસે આવ્યો ત્યારે તેને પાતરાં વિના બીજું કાંઈ મળ્યું નહિ. કેમકે અંજીરીનો વખત નહોતો. અને ઇશુ (અલ) એ બોલતાં તેને કહ્યુ કે હવેથી કદી કોઈ તારાથી ફળ ન ખાઓ. એ વાત માત્થી ૨૧; ૧૯ માં પણ છે. તેમાં પણ એમ છે કે, ને "તેજ વેળા તે અંજીરી સુકાઈ ગઇ." આથી સાફ માલૂમ પડે છે કે, જો ઈશુ (અલે) ને એમ ખબર હોત કે અંજીરીપર પાતરાં વગર કાંઈ નથી તો કદી તેની પાસે જાત નહિ, અને વળી તાજુબ જેવું તો આ છે કે, મોસમની પણ ખબર નહોતી. અને વગર સ્વાર્થે બાપડા ઝાડને પોતાની ભૂખની લોહોરમાં શાંતી મૂકી શ્રાપ (બદ દુવા) આપી (૬) માર્ક ૧૩; ૩૨ માં કેયામત વિષે ઈશુ (અલ) કહે છે. "પણ તે દહાડા તથા તે ઘડી સંબંધી મારા બાપ વગર કોઇને ખબર નથી. આકાશના દૂતોને નથી ને દીકરાને પણ નથી." આમાં સાફ જણાવે છે કે, કેયામત વિષે કે તે કયારે થશે, તેથી હું અજ્ઞાની છું. એ છુપી વાતની ખબર નથી. વળી એ કલમથી એમ પણ માલૂમ પડે છે કે ઈશુ (અલ) ખુદા નથી. કારણકે દીકરો ને બાપ જ્ઞાનમાં બરોબર હોવા જોઈએ, કેમકે શબ્દ (ઇશુ) અને દીકરાનો અકનુમા તો ખુદાનું જ્ઞાન છે. અને જોકે, જ્ઞાન, દેહનો ગુણ નથી. તો ફરી ક્રીસ્તીઓનો એમ જવાબ આપવો કે તે દહાડાનું ન જાણવું દેહ વિષેથી ના પડાયું છે, તે ચાલી શકશે નહિ. (૭) પ્રેરીત ૨૦; ૨૨. અને હવે જુઓ, હું આત્માએ બાંધેલો યરૂશાલેમમાં જાઉં છું. ત્યાં મારાપર શું શું વિતશે તે હું જાણતો નથી." આથી સાફ માલૂમ પડે છે કે, પાઉલ છુપી વાત ન જાણવાનો ઇકરાર કરે છે. બસ હું આટલા દાખલા લખી "મોહમ્મદી દીનનો ખુલાસો" વાળાને તેમ બીજા પાદરીઓને કહું છું કે, જો પેગંબરને માટે તેમ ભવિષ્ય વચન કહેવા માટે જો ઈલમે ગેબ (છુપી વાતોનું જાણવું) જરૂર હોય તો આદમ, નુહ, દાઉદ, ઇશુ (અલે) અને પાઉલના નબીપણામાં બટો લાગવો જોઈએ. તેમ પાદરીના એકરાર પ્રમાણે ભવિષ્ય વચન કહેવાની શકિત પણ હોવી નહીં જોઈએ. કેમકે એઓ પોતે છુપી વાતોના ન જાણવાનો એકરાર કરે છે. જેના સાત દાખલા આ જગ્યા નમુના દાખલ લખ્યા છે. હવે મોહમ્મદ [ સલ ] સાહેબનાં ભવિષ્ય વચન સેંકડોમાંથી ત્રણ નમુના દાખલ કુરઆન શરીફથીજ લખી જણાવું છું જોઇએ પાદરીઓ શું જવાબ આપે છે?

૧ કુરઆન સૂરાબકર ૨; ૬૧ ડેરવાઈ તેઓ (યહુદીઓ) પર હલકાઈ અને ગરીબાઈ, કમાવી લાવ્યા ખુદાનો ગુસ્સો, એ એટલા માટે કે તેઓ કુફર કરત હતા ખુદાની નિશાનીઓથી, અને નાહક ખુદાના પેગંબરોને કતલ કરતા" તથા સૂરાઆલે ઈમરાન ૩; ૧૧૧ માં પણ છે. ઉપલી ખબર કેવી ખરી થઈ કે, આખી જગતમાં કોઇ પણ જગ્યાએ યહુદીઓની હકુમત મળે નહિ. જ્યાં જશે ત્યાં રઈયત થઈ કર આપી જીલ્લત પામેલા હશે. અને વર્તમાનપત્રો વાંચનારથી કાંઇ અજાણ્યું નથી કે, થોડા વખતપર રૂશિયાએ યહુદીઓને દેશમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો હતો અને બીજા રાજવાળા પણ જગ્યા આપવા તૈયાર થયા નહોતા એથી વધારે શું જીલ્લત હશે?

ગેબ) નહિ બનાવ્યા. ફરી બીજા કોઈથી નફો નુકસાનની ઉમેદ કે બીક રાખવી અને તેને

૨ કુરઆન સૂરા આલે ઈમરાન ૩; ૧૧૦ તેઓ [ યહુદીઓ ] તમોને કદી નુકસાન પોંહચાવશે નહિ પણ થોડી ઈજા. પણ જો તેઓ (યહુદીઓ) લડશે તો તમોથી પીઠ ફેરવી તેઓ નાહાસી જશે. ફરી તેઓને કદી મદદ દેવાશે નહિ.'' ઉપલી કલમમાં છે " પણ થોડી ઈજા " એટલે ઈશુ ( અલે ) વિષે તેઓના ભૂંડું બોલવાની, તથા કમજોર મુસલમાનોને બીહીક દેવાની. હવે ઉપલી આયતમાં ત્રણ વાતની ખબર આપી છે એ ત્રણે કેવી ખરી થઇ કે, કોઈને ઈનકાર કરવાની જગ્યા રહી નથી. ૧લી મુસલમાનો યહુદીઓના નુકસાનથી અમન પામશે બીજી જો તેઓ લડાઇ કરે તો હારી જશે. ત્રીજી હાર્યા પછી જોર મળશે નહિ.

૩ કુરઆન સૂરા રૂમ ૩૦; ૨ અને રૂમીઓ પાસેની જમીનમાં હાર પામ્યા. પણ તેઓ હાર્યા પછી જલદી જીતવાના. કેટલાક વર્ષમાં. ખુદાને માટેજ ફરમાન છે, પહેલાથી અને પછીથી. અને તે દિવસે મુસલમાનો ખુદાની મદદ સાથે ખુશ થશે ખુદા જેને ચાહે તેને મદદ કરે છે. અને તે જીતનાર દયાળુ છે. ખુદાએ વાયદો આપ્યો છે અને ખુદા પોતાના વાયદાથી કદી ઉલટું કરતો નથી, પણ તે ઘણા લોક જાણતા નથી.'' " કેટલાક " ની જગ્યા કુરઆન શરીફમાં " બીદઅ " નો શબ્દ છે. એનો અર્થ ત્રણથી નવ થાય છે. ઉપલી કુરઆન શરીફની આયાત ઉતારવાનું કારણ એ છે કે, ઈરાનમાં અગ્નિપૂજક પારસીઓ હતા. અને રૂમમાં ખ્રીસ્તીઓ હતા. પછી જ્યારે મક્કા શરીફના મૂર્તિપૂજકોએ ઈરાનીઓને હાથે રૂમીઓના હારવાની વાત સાંભળી, ત્યારે તેઓ ખુશી થઈ મુસલમાનોને કહેવા લાગ્યા કે, તમો તથા ખ્રીસ્તીઓ કિતાબવાળા છો, અને અમે તથા ઈરાનીઓ કિતાબ વગરના છીએ, ફરી જેમ અમારા ઇરાનીઓ તમો જેવા ખ્રીસ્તીઓપર જીત પામ્યા તેમ અમે પણ તમારા ઉપર ગાલેબ થઇશું. ત્યારે આ કલમ ઉતરી. ફરી અબુબકરે ( રદી ) કહ્યું કે, ખુદા તમારી આંખો ઠંડી રાખશે નહિ. ખુદાની કસમ કેટલાક વર્ષમાં રૂમીઓ ઈરાનીઓને જીતશે. ત્યારે "એ બૈયબીન ખલફે" કહ્યું કે, તું જુઠું બોલ્યો. આપણી વચ્ચે એક મુદત બાંધ. પછી બંનેમાં ત્રણ વર્ષની મુદત મુકરર કરી શરત થઈ અને અવેજમાં ઊંટ મુકયાં. પછી અબુબકરે ( રદી ) મોહમ્મદ (સલ) આગળ વાત કરી, ત્યારે તેમણે કહ્યું કે, " બીદઅ " નો શબ્દ ત્રણથી નવ સુધી વપરાય છે. જા, તેમાં ઊંટનો વધારો કર અને મુદત વધાર. ફરી નવ વર્ષ સુધી સો ઊંટ કીધાં. અને " ઓબય " ઓહદથી આવ્યા પછી મરણ પામ્યો. અને રૂમીઓ પોતાના હારવાને સાતમે વર્ષે ઈરાનીઓને જીત્યા. અને તેજ દિવસે મુસલમાનોને પણ બદરમાં ફતેહ થઈ. ત્યારે ઓબયના વારસો પાસેથી અબુબકરે (રદી) ઊંટો લીધાં. મોહમ્મદ (સલ) સાહેબે કહ્યું કે, તું એ ઊંટોને સદકો કરી દે.

આ પેશીનગોઈ વિષે પાદરી ફાનડર કહે છે કે, " જો ટીકાકારોનું કહેવું મનાએ " ઈત્ય એથી એમ માલૂમ પડે છે કે, મજકુર કુરઆન શરીફની આયતનું ઇરાનીઓને જીતવા અગાઉનું થવું કુરઆનથી જણાતું નથી. પણ ટીકાકારોનું કહેવું છે. પણ પાદરીઓની એવી સમજપર છોકરાઓ પણ હસે એમાં નવાઈ જેવું નથી. કારણકે તે કલમમાં છે " જલદી જીતવાના " તથા " તે દિવસે મુસલમાનો ખુશી થશે. " તથા " ખુદાએ વયદો આપ્યો છે " હવે આવા શબ્દો થઈ ગયલા પર વપરાતા નથી. પણ થનારપર વપરાય છે. તથા વાયદો થનાર જણસનો થાય છે. પણ થઈ ગયલાપર વાયદો થતો નથી. ફરી પાદરીનું કહેવું કે " મોહમ્મદ સાહેબે પોતાની અકલે અથવા બુદ્ધિના જોરે કહ્યું " એ પણ ખોટું છે. કારણકે પાદરી પોતે આટલું તો માને છે કે, મોહમ્મદ ( સલ ) સાહેબ બુદ્ધિવાળા હતા. ત્યારે બુદ્ધિવાળા માણસ અને વળી પેગંબરીનો દાવો કરનારા એક ચીજના થવા વિષે અને થોડા મુદતમાં અને પોતાની એબો અને ભુલો શોધનાર ખરા શત્રુના મુકાબલામાં પોતાના ચેલાઓને અટકળે કહે એ થઇ શકતું નથી. કારણકે જો તે ન થાય તો દુશ્મનો સારી રીતે ફાવી જાય તથા દુન્યામાં તે જુઠનો ઢંઢેરો પીટે, અને માનનારા અવિશ્વાસી થઈ જાય. એવાં કામને કોઇ પણ બુદ્ધિમાન પસંદ કરે એમ નહિ. તો સાબીત થયું કે, તેમણે ચમત્કાર રીતે કહ્યું હતું, જેથી છાતી ઠોકીને દુશ્મનોના મુકાબલામાં કહેવા તૈયાર થયા. અકલવાળા માણસો કેટલીક વાતો થવાનું

ગેબ જાણનાર સમજી ગરજ માંગવી કેમ દુરસ્ત થાય ? હદીસ શરીફમાં આવેલું છે કે, જનાવરો વિગેરેના અવાજથી અપશુકન લેવા તે શિર્ક છે, બીજી હદીસ શરીફમાં આવેલું

પોતાની બુદ્ધિથી કહેછે ખરા અને તે વાત કદી ખરી પણ થાયછે અને કદી ખોટી પણ થાયછે. પણ ખુદાની એવી ચાલ છે કે, જે માણસ પેગંબરીનો દાવો કરે અને કોઇ ચીજના થવાની ખબર કલ્પીને કહે અને પ્રગટ કરે કે, મને ખુદાએ કહ્યું છે, તો તેવા માણસની વાત કદી પણ ખરી થાય નહિ. જુઓ તમારૂં બાઇબલ શું કહી રહ્યું છે? પુનર્નિયમ ૧૮; ૨૧, ૨૨. ને જો તું પોતાના હૃદયમાં કહે કે, પ્રભુ વાત બોલ્યો નથી તે અમે કેમ જાણીએ! તો ભવિષ્યવાદી પ્રભુના નામે જે બોલે, ને તે વાત પુરી ન થાય. ને ન આવે તો પ્રભુ તે બોલ્યો નહિ એવી વાત છે. તે ભવિષ્યવાદી ગર્વ કરીને તે બોલ્યો તેથી તું ન બીહી." મજકુર પુસ્તકના અધ્યાય ૧૮;૨૦ ને જે ભવિષ્યવાદી ગર્વ કરીને મારે નામે, જે વાત બોલવાની મેં તેને આજ્ઞા ન આપી તે બોલે અને અન્ય દેવોને નામે જે બોલે તેજ ભવિષ્યવાદી માર્યો જાય." આ બે કલમોથી માલૂમ પડે છે કે, પેગંબરીનો દાવો કરનાર માણસ પોતાના તરફથી ખુદા તરફ લગાડી કહે તો, તે વાત કદી પણ ખરી થાય નહિ, અને ઉલટો ખુદાનો કોપ ઉતરી પેગંબર મરાયો જાય. પણ મોહમ્મદ (સલ) સાહેબનું કહેલું તો સૂર્ય જેમ પ્રકાશ થયું અને પોતાની લાંબી જીંદગી ભોગવી જગતથી સિધાવી ગયા કાંઈ મરાયા નથી. જેનું હાસેલ એ થયું કે તેઓ ખરા પેગંબર હતા. વળી તે વેળા રૂમીઓની સ્થીતી કેવી હતી તે આપણે મુસલમાનોના લખાણમાં નહીં પણ ખ્રીસ્તીઓના લખાણમાં તપાસીએ. જોર્જ સેલ કુરઆનના તરજુમામાં મજકુર કલમની નોટમાં લખે છે "ઇરાનવાળાઓને હાર આપવી અને નુકસાન પુગાવવું તો કોરે રહ્યું પણ તે વેળા આટલી પણ આશા નહોતી કે, રૂમીઓ પોતાના નુકસાનનું કંઈ પુરૂં કરી શકે, કારણકે એ પછી ઇરાનીઓએ મોટી મોટી ફતેહ મેળવી હતી અને આગળ આગળ વધતા ગયા. અને છેવટે ખુદ કુસતુંતુનીયા (રૂમીઓના રાજસ્થાન) નો ઘેરો ઘાલ્યો હતો." સેલ સાહેબના આ લખાણથી સિદ્ધ થાય છે કે, જ્યારે આ પેશીનગોઈ કહેવામાં આવી તે વેળા રૂમીઓની ઈરાનીઓપર જીત મેળવવાની જરાએ આશા નહોતી. અને ગિબને રૂમના રાજ્યની તવારીખ લખી છે તેમાં આ પેશીનગોઈ વિષે આવી રીતે લખે છે. "જ્યારે આ આગમચેતી પ્રગટ કરવામાં આવી તે વેળા તે રાજ્યની એવી હાલત હતી કે કોઈ પણ પેશીનગોઈનું પૂરૂં થવું એથી વધારે આઘું જણાતું નહોતું. કારણકે રૂમના રાજાની હોકુમતના પ્રથમના બાર વર્ષ ( ઈસ્વી સને ૬૧૦–૬૨૨ ) રાજને માટે ઘણીજ તબાહીના વર્ષો હતાં. જેથી જાહેર થતું હતું કે, આ રાજ્ય ઘણુંજ જલદી નાશ પામશે" વળી ઇનસાઇક્લોપેડયાં બરટાનીકાની અગિયારમી આવૃત્તિના પુસ્તક ૧૩ પૃષ્ટ ૩૧૦ માં આ પેશીનગોઇવાળા રૂમના રાજા વિષે લખે છે "તેણે રૂમના રાજ્યને ખાતરીને લગભગ નાશ થવાથી બચાવ્યું છે" ગીબન લખેછે કે, "સીરીયા (શામ), મિસર, અને એશિયાના સુબા તો ઈરાની ફોજે દબાવ્યા હતા અને રૂમનો જે ભાગ યુરોપમાં હતો તેના ઉપર એવારના લોકો લુટ ચલાવતા હતા. દાખલા તરીકે પીન્કનીયાના મેદાનમાં જેટલા પુરૂષો પકડાયા હતા તેઓને ઘણી બેરહમીથી કતલ કર્યા, અને સ્ત્રીઓ તથા બાળકોને ગુલામ લોંડી બનાવ્યાં. અને નામીચા ખાનદાનની સ્ત્રીઓને જંગલી સીપાઈઓએ બેઆબરૂ કરી હતી. એવી રીતે ચોતરફથી રાજા ઉપર ઘેરો નખાતો અને તેને જલીલ કરવામાં આવતો અને રૂમનું રાજ્ય માત્ર કોન્સ્ટાન્ટીનોપલના શહેરના કોટ વચ્ચે હતું અથવા માત્ર કેટલાક સુબા ગ્રીક, ઈટાલી વગેરેનો બચી ગયેલો ભાગ અને એશયાના કિનારાના કેટલાક શહેરો રૂમના રાજ્યમાં રહી ગયાં હતાં. અને મિસર જીતાયા પછી રાજ્યસ્થાન કોન્સ્ટાન્ટીનોપલ દુષ્કાળ અને વબામાં સપડાયલું હતું. અને રૂમના રાજામાં હવે જો કે મુકાબલો કરવાની શકિત નહોતી તેથી તેને દુશમનોના હાથથી બચવાની જરાએ આશા નહોતી, માટે તેણે એવો વિચાર કર્યો હતો કે, કારથીજના કોઈ ઘણી મજબુત જગ્યામાં જઇને આશરો લીએ." ઉપલી વાતોને ધ્યાનમાં લેતાં ખુલ્લું જણાઈ આવે છે કે, જો આ પેશીનગોઈ અટકળથી હોત તો જરૂર રૂમીઓની હારની તેઓના રાજ્ય જવાની

છે કે, જે કોઇ ખબર બતાવનાર પાસે આવે, એટલે કે, કાહેન,[1] નજુમી, રમલ ફેંકનાર, ફાળ જોનાર અને બ્રાહ્મણ જોષી પાસે ને ફરી તેથી કંઇ પૂછે તો તેની ૪૦ રાતની નમાઝ કબુલ થતી નથી. બીજી હદીસ શરીફમાં છે કે, લાનત કરે ખુદાતઆલા તે શખ્સ પર કે, જે ખુદા વગર બીજાની તાજીમમાં જાનવર વધ કરે[2] બીજી હદીસ શરીફમાં આવેલું છે કે, જેણે ખુદા વગર બીજા કોઇના કસમ ખાધા, તો બેશક તેણે શિર્ક કીધો. અને તફસીરે અઝીઝીમાં લખ્યું છે કે, એક શખ્સે હજરત પેગંબર (સલ)ને કહ્યું કે, "જે અલ્લાહ ચાહશે અને તમો ચાહશો તે થશે, હજરતે (સલ) કહ્યું કે, તેં મને ખુદાનો ભાગીદાર ઠેરવ્યો, એમ નહિ, પણ જે એકલો ખુદા ચાહે તેજ થાય છે." આથી માલૂમ પડે છે કે, એમ કહેવું કે "અલ્લાહ અને રસૂલ તને ખુશ રાખે," અથવા "અ-

---

આગમચેતી કરત. અટાળ કરનારની બુદ્ધિ કદી તેના જીતવાની આગમચેતી કરવાની રજા આપે નહીં. તો સિદ્ધ થયું કે આ પેશીનગોઈ અલ્લાહ તરફથી વહી થઇ છે. આ પેશીનગોઈના સાચા થવાને ખ્રીસ્તીઓના વડાઓએ પણ માની છે, વિલ્યમ મ્યુર પોતાની લાઈફ ઓફ મોહમ્મદ પૃષ્ઠ ૧૧૯ માં લખે છે "પરીણામે આ પેશીનગોઈને સાચી કરી છે" અને ફ્રેંચ ઈતિહાસક બુલીન દિફરસ પોતાની કિતાબ વાઇ ડી મોહમ્મદ પૃષ્ટ ૩૨૯-૪૪ માં ઈકરાર કરેછે કે, આ પેશીનગોઈ પોતાના વખત પરજ પુરી થઈ છે. વળી મજકુર આયતને ધ્યાનમાં લેતાં જણાઈ આવશે કે, આ એક પેશીનગોઈ નથી પણ ચાર છે. (૧) આ કે જીતાઈલા રૂમી છેવટ જીતવાના (૨) આ જીત નવ વર્ષમાં થશે (૩) મુસલમાનો પણ તેવીજ રીતે પોતાના જુલમી અને બળવાન શત્રુઓ પર જીત મેળવશે. (૪) રૂમીઓ અને મુસલમાનોના જીતવાનો વખત એકજ થશે. સોંચો.

ખ્રીસ્તીઓને અને ખાસ કરીને મિશનના સેંકડો રૂપીઆના પગાર ખાનારાઓને જોઈએ કે આ બધી વાતો સોંચી પવિત્ર મુસલમાની ધર્મ કબુલ કરે, નહિતો પોતાનું નુકસાન કરશે મારૂં કામ સંભળાવવાનું છે.

[1] કાહેન તે માણસને કહે છે કે, જે ભૂતપરીને તાબે કરી તેની મારફતે છૂપી વાતો જાણવાનો દાવેદાર હોય અથવા તે માણસ કે જે આવતા વખતમાં થનાર વસ્તુઓની ખબર આપતો હોય અને ઘરોમાં છુપી ચીજના જાણવાનો દાવાદાર હોય. રમલ વિષે હદીસ શરીફમાં છે કે, એક નબી રમલના કાપા ખેંચતા હતા જેના કાપા તેમના સરખા પડે છે તેને દુરૂસ્ત છે. વિદ્વાનો કહે છે કે, તેમના જેવા કાપા પાડવાનું અમને ખબર નથી. માટે તે અમારે વાસ્તે દુરૂસ્ત થાય નહિ.

[2] તફસીર અઝીઝીથી એવા વધ કરવાની બુરાઈ ઘણી સારી રીતે પુરવાર થાય છે. દુરરૂલ મુખતારમાં છે કે, કોઈ અમીરની કે બીજા કોઈની પધરામણી માટે જાનવર વધ કરે તો તે હરામ થાય છે. જો તે પર બિસમિલ્લાહ બોલ્યો હોય તોપણ. એવીજ રીતે ફતાવા કાજીખાન, ફતાવા સિરાજીયાહ, આલમગીર યાહ, ફતાવા બરહના વિગેરેમાં છે. તફસીર નીશાપોરીમાં છે કે, જો કોઈ મુસલમાન ખુદાવગર કોઈ બીજાના તકરૂબમાં જાનવર વધ કરે તો તે મુસલમાનપણાથી નીકળી જાય છે. અને તેનું કાપેલું ઈસ્લામથી ફરી ગયલાના વધ કરેલા જેવું છે. મોજદદુદદીન અલફેસાની સાહેબ (રહ) પોતાની મકતુબાતમાં લખે છે કે, "લોકો જાનવરોને બુજરૂગોની માનતામાં લે છે. અને તેઓની કબરો ઉપર પણ જઈને વધ કરે છે, એવાં કામોને ફિકહની રિવાયતો શિર્કમાં દાખલ કરે છે. અને એ વિષે ઘણી સખતાઈ કરે છે. અને એવા વધને મૂર્તિ વધ સરખું ગણ્યું છે કે, જે શિર્કમાં દાખલ છે. એવા કામથી બચવું જોઈએ." હા, જો કોઇ સવાબ પહોંચાવવા માટે કાપે, અને જેને માટે સવાબ પહોચાવવો હોય તેની તાજીમ, કાપવામાં જાણતો ન હોય તો તે વધ દુરૂસ્ત છે. એજ રીતે પરોણા જમાડવામાં દુરૂસ્ત છે. એ વિષેની પૂરતી તહકીક શાહ અબદુલ અઝીઝ સાહેબ (રહ) ની કિતાબમાં જુઓ.

લ્લાહ અને રસૂલ ગવાહ છે.[૧] અને "અલ્લાહ અને પીર સાહેબ તારી ગરજ પૂરી પાડે" દુરૂસ્ત મળે નહિ. અને હદીસ શરીફમાં છે કે "દરેકને જોઇએ કે, પોતાની ગરજ પોતાના પરવરદિગાર પાસેથી માગે. એટલુંજ નહિ, પણ મીઠું પણ ખુદા પાસેથીજ માગે અને જોડાનો તસમો (બંધ) તુટી જાય તે પણ ખુદા પાસેથીજ માગે" મતલબ કે નાની મોટી સર્વ ગરજો ખુદાની પાસેથીજ માગવી.

ફેઝુલ કબીર (નામની) કિતાબમાં લખ્યું છે કે, શિર્ક તે છે કે, અલ્લાહતઆલાના ખાસ ગુણો કોઈ બીજા માટે સિદ્ધ કરવા. એટલે ખુદા વગર કોઇ બીજા વિષે એમ સમજે કે, તે જે ધારે તેજ વખત તે થઇ જાયછે અથવા તેને વગર ઇંદ્રિઓએ (હવાસ જેમ જોવું, સાંભળવું વગેરે) અને વગર અકલી દલીલે, અને વગર સ્વપ્ને અથવા ઇલહામે તે જાણનારને પોતા તરફથી જાણ થાય છે, અથવા તે જે શખ્સપર ગુસ્સો કે ધિટકાર કરે તો તે શખ્સ દરિદ્રી અથવા બીમારી કે આફતમાં ફસી જાય છે, અને જે શખ્સ પર કૃપા કરે તો, તે શખ્સ તંદુરૂસ્ત અથવા ઓહદા ગુજારાવાળો થાય છે અથવા તે કોઇ બીમારને શિફા આપે, તો એવા અકીદાથી શિર્ક લાગુ પડેછે. આથી માલુમ પડે છે કે, અલ્લાહતઆલા વગર બીજા કોઇથી રોજી માગવી અગર બીમારની તંદુરૂસ્તી અને ઉમરની લંબાઇ માગવી અને તેની ખફગીથી ડરીને કે તેથી નફાની આશા રાખીને માનતા માનવી શિર્ક છે.

તફસીર અઝીઝીમાં લખ્યું છે કે પ્રાર્થના વગર (બીજી ચીજ)માં શિર્ક કરનાર ઘણા છે. તે ટોળામાંથી તે લોકો છે કે, જીકર કરવામાં ખુદાના નામ સાથે બીજાને બરાબર કરે છે અને બીજાઓના નામની ખુદાના નામની જેમ તકરરૂબની રીતે જીકર (સ્મરણ) કરે છે. અને તે ટોળામાંથી તે લોકો છે કે, વધ કરવામાં, માનતામાં અને કુરબાનીમાં ખુદા સાથે બીજાઓને મેળવે છે. અને તે ટોળામાંથી તે લોકો છે કે, નામ રાખવામાં પોતાના છોકરાને "બંદે ફુલાન, અબ્દે ફેલાન (એટલે ફલાણાનો બંદો) કહે છે. અને એ નામમ શિર્ક છે. અને તે ટોળામાંથી તે લોકો છે કે, આફતોના દુર કરવામાં (ખુદા વગર) બીજા તરફ મદદપસ્થની [વસીલાની] રીતે નહિ પણ એકલી રીતે (બીલ ઇસિતીકલાલ) ફરે છે.

એની મતલબ આ છે કે અલ્લાહની નામની જેમ બીજાના નામનો જપ કરવો અને અબદુર રસૂલ બંદએ અલી, અબદુન નબી, અને બંદએ હેદર, એવીજ રીતે હુસૈન બખ્શ, કલંદર બખ્શ, પીર બખ્શ, મીરા બખ્શ, પીરાંદીઆ, નિગાહદીઆ, વસુદીઆ, મોહ-

---

૧ ઈરશાદુત તાલેબીનમાં કાજી સનાઉલ્લાહ પાનીપતિ સાહેબ (રહ) કહે છે કે, જો કોઈ કહે કે, આ કામપર ખુદા અને રસુલ ગવાહ છે તો તે કાફેર થઈ જાય છે" કારણકે ઈલમે ગેબને પેગંબર માટે સમજ્યો. ફતાવા કાજીખાનમાં છે કે, જો કોઇ વગર સાક્ષીએ નીકાહ કરે અને કહે કે, ખુદાને અને તેના રસૂલને ગવાહ કીધા છે. અથવા ફિરસ્તાને ગવાહ કીધા છે તો તે કાફેર થાય છે કારણકે તે એમ સમજ્યો કે ખુદાના રસૂલ છુપી વાત જાણે છે. પણ પેગંબર (સલ) જ્યારે જીવતાં છુપી વાત જાણતા નહોતા તો પછી મરણ પછી કેમ જાણે? શરહફિકહ અકબરમાં મુલ્લાં અલીકારી (રહ) લખે છે તું જાણ કે પેગંબરોએ છુપી ચીજોમાંથી કોઈને જાણી નહોતી પણ જે ચીજને ખુદાએ કદી કદી જણાવી તેને (જાણતા.) એવીજ રીતે કાજી સનાઉલ્લાહ સાહેબ (રહ) માલાબુદમાં પણ કહે છે.

મ્મદ બખ્શ, કલંદર બખ્શ, બુઅલી બખ્શ, બનોઇ બખ્શ, અને સાલાર બખ્શ, મદાર બખ્શ ખાજા બખ્શ, ઇમામ બખ્શ, સુલતાન બખ્શ, અને સુલતાની મસાનિઆ વિગેરે છોકરાઓનાં નામ રાખવાં [1] અને ખુદા વગર બીજાઓના નામપર જાનવર વધ કરવું અથવા માનત ચઢાવવી, માનવી અથવા આફતને મટાડવા (ખુદા વગર) કોઇને બુમ પાડવી અને નફો નુકસાન તેનાથી સમજવા એ બધામાં શિર્ક છે. અને કોઇ બુજરૂગનો વસીલો લેવો જેમ કહે "ઓ મારા અલ્લાહ હું ફલાણા હજરતનો વસીલો પકડી ( મધ્યસ્થ લાવી ) તારી પાસે માગું છું તું આ મારી ફલાણી મુશ્કેલ આસાન કર" એ દુરૂસ્ત છે.

દુરરૂલ મુખતારમાં લખ્યું છે કે, વિદ્વાનો, અને બુજરૂગોની આગળ પૃથ્વી ચુંબન કરવી હરામ છે અને એમ કરનારો અને તે પર ખુશી થનારો એ બંને પાપી છે." કાજી સનાઉલ્લાહ (રહ) ઇરશાદુત તાલેબીનમાં લખે છે "જેમકે અજ્ઞાનીઓ કહે છે "યા શેખ અબ્દુલ કાદેર શૈઅં લિલ્લાહ ( ઓ શેખ અબ્દુલ કાદેર ખુદાને માટે કંઇ આપો) યા ખાજા શમસુદ્દદીન તુર્ક પાનીપતિ, એ દુરૂસ્ત નથી અને જો એમ કહે કે, ઓ અલ્લાહ ! ખાજા શમસુદ્દદીનને વસીલે મારી ગરજ પુરી કર, તો કંઇ નુકસાન નથી" મતલબ કે, અમારા ધર્મમાં ખુદા વગર બીજાને પૂજ્ય ( માબુદ ) ઠેરવવો અને નફા નુકસાનનો ઇખ્તિયારવાળો સમજવો દુરૂસ્ત નથી એટલુંજ નહી પણ શિર્ક છે.

અને આજે તમો કહો છો કે, સુફી લોકો ખેલ અને તમાશાની બેઠકને બંદગી સમજે છે. તેનો જવાબ આ છે કે સુફી બનવું ઘણું મુશ્કેલ છે. અમારા ધર્મમાં સુફી તેને કહે છે કે, પોતાની મન ઇચ્છાઓને ત્યાગ કરી શરીઅતને તાબે થાય અને મહેનત મશક્કતથી પોતાના દિલને સાફ કરે; અને હાલમાં જે, તબલા, સારંગી એ લોક સાંભળે છે, તે અવિચારે ગફલતને લીધે એવી બેઠકોમાં જાય છે આવે છે; સાચા સુફી તેઓ છે જેઓના કેટલાક સ્વભાવ ( અખલાક ) ચોથા ભાગમાં વર્ણાયા છે. અને સુફીઓને ત્યાં એક શ્વાસ પણ ખુદાની યાદથી ગફલતમાં રહેવું દુરસ્ત નથી. ત્યારે રમત ખેલની વાત શી ? અમારા ધર્મમાં ખેલ તમાશાની ઘણી મનાઇ છે. જેમ અલ્લાહ સાહેબે ફરમાવ્યું છે; સુરા અનઆમ ૬: ૭૦ "છોડ ( એ મોહમ્મદ સલ ) તેઓને કે, જેઓએ પોતાના ધર્મને ખેલ અને રમત ઠેરવી, અને બેહેકાવ્યા : તેઓને દુન્યાની જીંદગીએ" અને સુરા લુકમાન ૩૧; ૬ "કેટલાક માણુસો એવા છે કે, ખેલની વાતોને ખરીદે છે, જેથી ભોળવી દે ખુદાના માર્ગથી વગર સમજે, અને ઠેરવ્યો તેને હસી, તેઓ જે છે તેઓને માટે ધીકા-

[1] ખુદા વગર બીજા કોઈની તરફ "અબદ" અથવા "બંદા"નો શબ્દ લગાડી કોઈનું નામ અબદુન-નબી, અબદુર-રસૂલ, રાખવું (શામી જીલદ ૫ માં) મના છે. તલખીસુલ--અનવારમાં છે કે, અબદના શબ્દને ખુદા વગર બીજા કોઈ સાથે લગાડી કોઈનું નામ રાખવું, તે વિદ્વાનોએ એકે મતે હરામ કીધું છે. મુલ્લા અલીકારી (રહ) એ શરહ મિશકાતમાં એવા નામ રાખવાને મના કરી છે. અને ઈબને હજરમકકી (રહ) એ પોતાની કિતાબ તોહફામાં એવાં નામ રાખવાને હરામ લખ્યું છે. અબુહોરેરા (રદી)નું નામ ઈસ્લામ સ્વીકારવા પેહેલાં અબ્દે શમ્સ હતું હજરતે (સલ) એ નામ બદલી અબદુલ્લાહ રાખ્યું. એવીજ રીતે બીજાઓનાં નામ પણ હજરતે (સલ) ફેરવેલાં.

રનાર અજાબ છે. " [૧] કુરઆનના ટીકાકારો લખે છે કે, એ આયત રાગ વાજાની બુરાઈમાં ઉતરેલી છે. મિશકાત શરીફમાં લખ્યું છે કે, પેગંબરે (સલ્લ) ફરમાવ્યું છે કે, "મારા રબ્બે મને " મઆજેફ " અને " મજામીર " ને મટાડવાને હુકમ કર્યો છે " મઆજેફ તે વાજાનું નામ છે કે, જે હાથથી વગાડાય અને મજામીર તે જે મોંથી વગાડાય.

અમારા ધર્મની ફિકહના [૨]ચાર વડા પ્રખ્યાત ઇમામ મુજતેહદ છે. હજરત ઇમામ અબુ-હનીફા ( રહ ) હજરત ઇમામ શાફેઇ ( રહ ) હજરત ઇમામ અહમદ બીન હનબલ ( રહ ) અને હજરત ઈમામ માલિક ( રહ ) એ ચારેને ત્યાં વાજાં સહિત રાગ સાંભળવો હરામ છે. હા, આટલું તો દુરૂસ્ત છે કે, કદી ઇદને દિવસે અથવા વિવાહ વગેરેમાં, કોઇ દાઇરો વગાડે અથવા ગઝલ વિગેરે કે જેમાં માત્ર ખુશીની વાતો અથવા બહાદુરો ( શૂરા ) ની બહાદુરીનું વર્ણન હોય એવું ગાવામાં કાંઇ દોષ નથી. કેમકે એટલામાં કાંઇ ગફલત આવતી નથી. પણ એવાં કામપર હમેશા મંડ્યા રહેવું દુરૂસ્ત નથી, કેમકે ગફલતનું કારણ થઇ પડે છે.

આ વખતમાં અમારા સુફીઓના મોટા ચાર માર્ગ પ્રખ્યાત છે. કાદેરી, સોહર્વરદી, નકશ-બંદી, અને ચીસ્તી. ફરી એ ચારે માર્ગોમાંથી કાદેરી માર્ગના ઇમામ હજરત મહબુબે સુબહાની, કુતબે રબ્બાની, શેખ અબ્દુલ-કાદેર જીલાની ( રહ ) છે. એમણે કદી એવી બેઠક કીધી નથી. એટલુંજ નહિ પણ " ગુન્યતુન તાલેબીન " નામની કિતાબમાં કે જે, એમની રચેલી છે. તેમાં તેઓએ એમ ફરમાવ્યું છે કે, " એ કયારે દુરસ્ત છે કે, પાપથી કોરૂં હોય, તો જો તેમાં કોઇ ગુનાહનું કામ હોય જેમ તબલા, મિઝમાર, ઉદ, વાંસળી, રેબાબ, મઆજેફ તંબુરો, શીન અને શાબાત, અને જાફરાન જેથી તુરકીઓ ગમત કરે છે તો તે જગ્યા નહીં બેસે. કેમકે એ સર્વે હરામ છે " અને સોહર્વરદી માર્ગના ઇમામ હજરત શેખ શહાબુદ્દીન ( રહ ) છે. તેમનાથી પણ એવી બેઠક થવી સાબિત મળે નહિં. એટલુંજ નહિ, પણ તેમના ખાસ ચેલા ( મુરીદ ) હજરત મુસ્લેહુદદીન સાદી શીરાજી ( રહ ) એ ગુલીસ્તામાં કહ્યું છે કે, હું પ્રથમ જુવાનીના હવા અને હોંસથી રાગ સાંભળ્યા કરતો. ( અને શેખ અજલ્લ અબુલ ફરજ ઇબનુલજોઝી (રહ)મના કર્યા કરતા ) ફરી મેં પસ્તાવો ( તોબાહ ) કીધો. " હવે જુઓ કે પસ્તાવો તો બંદ-

---

[૧] એક કાફેર હતો તે જ્યારે કોઈને જોતો કે, દિલ નરમ થયું, ઇસ્લામ તરફ જુકયો તો તેને ઘેર લઈ જતો, દારૂ પીવડાવતો, નાચરંગ દેખડાવતો કે જેથી ઇમાનની અસર મટી જાય. તે વિષે એ આયત ફરમાવાઇ છે. હાલમાં ખ્રીસ્તીઓએ પણ એજ ધંધો પકડયો છે કે, કેથે ભાષણ કરવા જવું, ત્યાં જો લોક ભેગાં ન થાય તો ગાવું, વગાડવું કરી લોકોને ભેગા કરવા. તેમ ખુબસુરત જુવાન છોકરીઓ સાથે રાખવી કે તેઓના જોવાની ખાતર લોકો ભેગા થાય ને એવા કામથી ઈમાનની અસર મટી જાય એવીજ રીતે ગીરજાઓમાં પણ કરે છે. અને લોકોના ઈમાન છોડાવવાની તદબીર કરે છે. જેથી મુસલમાનોએ બચવું જોઇએ. એવીજ રીતે કેટલીક મીશનેરી સ્ત્રીઓ હુન્નર શીખાવવાને બહાને ઘરોમાં આવી ભાળવે છે. એવી સ્ત્રીઓને ઘરમાં ઘુસાડવી એ હરામ છે.

[૨] ફિકહ તે વિધાનું નામ છે કે જેમાં એવું લખ્યું હોય કે, ફલાણું કામ માણુસ કરે અને ફલાણું ન કરે; એ વિધા કુરઆનશરીફ અને હદીસ શરીફથી નીકળી છે.

ગીથી નહિ, પણ પાપથી થાય છે. અને નકશ બંદીનો હાલતો પ્રગટજ છે કે, એમનો રાગ વિષે ઘણોજ નકાર છે. બાકી રહ્યો ચીસ્તી માર્ગ, તો એ માર્ગના આગેવાનોએ પણ વાજાં સહિત રાગ સાંભળ્યો નહિ; અને જો કોઇ માણુસ કોઇ રિવાયત તેમના સાંભળવાનું બ્યાન કરે; તો તે તદન જુઠ અને બેપાયાદાર અને તોહમત છે! [1] હા, આટલું તો ખરૂં છે કે, કેટલાક બુજરૂગોએ એકાંત બેસી પોતાના મુરીદોથી કદી કદી એવો રાગ સાંભળ્યો છે કે, જેમાં ખુદાની અને રસૂલની તારીફ અથવા એવો મજમુન કે જેને સાંભળી એક હાલત ઇશકની મજાની ઉત્પન્ન થાય. ફરી શું મગદુર કે તે કામમાં ખેલ તમાશો હોય. અને તબલા સારંગી વિગેરેની તો શી જીકર ? એવી રીતનો પણ રાગ બધાએ સાંભળ્યો નહિ. કેટલાકે સાંભળ્યો છે, અને કેટલાક તેપર પણ નકાર કરતા રહ્યા છે. જેમકે કહેવાય છે કે, હજરત નિજામુદ-દીન ઓલીઆ ( રહ ) કદી કદી રાગ સાંભળતા હતા. અને તેમના ખલીફા હજરત નસીરૂદ-દીન ચીરાગે દેહલી (રહ) રાગ સાંભળવાનો નકાર કરતા હતા. એક માણુસે હજરત નસીરૂદ-દીન ( રહ ) ને કહ્યું કે, તમારા પીર રાગ સાંભળ્યા કરે છે; તો તમે કેમ સાંભળતા નથી ? તેમણે કહ્યું કે જો પીર કોઇ શરાને વિરૂદ્ધ કરે તો ચેલાને તે કામમાં પીરની પુંઠે લાગવું જોઇએ નહિ. એ વાત તે શખ્સે હજરત નિજામુદ દીન સાહેબ ( રહ ) ને કહી; તેમણે કહ્યું કે, નસીરૂદ-દીન ( રહ ) સાચું કહે છે. એટલે એ વાત સાચી છે કે, જે કામ શરીઅત વિરૂદ્ધ હોય તેમાં પીરની તાબેદારી દુરૂસ્ત નથી. [2]

અને રિવાયત છે કે, હજરત કાજી જીયાઉદ-દીન સોનામી સાહેબ ( રહ ) જનાબ હજરત નિજામુદ-દીન સાહેબ ( રહ ) પર રાગ સાંભળવાને લીધે ઇન્કાર કરતા હતા. જ્યારે જનાબ કાજી સાહેબ ( રહ ) મરવાની બીમારીમાં પડયા; તો જનાબ હજરત નિ-જામુદ-દીન સાહેબ ( રહ ) તેમની ખબર લેવા ( એયાદત માટે ) પધાર્યા. અને શરી-અતના નિયમ પ્રમાણે ઇજાઝત ( રજા ) માગી. કાજી સાહેબ ( રહ ) બોલ્યા કે, હવે મારો વખત પાસે છે, હું ખુદા સાથે મળું છું. એવા વખતમાં મારી સામે બિદઅતી આવે એ હું પસંદ કરતો નથી. જનાબ હજરત નિજામુદ-દીન બોલ્યા કે, કાજી સાહેબને કહો

---

૧ સને ૧૩૧૩ હિજરીની શરૂમાં મકકા મોઅઝ્ઝમામાં મૌલવીઆ ખાનદાનના એક ગૃહસ્થ શામથી આવ્યા હતા. તેમની સાથે વાંસળી વગાડનારો એક ગવૈયો હતો. તેઓ આ વખતના, કુતુબ (ધરૂ) હજરત મોહમ્મદ (સલ) સાહેબના નાએબ, ખુદાની નિશાનીઓમાંની એક નિશાની, હાજી ઈમદાદુલ્લાહ સાહેબ (દામાફેન્નેહુ) ની મુલાકાતે આવ્યા હતા. તે વખતે ત્યાં હું પણ બેઠેલો હતો. તે પછી બીજી કે ત્રીજી મુલાકાતે તેમણે ઉપર વખણાયલા કુતુબ સાહેબની હજુરમાં અરજ કરી કે જો આપની રજા હોય તો મારો ગવૈયો ચેલો આપને કાંઈ સંભળાવે. તેમણે કહ્યું કે, હું એવી મીજલસમાં કદી ગયો નથી. તેમ મારી બેઠકમાં એવું થવું હું પસંદ પણ કરતો નથી. તે વેળા મારા દિલમાં એમ આવ્યું હતું કે,જો તેવું થશે તો હું ઉઠી ચાલતો થઇશ. તેવુંજ લાગલું તેમણેજ કહ્યું કે, અમારા ટોળામાં એવા પણ છે કે, જો એમ થશે તો તેઓ બેસશે નહિ. આખરે તેમણે વિનંતી કરી કે, વાંસળી વગર એ સંભળાવે ? આપનો હુકમ થવો જોઇએ. પછી તે પોતાની ભાષામાં કાંઈ ગાવા લાગ્યો.

૨ કારણ કે તાબેદારી ખુદાની અને રસૂલનીજ કરવાનું ફરમાન છે. અને બીજાઓની જે તાબેદારી થાય છે તે એટલાજ માટે કે. તેઓ ખુદાની અને રસૂલની વાત બ્યાન કરે છે. અને મજ-કુર હીકાયત અખબારૂલ અખયાર છપાયલી સને ૧૩૦૯ ના પૃષ્ઠ ૮૧ માં છે.

કે, બિદઅતી બિદઅતથી તોબાહ કરીને આવ્યો છે. જ્યારે કાજી સાહેબે એ વાત સાંભળી ત્યારે પોતાનો ફેંટો તેજ વેળા આપ્યો ને કહ્યું કે એને હજરત નિજામુદ-દીનના પગ નીચે બીછાવી દો, અને વિનંતી કરો કે, આપર રહીને પધારે. એઓ ખુદાના વલી છે. એમ-નામાં એટલીજ કસૂર હતી કે, એઓ રાગ સાંભળતા. કહે છે કે, હજરત નિજામુદ-દીને (૨૯) તે પાઘડીને માન દઇ ઊંચકી અને માથે મૂકી અંદર ગયા. જ્યારે બહાર આવ્યા ત્યારે તો કાજી સાહેબ સ્વર્ગવાસી થયા હતા. જ્યાં સુધી કાજી સાહેબને દફનાવ્યા નહિ ત્યાં સુધી હજરત નિજામુદ-દીન સાહેબનાં આંસુ બંધ થયાં [1] નહોતાં. " એવી રીતનો રાગ પણ કેટલાક બુજરૂગોએ એવી શરતે સાંભળ્યો છે કે, તે બેઠકમાં કોઇ જુવાન માણસ સ્ત્રી, અને ખૂબસુરત છોકરો ન હોય અને ગવૈયો ગાવાની મજુરી લેનાર ન હોય, અને ગાયનના મજમુન કુફર ભૂંડાઇનાં ન હોય, અને તેમાં કોઇ જીવતા માશુકની વખાણ ન હોય. અને તેની સાથે સારંગી, ઢોલક, તંબુરો, સીતાર, અને નફીરી વગેરે ન હોય, અને તે વેળા નમાઝનો વખત થયો ન હોય, અને તે બેઠકમાં કોઇ કાચો ચેલો ન હોય. જુઓ એવા બંદોબસ્તમાં ખેલ અને તમાશો કયાં રહ્યો, અને એમ છતાં એ રાગને એ બુજરૂ-ગોએ સારો માન્યો નથી. અને જ્યારે કોઇ દીનદારે તેઓ પર ઇન્કાર કીધો; કે તેઓએ પોતાની ભૂલ કબુલ કરી. પણ એથી વિરૂદ્ધ તમારા વડાઓ કે જેમનું કામ ખેલ, તમાશો અને ભૂડાં કામ હતાં. જેમકે પાછળ વર્ણન થઇ ગયું છે.

આ બ્યાનપર જો કોઇ હિંદુ સવાલ કરે કે, તમારી વાતથી સાફ માલૂમ પડે છે કે તમારા બુજરૂગોમાં કંઇ પણ શકિત નહોતી. અને તેઓ તદન નિર્બળ હતા કે, જેઓથી કોઇને કાંઇ નફો કે નુકસાન થતું નહિ. અને અમારા બુજરૂગો મોટા શકિતવાન હતા; કે જેઓ પાસેથી લોક પોતાની ગરજ માગે છે. અને મતલબ મેળવે છે. તેનો જવાબ કે, અમારા લખાણથી કાંઇ એમ સાબિત નથી થતું કે અમારા વડવાઓમાં કાંઇ તાકાત ન હોતી. પણ એટલું સિદ્ધ થાય છે કે, તેઓ ખુદાના શરીક નથી. અને ખુદાની આગળ નિર્બળ છે. કાંઇ અમારી તમારી આગળ નિર્બળ ( આજીઝ ) નથી. અને કોઇને લાભ ગેરલાભ પોહોંચાડવા બે રીતે થાય છે. એક તો એ કે તે પોતે લાભ ગેરલાભ પોહોંચા-ડવાનો માલિક હોય. પણ એમ થવું તો ખુદાનોજ ખાસ્સો ( તેનેજ સાથે બંધાયલું ) છે. અને બીજા કોઇની એવી પદવી ( શાન ) નથી. ન તો નબીની, ન વલીની.[2] બીજી એ કે, તેઓ ખુદાની જનાબમાં કોઇને માટે દુવા ( આશિર્વાદ ) કરે, અને ખુદા તેઓની દુવા

[1] એ હીકાયતને શાહ અબ્દુલહકક મોહદદેસ દેહલવી સાહેબે (રહ) જરા ફેરફાર સાથે પોતાની કિતાબ અખબારૂલ અખ્યાર પૃષ્ટ ૧૦૮ માં લખી છે. અને છેવટમાં મજકુર કાજી સાહેબની કિતાબ નામે " નિસાબુલ એહતેસાબ "ની ઘણી તારીફ લખી છે. એ કિતાબ વિદ્વાનોમાં ઘણી માતબર ગણાય છે. એ કિતાબના દાખલા "શામી" ફતાવાખેરીઆ" " મજાલેસુલ અબરાર " વગે-રેમાં જોવામાં આવે છે. એ કિતાબનો ઉર્દુમાં તરજુમો થઈ દિલ્લીમાં હાલ છપાયો છે. તેની કીંમત આના આઠ છે.

[2] મારા પ્યારા મુસલમાન ભાઇઓ ઘણા ખરા પોતે અજ્ઞાની હોવાથી એમ સમજે છે કે, ફલાણા બુજરૂગ છોકરો આપે છે અને ફલાણા ધન આપે છે તેઓ એટલું સમજતા નથી કે, એ ખાસ્સો ખુદાનો છે. અને ખુદાના ખાસ્સામાં બીજાને શામેલ કરવો એ કુફર છે. એથી નિકાહ તુટી જાય છે. એવાં કામોના રદીયાથી કુરઆન શરીફ ભરેલું છે. મક્કા શરીફના મૂર્તિ પૂજકો મૂર્તિઓ પાસેથી પોતાની મતલબ માંગતા જેથી તેમને કાફેર કહ્યા. તેઓ આટલું તો જાણતાજ હતા કે એ પથ્થરની કે બીજી કોઈ વસ્તુની મૂર્તિ છે. ખુદા નથી. પણ ખુદા પાસેથી જે માગવું જોઈએ તે તેઓ મૂર્તિ પાસે માંગતા. તેમજ ખુદાની બંદગી કરવી જોઈએ તે બદલ તેઓ મૂર્તિની પૂજા કરતા જેથી તેઓ કાફેર મુશરેક કહેવાયા. ખુદાતઆલા મુસલમાનોની હિદાયત કરે.

સાંભળે ( કબુલ કરે ) તો તેવો નફો અમારા બુજરૂગોથી હજારોને થયો છે. [1] અને કેટલાક જુલમીઓ, માથું ઊંચકનારાઓને તેઓના શ્રાપ ( બદ દુઆ ) થી નુકસાન પણ થયું છે, એજ માટે અમારા સર્વ વિદ્વાનોમાં એમ કરવું દુરૂસ્ત છે કે, કોઇ માણુસ જીવતા બુજરૂગ પાસે જઈ કહે કે, ઓ ફલાણા મારે લીધે ખુદાની જનાબમાં દુવા કરો કે, મારી ગરજ સરે. એમ નહિ કહે કે, તમો મારી ગરજ પુરી પાડો. એટલુંજ નહિ પણ કેટલાક મશાએખ સુફી ( કસ્સર હોમુલ્લાહ ) કહે છે કે, જો કોઇ મરેલા બુજરૂગની કબર પાસે જઇ કહે કે, ઓ બુજરૂગ તમો મારે લીધે ખુદાની જનાબમાં દુવા કરો તોપણ દુરૂસ્ત છે. [2] હા એટલું છે કે, ગાવોથી અને લાંબી મજલથી કોઈ બુજરૂગને હાંક મારે નહિ.

---

૧ હિજરી સને ૧૩૧૨માં હું મક્કા શરીફ હજ કરવા ગયો હતો (ખુદા કબૂલ કરે) તે વેળા હું મારા તિરતાજ રોશનદિલ શિક્ષક સાથે હતો. ત્યાં ગયા પછી ઉસ્તાદની સાહેબા ઘણાં માંદાં પડી ગયાં . જીવવાની આશા લોકોએ તથા હકીમે મુકી દીધી હતી. સાથે પાંચ નાનાં નાનાં બચ્ચાં હતાં, જેથી મૌલવી સાહેબનું દિલ ઉદાસ થયું હતું તેમ અમારા પીર, ખુદાદોસ્ત જમાનાના કોતોબ (ખુદા તેમનો ફેજ ચાલુ રાખે) સાહેબની દરબારમાં પણ થોડું અવાતું. આખર વખણાયલા પીર સાહેબે કહ્યું કે, મૌલવી સાહેબ ઘણા હેરાન છે. બચ્ચાં ઘણાં નાનાં છે દુવા કરીએ, એમ કહી હાથ ઊંચકી દુવા કીધી. બીજે દિવસે બીબી સાહેબ સારાં થઇ ગયાં, ને ચાલીને તવાફ કરવા ગયાં હતાં. એ સફરમાં મદીના શરીફ જવાનો મારો વિચાર નહોતો તેમણે એક દિવસે પોતાના દરબારમાં મદીના શરીફની વાત કહાડી, તે એવી રીતે કે જાણે કોઈ મદીના શરીફ જવાનું ના પાડતો હોય અને તેવણ તેને મોકલતા હોય. હું મદીના શરીફ જવાનો છું કે નહિ તેની તેમને કોઇ તરેહની ખબર કરવામાં આવેલી નહોતી. આખર મારા શીક્ષક મૌલાના મોલવી અહમદ હસન સાહેબ મારા તરફ જોઈ હસવા લાગ્યા. તેમ હું પણ સમજી ગયો કે, તેઓ મનેજ મદીના શરીફ મોકલવા માગે છે. મેં તેમને અરજ કરી કે, હું બેવાર મદીના શરીફ ગયો છું. અને આ સફરમાં મારી પાસે રૂ. ૮૦) જ બાકી રહેલા છે. તેવણ બોલ્યા કે તારે માટે એટલા રૂ. બહુ છે મેં તેમનું કહેવું શિરપર ચહડાવ્યું ને જવું કબુલ રાખ્યું. જ્યારે હું જવા લાગ્યો ત્યારે મને દૂરથી જોઇ ઉભા થઈ ગયા. અને હાથ ઊંચકી દુવા કરવા લાગ્યા અને મને કહ્યું કે, જા તને ખુદાને સોંપ્યો? એ દુવાની અસર એવી જોત હતી કે, મારી પાસે કોઈ નોકર ચાકર નહોતો. હું કોઈની વીસીમાં નહોતો છતાં મને નોકર ચાકરવાળા કરતાં વધારે રાહત હતી. ઊંટવાળો જાણે મારો નોકર હોય એવી ખીજમત કરતો, પાણી છાણીની તે ફિકર રાખતો. મદીના શરીફને રસ્તે કોલેરા ઘણી જોરમાં ચાલતો હતો. જ્યારે કાફલો ઉતરતો ત્યારે તે જગ્યા એક કબરસ્તાન થઇ જતું કોઈને આશા નહોતી કે મદીના શરીફમાં કરાંતીનવાળા પેશવા દેશે, પણ તેમની દુવાનીજ અસર જોતો હતો કે, બહુજ ખુશી સાથે અમે મદીના શરીફમાં દાખલ થયા અને ત્યાં આઠ દિવસ રહ્યા. મારી સામે બીજા કેટલાક કાફલા આવ્યા કે જેમાં કેટલાક ડાભેલ ગામના માણસો હતા. તે કાફલો પાછળ આવ્યો અને આગળ સરકારે વિદા કર્યો. અને કેટલાક કાફલાને તો ગામમાંજ પેસવા નહીં દીધા એ વગર આપની કરામતો બેશુમાર છે. જેમાંથી થોડાકના વર્ણનમાં એક રિસાલો મારા ઉસ્તાદે લખ્યો છે. અને હાલ શમાએમે ઈમદાદીઆ નામનો રિસાલો લખનોરમાં છપાયો છે. તેમ "કરામાતે ઈમદા દીયાહ" નામનો રિસાલો મૌલાના અશરફ અલી સાહેબે ઘણો ઉમદા લખ્યો છે.

૨ દુરૂલ-મુખતાર, શામી, ફતહુલ-કદીર, વિગેરે કિતાબો જોવાથી માલૂમ પડે છે કે, હનફી મજહબવાળા ઘણા લોકો એમ સમજે છે કે, મુરદાં કોઈની વાત સાંભળતાં નથી. પણ હનફી મજહબના કેટલાકનો એવો મત છે કે, તેઓ જીવતાની માફક સાંભળે છે. એ વાંધાના આધાર પર પહેલા એમ કહે છે કે, કબર પાસે જઈ એમ કહેવું કે તમો મારે માટે ખુદા પાસે દુવા કરો નિરૂપયોગી છે કેમકે તેઓ સાંભળતા નથી. અને બીજા કહે છે કે, એવી તરેહ દુવા કરવી લાભ છે કેમકે તેઓ સાંભળે છે પણ પ્રથમનો મત ઘણો મજબુત છે.

કેમકે દરેક વખતમાં દરેક ચીજની ખબર ખુદા વગર બીજા કોઇની પાસે મળે નહિ. [૧] અને કેટલાક અમારા બુજરૂગોને કોઇ વાર ખુદાના બતાવવાથી દૂર દૂરની પણ ખબર થઈ ગઇ છે. જેમકે ૧લા અધ્યાયના ચોથા ભાગમાં જાહેર થયું છે.

હવે અમારા બુજરૂગોથી જે લાભ ખુદાની મખલૂકને થયો છે. તે જરા કાન રાખીને સાંભળો. પ્રથમ સર્વ બુજરૂગોથી વડા શ્રેષ્ઠ બુજરૂગ હજરત મોહમ્મદ મોસ્તફા ( સલ ) છે. તેમનો ફેજ એવો અપાર છે કે, તે વખતથી મહા પ્રલય ( કેયામત ) સૂધી જેટલા મુસલમાન પુરૂષો અને સ્ત્રીઓ છે તે સર્વ હજરતનેજ લીધે અને તેમના માર્ગ બતાવ્યાથીજ દોજખથી બચ્યાં અને જન્નતી થયાં. અને હદીસ શરીફમાં લખાયું છે કે, સોમવાર અને ગુરૂવારને દિવસે ફિરસ્તાઓ મુસલમાનોનાં કૃત્યને હજરતની હજુરમાં રજુ કરે છે. ત્યારે હજરત સારાં કૃત્યને એવા દફતરમાં નોંધાવે છે કે, તે કદી મટે નહિ. અને બુરાં કૃત્યને સાંભળી મુસલમાનો માટે ખુદા પાસે માફી માગે છે. જુઓ એ લાભ આજ સુધી ચાલુ છે. અને કેયામતને દિવસે હઝરતની શફાઅતથી મુસલમાનો બખ્શાયા જશે. કેટલાક તો વગર અજાબે, અને કેટલાક દોઝખથી કહાડાશે, [૨] અને હઝરતથી જેટલો કાંઇ

---

૧ એવી રીતે સમજવાને શરહ ફીકહ અકબરમાં તેમ બીજા ફતાવાઓમાં કુફર લખ્યું છે.

૨ મોહમ્મદીદીનનો ખુલાસો તથા મીઝાનુલહક વિગેરે પુસ્તકોમાં પાદરીઓએ લખ્યું છે કે, મુસલમાનો જે હજરત મોહમ્મદ (સલ)ને શફીઅ (મધ્યસ્થ) સમજે છે. એ ભૂલ ભરેલું છે. કેમકે મોહમ્મદ (સલ) પાપી હતા. ત્યારે પાપી બીજા પાપીઓની સિફારસ (શફાઅત) કેમ કરે? એનો જવાબ કે, હજરત મોહમ્મદ (સલ)ને ગુનેહગાર સમજવું ભૂલ ભરેલું છે. કોઈ પણ ગુનોહ સાબેત કરવો ફરી બોલવું જોઈએ ખુદા પાસેથી બક્ષીસ માગવાનું કામ સેવકનુંજ છે. ફરી તેથી પાપી કેમ બને? જો બક્ષીશ માગવાથી પાપી ગણાતા હોય તો હું પાદરીથી પુછું છું કે, લુક ૧૧;૧માં જે લખ્યું છે કે, ઈશુ (અલે ) ખુદા પાસેથી દુવા માંગતા હતા તેમાં શું બોલતા હતા. જો કહો કે તેવણ તેજ શબ્દો બોલ્યા હતા કે જે તેમણે બીજાઓને શીખવ્યા તો ફરી તેમાં તો સાફ કહેલું છે ' તું અમારા પાપોને માફ કર.'' ને જો કોઈ બીજા શબ્દો બોલતા હોય તો તે બતાવશો? તો ફરી ઈશુ (અલે) પણ કેમ મધ્યસ્થ બને? વળી પાપી બીજાઓનો મધ્યસ્થ થઈ નહીં શકે તેની સાબેતી પાદરીએ કાંઈ બતાવી નહીં. શું એમ નથી થઈ શકતું કે, ખુદાતઆલા એકના પાપ, વગર શીફારસે માફ કરે, અને બીજાઓના તેની શીફારસથી? વળી પાદરી ફાન્ડર તેમજ બીજા પાદરીઓ લખે છે કે, સુરા ફતહની આયત ૨ માં ખુદા હજરત મોહમ્મદ (સલ) વિષે ફરમાવે છે કે, "અમોએ તારા આગલાં પાછલાં પાપ માફ કર્યા" હવે પાદરીઓની મતલબ પ્રમાણે જો અમો માની લઈએ કે, હજરત મોહમ્મદ (સલ) ગુનેહગાર હતા પણ મજકુર તમારી બતાવેલી આયતથી સાફ માલૂમ પડે છે કે, આપના આગલા પાછલા બધા ગુનાહ માફ કરી દીધા. ફરી બીજાની શફાઅત નાંહ કરી શકે તેનું કારણ શું? ખ્રીસ્તીઓ ઈશુ (અલ) વગર, બીજા કોઇને નિરપરાધી માનતા નથી. છતાં મ ત્થી. ૧૬;૧૯ માં પીતરને લોકોનો સીફારસ કરનાર લખ્યો છે. ત્યારે જો ગુનેહગાર લોકોનો મધ્યસ્થ નહીં થઈ શકે તો ફરી પીતર કે જેને ઇશુ (અલ) શૈતાન કહેછે, માત્થી ૧૬; ૨૩ તે કેમ કરીને બને. વળી જુઓ કે યશાયા ૪૫; ૧૩ થી માલૂમ પડે છે કે, શાહખોરસ (કેખસરૂ) પણ લોકોનો છોડાવનાર છે. ફરી તે અપરાધી હોવા છતાં કેમ છોડાવનાર થયો? હવે અહિ "દાવત" નામના લખાણનો તરજુમો જરા વધારો ઘટારો કરી લખું છું જેથી ખ્રીસ્તીઓનો પોતાના છુટવાનો જે ખ્યાલ છે તે કેટલા દરજા નિર્બળ છે. તે ખુલ્લી રીતે દેખાઈ આવશે.

"મોહમ્મદી દીનનો ખુલાસો" એ ચોપાનીઆનો કર્તા છગનલાલ ભગવાનદાસે પોતાની લાંબી મુદત બાપીકા ધર્મમાં કહાડી ફરી ખ્રીસ્તી એવી આશાએ થયો કે, મારી મુક્તિ થાય; અને હમે-

લાભ મખલૂકને પોહોંચ્યો છે, તે સર્વનું વર્ણન હજારો કિતાબોમાં આવી શકે નહી. ઇન-સાફની આંખો જોઇએ. એજ માટે ખુદા ફરમાવે છે ઓ મોહમ્મદ ( સલ ) " અમોએ

---

શનું જીવન મળે. તે સાહેબથી મુખ્ય કરીને અને બીજા પાદરીઓને આમ કરીને મારો સવાલ છે. તેનો કોઈ પણ પાદરી જવાબ આપે.

સવાલ—ખ્રીસ્તી થયા પછી કોઇ પણ પાપ માસતર છગનલાલે કીધું છે કે નહિ? તેમ આવતા વખતમાં પણ કોઈ પાપ કરશે કે નહિ? જો એમ કહે કે પાપથી એકદમ વેગળો થઈ ગયો અને ન પાપ કીધું અને ન કરશે. જેમ લાહોરવાળા પાદરી ફોરમેન સાહેબ પોતાની કિતાબ "તેગ-વ-સીપર, માં લખે છે, તો એ ત્રણ દાખલાથી ખોટું છે. (૧) ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે ઉત્તમોત્તમ હજરાત પેગંબરો (અલ) જેઓ કે ખુદાની તરફથી લોકોને માર્ગ બતાવવા ઉત્પન્ન થયા છે. અને તેઓને રસૂલનો સીરપાવ આપ્યો છે. તેઓ પણ ( ખુદાથી પનાહ માગું છું. ) રાત દિવસ તરેહ તરેહનાં પાપમાં ફસ્યા હતા. એટલે કોઈ મૂર્તિ પુજામાં (૧ રાજા-૧૧) કોઈ વ્યભિચારમાં ( ૨ શમુ-૧૧) કોઈ ફરેબ આપવામાં (ઉત્પ. ૨૭) કોઈ ખુન કરવામાં (નિર્ગ ૨; ૧૨) કોઈ ખુદાનો હુકમ પોહોંચાડવામાં જુઠું બોલવામાં [૧ રાજા-૧૩] કોઈ માની બેઅદબી કરવામાં [યોહાન ૨; ૪] વાયદો કરી ફરી જવામાં [લુક-૧૨; ૪૦] ગાળ આપવાની ટેવ રાખવામાં [માત્થી ૨૩ લુક ૧૧ માત્થી ૧૫; ૨૬) ઈત્યાદી—જે પાપો બાઇબલમાં પેગંબરો વિષે લખ્યાં છે. ત્યારે એમ તો થવું ઘણુ કઠણ છે કે, ખુદા તરફથી લોકોને માર્ગ બતાવવા આવેલા પેગંબરો તો પાપ કરતા રહે, અને ખ્રીસ્તીઓ નિરપરાધી હોય! કેમકે ચેલો ગુરૂ કરતાં ઉત્તમ નથી. માત્થી. ૧૦; ૨૪ [૨] ખ્રીસ્તીઓ મોટા રેવરેન્ડો પાસે બાપ્તિસમાં લેછ ત્યારે તે બાપ્તિસમાં આપનારને સમ આપી પૂછી જુઓ કે, તમે ગુનેહગાર છો કે નહિ? હું ખાતરીથી કહું છું કે તે મોટા પાદરીઓ પોતાને પાપી કહ્યા વગર રહેશે નહિ, અને તેઓ કેમ એવો ઈકરાર નહિ કરે? ઇશુ (અલે)ના શિષ્યો જેઓ ઈશુથી બાપ્તિસ્મા પામનાર છે, તેઓનાં પાપો બાઈબલમાં લખાયાં છે. તે વાંચી ખ્રીસ્તીઓ કેમ શરમિંદા નહિ થતા? શું ખ્રીસ્તીઓ યહુદા ઈસ્કારીઓતને કે જે ઇશુ (અલે) નો મુખ્ય શિષ્ય હતો. અને એમનો ખજાનચી પણ હતો. (યોહાન ૧૩; ૨૯) અને ૧૨માં તખ્તનો માલિક હતો. માત્થી ૧૯; ૨૮. તેણે યહુદીઓના હાથમાં હજરત ઇશુ (અલે)ને ત્રીશ રૂપિયે વેચ્યા માત્થી ૨૬; ૧૬ તે ભુલી ગયા? પીતરે પોતાનો જીવ બચાવવા માટે ખોટા કસમ ખાધા. અને પોતાના ગુરૂ; દેહમાં ઉતરેલા ખુદાનો નકાર કીધો માત્થી-૨૬; ૭૨-૭૩) અને પાઉલના કહેવા પ્રમાણે પીતરનું ઈન્જીલની સચ્ચાઇથી ઈન્કાર કરનાર થવું, શું ખ્રીસ્તીઓના જોવામાં આવ્યું નથી? ગલાતી ૨; ૧૪ અને શું ઈશુ [અલે] એ પોતે તેને શેતાન નહિ કહ્યો? માર્ક ૮; ૩૩ માંત્થી ૧૬; ૨૪ ઇસા [અલે] એ સર્વ શિષ્યોને બેઈમાનનો શિરપાવ આપ્યો છે માર્ક ૧૬ ૧૪ ત્યારે ઘણું અજાયબ જેવું છે કે, ખાસ ઇશુ (અલે) ના શિષ્યો જેઓ તેમની સાથે રહેનાર, તેઓ તો ઇંજીલમાં લખ્યા પ્રમાણે પાપમાં ફસ્યા હોય અને ખ્રીસ્તીઓ પાપથી વેગળા રહે. [૩] ખુદાની શરીઅતનું સત જાણે દશાજ્ઞા છે. તેમાંથી આ એક આજ્ઞા છે કે "સબત દીન [શનીવાર) પવિત્ર માનવાને તેનું સ્મરણ કર, છ દિવસ તું ઉદયોગ અને તારાં સર્વ કામ કર, પણ સાતમો દિવસ પ્રભુ તારા દેવનો સબત છે તેમાં તું કાંઈ કામ નહીં કર. તું કે તારો દીકરો કે તારી દીકરી, કે તારો દાસ, કે તારી દાસી, તારો પશુ. કે તારા બારણાનો પરદેશી, કેમકે છ દિવસોમાં પ્રભુએ આકાશ તથા પૃથ્વી તથા સમુદ્ર તથા તેઓમાં જે સર્વ છે તે ઉત્પન્ન કીધાં અને સાતમે દિવસે તે સ્વસ્થ રહ્યો. [આરામ લીધો.] એ માટે પ્રભુએ સબતવારને આશિર્વાદ આપ્યો; ને તેને પવિત્ર ઠરાવ્યો નીર્ગ ૨૦; ૧૦, ૧૧ જુઓ સબતને દિવસે ખુદાએ દીકરા દીકરી, દાસ, દાસી પશુથી કામ લેવાની મના કરી છે છતાં અમો આંખોથી જોઇ રહ્યા છીએ કે, સબત એટલે રવિવાર (સબતનો અર્થ ચલણ પ્રમાણે રવિવાર કીધો છે). તે દિવસે પાદરીઓના ચાકરો કામકાજ કરે છે અને બગી વિગેરેમાં ઘોડા જોડી પોતે પાદરી સાહેબ ઘણી ખુશીથી સ્વાર થાયછે. ત્યારે શું દર અઠવાડિયે ખુદાનો હુકમ નથી તુટતો? તથા દશ હુકમોમાંથી કોઈપણ આજ્ઞાને તોડવી એ શું પાપ નથી? બેશક

મોટું પાપ છે. જેનો કોઈ પાદરી ઈન્કાર કરી શકતો નથી. દશાજ્ઞા તો વારૂ, ક્રીસ્તીઓના કહેવા પ્રમાણે જુના કરારની છે, ત્યારે નવા કરારપર કેમ ચાલે છે તેનું બ્યાન સાંભળો. ઈશુ (અલે) ફરમાવે છે. " પણ તમે પોતાને સારૂં આકાશમાં દ્રવ્ય (ખજાનો) એકઠું કરો, જ્યાં કીડા તથા કાટ નાશ નથી કરતા ને જ્યાં ચોરો ખાતર પાડીને ચોરતા નથી, કેમકે જ્યાં તમારૂં દ્રવ્ય છે ત્યાં તમારૂં ચીત પણ રહેશે. માત્થી ૬; ૨૦." વળી ફરમાવે છે. ',વળી આકાશનાં પક્ષીઓને જુઓ, કે તેઓ વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં નથી, તોપણ આકાશમાંનો તમારો બાપ તેઓનું પાલણ કરે છે ખેતરનું ઘાસ જે આજે છે ને કાલે ભઠીમાં ફેંકાય છે તેને જો દેવ એવું પેહેરાવે છે તો ઓ અલ્પ વિશ્વાસીઓ તમને શું વિશેષ કરીને નહિ પેહેરાવશે? માત્થી ૬; ૨૯,૩૦ આ આજ્ઞાની વિરૂદ્ધમાં ક્રીસ્તીઓ જગતના લોભમાં એટલા તો ગીરફ્તાર છે અને રાત દિવસ એજ ફિકરમાં લાગ્યા છે; કે તે લખવાની જરૂર નથી. જગતના લોભનો એવો તો હાલ છે કે, બધો વેપાર ક્રીસ્તીઓએ પોતાના હાથમાં કરી લીધો વિગેરે. ત્યારે નવા કરારના કરારને તોડવામાં ક્રીસ્તીઓએ કંઈ કસુર બાકી રાખી કે જેથી પોતાને નિરાપરાધી ઠેરવી શકે?

અને જો પાદરી છગનલાલે ક્રીસ્તી થયા પછી પાપ કીધું છે અને કરશે અને બેશક કરશે. કારણકે પાપથી બચવાની તરેહ તો થાય તેમ ઉપલા ત્રણ દાખલાથી અશક્ય છે. ત્યારે પોતાના ક્રીસ્તી થવાનું ફળ નવા કરારમાં વાંચી જુએ. હેબ્રી–૬;૪, ૫ જેઓ એકવાર પ્રકાશીત થયા. જેઓએ આકાશના દાનનો અનુભવ લીધો, જેઓ પવિત્રાત્માના ભાગીઆ પણ થયા અને જેઓએ દેવની ઉત્તમ વાત તથા આવનાર જગતમાંના પરાક્રમનો અનુભવ લીધો, તેઓ જો પછી પડેલા થયા. તેઓને પસ્તાવાને સારૂ ફરી નવા કરવા એ થઈ શકતું નથી. કાંજે તેઓ પોતાનામાં દેવના પુત્રને ફરી વધસ્થંભે જડે છે અને પ્રગટ રૂપે તેનું અપમાન કરેછે " આ કલમને ધ્યાનમાં લેતાં તો ક્રીસ્તી થયા પછી જે કાંઈ પાપ છગનલાલે કીધું હશે તેનો પસ્તાવો થવો [તોબા] અશક્ય છે. એટલુંજ નહિ પણ બાતપિસ્મા લીધા પછી પાપ કરવું જાણે ઈશુ [અલે]ને વધસ્તંભે ખેંચવું છે [હસી] યહુદીઓએ તો ઇશુ [અલે]ને એકવાર વધસ્તંભે ચહડાવ્યા, પણ છગનલાલ તો હમેશ પાપ કરી વારે ઘડીએ તેમને સુળી આપેછે. અને ફરી તેમનાથી છુટવાની આશા? ફરી વાંચો. હેબ્રી ૧૦; ૨૬ આપણે સતની ઓળખ પામ્યા પછી જો ઈચ્છાથી પાપ કરીએ તો પાપોને સારૂં બીજો યજ્ઞ [કુરબાની] બાકી રહેતો નથી. પણ ન્યાય ઠરવાની તથા જે અગ્નિરૂપ કોપ વૈરીઓને ખઈ નાંખશે તેની બીહામણીજ વાટ જોવાનું છે. " આથી ખુલ્લી રીતે માલુમ થાય છે કે, ક્રીસ્તી થયા પછી જે પાપ થાય તેને માટે કોઈ પણ કફારો કે યજ્ઞ બાકી નથી, પણ કેયામતની બીહામણી અગ્નિ, અને કોપ બાકી છે, અને જહન્નમનો સીધો માર્ગ તૈયાર છે. હવે ૨, પીતર ૨; ૨૦ માં પીતર પોતે શું લખે છે? પ્રભુ તથા તારનાર ઈશુ ક્રીસ્તની ઓળખથી જો તેઓ જગતના મલીનપણાથી છુટીને પાછા તેમાં ગુંથાય તે જીતાયા [ મગલુબ થયા ] તો તેઓની છેલ્લી દશા પહેલી કરતાં ભૂંડી છે. કારણકે ન્યાયપણાનો માર્ગ જાણ્યા પછી તેઓને જે પવિત્ર આજ્ઞા અપાય તેથી ફરવા કરતાં જાણ ન થઈ હોત તો સારૂં થાત. પણ આ ખરી કહેવત પ્રમાણે તેઓને થયું કે, કુતરૂં પોતાની ઓકની ગમ ને ધોયલી ભુડણ કાદવમાં આલોટવાને ફર્યો છે. " આ લખાણથી સિદ્ધ થાય છે કે, જો કોઈ ક્રીસ્તી પાપ કરે તો તેનો પાછલો હાલ આગલા કરતાં ભૂંડો થાયછે. અને ક્રીસ્તી થઈને પાપ કરવા કરતાં ક્રીસ્તી ન થવામાં ભલું છે, અને ક્રીસ્તી થઇને પાપ કરવાનું દ્રષ્ટાંત પણ શું મજાદાર કહ્યું છે કે, " કુતરૂં પોતાની ઓકની ગમ અને ધોયેલી ડુકેણ કાદવમાં આલોટવાને ફર્યો છે.

માસતર છગનલાલ તેમ બીજા ક્રીસ્તીઓ જરા આ લખાણને સોચે રીકર કરે કે, ક્રીસ્તી થવાનો શો ફાયદો છે? બૈબલથી તો ક્રીસ્તીઓનો છુટકારો થવો અશક્ય છે ફરી ગફલતમાં પડી રહેવું અને ઈશુ [ અલે ] ને પોતાના છુટકારા માટે બીન સ્વાર્થે ભૂંડું બોલવું [ ગલા ૩; ૧૩ ] તે પોતાનું ખાનું ખરાબ કરવું છે. યોહાનનું બાપ્તિસ્માપણ પાપ માફ કરવા હતું. [ લુક ૩; ૩. માત્થી ૩; ૧૧. માર્ક ૧; ૪, ૫ ] ફરી ઈશુ [ અલે ] ને વધસ્તંભે ચડવાની શી જરૂર હતી?

અને હજરત વગર જેટલા પેગંબરો થયા છે, તેઓથી પણ એવીજ રીતે મખલૂકને લાભ પોહોંચ્યો છે. પેગંબરો પછી વલીઓ થયા છે. તેઓના ફેજની પણ ઘણી નહેરો વહે છે. મુખ્ય કરી આ કૃપા પામેલી ઉમ્મતના અવલેયા જેમકે હજરત (સલ) નાં ઘરવાળાં, શિષ્યો અને તાબેઇન તેઓથી ખરો ધર્મ જગતમાં ફેલ્યો. અને તેઓથી ઉતરી ઇમામ, જેમકે હજરત મોહમ્મદ બીન ઇસમાઇલ બુખારી, હજરત મુસલિમ, હજરત તિરમીઝી, હજરત નસાઈ, હજરત ઇબ્નિ માજા અને હજરત અબુ દાઊદ વગેરે હદીસના ઇમામો છે. અને હજરત અબુ હનીફ હજરત શાફેઇ, હજરત અહમદબીન હનબલ, હજરત માલિક, હજરત અબુયુસોફ, હજરત ઇમામ મોહમ્મદ, હજરત સુફયાન અને હજરત ઝોફર (ર૯) વગેરે જેઓ કે, ફિકહના ઇમામો છે. અને હજરત અબુલ હસન અશઅરી અને હજરત અબુલ મનસૂર માતોરીદી (ર૯) વગેરે જેઓ કે અકાએદના ઇમામો છે અને હજરત હસન બસ્રી, હજરત જુનેદ, હજરત શિબલી, હજરત શેખ અબદુલ કાદેર જીલાની, હજરત મોઇદ ચીશતી, હજરત ઇમામ ગીઝાલી, અને હજરત અહમદ સરહંદી મોજદદીદે અલફેસાની (ર૯) વગેરે જેઓ કે, બ્રહ્મજ્ઞાન, મનસુધારક, (તસવવોફ) વિદ્યાના ઇમામો છે. અને એ સિવાય બીજા ઘણા ઇમામ છે. આ જગ્યા જે પ્રખ્યાત નામો છે તે લખ્યાં છે. એ લોકોએ ઘણી બારીકીથી ખરી તપાસ કરી કુરઆન અને હદીસના અર્થ સમજ્યા અને તેથી ધર્મના નિયમો કહાડ્યા. અને લોકોને પોહોંચાવ્યા. પણ એથી ઉલટું કે, તમારા વડાઓ કે કોઇએ કોઇ સાથે દગલબાજી કરી તેઓનું રાજ છીનવી લીધું, અને કોઇએ તો વગર ગુનેહ લાખોને કતલ કર્યા. કોઇએ કોઇની સ્ત્રી સાથે વ્યભિચાર કીધો, કોઇએ કોઈનું નાક કાપ્યું કોઇએ કોઇ સાથે બદ સ્વભાવ દર્શાવ્યો જેનું થોડુંએક વર્ણન બીજા અને ચોથા ભાગમાં થઇ ચુક્યું છે.

અને આજે તમો કહોછો કે અમારા વડાઓ મોટા શકિતમાન હતા. જેમની પાસે લોકો પોતાની ગરજે માગતા અને મેળવતા, તો તમારા શકિતમાન તેજ છે કે, સર્વ દેવતાઓ એક જલન્ધર દૈત્યની લડાઇમાં, કે તમારા કહેવા પ્રમાણે તેઓનોજ બનાવેલો હતો, તેઓજ અશકત થઇ ગયા. અને તેજ જલન્ધરે નાનપણામાં બ્રહ્માની દાઢી પકડી રડાવ્યો હતો, અને મહાદેવ પોતાના ગુસ્સાની અગ્નિને રોકી શકયા નહોતા. અને ગણેશનું માથું શોધવા મંડ્યા પણ નહીં મળ્યું. અને બ્રહ્મા તથા વિષ્ણું એક લિંગને માપવા લાગ્યા પણ તેનો પતો મેળવી નહીં શકયા. આ સર્વ હેવાલ ટુંકાણથી ઉપર લખાઇ ગયા છે. અને એ વગર તમારી પોતાની તવારીખો કે જે મહાભારત વિગેરે છે, તેમાંથી તપાસી લ્યો કે, તમારા વડાઓ કેવા નિર્બળ હતા. સાચું તો એજ કે પહેલા દરજાનું જોર રાખવું અને નિર્બળ અને ગરજવાન થવાથી પવિત્ર થવું, અલ્લાહની શાન છે, બીજા કોઈની શાન નથી. તો ફરી પ્રાર્થના અને પૂજાને લાયક ખુદાજ છે, બીજો કોઇ નથી. એજ લીધે અમારા ધર્મના અકીદાનો સાર આજ છે કે, "લાએલાહ-ઇલ્લ-લ્લાહો મોહમ્મદુર રસૂલુલ્લાહ" એટલે ખુદા વગર કોઇ ખરો માબુદ (પૂજ્ય) નથી; અને મોહમ્મદ (સલ) તેના મોકલેલા છે, કે લોકોને ખુદાનું કલામ પોહોંચાડે.

અને કેટલાક અજ્ઞાનીઓ ખુદાને મૂકી બીજાઓથી ગરજ માગે છે, અને ગરજ સરે

છે, તો તેનું કારણ એજ છે કે, અલ્લાહ તઆલા પોતાના બંદા ઉપર મહેરબાન છે. કોઇ કોઈથી કાંઇ માગે છે અને અલ્લાહ તેને આપવા ચાહે છે તો તેને કોઇ પણ રીતે આપે છે. જેમ નાનો છોકરો દાઇથી હળી જાયછે અને માબાપને ભૂલી જાય છે. ફરી જ્યારે તેને કોઇ ચીજની દરકાર હોય છે તો તે પેલી દાઇ પાસેથી માગે છે. પણ બાપ જાણે છે કે, બિચારી દાઇ તેને શું આપશે. તે પોતે તે ચીજ લઈ તેને આપે છે. તે અણસમજ છોકરો સમજે છે કે, આ ચીજ દાઇએ મને આપી છે. એવીજ રીતે જ્યારે કોઇ શખ્સ અલ્લાહ વગર બીજા કોઇથી માગે છે, અને અલ્લાહ તેને આપે છે તો તે અણસમજ જાણે છે કે, મને તેજ માણસે કે, જેની પાસેથી મેં માગણી કરી હતી, તેણે આપી છે. ફરી એવા તેના અકીદાથી તેનો શિર્ક વધતો જાય છે. અને દોજખના અજાબમાં ફસે છે.

**સવાલ**—અહીં કેટલાક હિન્દુઓ કે, જેઓ જૈન માર્ગી અને શ્રાવકી કહેવાય છે; તેઓ કહે છે કે, અમો મુશરેક નથી અને અમો ખુદા વગર બીજા કોઇને પૂજ્ય જાણતા નથી. ન તો અમો કૃષ્ણ બ્રહ્મણુને માનીએ છીએ [1] ન તો મહાદેવને, ન દેવીને, ન ગંગાને, અને ન જમના વગેરેને, ન કોઇ બીજાને, તો તેનો

**જવાબ**—આ છે કે, તમારામાં ખુદા બે પ્રકારના છે. એક નિર્ગુણી પરમેશ્વર જેને કાંઇ ગુણજ નથી. અને તમો તેને તદન અકર્તાજ જાણો છો. બીજો સાકાર પરમેશ્વર કે તમારા કહેવા પ્રમાણે આ માણસોમાંથી કોઈ માણસ સારા કૃત્યને લીધે અંતરજ્ઞાની બની જાય છે. અને એવા પરમેશ્વર તમારામાં ૨૪ માણસો થઇ ગયા છે. તેમાંનો પહેલો "આદનાથ" અને તેમાંનો છેલ્લો " મહાવીર સ્વામી " છે. વારૂ જેઓમાં પચીસ પરમેશ્વર હોય એટલે એક નિર્ગુણ અને ૨૪ સાકાર પરમેશ્વર તેઓથી કોણ વધારે મુશરેક હશે.[2]

**હિકાયત**—ભોગજોગે એકવાર લાહોર શહેરમાં એક આબરૂદાર પૈસાવાળો શાહજહાંબાદનીવાસી પરદેશીની સાથે મુલાકાત થઇ. તેઓ દેખાવમાં શ્રાવક હતા. તે દિવસોમાં હું પોતાનો ઇસ્લામી ધર્મ છુપાવતો હતો. મેં તેમને પૂછ્યું કે, લાલા સાહેબ હું આ વાતથી અચરતમાં છું કે, જગતમાં જેટલા ધર્મ છે તે હરેક પોતાના ધર્મને સત્ય અને મુકિત આપનાર જાણે છે. અને બીજાઓને ભટકેલા અને જહન્નમી સમજે છે. અને બધા ધર્મનું સત્યપર થવું એ તો બનવા જોગ નથી. આખર સર્વમાંથી એકજ સત્ય છે, અને બીજા જે તેની વિરૂદ્ધ છે તે સર્વ મિથ્યા અને ગુમરાહી છે. કારણકે સત્યને વિરૂદ્ધ તો અસત્યજ થાય છે. હવે હું તમને પૂછુંછું કે, સર્વ ધર્મોમાંથી કયો ધર્મ સત્ય છે? તેમણે એવો

---

૧ શ્રાવકો જ્યારે શબ લઈ જાય છે તો " રામ બોલો ભાઇ રામ " એવા કે એને મળતા શબ્દ બોલતા બોલતા લઇ જાય છે, તો જો રામને માનતા નથી, તો ફરી રામનું નામ લેવાનું કરણ શું ?

૨ એઓ ખુદાને ઉત્પન્ન કરનાર માનતા નથી તેમ સાકાર ઈશ્વર માણસથી બનેલાને પણ ઉત્પન્ન કરનાર ગણતા નથી. ત્યારે આટલી મોટી જગતનો બનાવનાર કોણ?? એનો જવાબ જો તેઓ સત્ય શોધક હોય તો મારી ચોપડી " ફીલસુફીની કસોટી " માંથી શીખી લે.

જવાબ આપ્યો કે, સર્વ ધર્મોમાંથી જે ધર્મમાં શિર્ક નથી તે.[1] મને એ વાત ઘણી ગમી. ફરી મેં કહ્યું કે, ઇસ્લામી ધર્મમાંજ શિર્ક નથી. તેઓ બોલ્યા કે એમજ છે. ફરી મેં કહ્યું કે, હવે હમો લોકો શું કરીએ ? શું પોતાના બાપીકા ધર્મને તજીએ ? બોલ્યા કે, જેજે કામો એવાં છે કે, તે સર્વ ધર્મમાં મના છે, જેમ વ્યભિચાર, ચોરી વિગેરે કામોને છોડવાં જોઇએ જેથી સર્વ ધર્મ પર ચાલનારો તે થઇ જાય. મેં કહ્યું કે, ફરજ બંદગીઓ કેમ વરતાય? જેમકે નમાઝ કે જે મુસલમાની ધર્મમાં ફરજ છે, અને હિંદુઓમાં મના છે. એવાં કામોમાં કેમ થાય ! કહેવા લાગ્યા કે, એવાં કામોમાં બહાદુરી જોઇએ. આથી હું સમજી ગયો કે, આ સાહેબ દિલથી મુસલમાન છે. ત્યારે મેં કહ્યું કે, લાલાજી સાહેબ; આપથી હું મારો હાલ છુપાવું છું અને આપ મારાથી છુપાવો છો. અને હકીકતમાં જે છે તે છે. તેઓ બોલ્યા કે છે તો એમજ. એ વાત સાંભળતાંજ હું ઘણો ખુશી થયો. અને બંને તરફથી પોત પોતાની હાલત પૂછવા લાગ્યા. ફરી મેં મારો અને મારા દોસ્તોનો હાલ પ્રગટ કીધો

---

[1] શિર્કથી બચવા માટે ઇશુ [ અલે ] શું કહે છે તે વાંચો યોહાન ૧૭; ૩ " અને અનંતજીવન એ છે કે, તેઓ તને એકલા ખરા દેવને તથા ખ્રીસ્ત જેને તે મોકલ્યો છે ( રસૂલ બનાવ્યો છે ) તેને તેઓ જાણે. " આ કલમમાં ઈશુ [ અલે ] એ સાફ જણાવ્યું કે, અનંતજીવન [ હયાતે અબદી ] તે એજ છે કે, લોકો ખુદાને એકલો ખરો માબૂદ જાણે અને ઈશુ ( અલ ) ને રસૂલ કરી જાણે. ઈશુ [ અલ ] એ એમ નહિ કહ્યું કે, અનંતજીવન તે એ છે કે, ત્રીદેવ માને ત્રણ ખુદા માને અથવા ઈશુને માણસ અને ખુદા જાણે. કે દેહવાળો ખુદા જાણે. વળી વિચારી જુઓ કે ઇશુ [ અલે ] નું આ કહેવું ખુદાથી પ્રાર્થના કરતી વેળા હતું. એટલે એવો પણ શક નહિ કરાય કે, યહુદીઓથી ડરીને એમ કહ્યું હોય. તો જો ત્રણ માનવાથી મોક્ષ મળતો હોત અને અનંતજીવન મળતું હોત તો તેને જાહેર કરત. વળી વિચારો કે, ખુદાને એકલો ખરો ખુદા જાણવો અને ઈશુને રસૂલ જાણવા જ્યારે અનંતજીવન અને મુકિત આપનાર થયું; તો એથી ઉલટું અનંતમરણ અને માર્ગ ભુલવું થવુંજ જોઇએ. અને આટલું તો ખુલ્લુંજ છે કે, એકલો ખરો [ હકીકી ] ખુદા માનવો ત્રણ ખરા ખુદા માનવાથી ઉલટું છે. અને ખ્રીસ્ત ( મસીહ ) સાહેબને રસૂલ નબી માનવા તેવણને ખુદા માનવાને વિરૂદ્ધ છે. કેમકે મોકલેલો અને મોકલનાર બંને જુદા થવા એને કોઈ ના પાડી શકતું નથી. ત્યારે એ કલમ પ્રમાણે અનંતજીવન મુસલમાનોનેજ માટે છે, કેમકે તેઓ ખુદાને એકલો ખરો અલ્લાહ માને છે. અને ઈશુ [ અલે ] ને ખરા નબી રસૂલ જાણે છે, જેમ હજરત મોહમ્મદ [ સલ ] નો કોઈ નકાર કરે અને તેથી કાફેર થઈ જાય છે, તેમજ હજરત ઈશુ [ અલ ] ના નકાર કરનારને સમજે છે. મુસલમાનો વગર જેટલા ધર્મવાળા છે, તેઓમાં કેટલાક તો એવા છે કે, બંને વાતોને એટલે એકલા ખરા ખુદાને તેમ ઈશુ [ અલ ] ને રસૂલ માનતા નથી. અને ખ્રીસ્તીઓ ઈશુ [ અલે ] ને રસૂલ નામનુંજ માને છે, અને એકલા ખરા ખુદાને બદલે ત્રણ માને છે. અને યહુદીઓ એકલા ખરા ખુદાને માને છે. પણ ઈશુ [ અલે ] ને ખરા રસૂલ માનતા નથી. તો ફરી ઈશુ ( અલે ) ના કહેવા પ્રમાણે અનંતજીવનને પાત્ર મુસલમાનોજ છે. એમાં શક નહિ. બાપ, દીકરો, પવિત્રાત્મા એ ત્રણ મળી એકજ છે એમ ખ્રીસ્તીઓ માને છે એ વિષે ખુલ્લી રીતે યોહાનનું ૧ લું પત્ર ૫; ૭ વગર બીજે કેથે માલૂમ પડતું નહિ. પણ યોહાનની એ કલમ વિષે ડાકટર મિથુર સાહેબ ઉર્દુ બેબલની નોટમાં લખે છે કે, એ શબ્દો કોઈ પણ પુરાની પ્રતોમાં મળતા નથી તેમ એ કલમને ઉર્દુ બેબલમાં કૌંસમાં લખી છે કે, જેથી માલુમ પડે કે એ ઈબારત શક ભરેલી છે. તથા રીફરંસવાલો ગુજરાતી નવો કરાર છપાયલો સુરતમાં સને ૧૮૯૬ તથા ૧૯૦૮માં તેમાંથી મજકુર પત્રની ઈબારત કાહાડી નાખી છે. એ વિષે લંબાણથી ઇંજહારૂલ હકક ગુજરાતી પુસ્તક ૧ લું પૃષ્ઠ ૪૯–૫૨ માં જુઓ. પાદરીઓ વિચારો કે, જે મોટા આધારની વાત છે તે આવા વાંધાવાળી છે.

તેમણે કહ્યું કે હું લાંબી મુદતથી છુપો ઇસ્લામથી ભાગ્યવાન થયો છું. અને પાંચે વખતની નમાઝ અદા કરૂં છું. પણ જીવની ભૂંડાઇથી દેખીતો પરદો દુર કીધો નથી. ફરી મારામાં અને તેવણુમાં દોસ્તીનું બંધારણુ મજબુત થયું. અને તેવણુ સાહેબ હજુ છુપી રીતે ઇસ્લામથી મોશર્રફ થયા છે. અને તેમનું નામ અબ્દુલ્લાહ છે. અલ્લાહ તઆલા તેમને જાહેરી ઇસ્લામ ઇનાયત કરે. અને બંને જહાનમાં ખુશ રાખે. **આમીન.**

**લાભ**—કેટલાક નાનક પંથી હિંદુઓ એમ ધારે છે કે, અમો શિર્કથી કોરા છીએ અને અમારા બાવા નાનક અને બીજા ધર્મ ગુરૂઓએ શિર્ક કીધો નથી. અને બાવા નાનકની વાતોમાં તૌહીદ ( ખુદાની ઐકયતા ) ના મજમુન ઘણાં છે. તો તેનો જવાબ આ છે કે, જો તમારા કહેવા પ્રમાણે બાવા નાનકે શિર્ક કીધો નથી. પણ મુશરેકોથી કંટાળી જુદા કેમ નહિ થયા? અને પેગંબર ( સલ ) નો હુકમ કેમ નહિ માન્યો? શિર્કથી બચવું તો અલ્લાહને ત્યાં તે વખતજ કબુલ થાયછે, કે અલ્લાહના રસુલની તાબેદારી કરે.

અને જો એમ કહો કે, બાવા નાનકે પેગંબર ( સલ ) સાહેબને ઓળખ્યા, અને પોતાના બનાવેલા ગ્રંથમાં હજરત ( સલ ) ના વખાણુ કર્યા છે. જેમકે કહ્યું છે કે, **बाजा मोहम्मद आजाइ** અર્થ–વગર પુઠે લાગે મોહમ્મદ [ સલ ] ને બંદગી નકામી છે અને એમ પણુ કહે છે કેઃ—

**पहेला नाम खुदादा दुजा नाम रसुल ॥**
**त्रीजा कलेमा पडले नानका जो दरगा पोयन कबुल ॥**

**અર્થ**—પ્રથમ નામ ખુદાનું, બીજુ નામ રસુલનું, ત્રીજો કલેમો ભણી લે કે, જેથી ઓ નાનક દરબારમાં કબુલ થાય "* તો તેનો જવાબ આ છે કે, બાવા નાનકે આ વાત કહી છે, એ વાત જો ખરી હોય તો તમો બાવા નાનકના ચેલા છો. ત્યારે પોતાના ગુરૂનું કહેવું માની જલદીથી કલેમો શરીફ એતેકાદ રાખી ભણો અને મુસલમાન બની જાઓ કે દરબારમાં પસંદ થાઓ, અને તમારા ગુરૂ ગોવિંદસીંગે આવી ઇચ્છાથી કે પોતાનો પંથ

---

*કેટલીક બાબતો ઉપર ધ્યાન આપતાં ખાતરી થાય છે કે, બાવા નાનક સાહેબે ઈસ્લામી ધર્મ સ્વીકાર્યો હતો. એવણુ મુસલમાનોના ચીશતી ટોળાઓ સાથે સંબંધ રાખતા જેથી તેઓમાં એવણુથી કેટલીક કવીતા ઈસ્લામ સંબંધની પ્રખ્યાત છે. તેમાંથી એક આ છે.

**" कलेमा कहुं तो कल पडे बीन कलेमा कलना**
**जहां कलेमा कहोलीए सब कल कलेमा में मा. "**

અર્થ—કલેમા ' લાએલાહ ઇલ્લ-લ્લાહ મોહમ્મદુ-ર્રસૂલુલ્લાહ ' કહેવાથી મને આરામ મળે છે અને કલેમો કહ્યા વગર મને ચેન પડતું નથી. જ્યાં કલેમાનું સ્મરણુ કર્યાથી સઘળું સુખ એમાં મળી જાય છે. વળી બાલાવાળી વડી જન્મ સાખી જેને અનગદની શાખી પણુ કહે છે તેમાં પૃષ્ટ ૨૨૦–૨૨૨ માં અલેફ બે ના દરેક અક્ષર ઉપર એક શેર કહેવાય છે. તેમાંથી ત્રણુ શેર બાવા નાનક સાહેબની કહેલી અતરે ઉતારૂં છું:—

૧૬

ફેલાય, જાહેર શિર્ક કીધો, અને મૂર્તિપૂજા કરી. એટલે તેના દેવીની પૂજા કરી અને હોમ કીધો. અને પોતાના એક સીખ એટલે ચેલાની ગરદન કાપી દેવીની બળી એટલે કુરબાની કીધી; અને હોમમાં બાળી કહાડયો. અને તેણે માંગણી (દુઆ)માં એમ કહ્યું છે—

काफ कलेमा एक याद कर एार न भाखो वात
नफस हो एक रुकन दीं तीससुं होवैं मात
लाम लानत वर सर तनहां जो तरक नमाझ करें
थोडा बोहोत खटया हथु हथ नावें
मीम मुरशेद मन तु मन कितैवां चार
मन तुं एक खुदाइनुं खासा जीस दरवार

અર્થ—એક લાએલાહ ઈલ્લિ-લ્લાહ મોહમ્મદુર રસૂલુલ્લાહ સ્મરણ કર અને બીજી કોઈ વાત પર ધ્યાન નહીં ધર. કારણકે એ રૂકનદીન તે કલેમાથી નફસની ખાહેશો મટી જાય છે, [૨] જેઓ નમાઝ છોડે છે તેઓ પર લાનત છે. જે કંઈ થોડું ક્રમ કર્યું હતું તે પણ હાથો હાથ ગમાવે છે. ( ૩ ) રસૂલુલ્લાહને માન અને ચાર કિતાબો કુરઆન, તૌરાત, ઈનજીલ અને ઝબૂરપર વિશ્વાસ કર અને એક ખોદાને માન જેનો દરબાર ખાસ છે. " વળી ડેરા નાનક જી. ગુરદાસપુરમાં બાવા નાનકની ઓલાદમાંથી કાબુલી મળે એક ઘર ગુરૂદુવારામાં બાંધ્યું છે. તેમાં બાવા સાહેબનો ચોલો (જભ્ભો) ઘણા માનની સાથે સાચવી રખાયો છે. એ ચોલાના દર્શન માટે સીખ લોકો હમેશથી જયા કરે છે અને તે ચોલાનું વર્ણન અનગદની જન્મ સાખીમાં પણ છે. તે ચોલા ઉપર લાએલાહ ઈલ્લિલ્લાહ મોહમ્મદુર રસૂલુલ્લાહ તથા કુરઆન શરીફની કેટલીક આયતો ઘણાજ સારા અક્ષરમાં લખ્યાં છે. અને તેમાં એક આયત છે જેના અર્થ " ખચીત ઈસ્લામજ ખુદાની નજદીક સાચું દીન છે. " એ ચોલો બાવા સાહેબના મરણ પછી તેમના ચેલા અનગદને મળેલો અને તેણે ગાદી ઉપર બેસતાં માથા ઉપર બાંધેલો. તે પછી દરેક ગાદીએ બેસનારા પોતાના માથા ઉપર મુકતા આવ્યા છે. વળી બાવા સાહેબ બુજરૂગોની કબરો પાસે ચીલ્લા કશી કરતા હતા. અને ચીલ્લાની જગ્યા મકાનો બનેલાં છે. અને હજું સુધી બાવા સાહેબના ચીલ્લાના નામથી ઓળખાય છે. અને સીખો તેની જાતરાએ જાએ છે. તેમાંનું એક મુ. સરસામાં શાહ અબદુલ શકુર સાલેમીની ખાનકાહમાં છે, બીજો ચીલ્લો મુલતાનમાં વલીએ કામેલ હજરત શમ્સે તબરેજની દરગાહ પાસે છે. એને જોવા માટે હમેશાં હિન્દુઓ જાય છે. વળી સીરતુલ મોતઅખ્ખેરીનના તરજુમાના પુસ્તક ૧ પૃષ્ટ ૧૧૦ ની નોટમાં બ્રીગ્સ સાહેબ લખે છે કે, બાવા નાનક પોતાની શરૂ ઉમરમાં સૈયદ હુસૈનથી ભણ્યા. જેણે મુસલમાનોની મોટી મોટી કિતાબો ભણાવી. ડાકટર ટરમપ સાહેબ ગ્રંથ સાહેબના તરજુમા પૃષ્ટ ૪૨ માં એક શેરનો તરજુમો આવી રીતે લખે છે " કિયામતને દિવસ નેક કામવાળાઓથી કંઈ પૂછ થશે નહીં. એ નાનક મુક્તિ તેઓનેજ મળશે કે જેઓને હજરત નબી [ સલ ] ની પુષ્ટિ થશે. હયુઝ ડીક્ષનેરી ઓફ ઈસ્લામના પૃષ્ઠ ૫૮૩-૫૯૧ સુધીમાં બાવા નાનકના મુસલમાન થવાનાં કારણો બતાવ્યાં છે. આ સઘળી બાબતો ઉપર ધ્યાન આપવાથી ખાતરી થાય છે કે તેવણુ મુસલમાન થયા હતા. અને વેદનો ખુલ્લો નકાર કરતા હતા. જેમકે એક શેરમાં કહે છે.

" वेद पढत ब्रह्मा मरे चारो वेद कहानी,
साधकी महिमा वेद न जानी "

આ કવીતા ઉપરથી દયાનંદે સત્યાર્થ પ્રકાશમાં બાવા સાહેબને ઘણી બુરી વાતો કહી છે.

" " किशन विशन क्वहु नधयाउं जो फल चाहुं तुमसे पाउं "

અર્થ—કૃષ્ણ વૃષ્ણ કોઇને હું બૂમ પાડું કે પૂજું નહિ. જે ફળ માગું તે તમારાથી મેળવુ.

આ શબ્દોથી ખુલ્લો શિર્ક માલમ પડે છે કે, દેવીને ખુદાની ભાગીદાર બનાવી. અને તમારી દસગ્રંથી પોથીમાં લખ્યું છે કે—

प्रथमा भगोती समरले गुरू नानक ले धीयाइ [1]
अंगत गोरद अमरदास, रामदासहुये स्हाइ.

અર્થ—પ્રથમ દેવીને પૂજી લે, ગુરૂ નાનકે તેથી મદદ માગી છે, અંગત, અમરદાર, રામદાસની મદદગાર દેવી થઇ.

सेमरो अरजुन हरगोविंद सेमरो श्री हरराइ
श्रीहर कशनजी ध्याइ जीस दीठे सबदुःख जाइ

અર્થ—હે લોકો અર્જુન, હરગોવિંદ અને હરરાઇનું નામ ભજો, હરી કૃષ્ણને યાદ કરીને મદદ માગવી જોઇએ. જેના જોવાથી સર્વ દુઃખ મટી જાય છે.

तेग बहादुर सेमरे, घरनो निध आवे धाइ
जे सब थामें होय सहाइ—

અર્થ—તેગ બહાદુરનું નામ જપવું જોઇએ જેથી ઘરમાં નેમત દોડતી આવે. એ પ્યારા સર્વ જગ્યા મદદ કરજો. જુઓ આ શબ્દો ખુલ્લી રીતે શિર્ક ભરેલા છે. અને તમારા પંથને પંડિતો બગડેલો પંથ જાણે છે. અને તમારી પોથીઓમાં કે જેને "જન્મ સાખી" કહે છે તેમાં એવા બુદ્ધિથી વિરૂદ્ધ વાતો છે કે, તે તમારા પંથને ખુલ્લી રીતે ખોટું પાડે છે. પણ ઉંડા વિચાર અને બારીકીથી ઇન્સાફ રાખી જોવું જોઇએ, ખુદા સર્વ હિંદુઓની હિદાયત કરે, આમીન યા રબ્બલ આલમીન.

---

[1] નાનકપંથી શીખોના દશ મુરશેદ ( ગુરૂ ) છે. જેને દસ રાજા કહે છે. ૧લો નાનક તેનો ચેલો ( ૨ ) અંગદ તેનો ચેલો ( ૩ ) અમરદાસ તેનો ચેલો ( ૪ ) રામદાસ જેનું ઠામ અમૃતસર છે તેનો ચેલો ( ૫ ) અર્જુન તેનો ચેલો ( ૬ ) હરગોવિંદ તેનો ચેલો ( ૭ ) હરરાય તેનો ચેલો ( ૮ ) હરીકૃષ્ણ તેનો ચેલો ( ૯) તેગ બહાદુર જે દિલ્લીમાં મરાયલો તેનો ચેલો અને પુત્ર ( ૧૦ ) ગોવિંદસિંગ જેણે એ પંથને જુદીજ રીતે બદલી નાંખ્યો. દેહપરથી વાળ બોડવાં, તમાકુ ખાવી હુકો પીવો હરામ કીધા અને ફોજ ચલાવી લુંટવા શરૂ કીધું. અને આખર મુસલમાનોના હાથથી નહાસી અજીમાબાદમાં જઈ રહ્યા અને ત્યાં મર્યો.

## ભાગ સાતમો.

### પંથોના ફેરફાર વિષે.

અમારા ઇસ્લામી ધર્મમાં ૭૩ પંથો (મજહબો) પ્રખ્યાત છે. એ બધાં ટોળાંઓમાં પોતપોતામાં કેટલાંક કિયાસી મસલાઓ (નિયમો)માં ફેરફાર છે. પણ અકીદા વિષેના મૂળતત્વમાં તેમજ ઘણા ખરા કુલ્લીઆ (મુખ્ય) મસલાઓમાં સર્વ પંથવાળા એકે મતે છે. કોઇને કાંઇ વાંધો મળે નહિં. [1] દાખલા તરીકે અલ્લાહ તઆલાને ઉત્પન્ન કર્તા, માલિક, એકલો વગર ભાગનો, સર્વ સારા ગુણોનો પૂરતી રીતે સંગ્રહ, સર્વ નુકસાન આપનાર ગુણોથી પવિત્ર થવું, ખુદા વગર બીજાની બંદગીને કુફર સમજવું, સર્વ પેગંબરોને ખુદાના મોકલેલા ખરા જાણવા, સર્વ ફિરસ્તાઓને સત્ય પર જાણવા. જેટલી કાંઇ કિતાબો ખુદાએ પેગંબરો ઉપર ઉતારી છે, તે સર્વને સત્ય પર જાણવી, કેયામતને દિવસે હિસાબ થવાને અને જન્નત જહન્નમને સાચી જાણવી, મુસલમાનોનું હમેશા જન્નતમાં રહેવું અને કાફેરોને હમેશા જન્નતથી અભાગ્યા રહેવું અને દોજખમાં બળવું. દિવસ અને રાતમાં સત્તર રકાત નમાઝ પાંચ વખતમાં મળી ફરજ થવી. વરસમાં એક મહિનાના રોઝા ફરઝ થવા, કાબાની હજ તથા માલની ઝકાત શક્તિવાળા પર ફરજ થવી, માબાપની ખાતર અને તાબેદારી કરવી. કુણબાના લોક અને પડોશીથી મરવ્વત રાખવી, અલ્લાહની રહમતની ઉમેદ રાખવી. તેના અજાબની બીહીક રાખવી, શરીઅતનો તેમ સર્વ આકાશી પુસ્તકોનો પેગંબરોનો તેમ ફિરસ્તાઓનો અદબ રાખવો. વ્યભિચાર, ચોરી, રૂશવત જુલમ, હરામખોરી, શરાબ પીવો, જુવા રમવા, અદેખાઇ, નિંદા, દેખડાવવા કામ કરવું, મોટાઇ, પોતાને મોટા જાણવો વગેરે ખુલ્લાં અને છુપાં પાપોને ભૂંડાં સમજવાં. એ

---

1 કેટલાક પાદરીઓ પોતાના ચોપાનિયામાં લખે છે કે, તકરારની ખાતર માની લઇએ કે, મુસલમાની ધર્મ ખરો છે અને ખુદાના તરફથી છે; તોપણ ઈસ્લામી ધર્મમાં ઘણાં ટોળાં હોવાથી એક તરહનો શક ઉત્પન્ન થાય છે કે, કોણ જાણે કયું ટોળું ખરૂં અને સત્યપર છે. અને કયું ટોળું ખોટું અને અસત્યપર છે. કારણકે કોઇ પણ ધર્મ કેમ ન હોય, તેમાં વધારે ટોળાં થવું એ તેના નિર્બળ થવાની નિશાની છે. અને મુસલમાની ધર્મમાં જે ટોળાંઓનો વધારો છે તેને કોઈ મુસલમાન ના પાડી શકતો નથી. દાખલા તરીકે, તે ઘણાઓમાંથી આ થોડાક છે. રાફ્જી, ખારજી, કદરીઆ, જબરીઆ, મનસુરીઆ, સાલેમીયા, કાસેમીઆ, સુન્ની વગેરે. ત્યારે એમ થવાનું શું કારણ છે ? ને જો ખરૂં સમજે તો કયા ટોળાને, અને અસત્ય સમજે તો કયાને? આથી સિદ્ધ થાય છે કે, મુસલમાની ધર્મ આ વખતમાં ખરો નથી. તેનો જવાબ કે જો વધારે પંથો અને ટોળાં થવાથી જો તે ધર્મમાં શક પડતો હોય તેમ તેનું નિર્બળપણું જાહેર થતું હોય અને તેથી એમ સિદ્ધ થાય કે, તે સત્ય માટે નહિ, તો ખ્રીસ્તી ધર્મ તમારા મ્હોંથીજ ખોટો થવાનો. કારણ કે ખ્રીસ્તી ધર્મમાં ૬૦ પંથો છે. અબુજ્જન, મારશીયુની, ડોકીતી, અરતમનનો પંથ, મોટાનેસનો પંથ, પરગયુસનું ટોળું, યાકુબી ટોળું, યુની ટેરીયન, સાસીનીન, પ્રોટેસ્ટંટ, રોમન કેથોલીક, યુનાની, આરમીનિ, સુર્યાની, વલંટીન્ટીનસ, મોરમીન, ઈત્યાદી એ સર્વનો હાલ " આઇને ઈસ્લામ " બુકનો રદીઓ " ઈનઆમેઆમ " ની બુકમાં મળશે. અને મુસલમાનોનાં પંથો થયા તેનું કારણ ઉપલી કીતાબમાં કરતાએ પોતે લખ્યું છે. એટલે અહિં લખવાની જરૂર નથી. આ લખાણ ખ્રીસ્તીઓના ઢપ પ્રમાણે થયું છે. સોચો

વાતો પર ઇસલામના સર્વ ટોળાંવાળા એકે મતે છે. [૧] કોઇને કોઇ પણ રીતનો વાંધો કે નકાર મળે નહિ. અને કેટલાક ફેરૂઆત (શાખા) અને જુઝઇયાતમાં કાંઇ કાંઇ મત ફેર છે. એ મતફેર થવાનું કારણ એમ નથી કે, ખુદા અને રસૂલની વાતોમાં ફેરફાર હોય, ખુદા અને રસૂલના કલામમાં તો જરા ભર પણ કાંઇ વાંધો કે ફેરફાર મળે નહીં, પણ કેટલીક આયતો અને હદીસોના અર્થો કોઇના સમજવામાં કોઇ તરહથી આવ્યા, અને કોઇની જાણમાં કોઇ રીતે. અથવા કોઇ હદીસના વર્ણનકારોથી કાંઇ ભૂલ થઇ હોય પછી તેણે ગલતીથી બીજી તરેહપર ધ્યાન કરી હોય, અને સાંભળનારે તે હદીસને માતબર ગણી તે પર અમલ કીધો હોવ, એ વગર બીજાં પણ મતફેર પડવાનાં કારણો છે, જેથી સાફ માલૂમ પડે છે કે, અલ્લાહ અને રસૂલના કલામમાં કાંઇ ફેરફાર મળે નહિ. એ વાત પર પણ સર્વ ટોળાંવાળાઓ એકે મતે છે કે, ખુદા અને રસૂલની વાતોમાં કશો ફેરફાર મળે નહિ. પણ એ મતફેર સમજ અને બુદ્ધિનો છે. ફરી એ મતફેર સર્વને અમો સત્ય પર જાણતા નથી. પણ એમ જાણીએ છીએ કે એ સર્વમાંથી એક પંથ સત્ય પર છે. અને સત્યવાળા તે લોકો છે કે, જેઓમાં હજરત (સલ)ની અને શિષ્યોની સુંનત એટલે ચાલચલણ હોય અને હઝરતના હુકમ અને ચાલચલણથી વધારે ઓછું કરતા નથી. એજ લીધે તે પંથનું નામ "અહલે સુંનત" ઠર્યું છે.

અને હિંદુઓના ધર્મમાં પંથ તો ઘણા છે.:જેમકે હિન્દુઓમાં કાંઇ સો પંથો છે, પણ તેમાં મોટા પંથો છ શાસ્ત્રના છે; અને તે શાસ્ત્રના મૂળતત્વમાં અને મોટા મોટા ખુલ્લા ખુલ્લા નિયમોમાં ઘણો ફેરફાર છે. પણ આટલો બધો વાંધો (અને ફેરફાર) હોવા છતાં હિંદુઓ તે છ શાસ્ત્રને સત્ય એટલે બરહક સમજે છે. પણ એ વાત બુદ્ધિ આગળ ઘણી અશક્ય છે કે, આવો ફેરફાર હોવા છતાં સર્વ સત્ય હોય અને કોઇ ભૂલભરેલું ન

---

(૧) મુસલમાનોમાં જેટલાં ટોળાં છે તેટલાં મુળતત્વમાં એકમતે છે. જેમકે ઉપર કીતાબમાં કર્તાએ લખ્યું છે પણ ક્રીસ્તીઓના ટોળાંમાં તો મુળતત્વમાં ઘણો ફેરફાર છે, યુનીટરીન ટોળાવાળા તસલીસ (ત્રીદેવ) ને માનતા નથી. તેમ માત્થીના આગલા બે અધ્યાયને બનાવટી ગણે છે. અને બીજાઓ બાપ દીકરો અને પવિત્રાત્મા ત્રણ ખુદા અને ત્રણ મળી એક ખુદા માને છે. વબીસ્ટર ડીક્ષનેરી સને ૧૮૫૩ માં છપાયલીના પૃષ્ટ ૧૦૪૯ માં છે કે, " સાશીનીન " ટોળાવાળા ઇશુ (અલે) ને માત્ર માણસ ઇલ્હામ વાળો કહેતા હતા. તેમજ અરયુસ ટોળું ઈશુ (અલ) ને ખુદા થવાનું ખુલ્લી રીતે ના પાડતા. એવોજ હાલ અરતમની ટોળાનો સમજવો. અને કેટલાંક ટોળાંવાળા ઈશુ (અલે) ને ખુદા અને ખુદાનો દીકરો માને છે. ઈશુ (અલે) એ થંભે ચઢી સર્વને છોડવ્યા એમ કેટલાક ક્રીસ્તીઓ માને છે. પણ " પલગીયુસનું ટોળું " એવા અકીદા રાખવાને ખોટું ઠરવે છે. (મીલ્નનું લહક) " કોલંજીડીન્સ " નું ટોળું તથા મેરીઆ માએટ ટોળું અને કેટલાક નાઈસ કોંસીલના લોકો તસલીસમાં પવિત્રાત્માની જગ્યા મેરી (અલે) ને દાખલ કરતા હતા. માનીકી ટોળાવાળા તથા સેવીરીન્સ ટોળાવાળા પ્રેરીતોના કૃત્યને ખોટી ગણી નવા કરારમાં શામેલ કરતા નથી. અને બીજા ટોળાંવાળાઓ એને નવા કરારમાં દાખલ માને છે. એલોજીન ટોળાવાળા યોહાનની ઇંજીલને તેમજ યોહનનાં પત્રોને માનતા નહોતા. અને બીજા ટોળાવાળા માને છે. બારદેલી, સરંથી, કાર્પોકરાટી, ગનારતી, દોસીતી, અરમની, નાસરી ટોળાવાળા ઈશુ (અલ) ને વધસ્તંભે ચડવાનો નકાર કરતા. આ બધી વાતો ધ્યાનમાં લેતાં તમને ખાત્રી થઈ હશે કે, ક્રીસ્તીઓના ટોળાંઓમાં મૂળતત્વમાં વાંધો છે. વળી ઈશુ (અલે) સૂળીએ ચઢયા હોતતો આટલાં બધાં ટોળાંવાળાઓ કે જેઓમાં સેંકડો વિદ્વાનો થયલા તેઓ ઈન્કાર કરતે નહી.

હોય. જેમકે એનું થોડુંક વર્ણન આ અધ્યાયના ૫)મા ભાગમાં થઈ ચુકયું છે. હવે માત્ર તે શાસ્ત્રોનાં નામ અને કેટલાક ફેરફાર પડેલા નિયમનું મૂળ બ્યાન કરૂં છું,

**૧. લું વેદાંતશાસ્ત્ર**—એ વેદ વ્યાસજીનું કહાડેલું છે. અને એ શાસ્ત્રવાળા લોક વેદાંતી કહેવાય છે. તેઓમાં ખુદા વગર કોઇ ચીજ મોજુદ [ અસ્તિમાં આવેલી ] નથી, અને આખી જગતને જાણે સ્વપ્નાનો ખ્યાલ જાણે છે. કહે છે કે બ્રહ્મ એટલે ખુદામાં જ્યારે માયાની હિલચાલ થઇ, ત્યારે તે ઇશ્વર કહેવાયો, અને ઇશ્વર ત્રણ તરેહનો થયો. રજો ગુણના મેલાપથી બ્રહ્મા થયો, અને સત્વ ગુણના મેલાપથી વિષ્ણુ થયો, અને તમ ગુણના મેલાપથી શિવ એટલે મહાદેવ થયો. બ્રહ્મા ઉત્પન્ન કર્તા, વિષ્ણુ પાલનાર શિવ નાશ કરનાર. મતલબ કે, જગતની સર્વ બાબતોમાં એમના કહેવા પ્રમાણે એજ ત્રણનો સંબંધ છે, અને બ્રહ્મ એટલે ખુદા માત્ર અકર્તા છે. અને ખરૂં જોતાં એ ત્રણે જાતેજ બ્રહ્મ છે, માયાને લીધે[1] ઇશ્વર કહેવાય છે. અને જ્યારે બ્રહ્મને અવિદ્યા એટલે અજ્ઞાનનો મેલાપ થાય છે, તો તે વેળા તે જીવ એટલે જાનવાળો કહેવાયો. એટલે આ સર્વ જાનદાર પોતે બ્રહ્મજ છે. અજ્ઞાનના કારણથી લોકો પોત પોતાને જીવ જાણી રહ્યા છે. એઓમાં બ્રહ્મ એટલે ખુદા અને ઇશ્વર એટલે બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને જીવ એટલે જાનદાર એ સર્વ એકજ અસ્તિ છે.

અને અવિદ્યાને અજ્ઞાન પણ કહે છે. ફરી તેઓમાં અજ્ઞાન બે શક્તિ રાખે છે. એક બેછીપ શક્તિ એટલે ઉત્પન્ન કરવાની શક્તિ જેને લીધે સર્વ જીવવાળા ઉત્પન્ન થયા છે. બીજી આવર્ણ શક્તિ એટલે બુદ્ધિને દાબી કહાડવાની શક્તિ. એઓ મુક્તિ એને સમજે છે કે, અજ્ઞાનીપણું દૂર થાય અને જે અજ્ઞાનીપણાથી પોતાને જીવ સમજે છે, તે પોતાને બ્રહ્મ [ખુદા] સમજે. જેથી જીવવા અને મરવાથી છુટી જાય છે.

અવિદ્યા વિષે વેદાંતીઓના બે પંથ છે, કેટલાક કહે છે કે, અવિદ્યા એકજ છે. એઓમાં કોઇને મુક્તિ મળી નથી, અને કેટલાક કહે છે કે, અવિદ્યા ઘણી છે, એઓમાં

---

૧ યજુરવેદમાં લખ્યું છે કે, માયા બ્રહ્મની ઈચ્છા છે, અને અસર્પ ઉપનિષદ અથર્વવેદમાં છે કે, માયાની ખાસીયત છે કે, જુઠને સાચ, અને સાચને જુઠ કરી દેખાડે. અને સાપને દોરડી અને દોરડીને સાપ, અને ન અસ્તિવાળાને એકદમ અસ્તિવાન, અને એકદમ અસ્તિવાળાને ન અસ્તિવાન બનાવે. વળી માયાના બીજા પણ અર્થો આવ્યા છે. ( ૧ ) કૃપા ( ૨ ) મોહ એટલે મોહબ્બત ( ૩ ) દયા ( ૪ ) પ્રેમ એટલે દોસ્તી ( ૫ ) છળ એટલે ફરેબ ( ૬ ) ધોકો ( ૭ ) સંપત એટલે દ્રવ્ય ( ૮ ) ભુલ. બ્રહદારણ્ય ઉપનિષદ યજુરવેદમાં લખ્યું છે કે, જેમ માટી અને કુંભ એક છે, તેમ બ્રહ્મ અને માયા એકજ છે. અંતરબત ઉપનિષદ અથર્વવેદમાં છે કે, માયા બ્રહ્મની ઈચ્છા છે. પણ અવિદ્યા છે. યોગ સંજ્ઞા ઉપનિષદ અથર્વવેદમાં છે કે, સત, રજ અને તમ એ ત્રણ ગુણો તેને દરેક વખત અને દરેક ઘડી દોરડીની માફક જકડી રહે છે. પણ અજ્ઞાની અને જહાલતને લીધે તેઓ તેની તરેહ જાણી શકતા નથી. યોગવસિષ્ટ પ્રકરણ ચોથું—રામચંદ્રજી પૂછે છે. " આત્માનો અર્થ જ્ઞાન છે. અને અવિદ્યાનો અર્થ અજ્ઞાન, ફરી આત્માને અવિદ્યા કેમ કરીને લાગી? જવાબ એ સવાલના જવાબથી હું અશક્ત છું. " આ બધા શ્લોકો ધ્યાનમાં લેતાં માલુમ પડે છે કે, માયા જે કે, અવિદ્યા છે. અને રજ સત અને તમનું જાહેર થવું છે. તે પોતે બ્રહ્મજ છે. કોઈ બીજો નથી. માયાની અસ્તિ અને બ્રહ્મની અસ્તિ એકજ છે. અને તેને અવિદ્યા લાગેલી ગણે છે. પણ કોઈ અજ્ઞાન માણસ પણ ખુદા વિષે એવો શબ્દ બોલે નહીં.

ઘણાઓને મુક્તિ મળી છે. કારણ કે, મૂક્તિ એઓને ત્યાં જ્ઞાન મેળવવું છે. જે કોઇની અજ્ઞાનતા મટે તો તેને જ્ઞાન મળે. અને તેણે પોતાના ખુદાને ઓળખ્યો ત્યારે તેની મુક્તિ થઇ ગઇ.

અને એમ પણ કહે છે કે, અજ્ઞાનના ત્રણ ગુણ છે. (૧) રજ જેથી ઇચ્છા, ખુશી અને ગમ થાય છે. (૨) સત જેથી બુદ્ધિ, સારી હાલત, અને આરામ મેળવાય છે. (૩) તમ જેથી ક્રોધ, અજ્ઞાન અને દેહ સુખ મેળવાય છે. અને આગળ જાણી ચુકયા છોકે, એ ત્રણે ગુણ બ્રહ્મ ( ખુદા )થી મેળાપ રાખે છે. અને કેયામત વિષે એઓનો જે મત છે તે પાંચમાં ભાગમાં લખાઈ ગયો છે.

**૨ મિમાંસાશાસ્ત્ર**—એ જૈમનિ ઋષિનું તથા તેના ચેલાઓનું કહાડેલું છે. તેના નામ " મુરારિમિશ્ર, કુમારિલ ભટ, પ્રભાકર, કુરદાર " એ શાસ્ત્રવાળાને મિમાંસક કહે છે. એઓના પંથમાં ખુદાને ઉત્પન્ન કર્ત્તા જાણતા નથી. અને કહે છે કે, જે કાંઈ સુખ, દુઃખ, પૈસો દરિદ્ર, ગમ, ખુશી, વગેરે જે કાંઇ ઉત્પન્ન થાય છે તે કર્મોથી થાય છે. અને જેમકે વેદાંતી ત્રણે ઇશ્વરને ખુદાના નાએબ જાણે છે, તેમ તેને મિમાંસક માનતા નથી. અને કહે છે કે, આજ માણસોમાંથી કદી કોઇ બ્રહ્મા બની જાય છે. અને કોઈ મહાદેવ [શિવ] બની જાય છે. એઓ જગતની શરૂઆત તેમ અંત માનતા નથી. અને પર્વતોને સમુદ્રને અનાદી હમેશ રહેનાર જાણે છે. પિંડોને નાના નાના ભાગથી મિશ્ર જાણે છે. પ્રકૃતિ, પરમાણુ કે જે, ભાગના ભાગ થઇ શકે નહિ, તેને માનતા નથી.

મુક્તિનું સાધન એઓમાં જ્ઞાન અને કર્મ બે છે, અને માણસને પોતાના કર્મમાં અખત્યારવાળો જાણે છે. એઓમાં દશ પદાર્થ છે, જેમકે એ પદાર્થોનું બ્યાન ખુદાનું ચાલ્યું છે તો ન્યાયશાસ્ત્રના વર્ણનમાં થશે.

**૩ ન્યાયશાસ્ત્ર**—એ ગૌતમ ઋષિનું કહાડેલું છે. એ શાસ્ત્રમાં ઘણું ખરૂં ફિલસુફી, લોજીક, મોનાજેરો, (વાદ વિવાદ કરવાની વિદ્યા)નું વર્ણન છે. જો કે એ શાસ્ત્રને વેદનું અંગ નહિ જાણતા એટલે વેદથી બહાર જાણે છે, છતાં એ શાસ્ત્રને તજેલું નથી. જેઓ એ શાસ્ત્રથી વાકેફ છે અને ભણનારા છે, તેઓ ન્યાયક કહેવાય છે. એ શાસ્ત્રનો સાર આ છે કે, ખુદા વગર શરૂઆતનો અને વગર છેવટનો અઝલી અબદી છે. અને ઉત્પન્ન કર્તા છે. અને કહે છે કે ખુદા તઆલા પોતાની ઉત્પન્ન કરેલી કોઇ આકૃતિ સાથ સંબંધ રાખે છે. અને તેની મારફતે લોકોને તે એક કિતાબ પહોંચાડે છે, તે કિતાબની ચાર તરેહ છે એક ઋગવેદ, બીજું યજુરવેદ, ત્રીજું સામવેદ, ચોથું અથર્વવેદ, અને જન્નત જહન્નમમાં હમેશા રહેવું માનતા નથી, અને ખુદાના આઠ ગુણો માને છે. તેમાંથી છને અનાદી માને છે. (૧) જ્ઞાન દરેક ચીજનું જાણવું (૨) પ્રયત્ન તદબીર (૩) ઇચ્છા (૪) સંખ્યા એટલે ગણત્રીમાં એક (૫) પરમાણુ અંદાજામાં અ અંત (૬) પૃથકતીવ એટલે તશખીશ અને તમીઝ. અને બે ગુણોને આદી માને છે. (૧) સંયોગ (મીલાપ) (૨) ભાગ (જુદા થવું.)

એઓમાં જેટલી કાંઈ ચીજો અસ્તિમાં આવી છે તે સર્વ સોળ પદાર્થ (અસલ) થી છુટી મળે નહિ, અને સોળ પદાર્થનું વર્ણન વિસ્તારીક રીતે સમજવું કઠણ છે.

માટે આ જગ્યા માત્ર તેઓનાં નામ લખ્યાં છે. (૧) પ્રત્યક્ષ (૨) પ્રમાણુ (૩) પ્રમેય (૪) સંશય (૫) દ્રષ્ટાંત (૬) સિદ્ધાન્ત (૭) અવ્યય (૮) તર્ક (૯) નિર્ણય (૧૦) વાદ (૧૧) જલપ (૧૨) વિતણ્ડ (૧૩) હેતવાભાસ (૧૪) છળ (૧૫) જાતિ (૧૬) નિગ્રહસ્થાન.

ન્યાયીઓમાં મુક્તિનું સાધન આ છે કે, એ સોળે જણુસોને આબેહુબ જાણે અને સૃષ્ટિ એ એોમાં અનાદી મનાયલી છે પણુ નાશ થશે. જેમકે એ વાતનું થોડુંએક વર્ણન પાંચમાં ભાગમાં થઇ ચુકયું છે.

**૪ વૈશેષિક શાસ્ત્ર**—એ કણાદ ઋષિનું કહાડેલું છે. અને એ પંથવાળાઓને વૈશેષક કહે છે. આ શાસ્ત્ર ઘણી ખરી બાબતમાં ન્યાયશાસ્ત્રની માફક છે. પણ તેઓમાં સાત પદાર્થ માનેલા છે. (૧) દ્રવ્ય (૨) ગુણુ (૩) કર્મ (૪) સામાન્ય (૫) વિશેષ (૬) સમવાય (૭) અભાવ.

**૫ સાંખ્ય શાસ્ત્ર**—એ કપિલ મુનિનું કહાડેલું છે. [1] એ શાસ્ત્રવાળાઓ ખુદાને ઉત્પન્ન કર્તા જાણુતા નથી. પણુ દરેક ચીજની ઉત્પત્તિ પ્રકૃતિથી જાણે છે. એટલે પ્રકૃતિને ૧ લું કારણુ ગણે છે. અને જગતને અનાદિ માને છે. અને કોઇ જણુસનું નાશ થવું માનતા નથી. અને કહે છે કે કારણુ કારજમાં આવી જાય છે.

એ શાસ્ત્રનું મોટું વર્ણન ચાર ચીજ વિષે છે. જેને ચાર તીત કહે છે. ૧ લો તીત પ્રકૃતિ. એઓમાં એને દરેક ચીજનું કારણુ (સબબ) માનેલું છે. અને એ પ્રકૃતિ કદી કારજ (મોસબ્બબ) નથી થતી. એનું વ્યાખ્યાન (તારીફ) આ છે કે, એ એક જોહર (દ્રવ્ય) અનાદી, અજ્ઞાની, દરેક જગ્યા મોજુદ રજગુણુવાળી, તમ ગુણુવાળી, સતગુણુવાળી છે.

બીજો તીત—"પ્રકૃતિ બેકૃતિ" કે એ કેટલીક ચીજોને માટે કારણુ છે. અને કેટલીક માટે કાર્ય થાય છે. એની ત્રણુ તરેહ છે. ૧ લી તરેહ-મહત જેને બોધપણુ કહે છે બીજી તરેહ અહંકાર એ ત્રણુ પ્રકારનો છે. જો તેમાં સત ગુણુનો વધારો હોય તો બ્યકૃત અહંકાર કહેવાય છે; અને જો તેમાં રજ ગુણુનો વધારો હોય તો તીજસ અહંકાર કહેવાય છે. અને જો તેમાં તમ ગુણુનો વધારો હોય તો ભુતા અહંકાર કહેવાય છે. ત્રીજી તરેહ તન માત્રા અને એ પાંચ છે. (૧) શબ્દ (૨) સ્પર્શ એટલે એક ચીજનું બીજી ચીજ સાથે લાગવું (૩) રૂપ એટલે શિકલ (૪) રસ એટલે મજા, જાએકો (૫) ગંધ એટલે બો.

ત્રીજો તીત—બેકૃતિ કે કારજ થાય છે, અને કારણુ થતી નથી. એ બે તરેહની છે. એક ઇંદ્રિ અને કેટલાક અવ્યવ (દેહભાગો) બીજી પાંચે તત્વ જે પાંચ તન્નમાત્રાથી ઉત્પન્ન થાય છે. (૧) અવકાસ શબ્દથી (૨) વાયુ સ્પર્શથી (૩) અગ્નિ રૂપથી (૪) જળ રસથી (૫) પૃથ્વી ગંધથી.

ચોથો તીત—નતો પ્રકૃતિ છે ને નતો બેકૃતિ છે. નતો કારણુ છે, અને નતો કારજ છે. અને તેને પુરૂષ અને આત્મા કહે છે. અને પુરૂષ બે તરેહના છે. એક જીવાત્મા એટલે નફસે નાતેકા, એને પણુ અનાદી માને છે અને બીજો પરમાત્મા એટલે ખુદાતઆલા. એઓ એમ માને છે કે, જ્યારે પ્રકૃતિનો મેલાપ પુરૂષથી થાય છે તો જગતની ઉત્પત્તિ

(૧) કપિલ મુની એ બ્રહ્માના પૌત્રનો છાકરો છે.

થાય છે, અને કહે છે કે, પ્રકૃતિ આંધળી છે, અને આત્મા લંગડો છે. એટલે એ બંને. એક બીજાના મેલાપ વગર કાંઇ કરી શકતા નથી; અને કહે છે કે મહાપ્રલયને વખતે એટલે જગતના નાશની વખતે આ ત્રણે ગુણો રજ, તમ અને સત બરાબર થઇ જાય છે. અને ઉત્પત્તિને વખત સત ગુણ વધેલો થાય છે. ત્યારે મહતત ઉત્પન્ન થાય છે.

મતલબ કે એઓમાં જ્યારે પ્રકૃતિને પુરૂખથી મેલાપ થાય છે, અને સત ગુણ ગાલેબ થાય છે તો મહતત ઉત્પન્ન થાય છે અને મહતતથી અહંકાર અને અહંકારથી ૧૧ ઇંદ્રીઓ અને પાંચે તન્નમાત્રાથી પાંચે તત્વ જેનું વર્ણન થઇ ચુકયું છે. અને જગતના નાશ થવાની વખતે પાંચે તત્વ પાચે તન્નમાત્રામાં ગાએબ થાય છે. અને પાંચે તન્નમાત્રા અહંકારમાં, અને અહંકાર મહતમાં અને મહત પ્રકૃતિમાં.

૬ **पातंजली शास्त्र**—એ પાતંજલીનું કહાડેલું છે. ઘણી ખરી વાતોમાં શાંખ્ય શાસ્ત્રને મળતું છે. એ શાસ્ત્રના કહેવા પ્રમાણે મુક્તિ વગર યોગે એટલે રીયાજતે ( મહેનતે ) મળતી નથી.

આ છ શાસ્ત્રો વગર બીજાં પણ ત્રણ શાસ્ત્ર છે, કે જેને બ્રાહ્મણો માનતા નથી. એક જૈન શાસ્ત્ર એ જૈનનું કહાડેલું છે. એ શાસ્ત્રવાળા એવો અકીદો રાખે છે કે, માણસ સારા કર્મોથી સર્વજ્ઞાની બની જાય છે, ફરી તેની વાતો ખુદાની વાતો બની જાય છે, અને તેને સાકાર પરમેશ્વર કહે છે. અને જાણે છે કે, એવા ૨૪ થયા છે, તેઓનો ૧લો આદીનાથ અને પાછલો મહાવીર સ્વામી; અને ખુદાને નિર્ગુણીઓ પરમેશ્વર એટલે વગર ગુણ (સીફત)નો જાણે છે. એટલે એઓમાં ખુદા કાંઇ કરનાર નથી. બલકે મોઅત્તલ (અકર્તા) છે. એઓમાં સ્ત્રીઓની મુકિત થતી નથી. જયાંસુધી પુરૂષના જન્મમાં આવે નહિ. એઓમાંના કેટલાક તો પૂણ્ય મેળવવાને અર્થે ખોરાક તજી મરી જાયછે. એ કામનું નામ સંથારા છે, બ્રાહ્મણો એ પંથવાળાઓથી એવા કંટાળે છે કે, એ લોકોની સામે આવવા કરતાં વાઘ અને હાથીના મ્હોંમાં જવું વધારે સારૂં જાણે છે. [1]

બીજું બૌદ્ધ શાસ્ત્ર—એ બૌધનું કહાડેલું છે. એનું બીજું નામ શાકાયણ મુની પણ છે. એ બેહાર પ્રાંતનો હાકેમ રાજા શદોદ્ધનનો છોકરો હતો. એની માનું નામ માયા છે. કહે છે કે, શાકાયણ મુની દુંટીથી જન્મ પામેલો. અને બ્રાહ્મણો એને દશાવતારમાંથી નવમો અવતાર માને છે. અને એ પંથ એનાથી થયો હોય એમ માનતા નથી. એ પંથવાળા ખુદાને ઉત્પન્ન કર્તા માનતા નથી. જગતનો આરંભ કે અંત માનતા નથી. કહે છે કે, દરેક વખતમાં જહાન ફના થાય છે. અને દરેક વખતમાં ઉત્પન્ન થાય છે. એ લોકો નહાવું ધોવું ઘણું કરે છે, મરેલાને ખાય છે કે, એ ખુદાનું મારેલું છે, પણ પોતે મારતા નથી. પૃથ્વી ઉપરથી ઘાસ પણ ઉખાડતા નથી. સ્ત્રી સાથે સંભોગ કરવો એ સારૂં માનતા નથી.

૩ **नास्तिक पंथ**—એ ચારવાક રૂપિનો કહાડેલો છે. એ પંથવાળા તત્વ વગર બીજી કોઇ પણ ચીજને અસ્તિમાં હોય એમ માનતા નથી. તેઓ કહે છે કે આજ ત-

---

૧ આ વખતમાં તો બ્રાહ્મણો જૈન લોકો સાથે સારો મીલાપ રાખે છે. દોલતવાળા બ્રાહ્મણો કે જેઓ ભીખ માગતા નથી તેઓ પણ બળેવને તથા છેલ્લા પચુસણને દિવસે જૈન મતવાવાળાઓને ત્યાં ભીખ માગવાની ફરજ બજાવતા જોવામાં આવે છે. તેમ વિવાહમાં ચોરી તથા લગ્ન વખતે હાથ મેળાવો વગેરેનું કામ જૈન ( શ્રાવક ) લોકોને ત્યાં કરતાં જોવામાં આવે છે.

૧૭

ત્વથી જે સર્વ કાંઈ છે તે થયું છે. જે ચીજ ઇદ્રીયોથી જણાય તેનેજ માત્ર અસ્તિમાં આવેલી એઓ માને છે. બુદ્ધિથી સરજાયલા (માકુલાત) પર યકીન રાખતા નથી. ખુદા તઆલાનું અસ્તિત્વ માનતા નથી. સ્વર્ગ અને નર્કને માનતા નથી. તેઓ સ્વર્ગ એને જાણે છે કે 'માણુસની ઇચ્છાઓ પુરી થતી રહે. અને નર્ક તેને માને છે કે, કોઇ બીજાના તાબામાં હોય. જીંદગીનું ફળ માત્ર જગતના એશ આરામ અને નામીચા માનીતા થવામાં જાણે છે.

હિંદુઓના પંથનું ટુકાણુથી વર્ણન પુરૂં થયું. અહિં જે જે સવાલો ઉઠે છે તે માત્ર બુદ્ધિવાળાઓ આગળ રોશન છે. તેથી મેં અહિં શાસ્ત્રનો સાર, કાંઇ પણુ વાદ [ એતેકાજ ] વગર બ્યાન કીધો છે. પણુ બુદ્ધિવંતોને એ વિષે વાતચીત કરવાની ઘણી જગ્યા છે. અને મોટો સવાલ તો એઓમાં ફેરફાર ( એક બીજાથી વિરૂદ્ધ ) થવાનો છે. [1]



## ભાગ ૮ મો.

### નોતરા વિષે.

નોતરા (દાવત)ની મતલબ પારકા ધર્મવાળાઓને સત્ય ધર્મ તરફ બોલાવવાની છે. ત્યારે અમારા ધર્મમાં જરૂર છે કે, પારકા ધર્મ વાળાઓને એમ જણાવવું જોઈએ કે હજરત મોહમ્મદ મોસ્તફા (સલ) ખુદા તરફના સાચા પેગંબર છે, [2]અને સર્વ પેગંબરોથી

---

[1] એક શાસ્ત્ર કહે છે કે, સર્વ કૃત્ય [ આમાલ ] નો કર્તા ખુદા છે. તો બીજું કહે છે કે, ખુદા અકર્તા છે, તે કોઇ કામ કરતો નથી. એક કહે છે કે, જગ્ત તેના વિચાર અને કુદ્રતથી થયું છે. તો બીજું કહે છે કે, જગતનું રૂપ આપો આપ થયું છે. ન તો તેનું કારણુ છે, અને ન તો તેનું કારજ. એક કહે છે કે, જગત અનાદી છે. તેનો આરંભ કે અંત નથી. તો બીજું કહે છે કે, જગત ઉત્પન્ન થયેલું છે. પ્રથમ કોઈ નહોતું. તેજ પવિત્ર જાત ( ખુદા ) હતી. અને ૧૪ બ્રહ્માંડ ( ૧૪ તબક ) નાશ થઈ જશે. અને તે જાત એકલી રહી જશે. એક કહે છે કે, જીવ અને આત્માઓ અગત્યની અસ્તિવાળા ( વાજેબુલ વોજુદ ) છે, તો બીજું કહે છે કે, એ સર્વને અસ્તિમાં લાવનાર એકજ છે. અગત્યની અસ્તિ તે એક વગર બીજાને માટે નથી. એ વગર બીજી સેંકડો વાતોમાં એક બીજાથી વિરૂદ્ધ છે. ફરી એવાથી મુકિતનો માર્ગ મેળવવો અશકય છે.

[2] ખ્રીસ્તી ધર્મમાં પણુ ધર્મનું તેડું કરવાનું છે. હવે તે કયી કલમ છે તે આપણે જોઈએ માત્થી ૧૦; ૫. ઈશુ (અલે) એ તે બારોને એવી આજ્ઞા આપીને મોકલ્યા કે, તમે વિદેસીઓને માર્ગે ન જાઓ અને સમારીઓના કોઈ નગરમાં ન પેસો, પણુ તે કરતાં ઈશ્રાયલના ઘરનાં ખોવાયલાં ઘેટાંની પાસે જાઓ. માત્થી ૧૫;૨૪ માં ઈશુ કહે છે કે "ઈશ્રાયલના ઘરનાં ખોવાયલાં ઘેટાંની પાસે હું મોકલાયો છું. બીજા પાસે નહિ." આ કલમોને ધ્યાનમાં લેતાં માલૂમ પડે છે કે, હજરત ઈશુ (અલ) ની પેગંબરી માત્ર ઈશ્રાયલનાં ઘરોનેજ માટે હતી જેથી બીજાઓને માટે બોધ દેવાનું તેમણે પોતાના શિષ્યોને ના પાડી. ત્યારે પાદરીઓ આ બધી જે મહેનત કરે છે, અને બીજાઓને પોતાના ધર્મમાં દાખલ કરે છે. એ મજકુર કલમોને વિરૂદ્ધ છે. એ ખુલ્લું છે. હવે કોઈ પાદરી કહે કે, માત્થી ૨૮;૧૯ માં છે કે "તમે જઈને સર્વ દેશનાને શિષ્ય કરો" આ કલમને આધારે સર્વને ધર્મમાં દાખલ કરવાનું ફરમાન છે. તો તેનો જવાબ કે, આ કલમ તે કલમને વિરૂદ્ધ થઇ; ત્યારે એ કલમ ઉપર આધાર રાખવો અને આગલાપર આધાર નહીં રાખવાનું કારણુ શું ? વળી આ છેલ્લી કલમ શૂળી દેવાયા પછી આકાશ પર જતી વખત કહેવાયલી છે. ત્યારે શૂળી પર ચઢવાનું સાબેત થવા પર આ

છેલ્લા છે. જો કોઈ એમના ધર્મને સ્વીકારશે તે ખુદાના અમનમાં આવી જશે અને જો કોઇ નહિ માનશે તે હમેશને માટે જહન્નમમાં રહેશે. તે પછી જે માણુસ મુસલમાન થવા ચાહે તો ફરજ છે કે, પ્રથમ તેને શીખવે કે ખુદા વગર બીજો કોઇ પૂજ્ય હાકેમ અને ખરો માલિક નથી, અને મોહમ્મદ મોસ્તફા (સલ) તેના બંદા અને મોકલેલા છે. તે પછી તેને ઇમાનની સીફતો શીખવે [1] અને મોસ્તહબ છે કે, તેને ફરી નહવડાવે.[2]

જો કોઇ માણુસ કોઇને મુસલમાન થવાનું કહે અને તે કહે કે તું હમણાં થોભી જા પછી મુસલમાન થજે. અથવા એમ કહે કે, હું તને મુસલમાન કરતો નથી, તું બીજી કોઇ જગ્યાએ જઇ મુસલમાન થા, તો એમ કહેનારો મુસલમાનીથી નીકળી જાય છે. [3]

અને જે માણુસ મુસલમાન થાય ૫રી દરેક મુસલમાનપર તેની ખાતરદારી કરવી લાજમ છે અને તે માણુસની પદવી ખુદાને ત્યાં મોટી થાય છે. હજરત શેખ સાદી (રહ) ફરમાવે છે "બ હમદિલ્લાહ આંકસ મુસલમાન શુદ * અગર ચે ગદા બુદ સુલતાન શુદ " [4]

---

કલમનું ખરૂં થવું અટકેલું છે. પણ શૂળીએ ચઢવું તો કેટલાક પ્રમાણથી ખોટું થયું છે, તો ફરી એ કલમ ખરી થાય નહિ. તો સિધ્ધ થયું કે, ઉપલી બે કલમોને આધારે ઈશ્રાયલનાઘર વગર બીજાઓને ખ્રીસ્તી ધર્મ તરફ બોલાવવા એ તેમના ફરમાન વિરૂદ્ધ છે. વળી વિશ્વાસ લાવવા તો તે માણસ લોકોને બોલાવે કે પોતે વિશ્વાસ રાખનાર હોય નહિ તો તેનું વિશ્વાસ માટે નોતરૂં કરવું મિથ્યા છે. ત્યારે રાઈના દાણા જેટલો વિશ્વાસ પણ પાદરીઓમાં હોય તો માત્થી ૧૭;૨૦ પ્રમાણે પહાડને તેની જગ્યા ઉપરથી ખસેડવું તેમને કઠણ પડે નહીં. પણ એવા કામોતો પાદરીઓ કરી શકતા નથી. તો ફરી બીજાઓને વિશ્વાસી બનાવવું ક્યાં સારૂ કહેવાય. પાદરીઓને જોઇએ કે, પ્રથમ તો પોતે વિશ્વાસી થાય. વળી ગલાતી ૧; ૮,૯ પણ જે ઇંજીલ અમે તમને પ્રગટ કરી તે વીના બીજી જો અમે અથવા આકાશનો દૂત પણ તમને પ્રગટ કરે તો તે શ્રાપ પાત્ર (મલઉન) થાય. જેમ અમે અગાઉથી કહ્યું તેમ હનણાં પણ કહું છું કે જે તમે પામી લીધી તે વીના બીજી ઇજીલ જો કોઈ તમને પ્રગટ કરે તો તે શ્રાપપાત્ર થાય" આ પત્ર લખાયું તે વખતે ખ્રીસ્તીઓના માનવા પ્રમાણે યોહાનની ઇંજીલ પ્રકટીકરણ, યોહાનના ૩ પત્ર વિગેરે લખાયાં પણ નહોતાં. ત્યારે યોહાનની ઈંજીલ વિગેરે વાંચી પાદરીઓ લોકાન નોતરૂં કરે છે તે કેવાં છે તે ગલાતીની મજકુર કલમ વાંચી સમજી લેશો.

૧ ઈમાનની સીફત ૭ છે. ( ૧ ) ખુદા પર ઈમાન લાવવું. ( ૨ ) ફિરસ્તાઓ ઉપર ઈમાન લાવવું. ( ૩ ) કિતાબો પર ઈમાન લાવવું. ( ૪ ) પેગંબરો પર ઈમાન લાવવું. ( ૫ ) કેયામત છેલ્લા દિવસ પર ઇમાન લાવવું. ( ૬ ) મરણ પછી જીવવા પર ઈમાન રાખવું. ( ૭ ) તકદીર પર ઈમાન લાવવું. એટલે ભલાઈ કે બુરાઈ ખુદા તરફથી છે. ૭ મી વાત ઉપર પાદરીઓ સવાલ કરે છે. તેઓને જોઈએ કે, યશા ૪૫; ૬ ને જુએ. તેમ હિંદુઓને પણ એ વિષે શક હોય તો ક્રીન ઉપનિષદ અથર્વવેદ, સત ઉરૂદરી ઉપનિષદ યજુરવેદ, અરખાઈ ઉપનિષદ અથર્વવેદ જુએ.

૨ પણ જો તેના મુસલમાન થવા આગળ તેને નાહાવાની હાજત હોય તો તેને ગોસલ દેવું વાજેબ છે.

૩ કારણકે સામાવાળા માણુસના કુફરપર તે રાજી થયો એમ સિદ્ધ થાય છે. પણ કુફરપર રાજી થનાર કાફેર છે. જેથી તેને કાફેરનો હુકમ અપાયો છે. પણ તે માણુસની એવી મતલબ હોય કે, હું જેવી તરેહ જોઇએ એવી રીતે તને શીખવી શકતો નથી. તું કોઈ બીજા મૌલવી, આલેમ પાસે જા કે, તે તને સારી પેઠે શીખવે. સમજાવે તો તે માણુસ કાફેર થતો નહિ, એમ ફતાવા કાજીખાન, શરાહ ફિકહ અકબર વિગેરેથી સિદ્ધ થાય છે.

૪ અર્થ–ખુદાની સ્તુતીથી કે તે માણુસ મુસલમાન થયો, અગર જો તે ફકીર હતો રાજા થયો.

અને હિન્દુઓમાં પારકા ધર્મવાળાને લેવું બીલકુલ દુરૂસ્ત નથી[1] એટલુંજ નહિ પણ તેઓની જે ચાર ન્યાત પ્રખ્યાત છે[2] તેમાંથી પણ એક જાતમાંથી બીજી જાતમાં જઇ શકતો નથી. અને જો કોઇ હિન્દુ મુસલમાન બની જાય અને ફરી હિન્દુ બનવા જાય તેને ફરી હિન્દુમાં લેવો દુરૂસ્ત નથી.

અહિં હું હિન્દુઓને એ સવાલ કરૂં છુ (૧ લો) તમારો ધર્મ ખુદાના તરફથી છે કે નહિ ? જો કહો કે, ખુદા તરફથી નથી તો તમોને જોઇએ કે, એ ધર્મને છોડી દો. અને જો કહો કે, ખુદા તરફથી છે તો હું કહું છું કે ખુદાની મહેર દરેકને માટે થાય છે ત્યારે જે ધર્મ ખુદા તરફથી હોય તે એવો હોવો જોઇએ કે તે દરેકને માટે આમ હોય ફરી હિંદુઓ વગર બીજાઓ રહમતથી અભાગ્યા રહે અને કોઇનો તેમાં પેસારો થાય

૧ પાદરીઓ પોતાના મીશનનું કામ ખ્રીસ્તી સ્ત્રીઓથી પણ લ્યે છે. કેટલીક સ્ત્રીઓ ગાયન કરી બોધ આપે છે. કેટલીક મહેતાજીનું કામ કરી સ્કુલ ભણાવે છે. કેટલીક વૈદ્ય બની ધર્મનું નોતરૂં કરે છે. અને તે પર હઝારો નહીં પણ લાખો રૂપીઆનો ખરચ કરે છે. હવે એ સ્ત્રીઓનું બીજાઓને નોતરૂં કરવું સ્કુલ ચલાવવી એ શાસ્ત્રાનુંસાર છે કે કેમ તે આપણે બૈબલને તપાસીએ. પાઉલ કહે છે. " સ્ત્રીએ પુરા આધીનપણાથી છાની રહીને શીખવું. પણ ઉપદેશ કરવાની, કે પુરૂષ પર અધિકાર ચલાવવાની હું સ્ત્રીને રજા આપતો નથી. પણ તેણીએ છાનાપણામાં રહેવું " ૧ તીમોથી ૨; ૧૧, ૧૨ વળી પાઉલ કહે છે " તમારી બાયડીઓએ મંડળીઓમાં છાના રહેવું કેમકે બોલવાનો તેઓને અધિકાર નથી, પણ આધીન રહેવાનો, ને એમ નિયમશાસ્ત્ર પણ કહે છે. પણ તેઓ જો કંઈ શીખવા ચાહે તો તેઓએ ઘરમાં પોતાના વરોને પુછવું કેમકે મંડળીમાં બાયડીઓએ બોલવું એ લાજની વાત છે. " ૧ કરીંથી ૨; ૩૪, ૩૫ આ ઉપરથી ખુલ્લું જણાય છે કે જે સ્ત્રીઓ ધર્મનું નોતરૂં કરવા જાય છે તથા સ્કુલો ચલાવે છે તે ધર્મ વિરૂદ્ધ કરે છે. એટલુંજ નહીં પણ પાઊલના કહેવા પ્રમાણે તેઓ નિર્લજ છે. પાદરીઓને લાજ હોય તો આ કલમો ઉપર અમલ કરે. જેઓ સ્ત્રીઓને પુરૂષની બરાબર ગણનાર છે જેઓ સ્ત્રીઓને પુરૂષના જેટલુંજ હકક આપનાર છે. તેઓને ઊંચી કેળવણીમાં ચઢાવનાર છે તેઓ પાદરીઓના શાસ્ત્રની ઉપલી કલમો ઉપર ધ્યાન આપે. આથી તમો સમજ્યા હશો કે લંડનમાં પારલામેન્ટમાં સ્ત્રીઓને બેસવાનું હકક નહીં અપાતું એ તેઓના શાસ્ત્રાનુંસાર છે. કારણકે સ્ત્રીઓને મંડળીમાં બોલવાનો અધિકાર નથી.

૨ પારસીઓની દસાતીર જોતાં માલૂમ પડે છે કે, બ્રહ્મણ, ક્ષત્રી, વૈસ્ય. અને શુદ્ર એ ચારે કોમોને જમશેદ પાદશાહે જુદી કીધી છે. હિંદુઓમાં એક જાતથી બીજીમાં દાખલ થવું તો એક કોરે રહ્યું. પણ એકનું કામ બીજો કરે નહિ. બ્રહ્મણનું કામ માત્ર ભણાવવું અને જજમાનોથી પેટ ભરવું છે. પણ જો કોઇ બ્રાહ્મણપણું નહિ કરે, અને વૈદુ કરવા, કે વેપાર કરવા કે, રાજદુવારી કામ કરવા લાગે તે ધર્મ વિરૂદ્ધ કરી પાપી બને છે. એવીજ રીતે ખત્રીઓને માત્ર રાજદુવારી કામમાંજ રહેવાનું છે. જો તેમ ન કરે અને વિદ્યામાં લાગે કે ખેતીમાં લાગે કે, વેપારમાં લાગે, તે પણ ધર્મ વિરૂધ્ધ કરી પાપી બને છે. એવોજ હાલ વૈસ્ય, શુદ્રનો સમજવો. પણ હાલના હિંદુઓ એ કાયદાને વિરૂધ્ધ કરી દરેક પોતાની હદપર ન રહેતાં બીજાઓની હદમાં દાખલ થાય છે. એટલુંજ નહિ પણ તે, કાયદા ખોટા સમજતા હોય એમ લાગે છે. દરેક પોતાની હદ મૂકી બીજાની હદમાં દાખલ થાય તેને પોતાનો હુન્નર સમજે છે. અને જેમ પોતે તેને એબ નહિ સમજતા તેમ બીજાઓ પણ તેને એબ જાણતા નથી. તો જો ધર્મ વિરૂદ્ધ હોત અને કાયદાને ખરો ગણતા હોત તો કાયદા વિરૂધ્ધ ચાલનાર પોતાની અણસમજાઈથી એબ ન ગણે તો ન ગણે પણ બીજા તો તેને ભૂંડું કરનાર ગણે. પણ અમો જોઈ રહ્યા છીએ કે, બ્રાહ્મણો વ્યાજુ ધંધો, વેપાર, ડાકટરી, ખેતી, તથા સરકારી નોકરી કરી રહ્યા છે. અને ભીખ ઉપર ગુજારો રાખતા નથી, તેમ તેઓને કોઈ ભૂંડું જાણતા નથી તો સિદ્ધ થયું કે, એ લોકો એ કાયદાનેજ ખોટો માને છે.

નહિ તેનું કારણ શું ? જુઓ મુસલમાની ધર્મ કે જે, બેશક ખુદાની તરફથી છે, તે દરેકને માટે આમ છે. યહુદી, ખ્રીસ્તી, પારસી, બ્રાહ્મણ, ખત્રી, વેશ્ય શુદ્ર, ઘેડ અને ચમાર જે કોઇ એ ધર્મમાં આવે છે, તે પાપોથી પવિત્ર થાય છે. તમારૂં ધર્મ સંપૂર્ણ નથી કે જેમાં હિંદુઓ વગર બીજા કોઇનો સમાસ નથી. એટલુંજ નહિ પણ એમ કહે છે કે, હિંદુઓમાં પણ બ્રાહ્મણો વગર બીજા કોઇની મુક્તિ થતી નથી. જેનું વર્ણન ૧ લા અધ્યાયના પાંચમા ભાગમા થઇ ચુકયું છે (જુઓ પેજ ૮૬ )

**બીજો સવાલ**—આ છે કે તમો અમારા ઇસલામી ધર્મને ખુદાના તરફથી છે એમ માનોછો કે નહિં ? જો ખુદાના તરફથી છે એમ કહો તો ફરી હું કહું છું કે, અમારા ધર્મમાં તો ખાત્રીથી સાબિત છે કે, જે કોઇ એ ધર્મમાં નહીં આવશે તે બેશક હમેશને માટે દોજખી થશે. તો તમને જોઇએ કે, તમે મુસલમાન થઇ જાઓ. કારણ કે જે ધર્મ ખુદા તરફથી હોય તેનો હુકમ જરૂર માનવોજ જોઇએ. નહિ તો ખુદાના કોપમાં આવી જશો. અને જો એમ કહો કે, તમારો ધર્મ ખુદા તરફથી નથી, તો હું કહું છું કે બફરજે-મહાલ (તકરારની ખાતર અશકય માની લીએ કે) અમારો ધર્મ ખુદાના તરફથી નથી તો મઆજલ્લાહ [ ખુદાની પનાહ ] અમો શું કરીએ ? અમારી મુકિત મેળવવાને કયો માર્ગ સ્વીકારીએ ? કારણ કે તમારા કહેવા પ્રેમાણે અમારો ધર્મ તો ખુદા તરફથી નથી. ત્યારે શું કોઇ માર્ગ પ્રાર્થનાનો અમારે માટે તમારા ધર્મમાં લખ્યો છે કે નહિ ? જો કહો કે લખ્યો છે તો તેમાં મુસલમાનોને કેમ મેળવતા નથી ? ને જો કહો કે, નહિ લખ્યો છે, તો હું પુછું છું કે અમારો શો હાલ ? તમો અમારા ધર્મને તો ખુદા તરફથી નહીં જાણો, અને તમારા ધર્મમાં અમારો સમાસ નહીં થાય, તો શું ખુદાએ અમોને નકામાંજ ઉત્પન્ન કર્યા છે ? એનો જવાબ શો છે તે બતાવો ? [1]

**હિકાયત**—જ્યારે હું પોતાનો ઇસ્લામ છુપાવતો હતો, તે દિવસોમાં કેટલાક દોસ્તોને ઇસ્લામી ધર્મ તરફ રગબત દેવડાવતો હતો. જેમકે ૧૦-૧૧ હિંદુઓ મારા સમજવાથી છુપી રીતે મુસલમાન પણ થયા હતા, અને તેજ દોસ્તોની ખાતર ઘણી વખત પંડિતો સાથે ચર્ચા અને વાદવિવાદ (બહસ) થયા કરતો હતો. અને તે અજબ તરેહનો

[1] જેમ મુસલમાની ધર્મને હિંદુઓ ખુદાની તરફથી માનતા નથી તેમ હિન્દુ ધર્મ વગર બીજા સર્વ ધર્મને પણ ખોટા માને છે. અને પોતાના ધર્મમાં લઇ શકતા નથી. તો ફરી મુસલમાનો કેમ મૂકિત મેળવે ! એ સવાલ લાગુ પડવાથી હાલના સુધરેલા દયાનંદીઓ એ કાયદાને વિરૂધ્ધ કરી બીજી કોમ વાળાઓને પણ દાખલ કરવા લાગ્યા છે. પણ નવા દાખલ કરેલાને સાથે ખવરાવતા નથી, તેમ તેમની છોકરી લેવા દેવાને પણ દુરસ્ત રાખતા નથી. જેમ પ્રથમ તેથી અડકાઈ જતા તેમ ફરી પણ અડકાય છે. આથી સિદ્ધ થાય છે કે, એઓ જે બીજાને લે છે તે માત્ર આવતા સવાલના બચાવ માટે છે તેઓના ધર્મનો કાયદો નથી. પણ મુસલમાનો તો ભંગ્યાને અને બ્રાહ્મણને બંનેને સરખી રીતે મુસલમાન કરે છે. અને બંનેને એકજ તરેહપર વરતે છે. સો વરસનો પુરાનો મુસલમાન અને નવો મુસલમાન સરખા ગણાય છે. અને નમાઝ વગેરે બંદગીઓમાં પણ સરખી રીતે રહે છે. કાંઈ ખ્રીસ્તીઓની માફક નહિ કે દેશી ખ્રીસ્તીને ધીકકારેલા રાખે. ગવરન્મેન્ટ ગીરજામાં તેઓને પેસવા દે નહિ. એમ કરતાં જો તેએ પેસે તો આગળ બેસવાનું મળે નહિ. અને યુરોપીઅન કબરસ્તાનમાં દેશી ખ્રીસ્તીઓના મરેલાં માટે જગ્યા મળે નહિ. પણ મુસલમાન થએલો તો પાદશાહની સાથે નમાઝ પઢી શકે છે. મસજીદમાં જે પહેલો તે વહેલો.

સંગ હતો, તે લજ્જતથી હજુ દિલ ભરેલું છે. અને આશિર્વાદ આપું છું કે, ખુદાતઆલા તેઓને પ્રખ્યાતમાં મુસલમાન કરે. જેમકે મોટા મોટા પંડિતો કે જેઓ પોતાના ધર્મથી ઘણા વાકેફ હતા, તેઓ આ કહેવત પ્રમાણે કે "સત્ય તરે છે અને ડુબતું નથી." આ વાદ વિવાદમાં દબી જતા. એવામાં એક મિત્ર કે જેને અમે કેટલાક માણસો ઇસ્લામ તરફ ખેંચતા હતા તે કહેવા લાગ્યો કે, ફલાણો પંડિત જો ધર્મના વાદવિવાદમાં માની જાય તો હું પણ ઇસ્લામી ધર્મ સ્વીકારૂં. જેમકે, સર્વ દોસ્તોની સલાહથી તે પંડિતને બીજા શહેરથી એટલે તે જ્યાં રહેતો હતો ત્યાંથી બોલાવ્યો. તેને છ શાસ્ત્રમાં દખલ હતો. પછી બહસ અને વાદવિવાદ થવા લાગ્યો. પંદર દિવસ સુધી મુબાહેસો થતો રહ્યો. અને તરેહ તરેહની તકરારો થતી રહી. તે પંડિતને મારૂં મુસલમાન થવું માલૂમ નહોતું. એટલુંજ નહિ પણ તે એમ જાણતો હતો કે, એમજ (નકામો) વાદવિવાદ કરે છે. એક રાત્રે ઇશ્વરી પ્રેરણાથી મને એક તકરાર સુજી. બીજે દિવસે મેં તેજ તકરારથી વાતચીત શરૂ કરી. પ્રથમ મેં સવાલ કર્યો કે, પંડિતજી હું આપને પુછું છું કે, જો મુસલમાન પોતાના ધર્મ ઉપર અને માર્ગ ઉપર કાયમ રહેતો તેની મૂકિત થશે કે નહિ? બોલ્યા કે, હા, કેમ નહિ થશે? ફરી મેં પૂછ્યું કે, મુસલમાનોનો ધર્મ સત્ય છે કે નહિ? બોલ્યા હા, તેને માટે ખરો છે. મેં કહ્યું કે તેમના ધર્મનું મૂળ કુરઆન શરીફ પણ સાચું પુસ્તક છે કે નહિ? બોલ્યા, કેમ નહિ? સાચું પુસ્તક છે. મેં કહ્યું કે મીસરજી? આપે એ વાત ઉપર અટકવું જોઇએ. આપે કહ્યું છે કે, કુરઆન મજીદ સાચું પુસ્તક છે. હવે એથી ફરવું નહિ. બોલ્યા હા, કુરઆન સાચું છે. મેં કહ્યું કે કુરઆન શરીફમાં લખ્યું છે કે 'જે કોઇ ઇસ્લામ વગર બીજા ધર્મને શોધે તો તે તેનાથી કબુલ કરવામાં આવશે નહિ, અને તે શખ્સ અંતમાં નુકસાન પામનારાઓમાંથી થશે. ( સુરા આલે ઇમરાન ૩; ૮૪ ) આપે એકરાર કર્યો છે કે, કુરઆન સાચું છે. ફરી કુરઆન તો કહે છે કે, ઇસ્લામ વગર કોઇ પણ ધર્મ ખુદાને પસંદ નથી. હવે તો તમો પણ વહેલા મુસલમાન થાઓ અને પોતાના ધર્મથી પરતાવો કરો. એ વાત સાંભળી પંડિત કહેવા લાગ્યા કે, જો કુરઆનમાં એમ લખ્યું છે, તો તો કુરઆન સાચું મળે નહિ. મેં કહ્યું કે, જો કુરઆન સાચું નથી તો એમ થવું જોઇએ કે, મુસલમાનોને તેઓના ધર્મમાં મૂકિત મળે નહિ, તો ફરી હું તમને પુછું છું કે, એ બાબતમાં ખુદાની પનાહ જો મુસલમાન તમોથી એમ ઇચ્છે કે, અમોને તમારા ધર્મમાં મેળવો. અને કોઇ પ્રાર્થનાનો માર્ગ બતાવો કે, તેથી અમો અમારી મુકિત મેળવીએ. તો શું તમારા કોઇ શાસ્ત્રમાં મુસલમાનો વિષે કોઇ પ્રાર્થના ઠેરવાયલી લખાયલી છે અથવા નહિ? તેઓ બોલ્યા કે, અમારા શાસ્ત્રોમાં એઓને માટે કોઇ માર્ગ પ્રાર્થનાનો લખ્યો નથી. હજુ સુધી મેં એ વાતનો કાંઈ જવાબ આપ્યો નહોતો, એટલામાંજ પેલો મિત્ર જેને માટે આ વાદવિવાદ કરાવ્યો હતો તે બોલ્યો, વાહ મીસરજી? એ અજાયબ વાત છે કે, મુસલમાનો માટે મુક્તિ, ન તો તેઓના ધર્મમાં હોય ને નતો તમો તેઓને માટે કોઇ માર્ગ પ્રાર્થનાનો બતાવો. તો હવે તે બાપડા શું કરે? કેવી રીતે પોતાના ખુદાની બંદગી કરે? જુઓ મુસલમાનો જે તમોને કહે છે કે, તમારા ધર્મમાં તમારી મુકિત નહીં થશે, તો સાથે એમ પણ કહે છે કે, મુસલમાની ધર્મમાં આવો, એમાં તમારી મુકિત થશે. અને તમો કહો છો કે, મુસલમાનોની મૂકિત નતો તે ધર્મમાં થશે,

અને નતો આ ધર્મમાં. કોઇ માર્ગ બંદગી કરવાનો તેઓને માટે નથી. શું ખુદાએ તેઓને એમજ સાસ કાંટાના જેવા બનાવ્યા છે? કે તેઓની કોઇપણ રીતે મૂકિત નહીં થાય. તો અમોએ જાણી લીધું કે તમારો ધર્મ ખોટો છે. ફરી એ વાદવિવાદ એ વાત ઉપર પૂરો થયો. અને તે મિત્ર પણ છુપી રીતે ઇમાન લાવ્યો, અલહમ્દો-લિલ્લાહે-અલાજાલેક ( એ માટે ખુદાની સ્તુતિ થાઓ ).

જ્યારે હિંદુઓને કહેવાય છે કે, કુફર મૂકી ઇસ્લામ સ્વીકારો. અથવા કોઈ બીજી તરેહની ધર્મ સંબંધી વાત ચીત આવી જાય છે તો, કેટલાક હિંદુઓ કહ્યા કરે છે કે, અમો અમારો ઉજળો ધર્મ મૂકીને તમારા ઘોર (મેલા) ધર્મમાં કેમ આવીએ. [1] તો તેનો જવાબ આ છે કે, ઉજળો ધર્મ તો અમારો છે જેમાં ઘણી તૌહીદ ભરેલી છે. અને ઘોર ધર્મ તો તમારો છે કે, જેમાં શિર્ક ભરેલું છે. અને જે ધર્મમાં છાણ અને મૂત્રનું ખાવું પીવું, અને લિંગ તથા ભગની પૂજા અને બીજા નિરલજ કામ દુરસ્ત, એટલુંજ નહિ પણ પૂન્ય લખ્યાં હોય તો તે ધર્મ ઉજળો કયાં રહ્યો? અને અમારા ધર્મ ઉપર જે જે સવાલો તમો કર્યા કરો છો તેઓનો જવાબ તો દેવાઇ ગયો છે. અને બાકી કેટલીક વાતો ઉજળ અને ઘોર થવાની અમારા અને તમારા ધર્મ વિષે આ આખી કીતાબ વાંચી જુઓ. અને ઇન્સાફની નજરથી જુઓ તો જણાઈ આવશે કે કયો ધર્મ ઉજળો અને કયો ઘોર છે.

કેટલાક કહ્યા કરે છે કે, મુસલમાની ધર્મ અકલી દાખલાઓ જોતાં શ્રેષ્ઠ છે ખરો, પણ અમારી પોથી ગીતામાં લખ્યું છે કે, પોતાનો ધર્મ રાઈ સમાન હોય, અને બીજાનો પર્વત સમાન કેમ ન હોય તોપણ આપણો ધર્મ છોડવો જોઇએ નહિ. એનો જવાબ આ છે કે, જ્યારે ખાતરીથી જણાઇ આવે કે, આપણો પોતાનો ધર્મ ખોટો છે, ફરી તે ઉપર અડી રહેવું તે માત્ર અણુસમજાઇ છે. અને એવી વાતથી તમારી ગીતા પણ ખોટી ઠરે છે. જેમાં આવી અલ્પ બુદ્ધિની વાત છે. કારણ કે જે માણુસને ખાતરીથી જણાઇ આવે કે, હું ઝેર ખાઇ રહ્યો છું. અને ફરી તે ખાતો જાય તો તે માણુસનો નાશ થઇ જવાનો. પણ ધર્મ તો તેજ થાય છે કે, સત્ય હોય, અસત્યને ધર્મ નહીં કહેવો. અને જ્યારે તમો ઇસ્લામી ધર્મ સ્વીકારશો તો એજ ધર્મ તમારો થઇ જશે ફરી એને છોડવો નહિ જોઇએ.

[1] કેટલાક સમજુ હિન્દુઓ એવા છે કે, જગતની ખાતર પોતાનો ધર્મ મુકતા નથી. તોપણ ઈસ્લામના ખરા થવાનો ઈકરાર કરે છે. પણ કેટલાક અણુસમજ કહે છે કે, અમારો ધર્મ કૂવા સમાન છે. અને ઈસ્લામી ધર્મ સંડાશ જેવો છે. એટલે જેમ કૂવાનો ખાળકૂવો થઇ શકે છે તેમ હિન્દુ મુસલમાન બની જાય છે. પણ ખાળકૂવાનો કૂવો થઈ શકતો નથી. તેમ મુસલમાન હિન્દુ બની શકતો નથી. એનો જવાબ કે, હિન્દુઓનો ધર્મ ખાળકૂવા જેવો છે. કારણકે તેમાં છાણ મુત્ર પીવાનું પૂન્ય લખ્યું છે. તેમ ભગ, લિંગની પૂજા કરવાનું છે. તથા તેઓના શાસ્ત્રમાં ઘણી અન્યાયની વાતો લખી છે. અને મુસલમાની ધર્મ તો એક દરીયા માફક છે. કાંજે એમાં તોહીદ ઘણી સારી રીતે બ્યાન થઇ છે. સારાં કામો બતાવે છે. ભૂંડાં કામોથી તેમ ભુંડી વાતોથી દૂર રાખે છે. ઈત્ય. એટલે ખાળકૂવાનો દરીયો જેમ નથી થતો તેમ મુસલમાન હિંદુ થઈ શકતો નથી. અને જેમ દરીયા સાથે ખાળકૂવો મળી જાય છે, તો ખાળ કૂવો નાશ થઈ પવિત્ર થઈ જાય છે. તેમ હિન્દુ મુસલમાન થએથી તેના શિર્કની નાપાકી અન્ય દેવની પૂજાની બુરાઈ નાશ થઈ તોહીદના દરિયા સાથે મળી પવિત્ર થાય છે, વીચારો...

**हिकायत** હું એક દિવસ એક દોસ્તની આગળ[1] પોતાના ગુરૂ સ્વામી (પીર, મુરશેદ) મવલાના અલાઉદ્દીન સાહેબ સાથે ધર્મની બાબતમાં કંઇ વાદવિવાદ કરી રહ્યો હતો એ વાતચીતમાં મેં હજરત ગુણવંતથી અરજ કરી કે, જો આપને પૂરી રીતે ખાતરી થાય કે, મુસલમાની ધર્મ ખરો નથી તો આપ એ ધર્મને છોડી દો કે નહિ? તેઓ કહેવા લાગ્યા કે, બપરજે મહાલ (અસંભવિતના માનવા પ્રમાણે) જો અમોને એવી પૂરી ખાતરી થાય કે મુસલમાની ધર્મ ખોટો છે, અને ફરી અમો એ ધર્મને નહીં છોડીએ તો તો ખુદાની લાનત અમો પર ઉતરવાની. બીજે દિવસે તેજ મિત્રની સામે વિષ્ણુદત્ત પંડિતથી વાદવિવાદ થઇ રહ્યો હતો' મેં કહ્યું કે, પંડિતજી? જો તમોને આ વાત યકીન થઇ જાય કે, હિન્દુ ધર્મ ખોટો છે, તો તમો એ ધર્મને છોડી દો કે નહિ. બોલ્યા, કદી નહીં છોડીએ. હું હજુ ચુપજ હતો કે તેજ મિત્ર કહેવા લાગ્યો કે, "મીસરજી આ કેવી ઇન્સાફની વાત છે કે, એક ધર્મને ખોટો સમજવા છતાંએ ફરી તેને છોડવોજ નહિ. એવા અન્યાયની વાત જેમ તમો કહો છો તેમ મુસલમાનો તો કહેતાજ નથી" જેમ કે એ મિત્ર પણ કેટલાક દિવસ પછી હિંદુઓના ધર્મની બુરાઇ અને ઇસ્લામની ખુબીઓ દર્યાફ્ત કરી છૂપી રીતે ઇમાન લાવ્યો અલહમ્દો લિલ્લાહે અલા જાલેક

કેટલાક કહે છે કે મુસલમાનોનો ધર્મ ઘણો સારો છે. એક અલ્લાહ વગર બીજો કોઇ પૂજ્ય તેઓમાં નથી. અને હિંદુઓનો ધર્મ ઘણો ભૂંડો છે. જેમાં હજારો રબ્બ (પ્રભુઓ) ઠેરવાયલા છે. એઓ પોતાના પૂર્વજોના દોરવવાથી ઇસ્લામી ધર્મ સ્વીકારતા નથી.

કેટલાક હિંદુઓ કહે છે કે,—જો ખુદાને અમોને મુસલમાન કરવા નિગાહમાં હોત તો, અમોને હિંદુઓના ઘરમાં કેમ જન્મ આપત. મુસલમાનોનેજ ઘેર જન્મ આપત. અમો તો પ્રથમથીજ હિંદુઓ જનમ્યા છીએ. ત્યારે અમો ખુદાની ઉત્પત્તિને કેમ બદલી નાંખીએ? તો એનો જવાબ કે, જે કોઇ માણસ કોઇ કોમમાં ઉત્પન્ન થયો હોય તો આ કાંઇ જરૂર નથી કે, તે તેજ કોમની રીતભાતપર રહે. પણ આ અગત્યનું છે કે, પોતાની બુદ્ધિથી સત્ય ધર્મની શોધ કરે. ને જે ધર્મ ખુદા તરફથી હોય તે પર ચાલે, એજ માટે અમારા ધર્મમાં દરેક મુસલમાન પર ફરજ છે કે, જ્યારે તેને અકલ આવે તો પોતાના ધર્મના ખરા હોવા પર દલીલો દરિયાફ્ત કરે. માત્ર બાપદાદાની ખેંચ કરવાપર રહે નહિ. તો તમને પણ ખુદાએ હિંદુને ઘેર એ માટે ઉત્પન્ન કર્યા નહિ કે, તમો હિંદુજ રહો પણ એટલા માટે ઉત્પન્ન કર્યા છે કે બુદ્ધિ સાચવી તમો સત્ય ધર્મની શોધ કરી મુસલમાન બની જાઓ, જેથી ખુદાને ત્યાં તમારી પદવી બીજા મુસલમાનો કરતાં વધે. અને બાપદાદાની ચાલ મૂકવાનું કામ ઘણું જવાંમરદીનુંજ છે, જેથી તમને પૂન્ય વધારે મળે; અને દીન ઇસ્લામને લીધે તમારા દિલનું અંધારૂં મટી જાય. ખુદાતઆલા કહે છે "ખુદા કામ બનાવનારો છે, ઇમાનવાળાઓને કહાડે છે તે અંધારાથી તેજની તરફ (સુરા બકર ૨; ૨૫૭) અને આ જે તમે કહ્યું છે કે, "અમો તો પ્રથમથીજ હિંદુ ઉત્પન્ન થયા છીએ" એ વાત પણ મિથ્યા છે. કેમકે તમો જે દિવસે જનમ્યા તે દિવસે તમારા અંગ

૧ ઇસ્લામ છુપાવી રાખતો હતો તેવા વખતમાં.

ઉપર હિંદુપણાની નિશાની નહોતી. નતો તમો તે વખત રામ લક્ષમણને ઓળખતા હતા. ન તો બ્રહ્મા વિષ્ણુની પીછાન હતી. ન તો તમારા ગળામાં જનોઇ હતી, અને ન સંધ્યાને ન તીપુણને ઓળખતા હતા. તમોતો પાછળથી હિંદુ બની ગયા છો. અને આ જે તમોએ કહ્યુ કે, "અમો ખુદાની ઉત્પતિને કેમ બદલી નાંખીએ" તો તેનો જવાબ આ છે કે, પેગંબર ( સલ )ની તાબેદારી અખત્યાર કરવાથી ખુદાની ઉત્પત્તિને બદલી નાખવું લાગુ પડતું નથી પણ એ તો ખુદ તેની મરજી છે. દાખલા તરીકે કે કોઇ રાજા પોતાની એક ફોજને એક કિલ્લામાં રાખી તેમની પરવરશી કરે. ફરી તે રાજા એક-વાર પોતાના ભરોસાદાર માણસની સાથે તે ફોજની ઉપર કહેવડાવી મોકલે, એટલુંજ નહિ પણ પોતાનું ફરમાન પણ તેની સાથે મોકલે અને સાફ રીતે હુકમ આપે કે, આ કિલ્લામાંથી નીકળી ફલાણા શહેરમાં જાઓ. અને આ ભરોસાદારની તાબે-દારીમાં રહો. જેથી અમો તમો ઉપર મહેરબાન થઇ ઘણું ઇનામ આપીશું. ફરી જો તે ફોજના લોક કહેવા લાગે કે, અમોને રાજાએ પ્રથમથી આ કિલ્લામાં પુર્યા છે, અમો તો અહીં રહીશું. અને રાજાને જો ફલાણા શહેરમાં દાખલ કરવાની ઇચ્છા હોત તો અમોને શા માટે પહેલાંથી આ કિલ્લામાં રાખત. તો જો અમો આ કિલ્લાને છોડી દઇએ તો રાજાના હુકમને ફેરફાર કરવાનું લાગુ પડવાનું. તો એ ફોજના લોક ઘણા બેવકુફ ગણાશે. કે રાજાના હુકમને બજાવી લાવવાને તેના હુકમને વિરૂદ્ધ થવું ગણે છે. અને રાજાની શિક્ષામાં સપડાઇ જવાના. એવીજ રીતે તમને ખુદાતઆલાએ પ્રથમ હિન્દુને ત્યાં જન્મ આપ્યો, જ્યારે તમે તરબીયત પામી અકલ સાચવી તો તમોને પોતાના ભરોસાદાર એટલે પેગંબર (સલ)ની જબાનથી પેગામ પહોંચાવ્યો અને પોતાનું ફરમાન આલીશાન એટલે કુરઆનમાં પણ હુકમ મોકલ્યો કે, તમો પોતાના બાપદાદાના માર્ગને છોડી ઇસ્લામી ધર્મ સ્વીકારો. જેથી તમો જન્નતમાં રહો. અમો તમોથી રાજી રહીએ. ફરી તમો જો મુસલમાન થવાને ખુદાની ઉત્પત્તિનો ફેરફાર સમજો તો, તમારી સમજ ઉપર ઘણો અફસોસ છે. અને જો એ વાત જરૂર જેવી હોત તો જે કોઇ જેના ઘરમાં ઉત્પન્ન થતે તેવાજ દબપર રહેતે. તો એમ થવું જોઇએ કે, જે કોઇ કંગાલને ઘેર જન્મ્યો હોય અને પોતે ધનવાન બની જાય તો તેને તે માલ અને દોલત પસંદ કરવાં એ હરામ થવાં જોઇએ. કારણ કે તેના બાપદાદાની રીત તો કંગાલીઅત અને નિર્બળતામાં રહેવાની હતી, તો તેથી એણે કેમ વિરૂદ્ધ કીધું. અને જો તેના માબાપ આંધળા હોય તો એમ થવું જોઇએ કે, તેની દેખાદેખી એ પણ પોતાની આંખ ફોડે, અને જેના માબાપ પીતીયળ અને માંદમાં પીડાતાં હોય અને બાળ બચ્ચાંને તે બીમારી લાગી જાય તો બાપ દાદાની રૂઢી :એ ઓલાદને પોતાની બીમારીનું ઔષધ હરામ થવું જોઇએ. પણ એવી રીતે વર્તતાં તો અમો કોઇપણ હિન્દુને જોતા નથી. ( તેમ નહીં વર્તનારને ભૂંડું સમજતા નથી )

અને જો તમો કહો કે, એ વાતોમાં બાપદાદાની રીત દુરૂસ્ત નથી. પણ પોતાની બુદ્ધિ ખરચ કરવી જોઇએ, અને ધર્મના કામોમાં બાપદાદાની રીત કિફાયત (બસ) થાય છે. તો એનો જવાબ એ છે કે, જ્યારે એવા કામોમાં બાપદાદાની રીત દુરૂસ્ત નથી, અને પોતાની અક્લ વાપરવાની જરૂર છે તો ધર્મનું કામ જે સર્વથી શ્રેષ્ઠ છે, તેમાં તો વધારે

૧૮

અકલ વાપરવી જોઇએ. તેને કોઈની રીતપર રાખવું નહીં જોઇએ. નહિતો એ વાત લાગુ પડવાની કે, જેના બાપદાદા ચોર, જાલેમ, વ્યભિચારી, અને છાકટા હોય તો છોકરાને પણ એ વાતોમાં તેઓની રીત પ્રમાણે જરૂર ચોર. જાલેમ, વ્યભિચારી છાકટા થવું જોઇએ. પણ એમ થવું કોઈમાં દુરૂસ્ત નથી.

અને વિચારો તો ખરા કે ખુદાએ તમને આંખો જોવા માટે આપી, અને કાન સાંભળવાને આપ્યા અને જીભ બોલવાને આપી, એટલે દરેક ચીજ અકેક કામ કરવાને માટે આપી છે! ફરી હું પુછું છું કે બુદ્ધિ જે સર્વથી શ્રેષ્ઠ છે તે શા માટે આપી છે? અંતે બુદ્ધિવાળો તો એમજ કહેશે કે, અકલ ખુદાએ એ માટે આપી કે, પોતાના ઉત્પન્ન કર્તાને ઓળખે, અને ખરા તથા ખોટા ધર્મમાં જુદાઈ કરે. જેથી ખુદાની ખુશીમાં રહે, અને પોતાની ભલાઇ મેળવે. ફરી ખુદાની બક્ષીસ આપેલી બુદ્ધિને એમજ બેકાર મૂકવી, અને સત્યાસત્યની જુદાઇ માત્ર બીજાઓના બંધારણ ઉપર મૂકવી એ ઘણુંજ મોટું પાપ છે. જો ધર્મની શોધ વિષે માત્ર બાપદાદાનું બંધન પુરૂં પડતે તો ખુદાતઆલા તમને જુદી જુદી બુદ્ધિ કેમ આપતે. પણ દરેકને ખુદાએ જુદી જુદી બુદ્ધિ એ માટે આપી છે કે, દરેક કોઇ પોતાના ધર્મની તપાસ પોતે કરે, અને દરેકને જોઇએ કે, બાપદાદાની ચાલ ચલણ જે ખુદાની મરજી માફક હોય તે પર ચાલે અને જે વિરૂદ્ધ હોય તેને તજીદે. શું મજેનું કોઇ કવીએ કહ્યું છે:—

लेक लेक गाडे चले लेकन चले कपुत
तीनो लेक नचालते सुरा सींग सपुत [1]

અને ખુદ તમારાંજ શાસ્ત્રથી સિદ્ધ થાયછે કે, જો બાપદાદાનો પંથ ખોટો હોયતો તેને મૂકવું એ જરૂરનું છે. જેમકે તમારા કહેવા પ્રમાણે હિરણ્ય કાશિપુનો એવો પંથ હતો કે તે અભાગ્યો પોતે પોતાને ખુદા કહેવડાવતો હતો અને તેના છોકરા પ્રહલાદે તેના પંથને ભૂંડો જાણી તજી દીધો, હિરણ્ય કાશિપનો ધર્મ પોતાને પૂજવાનો હતો પણ પ્રહલાદનો ધર્મ ખુદા પૂજવાનો હતો. ફરી તમારા શાસ્ત્રોમાં પ્રહલાદનું ઘણું વખાણ લખેલું છે તે એજ માટે કે, તેણે પોતાના બાપનો માર્ગ ખોટો જાણી છોડી દીધો.

અને જો તમો કહો કે, હિરણ્યં કાશિપુ અને પ્રહલાદનો અકીદો તથા ચાલ ચલણ જુદાં જુદાં હતાં પણ બંનેનો ધર્મ તો એકજ હતો. તો તેનો જવાબ કે, ધર્મના બદલા-વામાંજી તો અકીદા અને ચાલ ચલણનું બદલવું થાય છે. બીજું કાંઇ બદલાતું નથી. તો જેમ પ્રહલાદે પોતાના બાપના ખોટા અકીદા અને ચાલ ચલણને તજી સારો અકીદો અને ચાલચલણ પસંદ કીધાં, એજ રીતે તમો પણ બુરા અકીદાને એટલે ખુદા વગર બીજાની પૂજાને દુરસ્ત જાણવાને, અને ખોટી ચાલચલણ એટલે મૂર્તિ પૂજાને છોડી સારો અકીદો એટલે અલ્લાહને પૂજ્ય જાણવો, અને રસૂલને માર્ગ દર્શક જાણવો અને સારી ચાલચલણ એટલે ખુદાને પૂજવો. જેમ નમાઝ રોઝો વિગેરે ધારણ કરો.

---

૧ અર્થ—ચીલા ઉપર ગાડાં ચાલે અને કપુત ચાલે, પણ ત્રણ જણ ચીલા ઉપર ચાલતા નથી. (૧) બહાદુર (૨) વાઘ (૩) સપુત.

અને જો તમો એમ કહો કે, પ્રહલાદે હિરણ્ય કાશિપુનો ધર્મ એ માટે તજ્યો હતો કે, હિરણ્ય કાશિપુએ પોતાના બાપદાદાનો માર્ગ છોડી દીધો હતો એટલે પોતાને પૂજ્ય સ્વીકાર્યો હતો તેમાં, અને ખરૂં જોતાં પ્રહલાદનો તો તેજ માર્ગ હતો કે, જે તેના બુજરૂગોનો હતો. તો તેનો જવાબ આ છે કે, જેમ તમારા કહેવા પ્રમાણે હિરણ્ય કાશિપુએ પોતાના બુજરૂગોનો માર્ગ ખુદાને પૂજવાનો મૂકી, નવો માર્ગ એટલે પોતાની પૂજા કરવાનું શરૂ કર્યું હતું. અને પ્રહલાદે તેને બુરો જાણી છોડી દીધો એવીજ રીતે તમારા બાપદાદાએ પણ હજરત આદમ ( અલે ) અને નૂહ ( અલે ) પોતાના બુજરૂગોનો અસલ પુરાનો ધર્મ એટલે તૌહીદ મૂકી મૂર્તિ પૂજા ગ્રહણ કરી છે. તો તમો પણ તેઓનો માર્ગ મૂકી પુરાનો માર્ગ હજરત આદમ ( અલે ) અને હજરતનૂહ ( અલે ) નો એટલે તૌહીદ સ્વીકારો.

જો તમો એમ કહો કે, હજરત આદમ (અલે) અને હજરત નૂહ ( અલે ) અમારા બુજરૂગો નહોતા પણ અમે તો બ્રહ્માના વંશના છીએ, તો એમ કહેવું તમારૂં તદન ખોટું છે. કારણ કે, જો તમો બ્રહ્માના વંશના હોત તો તમારા કહેવા પ્રમાણે બ્રહ્માનાં ચાર મુખ હતાં તેમ તમારાં પણ ચાર મુખ થતે. પણ શૈતાનના બહેકાવ્યાથી પોતાને બ્રહ્માના વંશના ગણી લીધા છે. અને હકીકતમાં અમો તમો સર્વ આદમ જાત (આદમ પુત્ર) છીએ. અને તમો જો ખાલી ખાલી નકામુ હજરત આદમ ( અલે ) ની નસલથી બાહેર થઇ બ્રહ્માના વંશના બનો છો, તો એમાં તમને એક બીજી ભૂંડાઇ લાગુ પડવાની. અને તે એ કે, બ્રહ્માએ પોતાની છોકરી સરસ્વતીને પોતાની સ્ત્રી બનાવેલી અને તમારામાં બાપદાદાની રીતે ખેચાવું જરૂર છે. તો તમને પણ એવું કામ કરવું જરૂર પડ્યું.

કેટલાક હિંદુ આ ખાકસાર (કર્તા) પર એવો સવાલ કર્યા કરે છે કે, તેં જે તારા બાપદાદાનો ધર્મ છોડ્યો તો શું તારા બાપદાદા અશુદ્ધ હતા? તુંજ મોટા બુદ્ધિવાળો જન્મ્યો? તો તેનો જવાબ આ છે કે, પ્રહલાદે પોતાના બાપનો માર્ગ તજ્યો. અને શાસ્ત્રોમાં તેની વખાણ અને હિરણ્ય કાશિપુની બુરાઈ લખી છે. આ જગ્યામાં કોઇ કહેનારો એમ કહી શકે છે કે, શું હિરણ્ય કાશિપુ અશુદ્ધ હતો. પ્રહલાદજ મોટા બુદ્ધિવાળો જન્મ્યો હતો (જે એનો જવાબ હશે તેજ મારો જવાબ. )

આ જગ્યાએ તમારા ધર્મ પર એક મોટો સવાલ આવેછે. હું નહિ જાણતો કે, તેનો તમે શો જવાબ આપશો! તે એ કે, તમે લોકો હિરણ્ય કાશિપુ દૈતને શા માટે બુરો જાણો છો? અને ખુદાનો દુષ્ટ (દુશ્મન) સમજો છો? આખર એજ માટે કે, તેણે સેવક થઇ ખુદા કહેવરાવ્યો. ત્યારે હું કહું છું કે, તમારા રામચંદ્ર, પરસરામ અને કૃષ્ણ વગેરે એ લોકે પણ બંદા થઈ પોતાને ખુદા કહેવરાવ્યા છે. તેમને કેમ દુષ્ટ જાણતા નથી? તેઓને પણ ભૂંડા જાણો અને તેઓની તાબેદારી મૂકો, અને મોહમ્મદ મોસ્તફા (સલ) ખુદાના રસૂલની તાબેદારી સ્વીકારો. જેઓ કે, ખુદા નહિ કહેવાયા પણ બંદા કહેવાયા છે. એટલુંજ નહિ પણ એક સેવક થવાને પોતાનો મહિમા સમજે છે. જેવું કે, અમારા "કલેમે શહાદત" (શાક્ષી વાકય) થી પ્રગટ થાય છે. 'હું સાક્ષી આપું છું કે, કોઇ સત્ય પૂજ્ય ખુદા વગર નથી તે એકલો છે, તેનો કોઇ ભાગીઓ નથી, અને સાક્ષી આપું છું કે, મોહમ્મદ (સલ) તેના સેવક અને તેના રસૂલ છે. [૧]

૧ આ કલેમાનું વર્ણન જુઓ પૃષ્ટ પર માં છે.

અને જો કહો કે રામ અને કૃષ્ણ વગેરે ખુદાના અવતાર હતા. એ માટે અમો તેની તાબેદારી અને પૂજા કરીએ છીએ. તો તેનો જવાબ આ છે કે, જેમ હિરણ્ય કાશિપુ ભૂખ, તરસ, ઉંઘ, મરણ વીગેરે ગુણોમાં ફસાયો છે અને નિર્બળ છે, તેમજ રામકૃષ્ણ વિગેરે પણ છે. જેમકે તમારાજ શાસ્ત્રોથી સાબિત છે કે, જ્યારે રામચંદ્રની સ્ત્રીને રાવણ પકડી લઇ ગયો તો રામચંદ્ર ઘણો હેરાન અને અશક્ત થયો. આખરે હનુમાન વિગેરે વાંદરાઓની મદદથી તેને છોડવી લાવ્યો. અને કૃષ્ણના પગમાં એક શીકારીને હાથે તીર વાગ્યો તો તેજ ઘાના દુઃખથી મરણ પામ્યો. એવીજ રીતે તમારા ઠાકોરોનું અશક્ત થવું અને બંદા થવું સાબેત છે. ફરી એઓમાં કયો ગુણ ખુદાપણાનો છે કે તે હિરણ્ય કાશિપુમાં નથી?

અને જો આ જગ્યામાં કોઇ હિન્દુ સવાલ કરે કે, કેટલાક મુસલમાનો પણ બાપદાદા વિગેરેની ચાલચલણને જો શરીઅત વિરૂદ્ધ હોય તો પણ છોડતા નથી. જેમ વિવાહમાં સેહેરો, કંગણું અને ભાજી કરવું વિગેરે. અને મરણમાં ત્રીજો (જીયારત) ચાલીશું, છમાસી, વરસી અને ઉરસનો[1] ઘણો બંદોબસ્ત કરવો અને રોશની, બેઠક કરવી. અને મોહર્રમ અને શબેબરાત વિગેરેની બિદઅત અને એ વગર જે કામોની કે શરીઅતમાં કોઇ તરહનો પાયો મળે નહિ. એટલુંજ નહિ પણ કેટલાક મુસલમાનો એમ કહે છે કે, ફલાણી વાત શરીઅત વિરૂદ્ધ છે, તો પણ અમારા બાપદાદાની વીધિ છે, જેથી અમો કદી પણ છોડવાના નથી. તો તેનો જવાબ આ છે કે, અમારા ધર્મમાં એ વાત દુરૂસ્ત મળે નહિ, કે પોતાના બુજરૂગોની રૂઢી (રસમ) શરીઅત વિરૂદ્ધ હોય તોએ નહીં છોડીએ. અમારી શરીઅતમાં તો એમ છે કે, જે રસમ બાપદાદાની, પીરમુરશેદની, ઉસ્તાદ–મૌલવીની, હાકેમ પાદશાહની અથવા બીજા કોઇની શરીઅત વિરૂદ્ધ હોય તો તે છોડી દેવું જોઇએ. અને જે કોઇ બુજરૂગોની રસમને શરીઅતપર શ્રેષ્ઠ (મોકદમ) જાણે અને શરીઅતના હુકમને નાપસંદ કરે તો તે માણસ મુસલમાન રહેતો નથી. એટલુંજ નહિ પણ ઇસ્લામથી નીકળી જાય છે. અને કાફેર તથા મુરતદ થઇ જાય છે.[2] કારણકે અમો રસુલુલ્લાહ (સલ) નો કલેમો પઢીએ છીએ. એટલે તેમના ધર્મમાં છઇએ. કાંઇ બાપદાદા, શિક્ષક, મૌલવી, પીર, ગુરૂ,

---

૧ કાજી સનાઉલ્લાહ પાણી પતી (રહ) સાહેબ બુજરૂગે પોતાના વસીયતનામામાં લખ્યું છે કે મારા મર્યા પછી દસમુ, વીસમું, ચાલીસુ, છમાસી, વરસી દુન્યાની રસમ પ્રમાણે કાંઈ કરે નહીં.

૨ રાંદેરની આસપાસનાં ગામડાંઓમાં મારી કોમ સુંનત જમાત વ્હોરાઓ, તેમ મેમણોની જમાતમાં એવો રિવાજ છે કે, તેઓ છોકરીને વારસો દેતા નથી. એમ કરનારા હકકુન નાસ (માણસનો હક) ખાઇ જનારા છે. પોતાને માથે મોટો જુમ્મો ઊંચકે છે. એટલુંજ નહીં પણ કેટલાક મેમણોએ તેમ કેટલાક ઘાંચીઓએ તો છોકરીને વારસો નહીં આપવાને મુસલમાની કાયદો તજી હીંદુ કાયદાને પસંદ કર્યો છે. એઓ ઈસ્લામી ધર્મથી નીકળી ગયા છે. અને એઓને જોઈએ કે, ફરીથી કલેમો પઢે. અને ફરીથી નિકાહ કરે. એવીજ રીતે ગુજરાતના કેટલાક સૈયદો તેમ બીજી કેટલીક કોમવાળા, હિન્દુઓના ધર્મ પ્રમાણે વિધવા રંડાયલીઓને પરણાવતા નથી. એઓ ઇસ્લામી કાયદાથી વિરૂધ્ધ કરી પાપી થાય છે. પણ જેઓ પરણાવતા નથી અને પરણાવાને ખરાબ જાણે છે તેઓ ઈસ્લામથી નીકળી જાય છે. કારણ કે તેઓ કુરઆનના હુકમને ખરાબ ગણનાર થયા. એવાઓને જોઈએ કે, ફરીથી કલેમો પઢે અને ફરીથી નિકાહ પઢે. મતલબ કે શરીઅતના કોઈપણ હુકમને વિરૂધ્ધ કરવાથી પાપી થાય છે. પણ તેને ખરાબ ગણવાથી અથવા ઈસ્લામ વિરૂધ્ધ કોઈ પણ કાયદાને પસંદ કરી શરીઅતના હુકમ તજવાથી કાફેર થાય છે.

હાકેમ અને રાજા અથવા બીજા કોઇનો કલેમો ભણતા નથી. બુજરગોની ચાલચલણ તેજ સારી છે કે જે, શરઅ શરીફને સાંખે હોય; અને જે રસમ શરીઅત વિરૂદ્ધ હોય ફરી તે કોઇની પણ કેમ ન હોય તે પર ચાલવું કદી દુરસ્ત નથી. ધર્મની બાબતમાં રસૂલુલ્લાહ (સલ)થી કદી ભૂલ થતી નથી· અને બાપદાદા, શિક્ષક મૌલવી, પીર, ગુરૂ બાદશાહ અને હાકેમ વગેરે સર્વથી ભૂલ થઇ શકે છે.

અને જો કોઇ હિંદુને આ બ્યાનથી એવો શક આવે કે, મુસલમાન લોકો તો કલેમો પેગંમ્બર સાહેબનો ભણે છે. ફરી હનફી, શાફેઇ, હંબલી, માલેકી, કાદેરી, ચિસ્તી, નકશબંદી સોહર્વરદી, મોજદદી, ઓવૈસી, અશઅરી, અને માતોરીદી શા માટે કહેવડાવે છે? અને એ બુજરગોની ચલણે કેમ ખેંચાય છે? તો એનો જવાબ એ છે કે અમો અમને એ બુજરગોના ધર્મમાં જાણુતા નથી. એ બુજરગો પણ પેગમ્બર (સલ) સાહેબના ધર્મમાં છે. અને અમો પણ પેગમ્બર (સલ) સાહેબના ધર્મમાં છીએ. હા, એટલો ફેર છે કે, અમારા કરતાં એ લોકો કુરઆન શરીફ અને હદીસના અર્થો સારી રીતે સમજે છે. અને એ લોકોએ કુરઆન શરીફ અને હદીસના અર્થો સમજી તેથી જરૂરીયાતના નિયમો ( મસલા ) કહાડ્યા છે. ફરી જે મુસલમાનને જે બુજરગ સાથે સારો વિચાર હોય છે, તેથી તે મોહમ્મદી માર્ગ શીખવા લાગ્યો. અને પોતાને તેની તરફ નિસબત (વલગણ) કરવા લાગ્યો. અને ખરૂ જુઓ તો સર્વ મોહમ્મદી છે. અને અમો બુજરગોની તકલીદ એ માટે કરીએ છઇએ કે, હદીસથી મસલો કહાડવો, નાસેખ અને મનસૂખ હદીસને ઓળખવી તે અમારી શકિતથી બહાર છે. લાચારીને લીધે અમો પૂઠે દોરાઇએ છીએ, અને જે માણુસ પોતે એવો કામેલ હોય કે હદીસથી મસલો કહાડી શકતો હોય, તેને તેમની પૂઠે ખેચાવું જરૂર મળે નહિ. કારણુકે કુરઆન શરીફ (સુરા અમ્બિયા ૨૧;૭ સુરા નહલ ૧૬;૪૩) માં આવ્યું છે કે, " જો તમો જાણુતા નહો તો બીજા જાણુવાવાળાઓથી પૂછી લો " તેમ છતાં ફરી કોઈ મસલામાં અમને ખાત્રી થઈ જાય કે, ફલાણા ઇમામની ફલાણી વાત કુરઆન અથવા હદીસ શરીફથી વિરૂદ્ધ છે તો અમો એવો ખ્યાલ કરીશું કે, તે ઇમામ આ મસલામાં ચૂકી ગયા. અને એ મસલામાં ઇમામની કહેલી વાત પર કદી અમલ કરવાના નહિ. કારણુકે ખુદા અને રસૂલની વાતમાં ભૂલ થતી નથી. અને એમની વાતોમાં ભૂલ થવું અશકય ગણાય નહી. પણ એ ચૂક થવામાં તે ઇમામની જરા પણ કસૂર ગણાય નહિ. એમને તો મસલો કહાડવામાં ભૂલ પર પણ પુન્ય મળે છે. [1] ભૂલ ચૂક થઇ જવી એમના અખત્યારમાં નથી. અને અમારા ઇમામોએ ફરમાવ્યું છે કે, " અમારૂં કહેવું જે તમને હદીસ વિરૂદ્ધ લાગે તેને તજી દો અને હદીસ પર ચાલો. " મતલબ કે અમારા ધર્મમાં ખુદા અને રસૂલના હુકમને વિરૂદ્ધ, કોઇનો પણ હુકમ કેમ ન હોય તેની તાબેદારી કરવી દુરસ્ત નથી. [2] જેમકે, એ વાત કુરઆન શરીફથી પુરવાર થાય છે. અલ્લાહતઆલા

---

૧ કારણ કે ભૂલ કરવામાં એઓનો અખત્યાર મળે નહીં. માટે તેઓની ભૂલની માફી છે. અને કીધેલી મહેનતનો બદલો પૂન્ય મળશે.

૨ આથી તમો સમજી શકશો કે કેટલાક હિન્દુ કહે છે કે અકબર બાદશાહે ગઊવધ બંધ કીધો હતો એ દલીલ નકામી છે. કારણુકે શરીઅતના કાયદા વિરૂદ્ધ કોઇ બાદશાહની તાબેદારી અમારે માથે નથી. એ વિષે વધુ ખુલાસો મારી ચોપડી ગઊરક્ષકને ચેતવણીમાં છે.

ફરમાવે છે કે, ( સુરા નિસા ૪; ૫૯ ) ઓ ઇમાન વાળાઓ ખુદાની તાબેદારી કરો અને રસૂલની તાબેદારી કરો અને તે લોકોની કે, જેનો તમો ઉપર અખત્યાર છે તમારામાંથી" એટલે મુસલમાન પાદશાહની, શિક્ષકની, પીરની, ગુરૂની, અને કોઇ તરેહનો સરદાર જેમ કોમનો વડો કે પંચ વાળો. ફરી આગળ જઈ એમ ફરમાવે છે. "ફરી જો તમારામાં અને તે લોકોમાં કોઇ વાતમાં વાંધો પડે ( એટલે તમો કંઈ કહો અને તમો પર અખત્યાર ધરાવનાર કંઇ કહે ) તો એ વાતને ખુદા અને રસૂલની તરફ ફેરવો, જો તમો યકીન રાખોછો ખુદા અને પાછલા દહાડા પર" [1] એટલે જેવી રીતે અલ્લાહ અને રસૂલનું કહેવું હોય તેપર ચાલો. જો તમારી રાય તે પ્રમાણે હોય તો તમારી રાયને સાચી જાણો અને જો તમો પર અખત્યાર ધરાવનારની રાયને માફક હોય તો તેઓની રાયને ખરી જાણો. મતલબકે અલ્લાહ અને રસૂલના હુકમને ઉપર રાખો. ફરી આગળ ફરમાવે છે. "આ વાત ઘણી ભલી છે અને સારી તપાસ કરવી છે" જો આ જગ્યા કોઇને શક પડે કે, દીવાને હાફેજમાં લખ્યું છે. કવિતા "બમે સુજ્જાદા રંગી કુન ગરત પીરે મોગાં ગોયદ" એટલે જો કોઇનો પીર શરીઅત વિરૂદ્ધ હુકમ કરે તો તેને માનવો જોઇએ. તો તેનો જવાબ આ છે કે, પહેલું તો એજ કે, એ કહેવાની મતલબ કાંઇ બીજીજ છે. દેખીતા અર્થોની મતલબ મળે નહિ. બીજું કે "દીવાને હાફેજ" અમારા ધર્મની કિતાબ નથી કે તેનો દાખલો લેવાય. અને અમારે ત્યાં એક કાયદો ઠેરવાયો છે કે, જો કોઈ બુજરૂગની કવિતા અથવા ઈબારત શરઅ શરીફને વિરૂદ્ધ માલૂમ પડતી હોય તો તેના બીજા અર્થ સારી રીતે બનાવી તેના અર્થ શરઅ શરીફની માફક બનાવાય છે. અથવા એવો વિચાર કરવામાં આવે છે કે, એના અર્થ જે બુજરૂગની મતલબ છે, તે અમારા સમજવામાં આવતા નથી. પણ એના પબલીક અર્થ જે શરીઅત વિરૂદ્ધ માલૂમ પડે છે તે કબુલ થતા નથી. અથવા એવું ધારવામાં આવે છે કે, એ શબ્દો તે બુજરૂગના મળે નહિં. કોઇ અણસમજે અથવા ભૂંડા પંથીએ એવું બોલી તેમને માથે નાંખ્યું છે. જેમકે અનુભવ ( તજરૂબા ) થી એ વાત સિદ્ધ થઈ છે કે, ઘણીખરી હદીસો લોકોએ પોતે બનાવી હજરત પેગંબર ( સલ ) સાહેબને નામે લગાડી દીધી છે.[2] અથવા એમ હોય કે એ શબ્દો પોતાની બેઅખત્યારી અને બેહોશીની હાલતમાં કહ્યા હશે અને બેહોશીની હાલતપર અલ્લાહતઆલા પણ પકડ કરતો નથી, અને એવી હાલતની વાત દાખલામાં લેવાય તેમ નથી. અથવા એમકે, કોઇ વખતમાં તે બુજરૂગે એ શબ્દોથી ફરી જઈ પસ્તાવો કીધો હશે. મતલબ કે શરઅ શરીફ વિરૂદ્ધ કોઈના વાકયની સનદ પકડાતી નથી. અને મોટા કવિઓનું બ્યાન અલ્લાહતઆલાએ કુરઆન શરીફમાં આવી રીતે ફરમાવ્યું છે "કવિઓ ( શાએરો ) ની વાતપર તેજ ચાલે છે કે, જે કમાર્ગે છે." (સૂરા શોઅરા ૨૬;૨૨૪) જેમકે આ વખતમાં કેટલીક કવિતાઓ

---

૧ આ આયતની તફસીર ગૌરક્ષકની ચેતવણી ત્રીજી આવૃત્તિ પૃષ્ટ ૪માં વાંચવા લાએક છે.

૨ જૂઠી હદીસ બનાવનાર તથા તથા જાણી બુજીને બયાન કરનાર વિષે હઝરત (સલ) ફરમાવે છે "જે કોઈ મારા તરફ લગાડી જૂઠુ કહે જાણી બુજીને તો તેને જોઇએ કે તે પોતાનું ઠીકાણું જહંનમાં કરે" આવી સજા હોવા છતાં જ્યારે સેંકડો હદીસો લોકોએ જૂઠી બનાવી તો બુજરૂગોને નામે જૂઠી વાતો બનાવે એમાં નવાઈ શી

અને ઇબારતો એવીજ કમાર્ગી છે કે, કોઇકના જાહેર અર્થ કુફરના છે. જેમકે, આ કવિતાઓ—

હમ ઇશકકે બંદે હૈં, મજહબસે નહિ વાકેફ*ગર કાબા હુવા તો કયા, બુતખાના હુવાતો કયા,
હુએ હમ બુતકે બંદે બ્રહ્મનસે રાહ કરતે હૈં*હરમ કે રહેનેવાળો તુમસે, ઇશક અલ્લાહ કરતે હૈં.
દુન્યામેં બુતોંકા, જો, તલબગાર ન હોગા*મહશરમેં ખુદાકા, ઉસે દીદાર ન હોગા
શખશે આમદ કે, મન રસૂલમ*ગુફતા તો બેરો, કે મન ખુદાયમ
યે ખુશ ગુફત બેહલોલ ફરખંદ ફાલ*કે મન અજ ખુદા પેશ બુદમ દો સાલ
રાહે હક હરગિજ નયાબી, તા નગીરી ચાર તર્ક*તર્કે દુન્યા તર્કે ઉકબા, તર્કે મૌલા તર્કે તર્ક
કુએ જાનાં સે ખાક લાએંગે હમ*અપના કાબા નયા, બનાઇગે હમ
ભલે હુએ હર બેરી સરસે ટલી બલાઇ*એકા એકી કરગએ દિત્યા ગયે મટાઇ
હરને નરક સરક ફરમાયા*ગૌરને આવા ગમન મટાયા
એસે ગોર પર તન, મન વારૂં*હર છાંડું પર ગૌર ન બીસારૂં •

અને કોઇએ જુઠ, વ્યભિચાર અને ભૂંડાઇની કહાણીઓને મજેદાર બનાવી. જેમકે બહરે મોનીર અને બહારદાનીશની કેટલીક જગ્યા. અને કોઇએ લોકોને પાપ કરવા પર ઉત્તેજન[1] આપ્યું. જેમકે આ કવિતા.

યે હુસનો જવાની, યે જોશો ખરોશ * ગફુરસ્ત ઇજદ તો સાગેર બનોશ[2]

કેટલાકોએ બુજરગોની નિંદા લખી જેમકે, શીઆનો તબરરો અને રફી ઉસ્સોદા, વગેરે કવિઓની બનાવેલી નિંદા. અને કેટલાકોએ પદવી અને ટટલમાં ઘણો વધારો કીધો. લોકોને લખવા લાગ્યા. કિબલા, કાબા, બંદગી, પરસતંદગી, સિજદાતે ઓબુદીયત વગેરે. અને કેટલાકોની વાતોમાં ફિરસ્તાઓની હલકાઇ નીકળી, જેમકે આ કવિતા.

જો દેખે વોહ અંગયા, જવાહેર નીગાર * ફિરસ્તા મળે હાથ, બેઅખ્ત્યાર[3]

એ વગર બીજી ઘણી તરેહની કવિતાઓ છે કે, અમો એવા કલામને ઘણું ખરાબ જાણીએ છીએ. અને ભણુવા સાંભળવાથી ધર્મ બગાડો સમજીએ છીએ. પણ તે કવિઓએ પસ્તાવો કીધો હશે એવા વિચારથી તેઓને ભૂંડાઇથી યાદ કરતા નથી.

---

૧ પાદરી બેંડલી સાહેબની રચેલી કીતાબ નામે "મીરઅતુસસિદક" છપાયલી સને ૧૮૫૧માં તેમાં છે કે "માર્ટિન લુથર ફરમાવે છે કે, ફકત વિશ્વાસ રાખો અને રોજાની સખ્તી ખેંચ્યા વગર, અને પરહેજગારીના બોજને ઊંચકયા વગર, અને સારાં કામોની મુસીબત ઝીલ્યા વગર, ખાત્રીથી જાણો કે, તમો બચાવાશો. તમારે માટે મુક્તિ બેશક અને ખાત્રીથી એવી છે કે જેવી ઈશુ (અલે) મસિહ વિષે છે. જુઓ પાપ કરો અને સારી રીતે નીડર થઈ પાપ કરો. ફકત વિશ્વાસ રાખો. તમો જો દિવસમાં હજારવાર વ્યભિચાર કરો, ખુન કરો તોએ પણ વિશ્વાસ રાખો. અને હું તમને કહુ છું કે, તમારો વિશ્વાસ તમને બચાવશે" ગલાતીઓને પત્ર ૫; ૪માં શાસ્ત્ર પ્રમાણે કર્મ કરનારને જહન્નમી બતાવ્યો છે.

૨ અર્થ—આ ખુબસુરતી અને જુવાની તથા આ જોશ અને જુસ્સો: ખુદા પાપો માફ કરનાર છે તું પીઆલું [દારૂનું] પી.

૩ અર્થ—જો પેલી જવાહેરથી કહાડેલી અંગયાને ફીરશતો જુએ તો અવિચારે હાથ મસળવા લાગે.

અને જો કોઇ કહે કે, હજરત મવલાના રૂમ (રહ) પોતાના ગુરૂ એટલે શમસે તબ્રેજના હુકમ પ્રમાણે દારૂનું વાસણુ ઊંચકી લાવ્યા. ગુરૂએ કહ્યું કે અમોને માશુક જોઇએ છે તો પોતાની બાયડી લાવ્યા. ગુરૂએ કહ્યું કે, અમોને નખરાવાળો છોકરો જોઇએ છે, તો પોતાનો છોકરો હાજર કીધો. ગુરૂએ કહ્યું કે, અમો તારા સારા અને મજબુત અકીદાને અજમાવતા હતા. તો તેનો જવાબ કે, એવી કહાણીઓ માત્ર અશુદ્ધ જુઠી અને ભૂંડાઓની કલપેલી છે. અને જો કોઇ પુસ્તકમાં લખાયલી હોય તો તે કોઈ અધર્મીની ધાલમેલ કરેલી છે, અથવા રચનારે સારી તપાસ નહીં કરવાથી થાય છે. જ્યારે લોકોએ ખુદાના પેગમ્બર (સલ) પર ઘણું ખરૂં કલપ્યું હોય તો ફરી કોઈ વલી પર મીથ્યા કહ્યું તો તેમાં શી નવાઇ છે? એવી કહાણીઓથી અમારા ધર્મ પર સવાલ આવતો નથી.

અને જો ખરેખરૂં કોઇ કામ કોઇ બુજરૂગથી શરીઅત વિરૂદ્ધ થવાની સાબેતી પણુ થઇ જાય તોપણુ ઉપર લખેલા કારણો પ્રમાણે થયું હોય એમ આ જગ્યા ચાલશે[1] મતલબકે અમારા ધર્મમાં ખુદા અને રસૂલને વિરૂદ્ધ કોઇને હુકમ કરવો, કોઇનો હુકમ માનવો, અને કોઇની વાત કે કરણીને દાખલો ઠેરવવો દુરસ્ત નથી. નતો શિક્ષકનો, નતો ગુરૂનો, અને નતો કોઇ બીજાનો. અને જે કોઈ ખુદા અને રસૂલના ફરમાનની સામે કોઈના હુકમને પસંદ કરે તો તે શખ્સ કાફેર, મુરતદ અને ઇસ્લામી ધર્મથી નીકળેલો છે.

કેટલાક કહે છે કે, હિન્દુ મુસલમાનમાં શું ફરક છે? ખુદાએ એક હદ ઠેરવી આપી છે. તો પોતપોતાની હદપર કાયમ રહેવું જોઇએ. તેનો જવાબ આ છે કે, હિન્દુ અને મુસલમાન વચ્ચે આકાશ પ્રથ્વી જેટલો અંતર છે. જેમકે આ પુસ્તકમાં તે છેટાનું ઘણું વર્ણન થયું છે. અને વળી એ હદ તમોએ પોતેજ ઠેરવી લીધી છે. કાંઇ ખુદાએ તમને હુકમ આપ્યો નથી, કે આ હદપર કાયમ રહો. અમોને બતાવો કે, ખુદાએ કોની ઝબાનથી તમને એ હુકમ આપ્યો છે. ને જો એ હુકમ વિષે પોતાના બુજરૂગોનો દાખલો લો તો તેઓની ઝબાનનો કાંઈ ઇતબાર થાય નહિ. કારણકે તેઓ તમારા કહેવા પ્રમાણે ભૂંડા, જુઠા, અને પોતાના જીવના સેવક હતા. જેમકે પહેલાં જણાયું છે. હા, ઇસ્લામી ધર્મ સ્વીકારી એ હદપર કાયમ થવું જોઇએ કે એના માર્ગ બતાવનાર એટલે મોહમ્મદ (સલ) એવા છે કે, જેવણુથી કદી ખુદાની મરજી વિરૂદ્ધ કોઇ શબ્દ, કામ, કે સ્વભાવ જાહેર થયો નથી.

## અધ્યાય બીજો પ્રાર્થનાના વર્ણનમાં. એના છ ભાગ છે.

## ૧ લો ભાગ નજાસત દૂર કરવાના વર્ણનમાં.

અમારામાં નજાસત કંઇ તરેહની છે. ૧લી દિલનું નાપાક થવું છે. ભૂંડા અકીદા, ભૂંડો સ્વભાવ અને પાપ કરવામાં નીડર થવાથી. એ નાપાકી સર્વ નાપાકીથી ઘણી ભારી છે, અને એના દૂર કરવાની તદબીર એવી છે કે, પ્રથમ પોતાનો અકીદો સુધારે, અને ભૂંડા અકીદાથી બચે. જેમકે અકીદાઓના વર્ણનમાં ઘણાં પુસ્તકો છે. એથી દરીઆફ્ કરે.

૧ એટલે એ વાત કોઈ બેદીને કલ્પી તેમને બદનામી આપી હશે, અથવા તેમણે પસ્તાવો કર્યો હશે, અથવા એ કામ બેહોશીની હાલતમાં કીધું હશે. વગેરે ઉપર લખેલી તરેહપર તેની તાવીલ (મતલબ) કરવામાં આવશે.

અને સાર રૂપી અકીદ:ઓનું વર્ણન આ પુસ્તકના ૧લા અધ્યાયમાં થઇ ચુકયું છે. તેપર પોતાનો અકીદો જમાવે. અને તેથી વિરૂદ્ધ હોય તેથી બચતો રહે. અને ફરી, ભૂંડા સ્વભાવ અને પાપથી બચે. જેમકે એ વિષેનું વર્ણન "કીમયાએ સઆદત" અને એહયા ઉલ ઓલૂમ" અને બીજી સુલૂક અને ફિકહની કિતાબોમાં વીસ્તારથી લખાયું છે. ત્યાંથી દરયાફ્ કરે. [1] બીજી દેહ અને કપડાનું નાપાક થવું છે. જેમકે અહીં અમારે એજ નાપાકીના દૂર કરવાની તદબીરનું વર્ણન કરવું નિગાહમાં છે. તો એ નાપાકી અમારામાં બે પ્રકારની થાય છે. એક હકીકી અને બીજી હુકમી. [2]

---

૧ આ બધાં પુસ્તકોનું લખાણ કુરઆન શરીફ અને હદીસથી નીકળ્યું છે.

૨ પાદરી સફદરઅલી "ન્યાઝ નામા"ના પૃષ્ટ ૨૫ માં લખે છે કે, જે ચીજ ખુદાની પેદા કરેલી છે તેને જો અપવિત્ર સમજાય તો ખુદાની પનાહ, ખુદાનેજ નાપાકીનો બનાવનાર થવું પડે છે. પાદરી સફદરઅલીના આ કહેવાની મતલબ એવી છે કે, કોઈ અપવિત્ર ચીજ નથી. ત્યારે પાદરીને આટલું સમજવું બસ છે કે, ઝેરવાળી વસ્તુઓ પણ ખુદાએ ઉત્પન્ન કરી છે, ફરી તેથી કોઇ માણસ હલાક થઈ જાય તો એમ કહી નથી શકતા કે, ખુદા એની હલાકીનો કારણ થયો. કેમકે તેણે જેમ પેદા કીધી તેમ તેથી બચવાનું પણ શીખવી દીધું. એવીજ તરેહ નાપાકીને સમજો. વળી ઉત્પત્તિ ૭; ૨ માં પશુઓના બે ભાગ કર્યા છે. શુધ્ધ અને અશુધ્ધ (નાપાક) તો જો પાદરીની અકલ પ્રમાણે કોઈ વસ્તુને અપવિત્ર નહીં સમજવી ખરી હોય તો પશુઓને અપવિત્ર કેમ કહ્યા. પાદરીઓ કહે છે કે, ઈશુ (અલે) પેહેલાં જાહેરી શરીઅત એટલે નાવા ધોવાના પાક સાફ રહેવાના કાયદા જરૂર જેવા હતા. પણ તેવણના આવ્યા પછી અંદરની સફાઈ રહી ગઈ છે. એનો જવાબ કે ઈશુ (અલે) ને અંદરની સફાઈ અને પૂરતો ઈરફાન (બ્રહ્મજ્ઞાન) હોવા છતાં આખી ઉમર શરીઅતના બંધનમાં રહ્યા હતા. લુક: ૨; ૨૧, ૨૨ માર્ક ૧૪; ૧૪. ફરી ખ્રીસ્તીઓને તેવણથી વધારે કયાંથી પવિત્રાઇ મળી ગઈ કે જેથી શરીઅતના નિયમપર રહેવું જરૂર જેવું રહ્યું નહીં. ચેલો તો શિક્ષકથી વધતો નથી, તેમ દાસ માલેકથી ચઢતો નથી. માત્થી ૧૦; ૨૪ જો પાદરીઓ એમ સમજતા હોય કે, શરીઅતના નિયમોને ઈશુ [અલે] એ પૂરા કીધા અને જેમ કુરબાની કરવાની જરૂર નથી તેમ એની પણ જરૂર મળે નહિ. તો તેનો જવાબ કે, જેમ ઇશુ [અલે] એ જાહેરી શરીઅતના નિયમો પૂરા કીધા તેમ ભીતરની સફાઈ પણ પૂરી કીધેલી, ફરી ખ્રીસ્તીઓને તેની કેમ જરૂર રહી? વળી વિચાર કરો કે, શરીઅતના કાયદા પ્રમાણે પ્રથમ જાનવરની કુરબાની કરવાની ફરજ હતી અને હાલ બીલકુલ રિવાજ મળે નહીં, અને નકામી જેવી પડી રહી છે. તેમ પીશાબથી ખ્રીસ્તીઓ બચાવ કરે છે તે પણ નકામું છે. એઓને જોઇએ કે, એકદમ એ સફાઈને મુકી મુત્રથી બચવું તજે. એટલુંજ નહીં, પણ બીજું મુત્ર લગાડે. પાદરીઓના માનવા પ્રમાણે શરીઅતમાં અંદરની સફાઇ ન હોતી. માત્ર જાહેરનાજ નિયમો હતા. પણ એઓને વિચારવું જોઈએ કે, ઈશુ (અલે) પોતે કહે છે કે, ફકી અને ફરેસી મુસાની ખુરસીપર બેસનારનું કહેવું માનો (માત્થી ૨૩; ૨) ત્યારે તેઓ તો શરીઅતના નિયમો પ્રમાણે પાકી અને નાપાકી શીખવતા હતા. તેપર ચાલવું જરૂર જેવું થયું. ફરી એમ સમજવું કે, ઈશુ [અલે]ના આવ્યાથી નાપાકીથી બચવું જરૂર જેવું નહિ રહ્યું એ વગર પાયાનું છે. વળી એમ સમજવું કે, આગલી શરીઅતમાં અંદરની સફાઈ ન હોતી, માત્ર બહારનીજ સફાઈ હતી. એ પણ મીથ્યા છે. કારણ કે જો એમ મનાય તો સાથે આ પણ લાગુ પડવાનું કે, આગલા જેટલા પેગમ્બર હતા તેઓ જાહેરની પાકી કરતા તેમ જાહેરની બંદગી કરતા. પણ, ભીતરમાં તેઓનું દિલ સાફ નહોતું. કપટ કીનો વગેરેમાં ભરપુર હતા. વળી જુઓ જુના કરારમાં સેંકડો જગ્યાપર આત્માને સાફ કરવાનું લખ્યું છે જેના માત્ર પ્રમાણ લખી જણાવું છું. વાંચો ગીત ૩૭; ૧૧ દ્રષ્ટાંત ૨૯; ૨૩ યશા ૬૬; ૨ ગીત ૪૧; ૧ દ્રષ્ટાંત ૧૪; ૨૧ અયુબ ૩૧; યશા ૫૦; ૬ ગીત ૧૫; યશાયા ૫૮; ૫. પાદરીઓ જે ધોકામાં પડયા અને કહે છે કે, દિલનીજ સફાઇ કરવી જોઈએ, જાહેર સફાઈની બીલકુલ જરૂર નથી. તેનું કારણ એ છે કે, ઈશુ [અલે] એ કેટલાક રિયાકારોને કે જે દિલ મેલું રાખતા

૧૯

નજાસત હકીકી જેમ ઘુ, પેશાબ, લિંડાં, છાણુ, લોહી, પીપ, કુતરૂં, સુવર, વગેરે. તો જો એવી તરેહની નજાસત લાગવાથી કોઇ ચીજ અપવિત્ર થઇ જાય તો તેને પાક કરવાની એવી રીત છે કે, તે ચીજને સારી રીતે પાણીમાં મસલી ધોઇ નાંખે તે એટલાં સુધી કે નજાસત બાકી રહે નહિ. અને કેટલીક ચીજો રગડી નાંખવાથી પણ પવિત્ર થઇ જાય છે. જેમકે, તલવાર, તાંબા પીતળ વગેરેનાં વાસણ [1] અને આરસી વગેરે. કારણકે એ ચીજોનું જીસમ સખ્ત હોય છે. મસામ ( છીદ્રો ) વાળું થતું નથી. જેથી નજાસત તેના જીસમમાં પ્રવેશ થઇ શકતી નથી કે, ધોવું અને નીચોવવાની જરૂર પડે. પણ રગડવાથીજ નાપાકી દૂર થઇ જાય છે. અને જે અપવિત્ર ચીજ અગ્નિમાં બળી રાખ થઇ જાય, અથવા મીઠામાં મળી મીઠું થઇ જાય, અથવા માટીમાં મળી માટી થઈ જાય, અથવા કોઇ બીજી તરેહથી તેની માહીયત બદલાઇ જાય તો તે પણ પાક થઇ જાય છે. અને પૃથ્વી, દીવાલ, ઝાડ, અને જે ચીજ પૃથ્વીમાં ગડાયલી હોય તે સુકાઇ જવા પછી પવિત્ર થઇ જાય છે; જ્યારે કે તે ઉપર નજાસતની અસર બાકી રહે નહીં. અને એ વગર બીજા મસલાના ભાગો તે ફિકહની કિતાબોમાં મોજૂદ છે.

અને નજાસત હુકમી તે દાખલા તરીકે આ છે કે, કોઇનું વીર્ય શહવતથી નીકળી પડે અથવા સ્વપ્નામાં વીર્ય નીકળી પડે, અથવા સંભોગ કરે, ફરી વીર્ય નીકળે કે નહીં નીકળે તો એવી પલીદીને જનાબત કહેછે. અને જો વોજુ તુટી જાય તો તેને હદસ કહે છે. અને કોઇ સ્ત્રીના રહેમ (ગર્ભાશય) માંથી જાણીતી આદત પ્રમાણે લોહી વહેતું હોય તો તેને હેજ કહેછે, અને કોઈ સ્ત્રી બચ્ચું જણે અને તેમાંથી લોહી નીકળે તો તેને નિફાસ કહે છે. ફરી જનાબતની નાપાકી આખા બદનના ધોવાથી દૂર થાય છે. અને હદસની નાપાકી વોજુ કરવાથી જતી રહે છે. અને જ્યારે હેજ, નિફાસનું લોહી સુકાઇ જાય ત્યારે સ્ત્રીએ નાહી લેવું જોઇએ તો તેથી અપવિત્રાઇ જતી રહે છે. પણ એ હુકમી નજાસતથી કાંઇ આદમીનું દેહ નાપાક થતું નથી; કે જો કોઇ ચીજમાં નાંખવાથી અથવા તેના પસીનાથી કોઇ ચીજ અપવિત્ર થઇ જાય. એટલુંજ કે અપવિત્રાઇનો હુકમ કરવામાં આવે છે. એટલે એવી હાલતમાં નમાઝ પઢવી અને બીજાં કેટલાંક કામની મનાઈ થઇ છે. વળી એ નાપાકીના દૂર થવા માટે કેટલાક દિવસોનું વીતવું બંધાણ મળે નહી. પણ જ્યારે વોજુ કે ગુસલ કરી લીધું તેજ વખત જનાબત અને હદસ મટી

---

હતા, તેમની જાહેર પવિત્રાઈપર ઠપકો આપ્યો હતો. પણ એમનું એમ સમજવું ભૂલ ભરેલું છે કે, પવિત્રાઇની કંઈ જરૂર નથી. ઈશુ [ અલે ] ની મતલબ એ છે કે, અંદર દિલને પવિત્ર કરવું ઘણું જરૂરનું છે. કાજે દેહની પવિત્રાઈ આત્માની પવિત્રાઈ માટે નમુનો છે. એટલે દેહ જે આત્મા કરતાં ઘટેલું છે, તેને જ્યારે પવિત્ર કરવું જરૂરનું છે તો ફરી આત્માને કેમ જરૂર ન હોય? પાદ-રીઓને જોઇએ કે, જાહેર હુકમને માની તેથી મનમાં ખ્યાલ કરવાનું છે. નહિ કે આગલી શરીઅત માત્ર નમુનો છે. તેને વરતવાની કાંઇ જરૂર નથી. જો એમજ હોય તો જુઠ, વ્યભિચાર, પડોશીથી દુશમનાઇ, જુલમ અને મૂર્તિપૂજા વગેરેની જે મનાઈ જુના કરારમાં છે, તે શાનો નમુનો હતો? નવા કરારમાં પણ તે કામોની મનાઈ છે. માત્થી ૧૫;૧૮,૧૯ હવે દિલની સફાઇને જોવી હોય, તો કાલા ક્રીસ્તીઓને નહીં પણ રેવરન્ડોનાજ ચલણને જોઈલો ને તેમના ચેલાઓથી વાકેફ થાઓ.

[1] પણ જો વાસણમાં નકશી કે ખરફસાપણું હોયતો રગડી નાંખવાથી પાક થાય નહીં

ગયું. અને જ્યારે હેજ અને નિફાસ સુકાઇ જાય અને પછી ગુસલ કર્યું નાપાકી દૂર થઇ ગઇ. અને જો દશ દિવસથી વધારે હેજ રહે અને ૪૦ દિવસથી વધારે નિફાસ રહે તો એ હેજ અને નિફાસ નહી. પણ એક બીજી બીમારી છે. જેનું નામ ઇસ્તેહાજા [1] છે. એવી હાલતમાં ગુસલ કીધા પછી નમાઝ દુરસ્ત છે.

અને હિન્દુઓના ધર્મમાં પણ દેખીતી નાપાકી બે તરેહની જાણવામાં આવે છે એક હકીકી બીજી હુકમી, હકીકી નાપાકી કંઇ તરેહ પર છે. એક તરેહ જેવી કે ગુ મૂતર વગેરે એવી વસ્તુ કપડાં વીગેરેને લાગીજાય તો પાણીથી ધુવે છે, અને દેહને લાગી જાય તો માટી લગાડી ધુવે છે, અને કાંસા પિત્તળના વાંસણને લાગી જાય તો તેને આગમાં નાખી અને માટી લગાડીને પાણીથી ધોવે છે. બીજી તરેહ જેમ હિન્દુઓનું મ્હોં જો કાંસા પિત્તળના વાસણને લાગી જાય તો રાખ મસળી ધોવે છે. [2] અને ચાંદી અથવા સોનાના વાસણને લાગી જાય તો માત્ર પાણીથી ધોવું બસ છે. અને કેટલાક કહે છે કે, સોનાનું વાસણ વાયુથી પવિત્ર થઈ જાય છે. અને જો કોઇ પારકી કોમનું મ્હોં તેઓના વાસણને લાગી જાય

---

૧ ઈસ્તેહાજાના ખૂનમાં સ્ત્રી પુરૂષ સાથે સુઇ શકે છે, પણ હેજના ખૂનમાં સુઈ શકતાં નથી. કારણ કે, હેજનું ખૂન જેમ પેશાબ પાખાનું એક તરેહનો ફુજલો છે, અને માણસની તબીઅત તેને બહાર કહાડે છે, તેમ હેજનું ખૂન પણ એક જાતનો ફુજલો છે, જેને તબીઅત કહાડે છે. જેમ બીજો ફુજલો રોકાઈ જાય તો બીમારી ઉત્પન્ન થાય, તેમ હેજના ફુજલાના રોકાણથી પણ બીમારી ઉત્પન્ન થાય છે. ત્યારે એ ફુજલાના લોહીમાં બગાડ હોવાથી તેને સાથે સુવામાં નુકસાન થાય છે. પણ ઈસ્તેહાજાનું ખૂન જો કે, ફુજલો નથી, તેથી તેમાં બગાડો અને નુકસાની નથી. ફરી તેવી હાલતમાં સુવાથી નુકસાન થશે નહી, જેથી સુવાની મના એ વખતમાં મળે નહીં.

૨ હિન્દુઓ કહે છે કે, જ્યારે કોઈના મ્હોંમાંથી થુંક નીકળે છે, તો તે અપવિત્ર થાય છે; અને જ્યાં સુધી મ્હોંમાં રહે છે ત્યાં સુધી પવિત્ર રહે છે. એ કારણથી વાંસણને મ્હોં લાગ્યાથી અપવિત્ર થાય છે. તેઓને માટે આટલુંજ કહેવું છે કે ઘુ જ્યાં સુધી પેટમાં રહે છે તો તે માણસને અપવિત્ર ગણતા નથી, પણ જ્યારે નીકળે છે તો તે અપવિત્ર ગણાય છે. ત્યારે હિન્દુઓનું મ્હોં પાયખાના જેવું થયું, અને મ્હોં લગાડીને જો કોઈ પીએ તો નાપાકીનો પીનાર થયો. કેમકે લોટાને પ્રથમ મ્હોં લાગતાંજ તે અપવીત્ર થઈ જવાનો. ગંગા નદીમાં કોઈ નહાય અને છુપી જગ્યા ધોવે તો હિન્દુઓ તેની કાંઈ પરવા રાખતા નથી, પણ જો કોઈ ગંગામાં કોગળો કરે તો તે પર ગુસ્સે થાય છે. આથી માલૂમ પડે છે કે, હિન્દુઓમાં અપદ્વાર ( મક્દ ) કરતાં પણ મ્હોં ઉતરતું છે. વળી રીંટ, થુંક, આંખનો મેલ, વાળ, પસીનો અને નખ જ્યારે બદનથી જુદાં થાય છે, ત્યારે તે હિન્દુઓના ધર્મમાં અપવિત્ર છે. પણ ગાયનું છાણ, મૂત્ર પવિત્ર છે. ત્યારે એમ થયું કે, માણસનું થુંક રીંટ વગેરે છાણ કરતાં ઉતરતાં થયાં. કેટલાક હિન્દુઓ કહે છે કે, જ્યારે મુસલમાનો એ બધી ચીજને પવિત્ર ગણે છે, તો ફરી મસ્જીદમાં કેમ થુંકતા નથી, તથા રીંટને લોટમાં કેમ મેળવતા નથી? તેનો જવાબ કે, પાક થવું જુદી વાત છે, અને સુથરાઈ થવી જુદી વાત છે. ત્યારે મસ્જીદમાં નહીં થુંકતા તેનું કારણ થુંકનું અપવિત્ર થવું નથી પણ ચોખાઈ છે. જુઓ કે, પવિત્ર પાણીને ગાદી તકીઆ ઉપર ઢોળતા નથી, તેનું કારણ શું ? તે એજ કે પાણી પવિત્ર તો છે, પણ ઢોળવાથી ચોખાઇ રહેતી નથી માટે ઢોળતા નથી. તેમ માટી પવિત્ર છે, છતાં આટામાં કે પાકેલામાં નંખાતી નથી તે એટલાં માટે નથી કે પવિત્ર નથી પણ એટલાં માટે કે, તેથી આટામાં સફાઈ રહેતી નથી. છાણને હિન્દુઓ પવિત્ર જાણે છે. છતાં અસ્ત્રી કરેલાં કપડાં ઉપર કોઈએ છાંટેલું હોય એમ મેં જોયું કે, સાંભળ્યું નથી તેનું કારણ શું ? તેવોજ હાલ થુંક, રીંટનો સમજવો કે, પવિત્ર હોવાથી વપરાસમાં લેવું કે, મસ્જીદમાં થુંકવું એ લાગુ પડતું નથી.

તો આગ અને માટી બંનેને લગાડી ધોવે છે. સુબહાનલ્લાહ. આદમી જે ઉત્તમ પ્રાણી છે. જેને હિન્દુઓ નરનારાયણી દેહ [1] જાણે છે, તેના જેણેથી ખાય ખવાય છે, અને ખુદાનું નામ લેવાય છે તેને નાપાક જાણે છે. ત્રીજી તરેહ એ છે કે, વસ્ત્ર જ્યારે બદનથી ઉતરે છે તો તેને અપવિત્ર જાણે છે. એટલે વગર પવિત્ર કીધે તે કપડાંએ પ્રાર્થના કરવી દુરૂસ્ત ગણતા નથી. અને તેને પવિત્ર એવી તરેહ કરેછે કે, જો કાપડું ઊનનું અને સુતરનું હોય તો તેને પાણીથી ધોવે છે. અને જો રંગદાર હોયતો પાંણીના છાંટા નાખવાથી એઓના કહેવા પ્રમાણે પવિત્ર થાયછે. અને રેશમી કપડું [2] વાયુ લાગવાથી તેમ સૂર્યની સામે થવાથી પવિત્ર થાય છે [3] ચોથી તરેહ જો પૃથ્વીને પવિત્ર કરવી હોય તો, ગાયનું

---

૧ નર એટલે આદમી નારાયણ ખુદાને કહે છે. મનુ અ. ૧ શ્લો. ૧૦ માં છે કે પાણીને નારા કહે છે અને આ સૃષ્ટિથી પહેલાં પાણી પરમેશ્વરનું સ્થાન હતું માટે તેને નારાયણ કહે છે. અને દેહ એટલે બદન ત્યારે હીંદુઓના કહેવા પ્રમાણે એના અર્થ ખુદાઈ બદનના થવાના.

૨ દયાના દાવેદાર અહિંસા પરમોધર્મનો જપ કરનાર શ્રાવકો શું હિરાગળ (રેશમી) કપડું વાપરી શકે છે? હું એનો જવાબ નકારમાં આપું છું. કારણકે રેશમની ઉત્પત્તિ વિષે ફારસી કિતાબોમાં તથા પ્રથમની ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં આવી રીતે છે. એક પતંગીઉં શુમારે ત્રણસેં ઇંડાં મૂકે છે તે જ્યારે પૂરાં સેવાય છે ત્યારે દર એકમાંથી એક એક કીડો નીકળે છે. તે શેતુરનાં પાંદડાં ખાઈને જીવે છે. અને ફરી તે પોતાના શરીરમાંથી એક જાતનો પારદર્શક સરેસ જેવો ચીકણો પદાર્થ ભેગો કરે છે. તેજ પદાર્થ બહાર નીકળી કઠણ થાય છે. એ પોતાના શરીરમાંથી પેલા સરેસ જેવા ચીકણા પદાર્થનો તાંતણો કાઢવા માંડે છે, ને તે વડે કોકડી બાંધી તેમાં પડી રહે છે એ વખત તે ઊંઘણસીની પેઠે સુસ્ત થઈ રહે છે. ને હાલતો ચાલતો નથી. એ કોકડી ગોળ કોશેટાના જેવા હોય છે, તેનો રંગ પીળો ને તેમાં તાર સળંગ હોય છે. એ કોકડીમાંથી હજાર ફુટ લાંબો તાંતણો નીકળે છે. જો એ કોકડું એમનું એમ રહેવા દે તો ત્રણ અઠવાડીઆમાં એમાંથી પેલો કીડો પતંગીઉં થઈને હીર કરડી બહાર નીકળે છે, એમ રહેવા દીધાથી બધા રેશમના કડકા કડકા થાય છે. માટે પતંગીઉં થતાં પેહેલાંજ પેલા કોકડાંને ગરમ કરીને કીડાને મારી નાંખે છે. એ પછી રેશમ ઉકેલવા માંડે છે" આથી તમો સમજી ગયા હશો કે રેશમ શું છે તે એક પ્રાણીના પેટમાંનો પદાર્થ છે, અને કીડા મારવામાં આવે તોજ રેશમ કામનું છે, માટે રેશમને વાપરવું તે કીડા મારવાને ઉત્તેજન આપવું છે. તો ફરી શ્રાવકો પોતાના દાવા પ્રમાણે વાપરી શકે નહીં. વળી રેશમને બાળો અને લોહીને બાળો તો બંનેનો વાસ મળતો આવશે. જેથી સિદ્ધ થાય છે કે, જેમ લોહી બદનનો અંગ છે, તેમજ રેશમ પણ પ્રાણીનું અંગ છે તો ફરી તેને દયાના દાવેદાર વાપરી શકે નહીં.

૩ આ જગ્યા વિચારવાનું છે કે, જેમ સૂતર વગેરેનું કપડું છે તેમજ રેશમી કપડું પણ છે. એટલે જેમ સૂતરાઉ કપડામાં નજાસત દાખલ થાય છે, તેમ રેશમી કપડામાં પણ દાખલ થાય છે. ફરી રેશમી કપડું વાયુ લાગવાથી કે સુરજની સામે થવાથી કેમ પવિત્ર થાય? વળી આટલું તો જાહેર છે કે, જો રેશમી કપડાને ધુમૂત્ર લાગે તો વાયુ લાગવાથી તેમ સૂરજની સામે કરવાથી તેની અસર જતી નથી. ફરી પવિત્ર થવાનું કારણ શું? મારી સમજમાં એમ આવે છે કે, હિન્દુ ધર્મના કહાડનારે હિન્દુઓને જગતની મોજમજામાં રાખવાનું સારૂં સમજી એઓ માટે રેશમી કપડાં પહેરવાનું દુરૂસ્ત કીધું. અને રેશમી કપડું જો કે કીમતી છે અને તે ધોવાથી બગડી જાય છે, માટે એઓપર દયા કરીને વાયુ લાગવાથી પવિત્ર થવાનું તેમ સૂરજની સામે થવાથી પવિત્ર થવાનું બતાવ્યું છે. અને ધુમૂત્રમાં રહે તેની ફિકર કીધી નથી. પણ મારા પ્યારા હજરત મોહમ્મદ (સલ) સાહેબને જગતની એશઆરામ નિર્જીવ જેવી લાગતી તેમ જગતની કોઇ મોજમજામાં ફસી નહીં જાય એવા અર્થે રેશમી કાપડ પહેરવું પુરૂષો ઉપર હરામ ઠેરવ્યું. તેમ રેશમી કપડાને પવિત્ર કરવામાં સુતરાઉ કાપડ સરખું ઠેરવ્યું એવોજ હાલ સોનાના વાસણ માટે સમજવો કે

છાણુ લીપી અથવા ખાલી પાણી લગાડી પૃથ્વીને પવિત્ર જાણે છે. અને જ્યારે કોઈ જાજરૂથી બહાર આવે તેને માટે શાસ્ત્ર એમ કહે છે કે, પ્રથમ ડાબા હાથની સીધી તરફની આંગળીઓ દસવાર માટી અને પાણીથી ધોવે અને ફરી તેજ હાથનો ઉપલો ભાગ તેવી રીતે ધોવે, અને ફરી બંને હાથ સામસામા મસલીને સાતવાર માટી અને પાણીથી ધોવે ફરી બાર કોગળા કરે ત્યારે કાંઇ પાક થાય.[1]

અને નજાસત હુકમી તેઓમાં આ છે કે, જ્યારે માણસ રાતના સુઇ સવારે ઉઠે ત્યારે તે નાપાક થયો. નહાયા વગર પ્રાર્થના કરે નહીં તેમ જમે પણ નહીં. અને જ્યારે આસન એટલે પ્રાર્થનાની જગ્યાએથી ઉઠી બીજી જગ્યાએ જાય તો તે અપવિત્ર થયો. હાથ પગ ધોવે અને કોગળા કરે ત્યારે તે પ્રાર્થના કરે. અને જ્યારે કોઈ સ્ત્રીને હેજ આવ્યું તો તેનો આખો દેહ હકીકી નાપાકીથી નાપાક થઇ ગયો. તે એટલે સુધી કે, તેનો સુકો હાથ પણ કપડાને અને વાસણને લાગવા દેતા નથી. જ્યારે છ દીવસ પછી ગુસલ કરે તો પવિત્ર થાય છે.[2] આ જગ્યા અકલ હેરાન છે કે, લોહી નીકળે એક જગાએથી ફરી આખો દેહ કેમ અપવિત્ર થાય[3] છે! અને જ્યારે કોઇ સ્ત્રી બચ્ચું જણે

હિન્દુઓના ધર્મ ગુરૂઓએ હિન્દુઓને જગતની મોજમજામાં રાખવું સારુ સમજી સોનાના વાસણ વાપરવા દુરસ્ત કીધાં. અને સોનું જો કે મોઘું છે, અને સારી રીતે ધોવાથી ઘસાઈ જાય છે, માટે એઓ પર દયા કરી વાયુ લાગવાથી પવિત્ર થવું શીખડાવ્યું. પણ હજરત મોહમ્મદ (સલ) સાહેબે તો સોનાના વાસણને વાપરવાનીજ મના કરી. અને પવિત્ર થવામાં તાંબા પિત્તળની બરાબર ગણ્યા.

૧ હાલનાં હિન્દુઓ જ્યારે જાજરૂ જાય છે તો એટલી લોટી લઈ જાય છે કે, તેમાં એક શેરથી પણ ઓછુંજ પાણી રહે છે. ફરી તેટલા પાણીથી જાજરૂની જગ્યા પવિત્ર થાય નહીં. પણ ઉલટું બીજી જગ્યાને પણ ખરડી નાંખે છે. પણ ઘેડા જ્યારે જાજરૂ જાય છે તો ત્રણ શેર ચારશેર પણી રહે એટલું વાસણ લઈ જાય છે. આથી ખાતરી થાય છે કે, ઘેડા વાણીઆ, બ્રાહ્મણ કરતાં ચોખા છે.

૨ મને તે પાદરીઓ ઉપર અચરત લાગે છે કે, જેઓ પોતાના ચોપાન્યામાં લખે છે કે, હિંદુઓની સ્ત્રીઓ જ્યારે હેજવાળી થાય છે, તો શું તેનું આખું બદન ખરડાઈ જાયછે કે તેને જુદી રાખે છે? અને કોઇ ચીજને અડકવા દેતા નથી!" કારણકે એવો કાયદા તેઓની પવિત્ર બાઈબલમાં પણ છે, વાંચો લેવી. ૧૫; ૧૯—૨૧. "અને જે બાયડીને સ્રાવ હોય, ને તેના દેહમાં તે સ્રાવ રકતનો હોય તો સાત દિવસ તે અલગ રખાય અને જે સર્વ તેનો સ્પર્શ કરે (અડકે) તે સંધ્યાકાળ (સાંજ) સુધી અશુદ્ધ થાય, ને જે સર્વ પર તે પોતાના અલગપણા લગી સુએ તે અશુદ્ધ થાય, ને જે સર્વ પર તે બેસે તે અશુદ્ધ થાય. ને જે સર્વ તેના પાથરણાને અડકે તે પોતાનાં વસ્ત્ર ધોવે અને પાણીમાં સ્નાન કરે. અને સંધ્યાકાળ સુધી અશુદ્ધ થાય." આ કલમોથી સાફ માલૂમ પડે છે કે, હેજવાલી સ્ત્રી જુદી રખાય. તેમ તે જેને અડકે તે અપવિત્ર થાય. અને તેને અડકનારો સાંજ સુધી અપવિત્ર થાય છે, ફરી હિન્દુઓને સવાલ કરવો તે પોતાનું અજ્ઞાનપણું બતાવવું છે. જે સવાલ હિન્દુઓ પર કરો છો તેજ રીતે બાઈબલ પર પણ લાગુ પડશે. એટલુંજ નહીં પણ હિન્દુઓના ચલણ કરતાં બાઇબલમાં વધારે સખ્તાઈ છે, તે એકે હિન્દુ જો હેજવાળી સ્ત્રીને અડકે તો નાહી પવીત્ર થઈ શકે છે, પણ બાઈબલ પ્રમાણે તો સાંજ સુધી પવિત્ર થઇ શકતો નથી. તો પાદરીઓની સમજ પ્રમાણે તપાસીએ તો એમ માલૂમ પડે છે કે, હિન્દુ ધર્મમાંથી બાઈબલવાળાઓએ આ કાયદો લીધો છે. પણ બંને સરખા માલૂમ પડે નહીં માટે એવો વધારો કર્યો છે.

૩ એનો જવાબ કેટલાક હિન્દુઓ એવો આપે છે કે, જેમ સ્ત્રી સાથે સુવાથી મુસલમાનો આખા બદનને ધોવે છે. જેથી માલૂમ પડે છે કે, મુસલમાનો આખા બદનને અપવિત્ર ગણે છે. તેમ

તો નાપાક થઇ, એટલે આખો દેહ તેની નજાસત હકીકીથી અપવિત્ર થયો. એટલુંજ નહિ પણ તેની આખી કોમ પુરૂષ સ્ત્રી અપવિત્ર થઇ ગઇ. અને જે લોક તેની કોમના પરદેશમાં હોય કે પછી સફરમાં હોય જેને એ ખબર પહોંચે તે નાપાક થઇ જાય છે. એ પલીદીનું નામ સુતક છે.[1] ફરી એ નાપાકો (અપવિત્રો)ની સંધ્યા, એટલે જે દરરોજની પ્રાર્થના પ્રખ્યાત છે તે, અને તૃપણ એટલે મરેલા બુજરૂગોને પાણી આપવું દુરૂસ્ત થતું નથી અને તેમના હાથનું પાણી બીજી કોમવાળા પીતા નથી. ફરી એ જણનારી સ્ત્રીનું શરીર ૪૦ દિવસ પછી પવિત્ર થાય છે. ગુસલ કરે અને પોતાના માથાને ગૌ ગોબર અને પેશાબથી ધોવે અને ગૌમૂત્ર તથા છાણ પીએ. અને તેની કોમના લોક આવી રીતે પાક થાય છે કે, જો તે બ્રહ્મણ હોય તો અગિયારમે દિવસે પાક થાય છે. તે એ રીતે કે નવી જનોઇ બદલે અને ગંગાજળ પીએ. અને જો ગૌમૂત્ર પીએ તો ઘણી સવાઇ મેળવાઇ. અને ક્ષત્રી હોય તો તેરમે દિવસે મજકુર રૂઢી પ્રમાણે પવિત્ર થાય છે. અને જો વૈસ્ય એટલે વાણીઆ વગેરે હોય તો પંદર દિવસ પછી પવિત્ર થાય છે. અને શુદ્ર એટલે સુથાર, લુહાર વગેરે હોય તો ત્રીસ દિવસ પછી પવિત્ર થાય છે. અને સુતકના દિવસોમાં માટીના જે વાસણો વરતવામાં આવે છે તેને ઉતારી નાંખે છે.

આ અજબ જેવું છે કે, એક સ્ત્રીએ બચ્ચું જણ્યું અને આખી કોમ અપવિત્ર થઇ ગઈ. અને વધારે અજબ તો એ કે પરદેશમાં ખબર આવ્યાની સાથે નાપાકી દોડી. અને વળી પવિત્ર થયા તો આવી તરેહ કે કોઇ કોમ ૧૧ દિવસમાં અને કોઇ કોમ ૧૩ દિવસમાં, અને કોઇ ૧૫ દિવસમાં, અને કોઇ ૩૦ દિવસમાં, અને તેઓની નાપાકી પણ ઘણી બુદ્ધિવાળી છે કે, દરેક કોમમાં તેઓની ઊંચ નીચના પ્રમાણમાં રહે છે.[2] જયારે કોઈ માણસ મરી જાય છે,[1] તો એવીજ રીતે તેની સર્વ કોમ પણ નાપાક થઇ જાય છે. એ નાપા-

હેજવાલી સ્ત્રીને પણ સમજવું. તેનો જવાબ કે, સ્ત્રી સાથે સુવા પછી મુસલમાનો નાહે છે ખરા, પણ તે સુનારાના દેહને કંઈ નજાસત જેવું ગણતા નથી. એટલે તે જેને અડકે તે અપવિત્ર થતું નથી. તેમ તેના બોટલાને પણ અપવિત્ર ગણતા નથી, એટલે સર્વ કામોમાં નાહેલા માણસ સરખો તેને જાણે છે. માત્ર કેટલીક પ્રાર્થના કરવાથી તેમ પવિત્ર મસ્જીદમાં દાખલ થવાથી તેમ કુરઆન શરીફ ભણવાથી રોકાણ કરવામાં આવે છે. ફરી હિન્દુઓનું હેજવાલી સ્ત્રીઓ સાથે સરખામણી કરવી એ ભૂલ ભરેલું છે.

૧ કેટલાક દેશવાળા જ્યારે બચ્ચું થ.ય છે, તેથી નાપાક થવાને પાતક કહે છે. અને સગાંના મરવાથી આવતી નાપાકીને સુતક કહે છે. એટલે ઉપર લખેલાથી તદન ઊલટું કરે છે.

૨ બ્રાહ્મણ કે વાણીઓ જ્યારે જાજરૂ જાય છે તો નાની લોટી લઇ જાય છે કે, જેથી પવિત્ર તો શું થાય, પણ વધારે ખરડે છે અને ઘેડા મોટી બંધાણી લઈ જાય છે. તેનું કારણ એજ હશે કે, ઊંચ નીચના પ્રમાણમાં ખરડાતા હશે. જેથી ઊંચ જરા સરખું પાણી વાપરે છે, અને નીચ વધારે વાપરે છે. પાઉલ કહે છે કે, પવીત્રોને માટે સર્વ પવિત્ર છે. રૂમીયોને પત્ર ૧૪; ૧૪, તીતસને ૧: ૧૫ તે ઉપરથી યુરોપીઅન ખ્રીસ્તીઓ જાજરૂ ફર્યા પછી ખરડેલા રહે છે. કેમકે તેઓને ગીરજામાં આગળ જગ્યા મળે છે. અને તેઓ ઉંચા છે, પણ કાળા ખ્રીસ્તીઓ સફાઈથી ધોવે છે, કેમકે એઓ ગીરજામાં પાછળ રહેનારા તેમ નીચા છે. જેથી એમને પાક કરવાની જરૂર પડે છે. એજ કાયદાને બ્રાહ્મણોએ વાપર્યો હશે અથવા બ્રાહ્મણોના કાયદાને ખ્રીસ્તીઓએ લીધો હશે.

૧ મુરદાને બાળવું ઘણું બુરૂં છે અને એ બુરાઇ કદાપી દયાનંદજી સમજી ગયા છે જેથી તે લખે છે કે મુરદાના દેહની બરાબર ઘી, કાફુર, સંદલ વગેરે લ્યે. અને ઓછામાં ઓછું વીસ શેર (એક મણ) ઘી જરૂર લેવું જોઇએ જો એટલું પણ નહીં હોય તો બાળે નહીં. સંસ્કાર વિધિ

કીનું નામ "પાતક" છે. અને ઘણાખરા કાયદા એ નાપાકીના એટલે પાતકના, અને ફરી દરેક કોમના પવિત્ર થવાના તેવાંજ છે. જેવા કે સુતકમાં બયાન થયા. કાંઇ જરા સરખો કોઇ કાયદામાં ફેરફાર પણ છે. [1] અને ખાટલી સાથે જેટલાં માણસો જાય છે, જો બીજી ન્યાતના હોય તો પણ નાપાક થઇ જાય છે. નાહે અને વસ્ત્ર પવિત્ર કરે [2] એવી નાપાકીથી ખુદાની પનાહ કે, પોતાની કોમને નાપાક કરી બીજી કોમ સુધી પુગે. અને એક તરેહ તેઓની નાપાકીની બીજી છે કે, કોઇ ઘેડા ભંગીઆને [3] અથવા શ્રાવવાળી, સુવા-

છપાઈલું સંવત ૧૯૩૩ નો પૃષ્ઠ ૧૪૧ વળી તે તેમાં લખે છે કે ઘી નહીં મળે તો જંગલમાં ફેકી દે એ તેની બેવકુફાઇછે કારણ કે મુરદાં જંગલમાં પડશે તો બદબો પેદા થશે અને તરેહ તરેહના રોગ ઉત્પન્ન થશે. તો દાટવુંજ શ્રેષ્ઠ છે.

૧ પાતકના રીવાજ ઉપર ક્રીસ્તીઓ હિન્દુઓ પર હસેછે. હવે એ હસી કરવું કાંતો લોકોનાં દિલ દુખાવવા હોય, કાંતો બાઈબલથી અંજાણ રહી કરતા હોય, કાંતો બાઈબલની કેટલીક કલમોને ખોટી ગણતા હોય અને માત્ર પૈસાની ખાતર મીશનમાં રહ્યા હોય. કારણ કે બાઈબલમાં પાતક વિષે સાફ લખાયું છે. વાંચો હજકી. ૪૪; ૨૫. ને તેઓ વટાલને માટે મરેલા માણસની પાસે ન આવશે. પણ બાપને સારૂ તથા માને સારૂ તથા પુત્રને સારૂ તથા દીકરીને સારૂ તથા ભાઈને સારૂ તથા જે બેહેનને ભરતાર નથી તેને સારૂ તેઓ પોતાને વટાલે ને તેના શુદ્ધિકરણ પછી તેઓ તેને સારૂ સાત દીવસ વરણશે, વળી લેવી. ૨૧; ૧ માં છે કોઈ પોતાના લોકો મુએલાને લીધે અશુદ્ધ ન થાય. પણ પોતાનાં લગતાં સગાંને લીધે ને પોતાની માને લીધે, અને પોતાના બાપને લીધે, ને દીકરાને લીધે ને પોતાની દીકરીને લીધે ને પોતાના ભાઈને લીધે, ને પોતાની બેહેનને લીધે, ને તેની પાસે કુંવારી ને પરણેલી તેને લીધે તે અશુદ્ધ થાય. એવીજ રીતે ગણના. ૬; ૯: ૧૯; ૧૧: ૩૧; ૧૯. વીગેરે. પાદરીઓની અકલ પ્રમાણે હું કહું છું કે, બાઈબલમાં એ કાયદો હિન્દુઓના પુસ્તકોથી લેવાયલો છે.

૨ મરવા પછી દસબાર દીવસ પછી આખી ન્યાતના પુરૂષસ્ત્રી શહેર બહાર કોઈ તલાવ પર જઈ કપડાં ધુવેછે. એ રસમનું નામ દશા છે.

૩ કેટલાક અણસમજ મુસલમાનો પણ ભંગીઆને હાથ લગાડવાને તેમ તેના હાથને કે તેના દેહને લાગેલી જણસને પણ અડકવું બુરૂં જાણેછે તેઓ સમજે છે કે અમો જો અડકશું તો અપવિત્ર થઈશું પણ એમ સમજવું તેમનું અજ્ઞાન છે. મુસલમાની ધર્મ પ્રમાણે તો બ્રાહ્મણ અને ભંગીઓ સરખો છે. એટલુંજ નહીં પણ ઈસ્લામી કાયદાને બારીક નજરે જુઓ તો ભંગીઓ બ્રાહ્મણ કરતાં ઊંચોછે. એમ સિદ્ધ થશે. દેખીત રીતે ભંગીઆને જે નીચ અને ધીકારેલો ગણે છે, તેનું કારણ યાતો મેલું ઊંચકવું છે. અથવા એ ઊચકવાનો ધંધો કરવો છે. જો મેલું ઊંચકવું કારણ હોય તો ઘરની સ્ત્રીઓને પણ અડકવું જોઇએ નહીં. કારણકે તેઓ બચ્ચાંઓનું મેલું ઊંચકે છે, તેમ સર્વ હિન્દુઓ જાજરૂ ગયા પછી ધોતાં હાથ ખરડે છે. હવે જેમ હિન્દુઓ હાથ ધોઇ નાંખે છે, તેમ ભંગીઆઓ પણ ધોઈ નાંખે છે. ને જો ધંધાને લીધે હોય તો વેષ્યાને હાથ લાગ્યાથી તેમ ચોરને હાથ લાગ્યાથી પણ અડકાવું જોઈએ. હું એક ગામડામાં વિવાહમાં ગયો હતો રાતની વખતે એક ભંગીઓ ખાણું માગવા આવ્યો ત્યારે ત્યાંની એક સ્ત્રી તેને કહે છે કે, તારી ટોપલી ઝમીન પર મુક, હું ખાણું નાંખું. મેં એ સાંભળી તેની ટોપલી લીધી ને પેલી સ્ત્રી પાસેથી થાળી લઇ તેમાં ખાલી કીધું. ત્યારે તે મારૂં મ્હોં જોવા લાગી. મેં તેને સમજાવી કે, એના હાથ સાફ છે તેમ એની ટોપલી પણ સાફ છે. ફરી છીત કરવાનું કારણ શું ? તે એ સાંભળી ચુપ થઈ ગઈ. એવીજ રીતે તેજ ગામડામાં એક ભંગીઓ વાંસ ફાડતો હતો. તેવામાં હું તે રસ્તે જવા લાગ્યો ત્યારે એક માણસે તેને કહ્યું કે, વાંસ હાથમાંથી મુકી દે એટલે તે વાંસ મને લાગે નહીં. હું જાણી જોઈ તેના હાથમાં પકડેલા લોઢાને અડકયો જેથી એ જોઇ લોકો અચરત પામ્યા. ત્યારે મેં તેમને સમજાવ્યા કે, ભાઇઓ ભંગીઆ બ્રાહ્મણ કરતાં નીચા નથી, ફરી એઓથી છીત કરવાનું કારણ શું ? ત્યારે તેઓ સમજ્યા. ખુદા સર્વ મુસલમાનોને એવા ખોટા ચલણથી બચાવે.

વડી, મોટું પાપ કરનાર, મુરદાં. કુતરાં, [1] ગધેડાં, બીલાડી, કાગડા, મરઘાં. અને ખસ્સી માણસની દેહ જો તેઓના કોઇ એક દેહ ભાગને લાગી જાય તો તે તેઓની આખી દેહ વસ્ત્ર સહીત નાપાક થઇ જાય છે. વસ્ત્ર સહીત નાહે તો પવિત્ર થઇ જાય. [2] એ અપવિત્રાઇને તો હું નહકકી [નજાસત' કહી શકું. અને ન હુકમી (નજાસત). કાંઇ બુદ્ધિ કામ કરતી નથી. એવાજ તોલ (કેયાસ]પર જ્યારે કોઇ હિન્દુ જમે છે તો શાસ્ત્રના નિયમ પ્રમાણે ભૂમીને ગોબર વગેરેથી અપવિત્ર કરી ધોતી વગર બીજાં કપડંઓને ઉતારી જમે છે. ફરી તેના જમવાના વખતમાં જો તેનો સગો ભાઇ પણ બહારથી આવી તેના ચોકામાં કપડાં સાથે ચાલ્યો જાય તો તેનો ચોકો ભ્રષ્ટ એટલે અપવિત્ર થઇ જાય છે. અને તેના જમવાની ચીજો પણ અયોગ્ય (નાદુરૂસ્ત) થઇ જાયછે. જુઓ કે અહીં નાપાકીની કેવી તાસીર થઇ કે, માત્ર ચોકામાં પગ મુકતાંજ અથવા હાથ લગાડતાંજ સર્વ કાંઇ અપવિત્ર થઇ ગયું. અને અંગરખો, પાઘડી, અને જે દેહપર હોય છે, તે જમતી વખતે અપવિત્ર સમજી ઉતારી નાખે છે, અને ધોતી કે જે નીચેના દેહ ઉપર હોય છે; તેમ નાપાકીવાળી બંને જગ્યા તેમાં હોય છે. જેથી ધોતીના અપવિત્ર થવાનો વધારે સંભવ હોય છે. અને ભૂમીથી જો પેશાબ અથવા નાપાક પાણીનો છાંટો ઉડે તો બીજાં વસ્ત્ર કરતાં ધોતીઆ ઉપર પડવાનો વધારે સંભવ હોય છે. કારણ કે ધોતીઉ ભૂમીની પાસે થાય છે. ફરી એ ધોતીને પાઘડી અંગરખા કરતાં વધુ પવિત્ર ગણે છે. [3]

---

[1] તેમજ શીકારી, માછલાં પકડનાર, દારૂ પીનાર, ચામડાં રંગનાર. રંગરેજ, મોચી અને ઘાંચી એ બધા હિન્દુઓમાં પલીદ છે. જો તેમના દેહને તેઓનું દેહ લાગી જાય તો તેને પવિત્ર થવાના જુદા જુદા માર્ગ છે. એઓ દાઢીના વાળને અને દુંટીની નીચેના વાળને સરખા ગણે છે. એટલે તેનું બોડાવવું જરૂર જાણે છે. એક દિવસ હું સુરતમાં એક વિદ્વાન પાસે બેઠેલો હતો. વાતચીત થતાં મેં તેને પૂછ્યું કે ઢેઢ ચમારથી હિન્દુઓ અડકાય છે તેનું કારણ શું ? તે બોલ્યા કે, મેસમેરીઝમના કાયદા પ્રમાણે દેહમાંથી ઓડાયલ (હરારતે તબઇ) નીકળે છે, તે કોઈનું કેવું હોય અને કોઈનું કેવું હોય માટે અલગ રહીએ છીએ. અને જો દેહ અડકાય તો પાણીથી નાહી તે ઓડાયલને ઠંડુ પાડીએ છીએ, મેં તેનો એવો ઉત્તર આપ્યો કે, જો આપની વાત ખરી છે તો ઘેડાથીજ નહીં પણ દરેકથી અડકાવું જોઈએ. કેમકે બ્રાહ્મણના દેહની પણ ઓડાયલ સરખી નથી. કોઈનું કેવું અને કોઈનું કેવું. તેમજ કોઇ પરમાવળાનું, તાવવાળાનું કે બીજી કોઇ બીમારીવાળાનું, જેના દેહથી ખરાબ ઓડાયલ નીકળતું હોય તેને અડકવું નહીં જોઈએ. અને અડકવાથી નહાવું જોઈએ પણ તેમ કરતા નથી. એ સાંભળી મુંગા થઈ ગયા. વળી વિચારો કે એક તંદુરસ્ત ઘેડાનું ઓડાયલ એક માંદા બ્રાહ્મણના ઓડાયલ કરતાં સારૂં છે. એ ઘેડાને અડકવાની ફિકર નહીં કરવી જોઇએ. અને એવા બ્રાહ્મણના અડકવાથી નાહવું જોઈએ પણ તેમ કરતા નથી.

[2] પણ રાંદેરના કેટલાક હિંદુઓને જોયા છે કે, તેઓ જ્યારે કોઈ ઘેડાને ભૂલચૂકે અડકી પડે છે તો તેથી પવિત્ર થવા કોઈ મુસલમાનને અડકી લે છે. એટલે એને લીધે નાપાકી જતી રહે છે. આથી માલૂમ પડે છે કે, હિન્દુઓના દિલમાં મુસલમાનોનું માન આટલુંજ નથી કે, એઓ પવિત્ર છે પણ પવિત્ર કરનાર પણ છે

[3] રાંદેરમાં માલમના બંગલામાં ઘણા વરસ ઉપર એક સાધુ આવ્યો હતો કે, જે તદન નાગો હતો. હું તે વખત નાનો હતો. હું રમતો રમતો ત્યાં જઈ લાગ્યો અને જોઉં છું તો હિન્દુઓની સ્ત્રીઓ તેના લિંગને હાથ લગાડી ચુમી રહી છે. તેમ કોઈ એક તે ઉપર માથું મૂકી રહી છે. આથી માલુમ પડે છે કે માણસના લિંગનો મરતબો વધારે છે. જેથીજ ધોતીઆને વધારે પવિત્ર ગણતા હશે. પણ આ દેશના હિન્દુઓ જરા સુધારામાં આવી એ ધોતીઆને પણ અપવિત્ર ગણે છે. અને બીજુજ ધોતીઉ કે જેને અબોટીયું કહે છે તે જમતી વેળા પહેરે છે.

# ભાગ ૨ જો.

## નમાઝના વર્ણનમાં.

અમારા ઉપર રાત દિવસમાં એક બંદગી ફરજ કરી છે. જેનું નામ, સલાત (નમાઝ) છે. તેના પાંચ વખત પ્રખ્યાત છે. [1] અને નમાઝ એવી ચીઝ છે કે, જેમાં દિલ, જીભ,

---

[1] કેટલાક ધર્મોમાં છુટી છુટી બંદગી થાય છે. અને કેટલાકમાં સર્વ ભેગા થઈ બંદગી કરે છે. હવે જેઓ ભેગા થઈ બંદગી કરે છે, તેઓમાં કેટલાક ભેગા કરવા માટે ઘંટ મારે છે. અને કેટલાકમાં સંખ ફુંકે છે. અને કેટલાકમાં આગ સળગાવે છે. પણ મુસલમાનોમાં નમાઝ માટે ભેગા કરવા બાંગ (અઝાન) દેવાય છે. એ બાંગમાં જે શબ્દો બોલાય છે, તે પર લખાણ કરૂં છું. જેથી હિન્દુ, ખ્રીસ્તી વગેરેને ખાતરી થશે કે જેઓની બાંગમાં આવી ખુબી સમાઈ હોય તેઓની નમાઝની ખુબી કેવી હશે. અને મારા મુસલમાન ભાઈઓ એના અર્થ સમજશે તો તેમને મોટો લાભ થશે અને લાભ લઈ મુજ પાપીના હકમાં દુવા કરશે. બાંગમાં ચાર વાર "અલ્લાહો અકબર" કહેવાય છે એના અર્થ ખુદા સર્વથી મોટો છે. એટલે તેના વગર બીજા કોઈની બંદગી નહીં કરો. તેના વગર કોઈની આગળ આજીજી નહીં કરો તેના વગર કોઈથી કાંઈ માંગો નહીં તેના વગર કોઈ તરફ ધ્યાન લગાડો નહીં, તે મોટો છે તેનો હુકમ બજાવવો વાજબી છે. તેના કામને લાગો અને જગતના કામને છોડો. ફરી બે વાર કહે છે "અશહદો અલ્લાએલાહ ઈલ્લલ્લાહ" અર્થ-હું સાક્ષી આપું છું કે, ખુદા વગર કોઇ પૂજ્ય નથી એટલે તેની ઐકતા (વહદાનીયત)ની સાક્ષી આપો. તેના રબપણાપર થોભો, ફરી તેનો જે હુકમ હોય તેને બજાવો. કોઈ તમને નફો આપનાર તે વગર નથી. જો તેનો હુકમ ટાળશો તો તેના કોપથી કોઈ છુટકો આપનાર નથી. ફરી બે વાર કહે છે "અશહદો અન્ન મોહમદર રસૂલુલ્લાહ" અર્થ-હું સાક્ષી આપું છું કે, મોહમ્મદ (સલ) ખુદાના રસુલ છે. એટલે તેવણે જે હુકમ ફરમાવ્યો તે બજાવો અને મુખ્યત્વે કરી ભેગા થઈ (જમાઅતથી) નમાઝ પઢવાનું કહ્યું તે હુકમ બજાવો. અને જે ચીજની તમને મનાઈ કરી છે તેથી બચો. ફરી બે વાર કહે છે. "હૈયઅલસ્સલાહ" અર્થ-ચાલો નમાઝ અદા કરવા માટે. એટલે નમાઝનો વખત થયો છે. તેને કાયમ કરો અને વખતથી બે વખત પડો નહીં. દીનના થંભ તરફ ચાલો. અને બરકતો મેળવવા દોડો. ફરી બે વાર કહે છે "હૈયઅલલ ફલાહ" અર્થ-ચાલો છુટકારા તરફ. એટલે નમાઝને તમારા છુટકારાનું અને પાપોના દરિયાથી ડુબતા કહાડવાનું કારણ કીધું છે. ફરી બે વાર કહે છે. "અલ્લા હો અકબર" અર્થ-અલ્લાહ સર્વથી મોટો છે. એટલે કેમ તેની તરફ નથી આવતા.? તેની તરફ કેમ ઝુકતા નથી? ફરી એકવાર કહે છે. "લાએલાહ ઈલ્લલ્લાહ" અર્થ—ખુદા વગર કોઇ પૂજ્ય નથી. એટલે તું તેનેજ માટે બંદગી કર, તેનીજ તરફ ચિત લગાડ, ખુદા વગર કોઈની બંદગી કરીશના; ઈબને અબ્બાસ (રદી) જ્યારે બાંગ સાંભળતા તો તેમનો રંગ ફેરફાર થઈ જતો અને મ્હોં પીળું થઈ જતું, તેનું કારણ એજ હતું કે, બાંગના શબ્દો સાંભળી તેની બારીકી સમજી તેઓ પર ખુદાનો ખોફ જાહેર થતો. અઝાનમાં ત્રણ લાભ છે. શેતાનને નસાડવા, ઈબાદત કરનારને બુલાવવા અને પોતાનો ખરો અકીદો દરેક ઉપર પ્રગટ કરવો. રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું છે કે, જ્યારે નમાઝ માટે અઝાન થાય છે તો શેતાન પાદ મારતો નાસે છે." કદાપી કેટલાક હિન્દુઓ પણ આ વાતને સમજી ગયા છે કે, અઝાનથી અમારા દેવતા નાસે છે જેથી અઝાન દેનાર સાથે તેઓ લડતાં હતા, અને એજ લાભને માટે મુસલમાનો જન્મેલા બાળકના કાનમાં અઝાન દે છે. અને લોકોને બુલાવવાનો લાભ તો જાહેર છે. અને અકીદો જાહેર કરવું પણ ખુલ્લું છે. અઝાનથી અલ્લાહની ઐકતા અને હજરત મોહમ્મદની રિસાલતનો એકરાર છે. જેથી જાહેર થાય છે કે, મુસલમાનો કાબા વગેરેને પૂજવા જતા નથી પણ અલ્લાહનીજ પૂજા કરવા જાય છે. અને તે પૂજા પોતાની મરજી પ્રમાણે નહીં પણ ખોદાના પેગમ્બર જેમ કહે તે પ્રમાણે કરવાની છે.

૨૦

અને આખા દેહથી ખુદાની તાજીમમાં લાગેલું રહેવું પડે છે. દિલથી એવો ખ્યાલ રાખવો કે, ખુદા મને જુએ છે, અને શબ્દોના અર્થ સમજી [૧] ખુદાની તાજીમ દિલમાં બેસડાવવી, અને તેના અજાબથી બીહવું, અને મેહેરની આશા રાખવી. અને જીભથી તેની બુજરૂગી અને તારીફ, અને પોતાનું બંદાપણું અને અશક્તિવાન થવું, બયાન કરવું. અને ખુદા પાસેથી દુવા માંગવી. અને દેહથી ખુદાની તાજીમમાં ( ગુલામની માફક નમ્રતાથી ) હાથ બાંધી ઉભા રહેવું. અને શરૂમાં એમ સમજીને કે મેં ખુદા વગર સર્વ ચીજથી હાથ ઊંચકયો કાન સુધી હાથને ઊંચકે.[૨] અને ફરી ખુદાની તાજીમમાં ઝુકી રૂકુ કરવું. ફરી

૧ પાદરીઓ નમાઝ ઉપર કેટલાક સવાલ કરે છે. (૧) કેટલાક મુસલમાનો નમાઝ પઢે છે. પણ અરબી જાણતા નથી, જેથી વગર સમજે પોપટની માફક મોંથી બોલે છે. (૨) એમાં વખતનું બંધારણ છે. પણ ખુદાની બંદગી તો જ્યારે ચાહે ત્યારે થાય છે. (૩) નમાઝમાં ઉઠવું બેસવું થાય છે જેથી એમાં દિલ ખુદા તરફ લાગી શકતું નથી. (૪) મુસલમાનો કુરઆનને ભણવું ઘણો સવાબ માને છે. પણ તે ઉપર ચાલવું જરૂર જેવું માનતા નથી. [૫] નમાઝનો જે તરીકો મુસલમાનોમાં ચાલુ છે એ આગલા પેગંબરોના તરીકાથી નદન ઉલટો છે. ૧લા સવાલનો જવાબ—કે ઘણાખરા લોક અરબી જાણતા નથી, તોપણ આટલું તો જાણે છે, ખુદાનું કલામ ભણીએ છીએ એ જાણવું ગલાતીઓના પત્ર વગેરેના તરજુમા ને બંદગીમાં ભણવા અને એ પાઉલ તથા પીતરનું કલામ છે એમ સમજવા કરતાં બહેતર છે. વળી પ્રોટેસ્ટંટની જ્યારે બુનયાદજ હતી નહીં ત્યારે પાદરીઓના વડાઓ પછી ભણેલા કે નહીં ભણેલા સર્વ લેટીન ભાષામાં નમાઝ કરતા હતા. તે પણ પોપટની માફક ભણનાર થયા કે નહીં? બીજાનો જવાબ—વખતનું બંધાણ તેતો આગલા પેગમ્બરોના પણ દસ્તુર હતી. જુઓ યહુદીઓમાં હજુ સુધી નમાઝ શાહરીયત, નમાઝ ઘરબીયત અને નમાઝ મનહા ચાલુ છે. (રાતની, આથમવા આગળની, ને પોહ ફાટવાની નમાઝ) અને ખ્રીસ્તીઓમાં દિલ બેહેલાવવાની નમાઝ થાય છે, અને વખતનું બંધારણ નથી. પણ રવિવારના દિવસનું તો બંધારણ છે. અને નફિલ બંદગી કરવા માટે મુસલમાનોમાં કોઈ વખતનું બંધન મળે નહીં. ત્રીજાનો જવાબ કે—નમાઝમાં ઉઠવું બેસવું થાય છે પણ જો કે એમાં દિલ બેહેલાવવું નથી. એટલે એ ખુદાના હુકમથીજ વગર વલગણે હોયછે, તેથી ખુદા તરફ દિલ નહીં લાગે એમ નથી પણ ગીરજામાં વાજાના અવાજ, તથા ખુબસુરત સ્ત્રીઓનો અવાજ રાગના સુરતાલ સાંભળી ખુદા તરફ કેમ ચિત લાગે? એ તો દિલ બહેલાવવું છે. ચોથાનો જવાબ કે—મુસલમાનો કુરઆનની સુરતો ભણવાને સવાબ ગણે છે ખરા, તેમ તેપર અમલ કરવાને ઘણું અગત્યનું જાણે છે. પણ ખ્રીસ્તીઓતો બાઇબલને ભણવાને તો શું પુન્ય ગણે પણ તેપર ચાલવાને પણ પુન્ય ગણતા નથી. (ગલા ૩;૨૩,૨૯ એજ કારણથી શરીઅતના ૧લા હુકમ ખુદાને એક માનવાની પરવા કરતા નથી. માર્ક ૧૨;૨૯. પાંચમાનો જવાબ—આને માટે પાદરી ફાન્ડરનું કહેવું પાદરીઓને માટે બહુ છે. પાદરી ફાન્ડર "મીજાનુલ હક" કે જે સને ૧૮૬૮ માં છપાયલી તેના પૃષ્ટ ૨૧૦માં મુસલમાનોના રોઝા નમાઝના બયાનમાં લખે છે કે, ગુસલ, તહારત, અને પાણી નહીં મળે તો તયમ્મોમનો હુકમ, રોઝાખોલવાનો વખત, અને નમાઝ વગેરેના કાયદા યહુદીઓની હદીસો અને તવાતોર [યકીની તરેહ પર સાબીત થયલા]થી લીધાં છે. જેમકે આજ સુધી તાલમુદ, ગમરા, હદારા, અને મિદ્રાસ નામની કીતાબોમાં છે." આથી સાબિત થાયછે કે આગલા પેગમ્બરોનો પણ રિવાજ નમાઝ વિષે એવોજ હતો.

૨ શરૂમાં હાથ ઊંચકી એમ સમજે છે કે ખુદા વગર મેં સર્વથી હાથ ઊંચકયો છે. એટલે જાણે કે, હું આ જગતથી છુટો પડયો, પણ જ્યારે કોઈ છુટો પડી ફરી લોક ભેગો થાયછે તો તે સલામ કરે છે. માટે નમાઝ પૂરી થયા પછી હું જાણે દુન્યામાં આવ્યો અને લોક ભેગો થયો. એમ સમજી નમાઝ ભણનારો બંને તરફ મ્હોં કરી સલામ કરે છે. નમાઝની છેવટ અને શરૂનો ભેદ મેં લખ્યો છે અને આખી નમાઝનો ભેદ લંબાણને લીધે છોડી દીધો છે. પણ જો કોઈ સત્ય શોધકને જાણવો હોય તો તફસીરે અઝીઝી, હુજ્જતુલ્લાહીલ બાલેગા, ફોતુહાતે મક્કીયા વગેરેમાં જુએ.

તેની તાજીમમાં નાક અને માથાને કે જે આખા દેહથી ઊંચાં છે તેને પૃથ્વીપર મુકવાં. ફરી અલ્લાહની તાજીમમાં (અદબથી) કાયદામાં બેસવું. જુઓ નમાઝમાં કેટલાં કામ તાજીમના છે. તે સર્વ કામ અમારા ધર્મમાં ખુદા વગર બીજા કોઈની તાજીમમાં કરવાં દુરસ્ત મળે નહીં. [1]

[1] કર્તાએ નમાઝની પુરી હકીકત બતાવી નહીં માટે હું પુરી હકીકત બતાવું છુ. પ્રથમ હાથ ઊંચકી "અલ્લાહો અકબર" કહી અદબ સાથે હાથ બાંધેછે. જેમાં તે શબ્દથી તેમ તેવી હાલતથી ખુદાની મોટાઈ અને બુજરગીનું વર્ણન થાય છે. અને પોતાના સેવકપણાનો ઇકરાર થાયછે. ફરી "સુબહાનકલ્લાહુમ્મ" પુરૂં ભણાય છે. જેમાં ખુદાની સફાઈ, સ્તુતી, બરકત, અને તેની મોટાઇ તથા તૌહીદ (એકતા)નું બયાન છે. ફરી "આઊજો" ભણાય છે. જેમાં એવી માગણી કરાય છે કે, શેતાનની બુરાઈથી અમને બચાવે. ફરી "બિસ્મિલ્લાહ" ભણાય છે. એમાં પવિત્ર ખુદાના નામો બોલી મદદ મંગાય છે. એ પછી "અલહમ્દો" ની સુરા ભણાય છે. એમાં ખુદાની સ્તુતી, તેનું સર્વેને પાળવું, તેની ખાસ મહેર, આમ મહેર તેની માલિકી અને પુન્ય, શિક્ષાનો અખત્યારવાળો થવાનું બયાન કર્યા પછી ખુદાથી હિદાયતની દુવા માંગવામાં આવેછે. એ પછી કુરઆનમાંનો કોઈ પણ ભાગ ભણવામાં આવેછે. જેથી ખુદાના હુકમનામાને ભણી અને સાંભળી ઇમામ અને એકલો ભણનાર જે ઘણી અદબ રાખેછે, તેથી એવું પ્રગટ થાય છે કે, અમો દરેક રીતે ખુદાના તાબેદાર છીએ. પણ ભણવું સાંભળવું કદી બોલી જાણનાર થવાની રીતે થાય છે. અને કદી કિસ્સા જાણવાની રીતે થાય છે. પણ નમાઝનું ભણવું એમ નહીં થાય, માટે ભણ્યા પછી રૂકુ અને સિજદો ઝુકી અદા કરવામાં આવેછે. રૂકુની એવી ઢબ છે કે, ઝુકી ઘુંટણ પકડી ઉભો રહે છે. એમ કરવામાં પોતાનું હલકાપણું જાહેર કીધા પછી "સુબહાન રબ્બીયલ અજીમ" કેટલીકવાર કહેવાય છે. જેના અર્થ આ છે કે, ખુદા જે મોટી અજમતવાળો છે તે સર્વ એબો અને નુકસાનીથી પવિત્ર છે. એ પછી ઉભા થઈ "સમેઅલ્લાહો લેમન હમેદહ" કહે છે. જેનું હાંસલ એ છે કે, ખુદા દરેકની સ્તુતી સાંભળે છે. એ પછી સિજદો કરે છે. જેનો દેખાવ એવો છે કે, ઘુંટણ જમીન ઉપર ટેકી, આગળ વધી અને હાથને અને તેની વચમાં પેશાની મુકે છે. એવી હાલતથી પોતાની નીચાઈ, જીલ્લત, અને નમ્રતા જાહેર કીધા પછી જીભથી "સુબહાન રબ્બીયલ આલા" કેટલીકવાર કહેવાય છે. જેના અર્થ આ છે કે, ખુદા જે બુલંદ મરતબાવાળો છે તે સર્વ એબો અને નુકસાનીથી, પવિત્ર છે. એ દરમિયાનમાં રૂકુ કરતી વેળા સિજદામાં જતી વેળા, અને માથું ઊંચકતીવેળા "અલ્લાહો અકબર" કહેવાય છે. અને બે સિજદાની વચતાં બક્ષીસની, રહમની, હિદાયતની રીજકની અને નુકસાનીના બદલાની પણ કદી દુવા કરાય છે. એ પછી "અલ્લાહો અકબર" કહી ઉભા થાય છે. આ એક રકઅત થઈ, એમજ બીજી રકઅત પણ પઢાય છે. તે પછી કાયદામાં અદબથી બેસી એવું જાહેર કરવામાં આવેછે કે, દિલની તાજીમ કરવાને અને તન ધનની બંદગીને લાયક ખુદાજ છે. એ પછી હજરત મોહમ્મદ (સલ)-ની હિદાયત કરવા અને માર્ગે દોરવવાના બદલામાં સલામની ભેટ અને બરકત, ને રહમતની દુવા તેમને માટે અરજ કરીને પોતાને લીધે તેમ ખુદાના સર્વ ફરમાંબરદાર બંદાઓને લીધે સલામ અરજ કરાય છે. ફરી પાછા હજરત મોહમ્મદ (સલ)ને વાસ્તે દુવા કરી પોતાને લીધે, માબાપને લીધે, અને સર્વે મુસલમાનોને લીધે માફી બક્ષીસ, હિદાયત વગેરે મગાય છે. અને નમાઝ પુરી કરવા સીધે અને ડાબે તરફ મ્હોં ફેરવી "અસ્સલામો અલેકુમ વ રહમતુલ્લાહ" કહેવાય છે. આથી તમો સમજ્યા હશો કે, નમાઝના દરેક ભાગમાં ખુદાનીજ મોટાઈ અને બુજરૂગી જાહેર થાય છે. કાબા (કિબલા) ની તાજીમ થતી નથી. ફરી મુસલમાનોને કિબલા તરફ મ્હોં કરવાથી મુર્તિ પૂજકોને જેમ ગણવામાં આર્યાઓ પોતાનું અજ્ઞાનપણું બતાવે છે. અને ઊંડા વિચારથી જોશો તો આર્યાઓ ખુદા વગર બીજાની પૂજા કરનાર છે, અથર્વવેદ કાન્ડ ૩ અ૦ ૬ વ૦ ૩૭ માં છ દિશાના દેવતાઓની પૂજા લખાઈ છે એટલે " પ્રાચીદિગગ્નિ " મંત્રથી પૂર્વની અગ્નિ અને " દક્ષિણાદિગિન્દ્રો " મંત્રથી દક્ષિણનો ઈન્દ્ર અને " પ્રતીચ્યી દિગ્વરુણો " મંત્રથી પશ્ચિમનો વરૂણ અને " ઉદીચી દિગ્સોમો " મંત્રથી ઉત્તરનો સોમ અને " ધ્રુવાદિગ્વિષ્ણુ " મંત્રથી નીચેનો વિષ્ણુ અને " ઉર્ધ્વાદિગ્બ્રહસ્પતિ " મંત્રથી ઉપરનો બ્રહસ્પત આ છ મંત્રોમાં છ દેવતાઓનું વર્ણન છે. તે દરેક તરફ સંધ્યામાં મ્હોં કરવામાં આવે છે. વળી

અને હિન્દુઓના ધર્મ પ્રમાણે રાત દિવસમાં એક બંદગી ફરજ છે કે, જેનું નામ

લાલા રાધારામ મથ સત્યાર્થ પ્રકાશના ઉર્દુમાં ભાષાંતર કર્ત્તા પોતાની સંધ્યામાં લખે છે. "પુર્વ દિશાના સ્વામી (અગ્નિ) પ્રકાશમાન જ્ઞાનસ્વરૂપ બંધનથી રહીત રક્ષા કરનાર માટે જેના તીર સૂર્યના કીરણો છે, અમો નમસ્કાર કરીએ છીએ. એવાં રક્ષા કર્ત્તા માટે નમસ્કાર કરીએ છીએ તેના તીરોને માટે નમસ્કાર કરીએ છીએ તેને માટે ફરી નમસ્કાર કરીએ છીએ જે અમોથી દ્વેષ કરે છે અથવા જેનાથી અમો દ્વેષ રાખીએ છીએ, તેને તારા જબડામાં નાંખીએ છીએ" આમાં ખુલ્લા રીતે અગ્નિપૂજા તથા તેના તીરો સૂર્યના કીરણોની પૂજા છે. છતાં આર્યાઓ મુસલમાનોને ખુદા સિવાય બીજાની પૂજાનો દોષ આપવા નીકળે એ ઘણી શરમની વાત છે.

મુસલમાનોમાં નમાઝ પઢવાનો જે તરીકો છે તે તેજ તરીકો છે કે, જે મોહમ્મદ (સલ)ના વખતમાં હતો. કોઇને તેમાં ફેરફાર કરવાનો હક નથી. પણ ખ્રીસ્તીઓના પ્રોટેસ્ટંટ ટોળાવાળાઓની પ્રાર્થનાનો તરીકો નતો ખુદા તરફથી છે નતો રસૂલ તરફથી છે. માત્ર એમનો તરીકો રાજ્યકર્તાઓ અને પાર્લામેંટના આધારે રહે છે. એટલે એઓની બંદગીની ઢબ ખુદાની મરજી અને પસંદગીપર રખાયલી નથી. માત્ર માણસની મરજી અને પસંદગી ઉપર રખાયલી છે. "મીરઅતુરસીદક"–કે જે સને ૧૮૫૧ માં છપાયલી તેના પાના ૨૫-૨૯ માં પાદરી બેડલી સાહેબ લખે છે કે, ૮મા હેનરી પાદશાહના રાજ્યની શરૂમાં ઇંગ્લાંડના બધા રહેવાસી રોમન કેથોલીક હતા. પણ જ્યારથી પોપે તેને શાહજાદાને તલાક આપવાની, તેમ બીજીથી પરણવાની કે જે એની છોકરી હતી તેની મના કરી, ત્યારથી તે પાદશાહ પ્રોટેસ્ટંટ બનાવનાર થયો. અને નવી શ્રદ્ધા બનાવવા શરૂ કરી, બંદગી કરવાની નવી રસમ નાંખી. તેણે બંદગી કરવાની રીતને એટલા જુદા રૂપમાં બદલી અને એટલી જલદી એક પછી એક બદલી કે લોકો તેની પુંઠે લાગતા રહી જતા. અને હેનરીએ પોતે કોમના અકીદાના કાયદાઓમાં જે વધારો ઘટારો કીધો હતો તેને થોડાજ હતા કે જેઓ જાણતા હતા કે કેવો વિચાર બાંધીએ. અને કેવી ચીજનો એકરાર કરીએ. એ લોકો જો કે તેની શીખામણની તાબેદારી કરવા તૈયાર હતા, ફરી તે શીખામણ ગમે તેવી ખરાબ અને એક બીજાથી વિરૂધ્ધ હોય, પણ તે હમેશા બદલ્યા કરતો. જેથી તેઓ મુશ્કેલીથી પાછળ લાગતા. એવા જલદી કે જાણે તે તેઓને આગળ વધતો જાય છે. (ડાકટર ગોલ્ડ સ્મીથની તારીખે ઇંગ્લસ્તાન પૃષ્ટ ૧૩-૧૬) તેના મરવાથી આગળ તેણે અને તેના નવા પ્રોટેસ્ટંટોએ વિશ્વાસ અને પ્રાર્થનાનો નવો કોઠો બનાવ્યો અને જે કોઈ તે કોઠા ઉપર અમલ નહીં કરે તેને માટે જીવતાં બાળવાની સજા હતી (સ્યુસની તારીખ ગરીજ વોલ્યુમ ૩ પૃષ્ટ ૨-૧૩) એ પ્રાર્થનાનો કોઠો પાર્લામેંટના હુકમથી સને ૧૫૪૭ માં બદલાઈ ગયો. આવતા વર્ષ એટલે ૧૫૪૮માં એડવર્ડ છઠાએ બાર બીશપ અને છ પાદરીઓની કમીટીને હુકમ આપ્યો કે, બંદગીનો બીજો કોઠો બનાવો. તેઓએ સને ૧૫૫૩ માં બંદગી કરવાની રીત બદલી નાંખી. આ ઈત્તેફાકમાં ઘણાએ એવો વિચાર બાંધ્યો કે, આ છેલ્લા ફેરફારથી પ્રાર્થનાની ઢબને પુરી કીધી હશે. પણ અફસોસ કે સને ૧૫૫૯ માં એલીઝાબેથ રાણી બંદગીની રીત બનાવવામાં હાથ નાંખનારી થઈ. અને તેણે એક અજાયબ જાતનો વધારો ઘટારો કીધો. પાદશાહ જેમ્સ ૧લાએ સને ૧૬૦૩માં ફરી બંદગીના દસ્તુરને બદલી નાંખ્યો. અને તે પછી પાદશાહ બીજા ચારલસે સને ૧૬૬૨ માં તેને ફરી બદલી નાંખ્યો. અને આખરે પ્રોટેસ્ટંટોએ ૧૬૮૯ માં ફરી પોતાની બંદગીની ચાલચલણ બદલવાનો વિચાર કર્યો પણ તે કામને પુરૂં કર્યા પહેલા થાકી ગયા. અને કોરા રહ્યા (જુઓ ડયુટની તારીખ ગરીજ-૧ પૃષ્ઠ ૩૫૫ અને તારીખ ઇંગ્લસ્તાન ગોલ્ડ સ્મીથની રચેલી છપાયેલી સને ૧૮૫૩ પૃષ્ટ ૧૦૭) આ ઉપરથી ડાકટર હ્યુ વીસ્ટને કહ્યું છે કે, "આવો સુધારો અને ઉલટ પાલટ જાણે એક વાંદરા જેવી હતી. કે તે જાણતો નથી કે મારી પૂંછડી કઈ તરફ ફેરવું." તારીખ સલતનતે ઇંગ્લીશીઆ છપાયલી સને ૧૮૭૧ પૃષ્ટ ૩૮૦ માં છે કે, આઠમા હેનરી પાદશાહના રંગારંગીપણાએ જેવો રંગ વિવાહના મામલામાં દેખાડયો હતો તેજ કુલ ધર્મની બાબતમાં પણ ખીલવ્યું. લંડન મીશન, પ્રેસ્બીટેરીયન, મેથ્યુડયેટ, ફ્રીચર્ચ, સ્કાટલાંડ ચર્ચ, બાપ્તાઇસ્ટ. અમેરિકન ચર્ચ, જરમન મીશન, આયરીશ મીશન, વગેરે જે સર્વ પ્રોટેસ્ટંટોના આશરે ૫૦ ટોળાં છે. એઓમાં પણ કેટલાક કાયદાઓમાં વધારે ઓછો ફેરફાર છે.

સંધ્યા છે. અને તેના ત્રણ વખત છે " પ્રાતઃકાળ એટલે સવારનો વખત અને " મધ્યાનકાળ " એટલે ખરો બપોર. " સાયંકાળ " એટલે સાંજનો વખત. અને સંધ્યા એવી ચીજ છે કે, જેમાં દિલથી બ્રહ્મા, વિષ્ણું અને મહેશની તાજીમમાં લાગી રહેવું થાયછે. એટલે આંખો નાક બંધ કરી, [1] તેઓના રૂપનું ધ્યાન કરવું, વિષ્ણુની સુરતને પોતાની દુંટીમાં ધ્યાન કરવી, કાળો રંગ, ચાર હાથ, એક હાથમાં શંખ, એક હાથમાં ચક્કર અને એક હાથમાં ગોરૂજ. અને બ્રહ્માની સુરતને પોતાની છાતીમાં ધ્યાન કરવી. લાલ વસ્ત્ર, ચાર મુખ, અને કમળના ફુલમાં બેઠેલો. અને મહાદેવની સુરતને પોતાના મગજમાં ધ્યાન કરવી. ત્રણ આંખો, પાંચ મુખ, ઉજળું વસ્ત્ર, અને માથાપર ટીકો. અને જીભથી જપ કરવો. અને એ વગર બીજા મંત્ર પણ ભણે. અને દેહથી સૂર્યની તાજીમમાં લાગેલો રહે. સવારની સંધ્યામાં પૂર્વ તરફ મ્હોં કરી ઉભા થવું. અને બંને હાથ દુવાની પેઠે ઊંચકવાં. [2] અને દિવસની સંધ્યામાં કે સૂર્ય ઊંચો હોયછે ( જેથી ) ઉભો થઈ બંને હાથ ઉંચા કરવા. અને સાંજની સંધ્યામાં પશ્ચિમ તરફ મ્હોં કરી ઉભા થવું. અને બંને હાથ દુવાની પેઠે ઊંચકવા. અને આ સંધ્યામાં કે જેથી હિન્દુઓમાં એથી કોઈ વધારે બંદગી નથી તેમાં ખુદાનું નામ પણ નથી.

અને એઓમાં ગાયત્રીનું ભણવું ઘણું સવાબ છે. એટલુંજ નહીં પણ સર્વ હિન્દુઓનો એવો ઠરાવ છે કે, ગાયત્રીની બરોબર બીજો કોઇ મંત્ર નથી. અને એને મુળ ( અસલ ) મંત્ર જાણે છે. અને કહે છે કે, જો કોઈ બ્રાહ્મણ એકલો બેસી હજાર વખત તેનો જપ કરે તો તે મોટાં પાપથી એવો પવિત્ર થાય છે કે, જેવો સાપ પોતાની કાંચળીથી જુદો થઇ જાય છે. અને જાણે છે કે, એવું કોઇ કામ નથી કે, જે ગાયત્રીની તુફેલથી થઇ નહીં શકે. અને તેના વિષે એટલો વધારો કરેછે કે, બ્રહ્મા, વિષ્ણુ, શિવ અને વેદ ગાયત્રીથી થયા છે, અને મનુશાસ્ત્રમાં લખ્યું છે કે, ગાયત્રીના ભણવાથી પંડિત બેશક મુક્તિ મેળવે છે, જો પોતાના ધર્મના બીજા કામો નહીં કરે તો પણ. અને " સૂર્યનારાયણ ઉપનિષદ " માં લખ્યું છે કે, જો કોઇ સૂર્યની સામે બેસી ગાયત્રી ભણે, તેના દિલથી બીહીક નાસી જાય છે; અને દુઃખ દૂર થાય છે. અને તે શખ્સને હરામ ખાવું [3] અને

---

૧ એનું નામ પરાના થાય છે.

૨ એ હાથ બાંધવાનું નામ અંજલી છે.

૩ એનું કારણ એમ માલૂમ પડે છે કે, જ્યારે ગાયત્રી ભણી પવિત્ર થાય છે, તો ફરી તેને માટે સર્વ પવિત્ર થાય છે. હવે આપણે બાઇબલને જોઈએ. તીતસ–૨;૧૫માં લખે છે કે, શુધ્ધોને સઘળા શુધ્ધ છે એવીજ રીતે રૂમી ૧૪;૧૪ માં છે એની મતલબ એઓના માનવા પ્રમાણે આ છે કે, જે માણસે ખુદાને એક માન્યો હોય અને ઈશુ [ અલ ] ને પેગંબર ગણ્યા હોય તેથી પવિત્ર બનતો નથી. પણ ત્રણ ખુદાને માનવાથી તથા ઈશુ ( અલે ) અમારા પાપોને માટે શ્રાપીત ( ખુદાની પનાહ ) થયો, એમ માનવાથી પવિત્ર થાય છે. ફરી એવા પવિત્રોને માટે સર્વ શુદ્ધ છે. હવે હું પૂછું છું કે, ધુમુત્ર અશુદ્ધ અને હરામ છે કે નહીં? જો અશુદ્ધ અને હરામ કહો તો ફરી તમારા માનવા પ્રમાણે શુદ્ધ બનેલાને માટે અશુદ્ધ થયું કે નહીં. જો થયું તો એનો સ૨ મારા વાંચકો સમજવાના. અને જો નહીં થયું તો ફરી એમ કહેવું કે " શુદ્ધને સઘળા શુધ્ધ " એ ખોટું થયું. વળી પાદરીઓની સમજ પ્રમાણે હું કહું છું કે, પાછલે આ કાયદો મૂર્તિ પૂજકોના કાયદામાંથી લઇ લખ્યો છે, હા, આટલો ફેરફાર કીધો છે કે, હિન્દુઓએ ગાયત્રી ભણવા પર પવીત્રપણું રાખ્યું હતું.

ભૂંડી સોબતે બેસવું પણ નુકસાન કરતું નથી. અને સ્કંદ પુરાણમાં લખ્યું છે કે, વેદમાં ગાયત્રીથી બીજી કોઈ ચીજ શ્રેષ્ઠ નથી. અને બીજો કોઇ મંત્ર એની બરાબર નથી. જેમ કોઇ શહેર કાશી ( બનારસ ) બરાબર નથી. ગાયત્રી, વેદ અને બ્રાહ્મણોની મા છે. અને તે પોતાના ભણનારાઓનું રક્ષણ કરે છે. ૫રી જે ગાયત્રીના આટલા ગુણો છે, તે નીચે મુજબ છે.

ओ३मू भू र्भुवः स्वः । तत्सवितुर्व्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात ॥ य० अ० ३६ म० ३[1]

એનો અંર્થ આ છે—ગાયત્રીની શરૂમાં જે શબ્દ " ઓ૩મ " છે. એ શબ્દ તો દરેક મંત્રની શરૂમાં આવે છે. અને વેદની શરૂઆતમાં પણ આવ્યો છે. અને એ શબ્દ

---

અને પાઉલે સુધારો કરી મજકુર અકીદાઓના માનવા પર રાખ્યું. એટલે જેમ તેઓએ ખુદાને મુકી બીજાની તાજીમનાં ભૂંડા શબ્દ બોલવાપર પવિત્રપણું રાખ્યું. તેમજ પાઉલે, યોહંન. ૧૭; ૩ માં લખાઈલા ખરા અકીદાનો ભંગ કરી ભૂંડા અકીદાના માનવાપર શુધ્ધપણું રાખ્યું, એવાજ આધારપર યહુદી જેવા ભૂંડાઓ સાથે પાઉલ મળતો હતો. એટલુંજ નહીં પણ યહુદીઓની ભુંડી ચાલ ચલણે પ્રમાણે પણ ચાલતો ( પ્રેરીત ૧૬; ૧—૩: ૨૧; ૨૩—૨૬: ) અને તેની પરવા નહીં કરતો જેમ હિન્દુઓ ગાયત્રી ભણનાર માટે જાણે છે. મને અચરત લાગે છે કે, " શુધ્ધોને માટે સઘળું શુધ્ધ " એમ પાઉલ ફરમાવે છે તો ફરી શા માટે કહે છે કે, " નાપાકને અડકો માં. " ૨ કરીંથીઓ ૬;૧૭.

[1] આ ગાયત્રી યજુરવેદમાં ત્રણ જગ્યા પર છે અ૦ ૩૬ મં૦ ૩, અ૦ ૨૨ મં૦ ૯ અને અ૦ ૩૦ મં૦ ૨ પણ ત્રણે ઠેકાણે ગાયત્રીની શરૂમાં શબ્દ ઓ૩મ્ નથી. એવું જણાય છે કે, ગાયત્રીમાં ત્રણ સવૈયા ( મિસરા ) છે અને ત્રણેનું વજન જુદું છે. તેમાં પ્રથમનો સવૈયો ઘણો ટુંકો છે તેની ખોટ પૂરવા કદાપી શબ્દ ઓ૩મ્ ગાનારાઓ તરફથી વધારવામાં આવ્યો હોય, પણ એથી લાંબા ટુંકા થવાનો દોષ મટી શકતો નથી. આ મંત્રને મથાળે ત્રણે જગ્યા યજુરવેદમાં આ ઈબારત છે. " ભૂર્ભુવः સ્વરીતસ્ય વૈશ્વામિત્ર ઋષિઃ સવિતા દેવતા બૃહતી છન્દઃ મધ્યમઃ સ્વરઃ તત્સવી તુરર્યં ગાયત્રી છન્દઃ ષડજ સ્વરઃ " અર્થ—આ મંત્ર સવિતા દેવતાની પ્રશંસામાં વૈશ્વામિત્ર ઋષિએ બનાવ્યું છે. પ્રથમ સવૈયાનું વજન બૃહતી સુર મધ્યમ અને તત્સ્વીતુઃનું વજન ગાયત્રી અને સુર સડજ છે. આથી સાફ જણાય છે કે, ગાયત્રીનો રચનાર વૈશ્વામિત્ર છે. પણ દયાનંદજીએ આ ઈબારતનો તરજુમો કોઈ મતલબને લીધે લખ્યો નથી. વળી કાયસ્થ સમાચાર ઈલાહાબાદ તા૦ ૧૨ જાનેવારી સને ૧૮૯૧ ના પૃષ્ઠ ૬૧ માં છે કે, ગાયત્રીનો રચનાર વૈશ્વામિત્ર ક્ષત્રી છે પણ ધર્મશાસ્ત્ર ( મનુ ) અ૦ ૨ શ્લો ૭૬-૭૭થી જણાય છે કે, ઓ૩મના ત્રણે અક્ષર અને ગાયત્રીના ત્રણે સવૈયા બ્રહ્માજીએ વેદોથી દોહયા [ કાઢયા ] છે. તો એ બ્રહ્માજીની કાઢેલી થઇ. અને એ વેદનું મંત્ર નથી પણ બ્રહ્માજીએ વેદના મજમુનથી કાઢેલી છે એવું સિદ્ધ થયું. વળી 'ઓ૩મના અક્ષરો અને ગાયત્રી " આથી પણ જણાય છે કે, ઓ૩મ્ ગાયત્રીમાં દાખલ નથી. હવે જો યજુરવેદનું તથા કાયસ્ત સમાચારનું કહ્યું ખરૂં હોય તો ગાયત્રીનો બનાવનાર વૈશ્વામિત્ર ઠર્યો અને મનુનું કહેવું જુઠું ઠરે છે, અને જો મનુની વાત ખરી હોય તો યજુરવેદ ઉપર જુઠનો દોષ લાગુ પડે છે. ગાયત્રીના અર્થમાં ખુલ્લી રીતે શિર્ક ભરેલું છે, જેથી દયાનંદ તથા તેના ચેલા એના અર્થ જુદી રીતે કરે છે. તેઓ કહે છે કે, ભુર, ભુવઃ, અને સ્વઃ આ ત્રણે પરમેશ્વરનાં નામો છે. અને તેના ગુણ એથી પ્રગટ થાય છે, પણ આ તેમની બનાવટ છે. પુરાની વેદની ટીકાઓમાં ગાયત્રીનો અર્થ જોવો જોઇએ. તેમાં તો શિર્ક ભરેલોજ અર્થ છે. એજ માટે દયાનંદજીએ કોઈ પણ વેદની ટીકાથી એ અર્થ લખ્યો નથી. કેટલાક આર્યાઓ કહે છે કે, ગાયત્રીની શરૂમાં જે ઈબારત છે, તે એટલા માટે નથી કે, વિશ્વામિત્ર

અઢી અક્ષરોથી મિશ્ર બન્યોછે. એક "अकार" એટલે જબરવાળો અલેફ બીજો "ओकार" એટલે પેશવાળો અલેફ ત્રીજો "अरधोमकार" એટલે અરધો મીમ અને. अकार નામ વિષ્ણુનું છે. અને ओकार નામ મહાદેવનું છે. અને मकार નામ શકિતનું એટલે દેવીનું છે. ફરી બીજો શબ્દ છે "भूरः" એનો અર્થ પૃથ્વી છે. ત્રીજો શબ્દ भुवः એનો અર્થ અવકાશ છે. ચોથો શબ્દ स्वः એનો અર્થ સ્વર્ગ છે. અને એ ચાર શબ્દો વગર બાકી જેટલી ઇમારત ગાયત્રીની છે, તેના અર્થ આ છે કે, "અમો સૂર્યની મોટી રોશની ઉપર ધ્યાન કરીએ છીએ. તે અમારા દિલને માર્ગ બતાવે" હવે જુઓ કે, જે ગાયત્રીની તારીફ હિન્દુઓમાં આટલી કંઇ ધામધુંમથી છે. અને તેને એવું સંતાડી રાખે છે કે, બ્રાહ્મણ અને ક્ષત્રી વગર બીજા કોઇને શીખવવું દુરૂસ્ત જાણતા નથી,[1] અને તેઓને પણ જાહેરમાં ભણાવતા નથી, છુપી રીતે કાનમાં બતાવે છે, ફરી તે ગાયત્રીનો મજમુન એવો નકામો અને પોચ છે કે જેથી પાપ વગર બીજું કાંઇ પણ મેળવી શકે નહીં.

એનું એવું દ્રષ્ટાંત ( મિસાલ ) છે કે, એક નગરશેઠ, ગામનો સરદાર દરબાર લગાડી બેઠો હતો. એવામાં એક ભંગીયણે આવી કહ્યું કે, હાકેમ સાહેબ મને એકાંતમાં આપની પાસે અરજ ગુજારવી છે. હાકેમ ત્યાંથી ઊઠી તેની વાત સાંભળવા લાગ્યો, ત્યારે તે ભંગીયણે કહ્યું કે, એવી અરજ ગુજારૂં છું કે, કાલે રાત્રે ઘણીજ થંડી પડી હતી. હવે આ વાત ઉપર ધ્યાન આપવું જોઇએ કે, આ સ્ત્રીએ પ્રથમ પોતાની વાતને સંતાડી રાખી અને જ્યારે જાહેર કરી તો એવી વાત નીકળી કે, તેનું બયાન તદન નકામુંજ હતું. અને કાંઇ છુપાવવાને લાયક નહોતું.

**લાભ**—આ જગ્યા કદાપી કોઈ હિન્દુના વિચારમાં આવશે કે, કેટલાક મુસલમાનો પણ ખુદા વગર બીજાઓનાં નામની નમાઝ પઢે છે, જેમકે કેટલાક અજ્ઞાનીઓ કહે છે કે, ફેરજ અલ્લાહની નમાઝ છે. અને સુંનત રસૂલુલ્લાહની. અને કેટલીક સ્ત્રીઓ બીબી ફાતેમા ( રદી ) નાં નામની નમાઝ પઢે છે. અને કેટલાક લોક "સલાતુલ ખતવાત" એટલે પગે ચાલવાની નમાઝ ભણે છે. એટલે બગદાદની તરફ મ્હોં કરી ૧૧ કદમ ચાલે છે. અને તેમાં હજરતપીર ( રહ ) સાહેબનું નામ લેછે. તો એનો જવાબ આ છે કે, રસૂલુલ્લાહની સુંન-

ૠષિએ ગાયત્રી બનાવી, પણ એટલા માટે છે કે, એના અર્થ વૈશ્વામિત્રે પ્રગટ કર્યા છે. તેનો જવાબ કે, જો એ વાત ખરી હોય તો શા માટે વૈશ્વામિત્રના અર્થ જાહેર કરતા નથી? અને તે અર્થ કયા પુસ્તકમાં છે. વળી દયાનંદે પોતાના ભાષ્ય પૃષ્ટ ૧૧૨૨માં ગાયત્રીના અર્થ કર્યા છે, તેમાં "भूर" ના અર્થ કર્મકાન્ડ "भुवः" ના અર્થ ઉપાસના કાન્ડ અને "स्वः" ના અર્થ જ્ઞાનકાન્ડ કર્યા છે. ત્યારે બેમાંથી કયો અર્થ ખરો? હું તો કહું છું કે, બંને ખોટા છે અને એના પૂરાવામાં કહું છું કે, ભૂર, ભુવઃ અને સ્વઃ વેદમાં અનેક જગ્યામાં છે. અને તે દરેક જગ્યામાં દયાનંદજીએ પૃથ્વી, આકાશ અને સ્વર્ગજ કર્યાં છે.

[1] દયાનંદજી તથા તેના ચેલા શુદ્ર અને સ્ત્રીને પણ ગાયત્રી ભણવાનું દુરૂસ્ત બતાવે, છે પણ "દયાનંદ તિમિર ભાસ્કર" પૃષ્ટ ૪૮ માં નિરૂકત અ૦ ૨ ખં૦ ૪ મનુ અ૦ ૨ શ્લોક ૧૬૮ વગેરેથી તેનું ઘણું ઉમદા ખંડન કર્યું છે. અને સત્યાર્થ બબેકમાં શંકરાચાર્ય તથા સાયણા વગેરેના પ્રમાણુથી લખ્યું છે કે, જાટ, ગુજર, સુતાર, લુહાર વગેરે શુદ્ર ગાયત્રીનો પેહેલો સવૈયો બોલે અથવા કાન લગાડી સાંભળે તો તે નર્કવાસી થાયછે. એવીજ રીતે બ્રાહ્મણ વગેરેની સ્ત્રી ગાયત્રા ભણે અથવા સાંભળે તો તે દોજખમાં જાય છે.

તની મતલબ હજરતની તાબેદારી કરવી છે. એટલે રસૂલુલ્લાહ ( સલ ) એ નમાઝ પઢતા હતા. અને ફરજ તથા સુંનતમાં આટલો ફેર છે કે, જે માણસ ફરજ અદા નહીં કરે તે દોજખના અજાબને પાત્ર થાયછે. અને જો ફરજનો નકાર કરે તો તેં કાફેર થાયછે. અને જો સુંનત નહીં બજાવે તો કેયામતના મેદાનમાં ઝણુકી આપવાને અને ઠપકાને લાયક થાયછે. અને ફરજ અને સુંનત સર્વ અલ્લાહની નમાઝ છે.

જો કોઈ માણુસ સુંનતને પઢતો એમ સમજે કે, રસૂલુલ્લાહ ( સલ ) ની બંદગી કરૂં છું. તો તે શખ્સ મુસલમાન કયાં રહ્યો ? પણુ તે કાફેર થઇ ગયો. અને હજરત બીબી ફાતેમાની તાજીમમાં જે કોઇ નમાઝ પઢે તે પણુ મુશરેક છે, હા ! જો અલ્લાહની નફિલ નમાઝ ભણી તેનો સવાબ હજરત પેગંબર ( સલ ) અથવા હજરત ફાતેમા (રદી) અથવા બીજા કોઈ બુજરૂગની રૂહને પહોંચાવે તો તેમાં દોષ નથી.

અને જે લોક " સલાતુલ ખતવાત " ભણે છે. તેઓ મ્હોંને તો કિબલાનીજ તરફ કરી ખુદાના નામની નમાઝ ભણે છે. પણુ પોતાની સમજ પ્રમાણે હજરત મહબુબે સુબહાની ( ૨૯ ) ની તાજીમમાં બગદાદની તરફ મ્હોં કરી કેટલાંક ડગલાં ચાલે છે અથવા એ કામને મંત્ર એટલે અમલીયાતથી જાણે છે, પણુ અમારા ધર્મમાં એવી વાતનો કાંઇ આધાર મળે નહીં. એક ભૂંડી રસમ પડી ગઇ છે. જેમકે હજરત નીજામુદ્દીન ઓલીયા ( ૨૯ ) ના વખતમાં ઓલમાઓએ એ કામના રદીઆમાં એક ફતવો (જજમેન્ટ) લખ્યો હતો. અને આ વખતમાં એક ફતવો જનાબ ફોકહાઓના સરદાર મુફતી સદરૂદ્દીન સાહેબ દેહલીવાળાએ એ કામને હરામ થવાપર લખ્યો છે. અને તેપર દિલ્લી, સહારંનપુર, લુધ્યાણા, કોટરાય, લાહોર, કસૂર અને અમૃતસર વગેરેના ઓલમાઓએ મોહરો ( સહી સીકો ) કરી છે. મતલબ કે, કોઇ પણુ રીતે અમારા ધર્મમાં ખુદા સિવાય બીજાને માબુદ બનાવવો, અને એતુલ્લાહ વગર બીજા કંઇને ઈબાદતનો કિબલો બનાવવો દુરૂસ્ત નથી.



## ભાગ ૩ જો.

### રોઝાના બયાન વિષે.

અમારા ધર્મમાં રોઝા રાખે છે. એ કામને પોહ ફાટવા ( સોબહસાદેક ) થી સુરજ આથમ્યા સુધી ખુદાની તાજીમમાં ખાવા પીવા, અને સંભોગ કરવાથી દૂર રહેવું અને રાતના હલાલફુતથી જે મળે તે ખાવું. આખા વર્ષમાં એક માસ રમજાનના રોઝા રાખવા ફરજ એટલે ઘણુંજ અગત્યનું છે. જે કોઇ રાખે તે પુન્ય મેળવે. નહીં તો ઘણો પાપી બને. અને એનો નકાર કરનાર કાફેર છે અને એ વગર બીજા રોઝા નફિલ છે [1] કોઇ

[1] કર્તાએ ટુંકાણુને લીધે ફરજ અને નફિલ બે રોઝા કહ્યા છે. નહીં તો વાજેબ પણુ છે. જેમકે નજર અને કફારાના રોઝા. અને રમજાનના રોઝા જેમ અદા કરવા ફરજ છે, તેમ એના કજા રોઝા પણુ ફરજ છે.

રાખે તો પુન્ય મેળવે અને નહીં રાખે તો પાપી બને નહીં. રોઝો મોટી બંદગી છે.[૧] અને ખુદા વગર બીજાના નામનો રોઝો રાખવો તે કુફર છે.

અને હિન્દુમાં પોતાના પૂજ્ય અને બુતોને નામે રોઝો રાખે છે અને તેને વ્રત (અપવાસ) કહેછે. એકાદશી એટલે ૧૧ મી તીથિનું વ્રત વિષ્ણુના નામનું રાખે છે. ૧૪ મીનું મહાદેવનું, મંગળને દિવસે હનુમાનનું, રવવિારે સુર્યનું, સોમવારે શનિશ્ચર ( જોહલ ) નું, ભાદરવાની અષ્ટમીએ કૃષ્ણનું વ્રત રાખે છે. કારતકની અમાસ એટલે દીવાળીના લક્ષ્મીનું, ચૈતર અને આસોમાં દેવીનું વ્રત રાખે છે. અને કેટલાક કાલકાનું વ્રત રાખે છે. એવાજ તોલપર બીજા પૂજ્યઓનાં નામપર રાખે છે. અને કેટલોક ખોરાક અને અનાજ કે, જેને બીજા દિવસોમાં ખાવાનું દુરસ્ત જાણે છે, તેને કેટલાક વ્રતોમાં હરામ સમજે છે. અને કેટલાક વ્રતોમાં તો રાત અને દિવસમાં કાંઈ પણ ખાતા નથી. અને કેટલાક દિવસમાં ખાય છે, અને રાતના પણ થોડું ખાઈ લે છે. મતલબ કે ખુદાના નામનું વ્રત તેઓના ધર્મમાં કાંઇ જણાતું નથી. બીજાઓનાજ નામના છે.[૨]

---

૧ રોઝા વિષે દયાનંદીઓ કહેછે કે, એ સૃષ્ટિ કર્મ વિરૂદ્ધ છે, તેમ દયાનંદ પોતે પણ સત્યાર્થ પ્રકાશમાં રોઝાની નિંદા કરે છે. પણ રોઝામાં ઘણી બરકત છે. ભૂખ લાગવાથી ભૂખ્યાની કદર થાય છે. ગુનાહોની માફી થાયછે અને કેટલીક બીમારીનો ઈલાજ પણ થાય છે. દયાનંદજીની રચેલી સંસ્કાર વિધિ પૃષ્ટ ૭૩ માં છે કે જે દિવસે બાળકનું યજ્ઞોપવીત કરાવવું હોય તેથી ત્રણ દિવસ અથવા એક દિવસ પેહેલાં બાળકથી અપવાસ (રોઝો) કરાવે. આથી સાફ જણાય છે કે, આર્યાઓના ધર્મની પ્રથમ ક્રિયા રોઝોજ છે. વળી મનુ અ૦૧૧ શ્લોક ૧૦૬–૧૦૯ માં છે કે, માતા સાથે વ્યભિચાર કર્યો હોય તો ત્રણ મહિનાની ચાંદરાતનો વ્રત કરવાથી તે ગુનેહ માફ થાય છે. અમૃતસાગરમાં છે કે, પીત બલગમના બુખારવાળાને ચઉદ દિવસ રોઝા રખાવે અને વાયુ બલગમના બુખારવાળાને દસદિવસ રોઝા રખાવે. સાધારણ બુખારમાં મવાદના પ્રમાણમાં રોઝા રખાવે, એક કવી કહેછે.

જોર જાડા ઓર પાહુના ઈનકા યહી બિચાર;
લંઘન તીન કરાદે ફીર ફટકન નહીં દવાર.

અર્થ—બુખાર ( તાવ ) ઠંડી, અને મેમાન માટે આજ વિચાર છે કે, ત્રણ વ્રત કરાવો તો ફરી બારણે આવશે નહીં.

૨ કેટલાક આર્યો તેમ બીજા હિન્દુઓ મુસલમાનોની આગળ શરમિન્દા થઇ કહે છે કે, અમારા ધર્મમાં ખુદાના નામ વગર બીજા કોઈના નામનું વ્રત કરવું દુરૂસ્ત નથી. અને જેઓ એવું વ્રત કરે છે, તેઓ અમારા ધર્મ વિરૂદ્ધ કરે છે. જેમ તમારા ધર્મમાં ખુદા વગર બીજા કોઈના નામનું વ્રત મળે નહિં છતાં કેટલાક અજ્ઞાનીઓ ધર્મ વિરૂદ્ધ કરે છે તેમ. નહિંતો અમારાં ધર્મી પુસ્તકોમાંથી બતાવો. તેનો જવાબ કે હિન્દુ ધર્મમાં ખુદાના નામ વગર બીજાના નામનું વ્રત કરવું દુરૂસ્ત નથી, એમ કહેવું મીથ્યા છે. જો એવાં દરેક વ્રતોનો હેવાલ મહાભારતમાંથીજ લખીએ તો એક મોટું દફતર જોઇએ. છતાં નમુના દાખલ અહીં થોડુંક લખું છું. હિન્દુઓના ધર્મનો અગેવાન વેદ વ્યાસજીએ શું કીધું છે ? તે જોઇએ. મહાભારત મોક્ષ ધર્મ ભાગમાં વ્યાસજીની હાલતમાં છોકરાની આશા કરવાના વર્ણનમાં એમ લખ્યું છે કે, "સો વર્ષ મહાદેવની ખીજમતમાં ઉભો રહી વાયુ ખાઈ ગુજારો કરતા" એટલે એટલી મુદત રોઝો રાખ્યો. જુઓ એક બે દિવસનો નહીં પણ સો વર્ષનો રોઝો રાખ્યો. અને તે પણ બચ્ચાંની લાલચમાં, સ્કંદ પુરાણ અ. ૮૦ માં મનોર્થ તૃતિયાવ્રત, ઊધાપન વ્રત, એ બે વ્રતોનું વર્ણન છે. એ બંને વ્રતો ગોરાજી, આશાસામક અને ગણેશજીની બંદગીમાં રખાય છે. જેમકે વ્રત કરનાર પર જરૂર છે કે, વ્રત પુરાં કીધા પછી પુરાણની આ ઈબારત પ્રમાણે અમલ કરે "હાથ બાંધી અરજ કરે કે, ઓ ગોરાજી (પારવતી) આ વ્રત કબુલ થાઓ, અને

અને આ જગ્યા જો હિન્દુઓને શુબહ પડે કે, કેટલાક મુસલમાન મખદુમ જહા-નીયાના નામનો રોઝો રાખે છે. અને કેટલાક હજરત અલી મુરતજા ( રદી ) ના નામનો અને કેટલીક સ્ત્રીઓ સૈયદ સુલતાન, બીબી મુરાદ, અને ગરજના નામનો રાઝો રાખે છે, અને કેટલીક સ્ત્રીઓ છગરીનો.[1] તો તેનો જવાબ આ છે કે, એવા લોકો ગુમરાહ અને શરી-અત વિરૂદ્ધ કરનાર છે. એઓનાં એવાં કામથી અમારા ધર્મપર સવાલ આવી શકતો નથી. કાંજે એ બધાં કામ અમારા ધર્મમાં દુરૂસ્ત નથી, અને જે કોઇ મુસલમાન પુરૂષ કે સ્ત્રી ખુદા વગર બીજા કોઇની તાઝીમમાં નમાઝ અને રોઝો વગેરે બંદગી કરે તે શખ્સ મુશરેક છે.[2]

મારી આશા પૂરી થાઓ, અને ફરી ગોરાજી અને આશાસામકની પૂજા કરીને કહે, ગણેશજી સહીત મેં પૂજા કરી છે." આ બંને વ્રતોના કાયદા લખ્યા પછી મજકુર સ્કંદમાં લખ્યું છે કે, "પારવ-તીજી એ વ્રતનો હાલ સાંભળી ઘણી ખુશી થઈ મહાદેવને વિનંતી કરી કે, ઓ જગતના નાથ આ વ્રતમાં મારી અને આશાસામકની પૂજાનો હુકમ થયો છે. એ કાશીમાં થઈ શકે છે. બીજી જગ્યા કેવી રીતે કરે?" મહાદેવજી સાહેબે ફરમાવ્યું કે, "બીજા દેશમાં સોનાની બે મૂર્તિ બનાવી પૂજા કરે તે પછી મૂર્તિ બ્રાહ્મણને આપી દે" ધર્મ પર્વ મહાભારતમાં લખ્યું છે કે. બ્રહ્મ.એ કહ્યું છે કે, એકાદશીને દિવસે કે જે ફાગણ માસમાં આવે છે. એક રાત દિવસ વ્રત (રોઝો) રાખી કેશું મૂર્તિની પૂજા કરે. જે બ્રાહ્મણ એવી રીતે એકાદશી વદ અને શુદ અમલ કરે અને મહાદેવની પૂજા કરે તે આલમે રૂહાની [આત્મા જગત] માં પહોંચે. અને વેશાખની એકાદશીમાં રોઝો રાખે અને મધુસૂ-દનની પૂજા કરે, અને જેઠની એકાદશીમાં રોઝો રાખે અને વામનજીની પૂજા કરે. એવીજ તરેહ બીજા દિવસોમાં રોઝો રાખી ઘરૂદ દામોદરની પૂજા કરે" આથી સાફ રીતે જણાઈ આવે છે કે, હિન્દુ ધર્મમાં ખુદા વગર બીજાઓની પૂજા અને રોઝા રાખવાનું છે. અને હાલમાં જે એમ ગણાય છે તે માત્ર મુસલમાનોની દેખાદેખી છે.

(૧) એ શબ્દ પંજાબીમાં નાની હાંલ્લીને કહે છે એટલે પંજાબમાં કેટલીક અજ્ઞાન સ્ત્રીઓ. કલીકા દેવીને નામે હાંલ્લી રાખી પૂજે છે. અને તેના નામનો રોઝો રાખે છે.

(૨) રોઝાને ફરજ પાડનાર જે આયત કુરઆન શરીફ સુરાબકર ૨;૧૮૩માં છે તે આ છે "ઓ ઈમાનવાળાઓ રોઝાનો તમો પર હુકમ થયો છે. જેમ કે તમારાથી આગલાઓપર હુકમ થયો હતો શાયદ કે તમો પરહેજગાર થઈ જાઓ." રોઝાથી પરહેજગાર થવાની આશા રખાય, તેનું કારણ એ છે કે, રોઝામાં શહવતને તોડવી છે. અને ખાહેશને ઉખેડવી છે. તે રોઝો ભૂંડાઈ, ઈતરાસ વગેરેને દૂર કરે છે. જગતની લજ્જતો અને ઈચ્છાઓ હલકી કરી નાંખે છે. કેમકે રોઝાથી પેટ અને છુપી જગ્યા બંનેની ખાહેશ તુટે છે. અને જગતમાંતો માત્ર એ બેનેજ માટે બધી કોશીશ થઈ રહી છે. એટલે જે માણસ રોઝો રાખશે તો તે પર એ બંને હલકાં થઈ જવાના અને એનું દુઃખ કમ વેઠવું પડવાનું. તો સિદ્ધ થયું કે, રોઝો હરામ અને ભૂંડાઈથી રોકનાર છે. તે સાથે આ પણ લાગુ પડયું કે, રોઝાથી મતલબ પરહેજગારી મેળવવી છે. વળી જુઓ કે જે ચીજમાં વધારે ખાહેશ હોય છે તેથી બચવું ઘણું કઠણ હોય છે. અને આતો ખુલ્લુંજ છે કે, ખાવું અને સ્ત્રી સમાગમ એ બેમાં બીજી ચીજો કરતાં વધારે ખાહેશ હોય છે ફરી જ્યારે એવી ચીજમાં બચાવ કરવું સહેલ થઈ જશે તો બીજી ચીજને છોડવી મુશ્કેલ પડશે નહીં. તો પરહેજગારી હાંસલ થશે. હવે રોઝા વિષે મોહમ્મદી દીનનો ખુલાસો" વાળો પાના ૬૬માં કહે છે કે, "પરંતુ તે કયા પ્રસંગે કેવા પ્રકારે તથા કેવા ઉદ્દેશથી તે કર્યો હોય તો તેથી કરીને લાભ થાય. એ મોહમ્મદ [સલ]ના ધ્યાનમાં કાંઇજ આવ્યું નથી" એ મિથ્યા છે. કારણ કે કુરઆનના એક શબ્દમાં લાભનું કારણ બતાવ્યું છે. હદીસોમાં તો ઘણા વીસ્તારથી એ બાબત લખાઇ છે કે રોઝો રાખી પાપોથી બચેથી તેનાથી લાભ થશે. જુઓ બુખારી મુસલિમ વગેરે. અને પાદરીઓ રેવરન્ડો અને બીશપો તો રોઝાને ગણતાજ નથી અને કદી રાખતા નથી તો ફરી છગનલાલે જે લખ્યું કે " પરંતુ તે ક્રિયા પ્રસંગે કેવા પ્રકારે તથા કેવા ઉદ્દેશથી તે કર્યો હોય તો તેથી કરીને લાભ થાય" એથી તેને શરમાવું જોઈએ.

# ભાગ ચોથો.

## દાન ( સદકો ) ના વર્ણન વિષે.

જાણવું જોઇએ કે, ઇબાદત બે તરેહપર થાયછે. દેહની અને માલની. દેહની તે કે જે દેહથી થાય. જેમ નમાઝ રોઝો વગેરે. અને માલની તે કે જે માલથી થાય. એટલે પોતાના માલમાંથી કાંઇક ખુદાના નામપર કહાડવું. જેમ [1] નિસાબ જેટલા માલવાળાપર ઝકાત ફરજ છે. અને તેનો નકાર કરનાર કાફેર છે. [2] અને ઇદુલફિત્ર (રમજાનની ઇદ)

---

૧ ચાંદીનું નિસાબ [કારમ] ૨૦૦ દિરહમ જેટલું વજન છે. જેના રૂા. કેટલાક વિદ્વાનોના કહેવા પ્રમાણે ૫૨ થાયછે. અને સોનાનું નિસાબ ૨૦ મિસ્કાલ છે. જેના તોલાં કેટલાક વિદ્વાનોના કહેવા પ્રમાણે સાડા સાત થાયછે. એટલે એટલો અંદાજ થાય અને વર્ષ પુરૂં થાય તેમ તેની અસલ જરૂરીઆતથી બચી રહ્યું હોય તો તેપર જકાત ફરજ થાયછે.

૨ કેટલાક પાદરીઓ કહેછે કે, મુસલમાની ધર્મમાં ખેરાત કરવાનું છે તે સારૂં છે. પણ નિયમ કરી દેવાનું જે મોહમ્મદ (સલ) સાહેબે બંધારણ કીધું છે તેમાં કાંઇ લાભ નથી. તેનો જવાબ કે, બેબલમાં જુઓ તેમાં સાફ લખાયું છે કે, ખુદાએ ઈસ્રાયલ પુત્રાપર દસમો ભાગ (ઉશર) નીમેલો. માત્થી-૨૩;૨૩ તેમ હજરત ઈશુ [અલે]એ ઘણી સંભાળથી અરધો સેકલ (નીમ મીસ્કાળ) નો નિયમ રાખેલો. માત્થી-૧૭;૨૪ જ્યારે બાઈબલ પ્રમાણે નિયમ થવું ઉપયોગી છે, તો ફરી પાદરીઓની નજરમાં આ ઉપયોગી થાય તેમાં શું નુકસાન? યાદ રાખજો કે માત્થી-૧૭;૨૪ માં જે શબ્દ અરધા સેકલનો છે, તે ઉર્દુ બાઇબલ કે જે, મીરજાપુરમાં છપાયલી છે તેમ નવો કરાર ઉરદુમાં લંડનમાં છપાયો છે તેમાં છે. પણ અરબી છપાયલી સને ૧૮૬૦ માં તેમાં એની જગ્યા બે દિરહમ લખ્યા છે અને યુનાનીમાં એની જગ્યા "દદરાખમાં" લખ્યું છે. જેની કીંમત આના ૧૦ થાય છે. અને ગુજરાતીવાળાએ ચાલાકી કરી નિમેલો શબ્દ કાઢી નાંખી તેની જગ્યા "કરનું નાણું" નો શબ્દ લખ્યો છે. જુઓ આ એક શબ્દમાં આટલો ફેરફાર હોવા છતાં પાદરીઓ કહે છે કે, અમારા બાઈબલમાં કોઈ પણ ભાષામાં હોય જરા ફેર નથી. એનો ઈન્સાફ મારા વાંચનારા કરે. હવે "મોહમ્મદી દીનનો ખુલાસો" વાળો દાન ધર્મ ઉપર પાના ૬૬ માં શું લખે છે તે જોઈએ. તે લખે છે કે, કુરઆનમાં બે પ્રકારના કાનુન કહે છે. તેઓ પૈકી એકમાં ધર્મને અર્થે જે પદાર્થ આપવાના તે કયાં કયાં તથા કેટલાં આપવાં એ વિષેનો ઠરાવ કર્યો છે. એટલે ઢોરો પૈકી ઊંટ, ગાય, તથા ઘેટાં, એઓ સિવાય પૈસા તથા અનાજ અને ફળો પઈકી ખજુર બીદાના ( દ્રાક્ષ ) સર્વ પ્રકારનો માલ. આ સર્વનો ૪૦મો ભાગ અથવા કીંમત ગણીને સેંકડે દોઢ પ્રમાણે આપવાનો ઠરાવ છે." ,પાદરી છગનલાલે આ વાત લખી પોતાની અજ્ઞાનતા જાહેર કરી છે. એટલુંજ નહીં પણ પ્રસ્તાવનાના બીજા પાનામાં જે પોતાની માહેતગારી કુરઆન શરીફ વિષે જાહેર કીધી છે તેનું ખોટાપણું પણ આ લખાણથી પ્રસિધ્ધ થાયછે. તે એવી રીતે કે કુરઆનમાં કેથે એમ નથી બતાવ્યું કે, ધર્મને અર્થે (જકાતમાં) જે પદાર્થ અપાય તે કયા કયા તથા કેટલા કેટલા આપવા. એનો ખુલાસો હદીસ શરીફમાં છે. કુરઆનમાં નથી. વળી એ સર્વમાંથી ૪૦મો ભાગ અથવા કીંમત ગણી સેંકડે દોઢ પ્રમાણે આપવાનો જે ઠરાવ છગનલાલ કહે છે એ તો જેમ કુરઆનમાં નથી તેમ હદીસમાં પણ નથી. હદીસમાં તો દર ૫) ઊંટ ઉપર એક બકરી આપવી મુકરર છે, તેમ ૨૫ સુધી દર પાંચ ઊંટે એક બકરી મુકરર છે. જ્યારે ૨૫) ઊંટ થાય તો તેપર વર્ષ દહાડાનું ઊંટ લાગુ પડે છે. ફરી જ્યારે ૩૬ થાય તો તેપર બે વર્ષનું ઊંટ ઠેરવાય છે. ઈત્યા. ગાયમાં એવો નિયમ છે કે, ૩૦ ઉપર વર્ષનો વાછરડો કે વાછરડી આપવી ઈત્યા. બકરાં ઘેટામાં ૪૦ ઉપર એક બકરૂં અને ૧૨૧ ઉપર બે બકરાં ઈત્યા. અને એ વગર જમીનના પાક ઉપર કેથે ૧૦મો ભાગ આપવાનો નિયમ છે અને કેથે ૨૦મો ભાગ. આ સર્વ પદાર્થો પછી જનાવર હોય કે જમીનનો પાક હોય તેમાંથી મજકુર કાયદા પ્રમાણે આપવાનો નિયમ છે. અને તે જનાવર કે તે પાક નહીં આપે તો જે જનાવર કે પાક તેને માથે આપવું લાગુ પડે તેની કીંમત આપે. ફરી તે સેંકડે દોઢ કેમ થયો? જ્યારે અસલ માલમાં સેંકડે દોઢની

નો સદકો અને ઇદુદ દોહા ( બકરીઈદ ) ની કુરબાની શક્તિવાળા ઉપર વાજેબ છે. [1] અને

નિસબત નથી તો તેની કીંમતમાં તે કેમ નિસબત થાય ? એ હીસાબ જાણનારપર કાંઈ છુપું નથી. વળી ખાસ સોના ચાંદીમાં કેટલું આપવું તે હદીસ શરીફમાં આવી રીતે છે કે, જ્યારે ૨૦ મીશકાલ ( એક તોલ છે ) સોનું હોય તો અરધો મીશ્કાલ સોનું આપવું. અને ચાંદી ૨૦૦ દિરહમ હોય તો પાંચ દિરહમ આપવા હવે વિચાર કરો કે, વીશ મીશકાલમાંથી અરધો મીશકાલ તેમ ૨૦૦ માંથી પાંચ એ ૪૦મો ભાગ થાયછે કે ૪૧મો ભાગ ? આવી અણસમજાઈની વાતો લખી " મોહમ્મદી દીનનો ખુલાસો " નો કર્તા ઈસલામી ધર્મમાં તે માહેતગાર છે એમ બતાવવા ચાહે છે. ફરી તે આગળ જઈ પાના ૩૭માં લખે છે કે, દાન ધર્મ કરવું એ સારૂં છે. પણ તેને યોગે માણસનું તારણ થશે એવું કહેવું તે ભૂલ ભરેલું છે. ઈશ્વી શાસ્ત્રમાં સાફ કહેલું છે કે, નિયમ શાસ્ત્રના કરમોએ કરીને કોઇનું તારણ થનાર નથી. એનો પેહેલો જવાબ તો એજ કે ઈશ્વી શાસ્ત્રના નિયમ પ્રમાણે કોઈ પણ ખ્રીસ્તીનું અને મુખ્ય કરી છગનલાલનું કોઈ પણ રીતે તારણ થનાર નથી. તેનો ખુલાસો લંબાણથી પૃષ્ટ ૧૧૯—૭ માં લખી ગયો છું. વળી આટલું સમજતો નથી કે, " ઓ વ્યર્થ માણસ કરણીઓ વગર વિશ્વાસ નિર્જીવ છે એ શું તું જાણવા માગે છે ? આપણા પુર્વજ ઈબ્રાહીમે યજ્ઞવેદીપર પોતાના દીકરા ઈસહાકનું અર્પણ કીધું તેમાં કરણીઓથી શું તે ન્યાય ઠરાવાયો નથી? તું જુએ છે કે તેનો વિશ્વાસ તેની કરણીઓ સાથે હતો ને કરણીઓથી વિશ્વાસ પુરો થયો (યાકુબ ૨; ૨૦) એ માટે તમે જુઓ છો કે, એકલા વિશ્વાસથી નહીં, પણ કરણીઓથી માણસ ન્યાય ઠરાવાય છે. ને તે પ્રમાણે જ્યારે રહાબ કસબેણે જાસુસોને આવકાર દીધો અને તેઓને બીજે રસ્તે બહાર મોકલ્યા ત્યારે તે પણ શું કરણીઓથી ન્યાય નહીં ઠરાવાય ? યાકુબ ૨; ૨૪ આથી સિદ્ધ થાય છે કે, કરણીની જરૂર છે, અને તેથી રાસતબાજ ( ન્યાય ) ઠરે છે. માત્થી ૭; ૨૧, જે મને પ્રભુ પ્રભુ કહે છે તે સર્વ આકાશના રાજમાં ( જન્નતમાં ) પેસશે એવું નહીં, પણ આકાશમાંના મારા બાપની ઇચ્છા પ્રમાણે જે કરે છે તે પેસશે. એવીજ તરેહ લુક ૬; ૪૬ લુક ૧૩; ૨૭માં પણ છે. આથી સિધ્ધ થાય છે કે, કરણીથી ન્યાયી ઠરે છે. આથી તમો સમજ્યા હશો કે, છગનલાલ જેમ કુરઆન શરીફથી અજ્ઞાની છે, તેમ બાઈબલથી પણ છે. યાદ રાખશો કે, મુસલમાની ધર્મમાં મુક્તિ ખુદાના ફજલ અને તેના રહમથી છે. જેપર તેનું ફજલ થયું તેની મુક્તિ થઈ અને બધાં સારાં કર્મો તેના ફજલ અને રહમ મેળવવાના સાધન છે. વાંચો કુરઆન સૂરા દોખાન ૪૪; ૪૨, ૫૭ સૂરા નુર ૨૪;૧૪ સૂરા જાસેયા ૪૫;૩૦.

૧ કુરબાનીમાં જાનવર વધ કરવામાં આવેછે તે પર કેટલાક હિન્દુઓ સવાલ કરે છે, તે સવાલ તથા જવાબ કરતા પોતે આગળ લખશે જેથી હું અહીં લખતો નથી. પણ કુરબાની વિષે બાઈબલમાં શું હુકમ છે તે આપણે વાંચીએ. લેવી ૧૭;૧૧માં કુરબાની કરવાનો હુકમ છે અને જેથી છુટકારો થવાનો લાભ બતાવ્યો છે. અને ગુનહાઓના કફારા ( પાપાર્થાપરણ ) ને લીધે વધ કરવાનું બાઈબલમાં અનેક જગ્યાએ લખ્યું છે. વાંચો લેવી ૫;૬: ૧૪;૨૨:૧૫; ૧૫-૩૦, વગેરે. હવે ખ્રીસ્તીઓ કહેછે કે, વધ કરવાથી કાંઇ પાપ માફ થતું નથી પણ એ વધ કરવું ઈશુ ( અલે ) ના વધ કરવાની નિશાની હતી. પાપીનું પાપ વગર સજા આપે માફ થઇ શકતું નથી, જેથી ખુદાએ કૃપા કરી લોકોનો છુટકારો આપવા પોતાના વાહાલા છોકરાનો વધ કીધો. એનો જવાબ કે જાનવરોનો વધ કરવું ઇશુના વધ થવાની નિશાની હતી તેની સાબિતી શી ? વળી આગલા લોકોમાં જો બાઈબલના હુકમ પ્રમાણે વધ કરવા છતાં પાપ માફ નહીં થયાં હોય તો એમ લાગુ પડવાનું કે, ખુદાએ તેઓને ઠગ્યા, અને ખોટું બોલ્યો, કે ગુનાહોના કફારામાં કુરબાની કરો. પણ એમ થવું તો ખોટું છે, તો આજ કહેવું પડવાનું કે, તેઓનાં પાપ કુરબાનીથી માફ થતાં હતાં. ત્યારે ખ્રીસ્તીઓના પણ તેવી રીતે માફ થતે. ફરી ઈશુ (અલે) ને વધ થવાની શી જરૂર હતી. જો જાનવર વધ થવું ગુનહાના કફારા માટે અકલ વિરૂધ્ધ છે તો જગતના પાપમાં નિષ્પાપીને મારી નાંખવું કયી અકલને માફક છે. વળી હજકીઆલ ૧૮;૨૦થી માલમ પડેછે કે, ન્યાયીનું ન્યાયીપણું તેનાપર તેમ દુષ્ટનું દુષ્ટપણું તેનાપર કોઈ કોઈના પાપમાં પકડાય નહીં. આથી સિધ્ધ થાય છે કે, ઈશુ ( અલે )નું લોકોનાં પાપ માટે પકડાઈ જવું

**એ વગર બીજી ખેરાત નફીલ વગેરે છે. તો અમો લોક એ દરેક તરેહની ઇબાદતને ખુદાને રાજી રાખવા અને તેના તકરરૂબ મેળવવાને કરીએ છીએ. અને ખુદાથીજ આશા રાખીએ છીએ કે, એ કામોના કરવાથી અલ્લાહતઆલા અમારેથી ખુશ થાય, ને ખુદાથીજ ડરીએ છીએ કે, જે બંદગી જરૂર જેવી છે, જો તેને અમો અદા નહીં કરીશું તો ખુદા ખફા થશે. મતલબ કે દરેક તરેહની બંદગી પછી તે માલની હોય કે દેહની હોય ખુદાનેજ પાસે થવા (ફુરખત હાસલ કરવા) ને અને તેથીજ ડરીને અને આશા રાખીને અમો લોક બંદગી કરીએ છીએ.**

---

ખોટું છે. વળી હું પુછું છું કે ઈશુને વગર સુળી દીધે ખુદા લોકોનાં પાપ માફ કરી શકતો હતો કે નહીં? જો કહોકે નહીં, તો માત્થી ૬; ૯માં જે માફી માગવાની દુવા ઇશુ ( અલે ) એ બતાવી તે નકામી થઈ. એટલુંજ નહીં પણ દીવાનાપણું થવાનું. કારણકે, ખુદામાંતો માફ કરવાની શકિત નથી ને તમો માફી માગી તેને ખીજવો છો. ને જો કહો કે ખુદા માફ કરી શકે છે તો ફરી નિરપરાધી ઈશુ ( અલે ) ને મારવાની શી જરૂર હતી? વળી લોકોની માફી થવી ઈશુ ( અલે ) ના વધસ્તંભે ચડવાપર અટકી હોત તો કોઈનાં પાપ ઈશુ ( અલે ) ના મરાયા પેહેલાં માફ થતે નહીં. પણ માત્થી ૯; ૨-૬થી માલૂમ પડે છે કે, ઈશુ ( અલે) એ એક પક્ષાઘાતી (ફાલેજ વાળા)ના પાપ માફ કીધાં હતાં. એટલુંજ નહીં પણ એમ પણ કહ્યું કે, માણસના દીકરાને પૃથ્વીપર પાપોની માફી આપવાનો અધીકાર છે. લુક ૭; ૪૭થી માલૂમ પડે છે કે, ઈશુ ( અલે ) એ એક સ્ત્રીનાં પણ પાપ માફ કરેલ. વળી જો ઈશુ ( અલે ) લોકોની માફી માટે વધસ્તંભે ચડવા દુન્યામાં આવ્યા હોત તો તેઓ ખુશીથી થંભે ચઢતે, ને મોટે ઘાંટે બુમ પાડી એમ કહેત નહીં કે, " ઓ મારા ખુદા, મારા ખુદા, તેં મને કેમ મુકી દીધો " માત્થી ૨૭;૪૬, માર્ક ૧૫;૩૪, પોતાનો દીકરાનો ઓધ્ધો ભુલી બાપ કહેવાનું વીસરી ગભરાટમાં ખુદાનો શબ્દ કાઢયો. તેમ મરવાથી ગભરાતે નહીં. વળી એમ પણ કહેત નહી કે, " જો થઇ શકે તો આ વાડકો ( મોતનું પ્યાલું ) મારાથી દુર કર " માત્થી ૨૬;૩૭-૪૦ આથી સિદ્ધ થાય છે કે, ઇશુ ( અલે ) બાઈબલ પ્રમાણે ખુશીથી મરાયા નહીં. વળી જુઓ કે, જો કફારો ખરો હોય તો યહુદા ઈશ્કારીઓતે ઈશુને પકડાવવામાં ઘણું સારૂં કમ કીધું કે તેણે સર્વ ખ્રીસ્તીઓને એવું કરી છોડવ્યા ને તેને ઘણું પુણ્ય મળવું જોઇએ. છતાં તેને માટે ઈશુ સાફ કહે છે કે, " જે માણસથી દીકરો ( ઇશુ ) પકડાય છે તેને અફસોસ છે! માત્થી ૨૬;૨૪ અને પકડાવનારો એજ યહુદા છે, માત્થી ૨૭; ૩, વળી ઈશુ કહે છે " આજ ઘડીથી તમે જોશો કે, માણુસના દીકરાને કુવતના જમણા હાથપર બેસતો તથા આકાશના મેઘો ઉપર આવતો જોશો. માત્થી ૨૬; ૬૪ તથા, ઈશુએ તેઓને કહ્યું કે, હજી થોડીવાર હું તમારી સાથે છું પછી જેણે મને મોકલ્યો છે તેની પાસે જઈશ. તમે મને શોધશો પણ હું નહીં જડીશ; ને જ્યાં હું છું ત્યાં તને આવી નહી શકતા " યોહાન ૭; ૩૩,૩૪, આથી સાફ માલૂમ પડે છે કે, ઈશુ ( અલે ) આકાશપર ચાલ્યા ગયલા અને બીજો કોઇ મરાઈ ગયલો. કેમકે રૂણી મરી જાએ તેની કોઈ ઢુંઢ કરતું નથી પણ જો જીવતો કેથે ચાલ્યો જાએ તો તેની ઢુંઢ થાએ છે. એજ કારણથી મુઆ પછી કબરમાંથી નીકળી જે દેખાયો તેને શિષ્યોએ ઓળખ્યો નહીં. લુક ૨૪;૩૭ જો મરાઇલો ઈશુજ હોત તો બે દિવસમાં તેથી અંજાણ થાત નહીં તેમ દેખાઈલાને કહેવું પડતે નહી કે, મારા હાથ પગને જુઓ લુક ૨૫; ૩૯ શું ઈશુની શીકલ મર્યા પછી બદલાઈ જશે એમ કેથે કહેલું છે? એ વગર બીજા ઘણા દાખલા છે કે, જેથી સિદ્ધ થાય છે કે, ઈશુની શુળી થઈ નથી. જો કોઈને એ વિષે વધારે જોવું હોય તો " નવિદેજાવિદ " " દોલતે ફારૂકી " જુએ આવા પુખ્ત કારણોને લીધે ખ્રીસ્તીઓનાં ઘણાં ટોળાં જેમકે બાસલીદી રુરંથી, કારપોકરાટી, દોસીતી, ગનાસ્તી, અરમની, નાજેરી અને થોઈ, ઈશુ ( અલે )ને થંભે ચઢાવાનો સાફ નકાર કરતાં. વિચારવું જોઈએ કે, જેનાપર મુકિતનો આધાર હોય અને વિશ્વાસનો પાયો હોય તેમાં આટલા બધા ટોળાંવાળા કે જેમાં સેંકડો પાદરીઓ વિદ્વાનો થયલા તે કેમ નકાર કરે?

અને હિન્દુ લોક ખુદા વગર બીજાને પાસે થવા અને તેથી આશા રાખી અથવા તેઓથી બીહીને દેહની કે માલની બંદગી કરે છે. દેહની બંદગી તો આથી પેહેલાં વર્ણાઇ ગઇ. અને માલની બંદગી જેમ દેવીને માટે જીવતો બકરો ચઢાવવો અથવા જાનથી મારી નાખવો અને દેવતાઓને નામે માલમાંથી ભાગ કહાડવો અને હોમ કરવો અને દેવતાઓની માનતા કરવી. [1]

જો કોઇ હિન્દુ એમ કહે કે, કેટલાક મુસલમાનો પણ પીરસાહેબ અથવા સૈયદ સુલતાન ( ૨૯ ) નો ૧૦મો ભાગ પોતાના માલમાંથી કહાડે છે. અને કેટલાક પોતાનાં બચ્ચાંઓને પીરસાહેબના દસોંધી ( બાળકા, ગુલામ ) બનાવી તેની કીંમત ઠેરવી તેનો ૧૦ મો ભાગ પીરસાહેબને નામે આપે છે. અને કેટલાક પોતાના પાકમાંથી હજરત અલી મુરતજા ( ૨૯ ) નું દાણુ કહાડે છે, અને કેટલાક કોઇના નામપર પોતાના ઘરેણાને ઘોઇ રાખી મુકે છે. અને કેટલાક પીરોથી બીહીક અને તેઓથી આશા રાખી તેઓની નજર (બાધા) આપે છે. અને કેટલાક પીરોને નામે માનતા માને છે. અને કેટલાક પીરોને નામે જાનવર વધ કરે છે. અથવા છોડી દે છે. કેટલાક કબરોપર બકરો વગેરે ચઢાવો ચહડાવે છે. તો એનો જવાબ કે, એ લોકો જાહેલ અને માર્ગ ભૂલેલા (ગુમરાહ) છે. અને એ કામોમાંથી એક પણ અમારા ધર્મમાં દુરૂસ્ત નથી, અને તમારા ધર્મમાં સર્વ દુરૂસ્ત છે. અમારા ધર્મમાં બંદગી ખરી તે દેહની હોય કે માલની હોય ખુદા વગર બીજા કોઇની તકર્રુબમાં ( પાસ મેળવવા ) કરવી દુરૂસ્ત નથી. અને ખુદા વગર બીજાઓથી આશા અને બીહીક રાખવી અથવા નફો નુકસાન સમજવા દુરૂસ્ત નથી.

---

[1] કેટલાક હિન્દુઓ એના જવાબમાં કહે છે કે, હિન્દુઓ એવું કરે છે ખરા પરંતુ એવું કરવું અજ્ઞાનીનું કામ છે. અને તેથી હિંદુ ધર્મ ઉપર બટો આવે નહીં. તેનો ઉત્તર આ છે કે, આટલું તો તમે માનો છો કે, એ અજ્ઞાનીઓનું કામ છે, એટલે તે ખોટુંજ હોવું જોઈએ. તો જો આપના ધર્મ પુસ્તકમાં નીકળે તો ફરી આપના માનવા પ્રમાણે પણ હિન્દુ ધર્મપર બટો લાગવાનો, હવે આપણે તમારાં ધર્મી પુસ્તકો તપાસીએ. કૃષ્ણ ગીતા અધ્યાય ૨માં કૃષ્ણજી હુકમ કરે છે કે, " દેવતાઓને માટે યજ્ઞ કર, કે તે તારો બેલી થાય. જે દેવતાઓની માનતાઓ કરશે તે દેવતા તેની ઇચ્છા પુરી પાડશે. " એવીજ તરેહ માસ્કલ ઉપનિષદ વગેરેમાં છે. વળી જુઓ કે, કાશીમાં ત્યાંના મોટા મોટા પંડિતોએ મહાકાળી દેવીને માટે એક જુવાન છોકરાને કાપી ભોગ આપ્યો હતો એ વર્તમાનપત્ર વાંચનારપર કાંઈ છુપું નથી, વાંચો તા૦ ૧૭ આગષ્ટ સને ૧૮૯૩ નું દેશીમિત્ર તથા તા૦ ૧૦મી આગષ્ટનું મુંબઈ સમાચાર. કેટલાક હિન્દુઓ કહે છે કે, હિન્દુઓમાં હોમ કરે છે ખરા પણ તેમાં દોષ નથી. મુસલમાનોના પુસ્તકોમાં છે કે, હાબીલની કુરબાની અગ્નિમાં બળી હતી. તેનો જવાબ કે તે વખતમાં સદકાનું લેનાર કોઈ હતું નહીં, વળી હાબીલના સદકાને તો આકાશથી અગ્નિએ આવી બાળેલું તેમાં માણસ માલને તફરખાં કરનાર ગણાય નહીં. પણ તમારા હોમમાં તો માણસ પોતાની હાથે અગ્નિ સળગાવી તેમાં માલનો નાશ કરે છે. આર્યાઓના દયાનંદે શતપત બ્રહ્મણને માન્યું છે તેના પ્રમાણ તેણે વાપર્યા છે. તેના કાન્ડ ૧ અ૦ ૨ બ્રા૦ ૩ કન્ડકા ૬, ૬ માં છે કે સર્વથી પ્રથમ દેવતાઓએ એક માણસનો હવન કર્યો જ્યારે તેને કુરબાની કરી અગ્નિમાં નાખ્યો તો તેમાંથી ખુશબો નીકળી ઘોડામાં ઘુસી. તેઓએ તેને પણ કુરબાની કરી હવન કર્યો જ્યારે તે અગ્નિમાં નખાયો તો તેમાંથી ખુશબો નીકળી બળદમાં ઘુસી. તેએએ તેને પણ કુરબાની કરી હવન કર્યો જ્યારે તેની ખુશબો નીકળી બકરીમાં ઘુસી. તો તેએએ તેની પણ કુરબાની કરી. વળી શતપત કાન્ડ ૧ અ. ૧ બ્રા. ૪ કન્ડકા ૧૪ માં પણ માણસનો તેમ કેટલાક પશુઓની કુરબાનીનું વર્ણન છે.

## ભાગ પાંચમો.

### હજજનાં વર્ણન વિષે.

અમારા ધર્મમાં દરેક શકિતવાળા મુસલમાનપર જે માર્ગ ખરચ અને સ્વારી રાખતો હોય, અને જેઓનું પાલણ પોષણ એને માથે હોય તેને પણ આપી શકતો હોય. અને માર્ગમાં પણ શાન્તી હોય, તો એકવાર કાબા શરીફની હજ કરવી ફરજ છે. અને કાબાને મક્કા ( મોઅજજમા )માં એક મુબારક ઘર છે. ખુદાનો હુકમ છે કે, જ્યારે કોઇ નમાઝ પઢે તો કાબાની તરફ મ્હોં રાખીને અદા કરે. અને એ તરફ વગર બીજી તરફ મ્હોં કરી સિજદો કરવો મના છે. અને એ સિજદો કાંઇ એ ઘરને થતો નથી. પણ સિજદો તો ખુદાનેજ છે. ( માત્ર ) એ ઘરના તરફ મ્હોં કરવાનો હુકમ છે,[1] તો તે ઘરની બુજરગી અને શરાફતને લીધે ખુદાએ તે ઘરને સર્વ મુસલમાનો માટે કિબલો બનાવ્યો છે. ફરી અમો મુસલમાનો ત્યાં જઇને ખુદાની પાકી ( તસબીહ, સફાઇ ) અને પોતાની આજેઝી બ્યાન કરીએ છીએ. અને તે મુબારક ઘરનો તવાફ ( પ્રદિક્ષણા ) કરીએ છીએ. અને કાબા શરીફની પાસે એક અરફાત ( નામનું મેદાન ) છે, ત્યાં અરફાને દિવસે ઉભા રહીએ છીએ, અને થોભીએ છીએ. અને જે કોઈ હજજ કરે છે તેના એથી પહેલાં કીધેલાં પાપોને ખુદાતઆલા માફ કરે છે. અને કાબા ઘર વગર બીજા કોઈ ઘરપર હજની નેયતથી જવું દુરસ્ત નથી. એટલુંજ નહીં પણ શિર્ક છે.[2]

---

[1] કેટલાક પાદરીઓ મુસલમાની ધર્મથી અજ્ઞાની રહી એટલુંજ નહીં પણ પોતાના ધર્મથી પણ અજ્ઞાની રહી કહે છે કે, કોઈ ઘરના તરફ સિજદો કરવો બુતપરસ્તીજ છે. અને મોહમ્મદ(સલ) સાહેબે મકકાના મૂર્તિ પૂજકોનું દિલ રાખવા કાબાની તરફ મ્હોં કીધેલું. તેનો જવાબ કે કાબાની તરફ મ્હોં કરવું કુરઆન શરીફના હુકમથી છે. ( સુરાબકર ૨;૧૫૦ ) વળી ખુદાના હુકમ પ્રમાણે ખુદાને માટે એ ઘર તરફ મ્હોં કરી સિજદો કરવો એને બુતપરસ્તી સમજવી પાદરીની બેવકુફાઈ છે, જુઓ ગીત ૧૩૮;૨ " હું તારા શુધ્ધ મંદીરની તરફ સિજદો કરીશ. ગીત ૫;૭ હું તારા શુધ્ધ મંદીરની તરફ નમીશ " એ વગર બીજી ઘણી કલમો છે. પાદરી સાહેબ કાબાની તરફ સિજદો કરવો તો તમને મૂર્તિ પૂજા લાગે છે ત્યારે આ બાઈબલના લખાણને મૂર્તિપૂજા કેમ નથી સમજતા? માલુમ પડે છે કે, પાદરીને ધોકો દેવો મંજુર છે. અથવા તો તે બૈબલથી અજ્ઞાન છે અથવા તેને બૈબલની કલમો ખોટી લાગે છે.

[2] હજના કામોપરથી કેટલાક અજ્ઞાનીઓ ખોટા ખોટા સવાલો કરે છે. તે સર્વનો જવાબ જો વાંચવો હોય તો, એજ બાબતમાં રચાયલી કિતાબ નામે " ગાયતુશ—શોહર, ફિ-હોજજે હજજીલ મબરૂર " જુઓ. એ કિતાબ ૪૩૪ પાનાની કલકત્તામાં છપાઈ છે, અને નોલકીશવર પ્રેસમાં પણ છપાઇ છે. એના કર્તાએ સામેવાળાઓના સવાલોનાજ જવાબો આપ્યા છે એમ નહીં, પણ પોતાની તરફથી પણ સવાલો ઘડી જવાબ આપ્યા છે. પણ આ જગ્યામાં " મોહમ્મદી દીનનો ખુલાસો " વાળો હજજ ઉપર શું લખાણ કરે છે તે વાંચીએ. પાના ૩૮માં હજરે અસવદ વિષે લખેછે કે, તેના વિષે એવી દંત કથા છે કે, આ પથ્થર પ્રથમ આદમની સાથે આસમાનથી આવ્યો " એની આગળ લખ્યું છે કે, " દરેક હજજ કરનારા ભકિતભાવથી તેનું ચુંબન કરે છે. " એનો જવાબ કે, હજરત આદમ ( અલે ) આકાશથી લાવ્યા તેમાં સવાલ શો? જો નહીં લાવી શકતા હોય અથવા નહીં લાવ્યા, એવો કોઈ પુરાવો હોય તો લખો. વળી મુસલમાનો " અલ્લાહો અકબર, " કહી ખુદાની સ્તુતી કરી તે પથ્થરને ચુંમે છે ખરા, તેમાં તે પથ્થરની કોઈ તરાહની પૂજા નથી. એને ચુંમવાનું કારણ એકતો એજ કે, ખુદાનો હુકમ છે. ફરી તેપર સવાલ કરવો નકામો છે. અને બીજું કારણ એ

અને હિન્દુઓની તીર્થની જગ્યા ફેરફાર છે. પોતાના પૂજ્યોના નામે જે જગ્યા ઠેરવા· યલી છે ત્યાં જાય છે. અને ત્યાં જઇ પોતાના માબુદોની પૂજા કરે છે. તો તે તીર્થો સેંકડો

---

છે કે, મોહમ્મદ ( સલ ) સાહેબે એને ચુમો દઈ એવો ગુણ બતાવ્યો છે કે, એ આપણો સાક્ષી છે એટલે તેથી તેપર પ્રેમ કરીએ છીએ ફરી તેમાં શક શું ? એક પાદરી સાહેબે ઉપલા જવાબ પર સવાલ કીધો કે, પથ્થર કેમ કરીને સાક્ષી થાય ? એતો વગર જીવનો છે. એનો ઉત્તર મેં આપ્યો કે, સાહેબ આપ પાદરી થઈ બાઈબલ વાંચતા નથી. બાઈબલમાં તો પથ્થરને સાક્ષી રાખેલો છે. એ સાંભળતાંજ મારા ઉપર ગુસ્સે થઇ ગયા. અને કહેવા લાગ્યા કે, બાઈબલમાં કયાં છે. ત્યારે મેં કહ્યું કે, લો વાંચો. યહોશુઆ ૨૪;૨૭, અને યહોશુઆએ સર્વ લોકોને કહ્યું કે, જુઓ આ પથ્થર આપણામાં સાક્ષી થશે. કેમકે ખુદાએ પોતાની જે સર્વ વાતો આપણી આગળ કહી તે સર્વ એણે સાંભળી છે. તો એ તમારા વિષે સાક્ષી થાય. રખે તમો પોતાના દેવ વિષે જુઠું બોલો " એવીજ તરેહ ઉત્પત્તિ ૩૧;૪૮ માં પણ છે. બાઇબલમાં આ કલમોને જોતાંજ પાદરી સાહેબ ઠંડા થઈ ગયા. ફરી તેજ પાનામાં લખે છે કે, " આ પથ્થર વિષે હિન્દુ લોકોમાં એવી દંતકથા ચાલે છે કે, તે શિવનું લિંગ છે" તેનો જવાબ કે, એનો પુરાવો શો ? કયી દંતકથામાં છે ? ને જો હોય તોબી તેમાં નુકસાન શું? તેઓ તો એમ પણ કહે છે કે, " રામ અને રહમાન, મહાદેવ અને આદમ, હવા અને પારવતી, કૃષ્ણ ને ક્રાઈસ્ટ સર્વ એક છે. " તો શું એ પણ ખરૂં છે ? તેમ લિંગને પણ જોઇએ કે, પાદરી સાહેબ ધ્યાનમાં લ્યે. ફરી કહે છે કે, " અસલના અરબ લોક બુતપરસ્ત હતા, ત્યારે તેઓ શિવલિંગની પૂજા કરતા તે પૂજા હજુ સુધી મુસલમાનોમાં રહેલી છે. " એનો જવાબ કે, અરબો મૂર્તિપૂજકો હતા એ ખરૂં, પણ લિંગ પૂજતા તેનો પુરાવો શો ? તેઓનું ધર્મ આ હિંદુઓના ધર્મ સરખું હતું ? વળી જો તકરારની ખાતર માની પણ લઇએ કે તેઓ લિંગ જાણી પૂજતા હતા તેમાં મુસલમાનોને શું ? શું મુસલમાનો તેને પૂજે છે ? મુસલમાનો તો તેને પૂજવાને કુફર સમજે છે. વળી બાઈબલમાં છે કે, યાકુબે પથ્થરપર તેલ નાંખ્યું એ લિંગ પૂજા કે હજર અસવદને ખુદાનું નામ લઇ ચુંમવું તે લિંગ પૂજા? જુવો ઉત્પતિ. ૨૮; ૧૮, ૩૫; ૧૪ આ કલમોમાં એમ પણ 'લખ્યું' છે કે, તે જગ્યાનું નામ યાકુબે બેથેલ એટલે બૈતુલ્લાહ પાડયું. આથી મારા વાંચકો તમો પોતે સમજી લો કે, પાદરીનું એમ કહેવું કે, " તે પૂજા મુસલમાનોમાં હજુ સુધી ચાલુ છે. " એ કેટલા દરજાની ભૂલ છે. ફરી લખે છે કે, " આ પવિત્ર મસીદની ઉત્તર દિશાએ એક સફેદ પથરાઓની કબર છે " એ પણ ખોટું છે. તે જગ્યાએ એટલુંજ નહીં પણ આખી મસ્જીદમાં કેથે કબર બનેલી નથી હા, તે જમીનમાં સેંકડો પેગમ્બરો દફન થયલા, એમ હદીસ શરીફમાં છે. પણ એકે કબર માલૂમ પડતી નથી. વળી " ઝમઝમ " વિષે લખે છે કે, " પાણી વીના તે ( હાજેરા ) ઘણી વ્યાકુળ થઈ ત્યારે ખુદાના ફિરસ્તાએ પાણીનો વીરડો તેને દેખાડયો એજ તે છે. એવું તેઓ કહે છે. " એમાં સવાલ શું ? વળી પાદરી કહે છે કે, " એવું તેઓ લોક કહે છે " એટલે મુસલમાનોજ એમ કહેનારા છે. પણ પાદરીને એટલી ખબર નથી કે, એ " ઝમઝમ "ના કૂવાનું બ્યાન તો બાઈબલમાં પણ છે. જુઓ ઉત્પતિ ૨૧;૧૯ ફરી કહે છે " જેમ હીંદુઓ કાશીમાં ગંગાનું પાણી પવિત્ર માનીને તેને કાવડામાં ભરીને દૂર દેશાંતર લઈ જાય છે. તેજ પ્રમાણે મુસલમાન હાજીઓ ઝમઝમનું પાણી પવિત્ર ગણી તેની બાટલીઓ ભરી દેશ દેશ લઈ જાય છે." તેનો જવાબ કે એમાં દોષ શું છે? છગનલાલ મુસલમાનોની રદ કરવા તો તૈયાર થયો, પણ આટલીબી ખબર નથી કે, જે જગ્યા ઇશુ (અલે) એ પાપની માફીનું બાપ્તીસ્મા પામેલું તે જગ્યા હજારો ખ્રીસ્તી વરસો વરસ જાયછે. અને તે જગ્યા સ્નાન કરેછે. અને ત્યાંનું પાણી તબરૂકની રૂએ બાટલીઓમાં ભરી લઈ જાય છે. જુઓ પાદરી જોસફ જેકોબ સાહેબની પવિત્ર કિતાબની " જોગરાફ્યા " પૃષ્ટ .૨૩. કેટલાક હઠીલા પાદરીઓ કહે છે કે, ઝમઝમનું પાણી ગંધુ કોલેરા ઉત્પન્ન કરે છે. અને " કરનેલ્યુસ ફાનડીક " પોતાની જોગરાફ્યા નામે " મીર અતુલ વદીઆ, ફીલકોસ્તીલ-અરદીઆ " ના પૃષ્ટ ૨૨૯માં લખે છે કે, ઝમઝમનું પાણી પીવાને લાયક નથી. કેમકે તેથી ફુલ્લી ફ્ણુસી પેદા થાય છે. પાદરીઓના કહેવામાં અને કરનેલયુસના કહેવામાં ઘણો ફરક છે. તે ઉપર

છે. જેમ કોરક્ષેત્ર, ગંગા, જમના, જ્વાળામુખી, કાંગડા, ચંતપુરની, મનસાદેવી, આસાદેવી, બાળાસુંદરી, જેનતી, ભદ્રકાળી, અષ્ટભુજી, વૃંદરાવંદ, મથુરા, દુવારકા, કાશી, જગન્નાથ, બદરી, કેદાર, ગયા, ફેકર, હીમાચલ અને એ વગર બીજી પણ છે. પણ એ જગ્યાઓ પર

---

હું મારૂં લખાણ નહીં ચલાવતાં તે અણસમજેને એમ સમજાવું છું કે, ભાયો કૂવાના પાણી બગડવાના ત્રણ કારણ હોય છે. ૧ કોઈ ખરાબ વસ્તુ અંદર પડે. ૨ કોઈ ખાણ પાણીની નીચે આવી હોય. ૩ પાણી એક લાંબી મુદત ઠરી રહી કોહ્યું હોય. હવે આપણે ઝમઝમને જોઈએ તો તેમાં કોઇ ગંધી વસ્તુ પડતી નથી. અને કેમ કરીને પડે તેમાં કોઈપણ વસ્તુનું નાખવું શરીઅતમાં મળે નહીં. તેમ કોઈ કાંઈ નાંખતું પણ નથી. કે આપો આપ પણ તેમાં કાંઈ પડે તેમ નથી. તે કૂવો પાકા મકાનમાં છે અને કૂવાની દીવાલ માણસના કદ જેટલી ઊંચી છે. અને પાણી ભરનારાને દીવાલ પર ચહડીને પાણી ભરવું પડે છે. એટલે તે ઘરમાં કોઇ નાહે તોપણ એક છાંટો કૂવામાં પડે નહીં કે જેથી તે પાણી બગડે, અને જો કોઈ ખાણ, ધાતુ નીચે આવવાથી પાણી બગડ્યું એમ કહો તો એમ થવું જોઇએ કે કોઈ કોઈ વરસે ત્યા કોલેરા થાય એમ નહીં પણ દરવરસે થવો જોઇએ. એટલુંજ નહીં પણ હમેશા કોલેરા રહેવો જોઇએ. પણ મક્કાના હાલ જાણનાર પર કાંઈ છુપુ નથી કે ત્યાં બે ત્રણ વરસ પણ વગર કોલેરાના જાય છે. અને જો કે ઝમઝમના કૂવાપર મોટી સવારથી તે રાતના દસવાગ્યા સુધી ૫,૬ ડોલથી બરાબર દરરોજ પાણી કહાડવામાં આવે છે. એટલે ત્રીજું કારણ પણ લાગુ પડે તેમ નથી. તો સિદ્ધ થયું કે ઝમઝમનું પાણી ચોખ્ખું છે. તેમાં કોઇ તરહનો બીગાડો નથી. અને કેમ કરીને બીગાડવાળું એ પાણી થઈ શકે, એતો હાજેરા અને ઈસમાઈલ (અલે)ની તરસજ મટાડવા જાહેર થએલું વાંચો, ઉત્પતિ, ૨૧; અને સેંકડા બીમારીનું એ ઓષધ છે. વાંચો ગાયતુરા—શોભર " ફરી છગનલાલ કહે છે કે, " મક્કા શહેરની પાસે ગયા પછી હજ કરનાર લોકને તરેહવાર પોશાક પહેરવો પડે છે. " તેનો જવાબ કે, તરેહવાર પોશાક શું છે? તે છગનલાલે બતાવ્યો નથી. તે એ છે કે, પાદશાહ અને ફકીર સરખી રીતે એક લુંગી અને એક પીછોડી ઓઢે, તે એટલાં માટે કે, તે દરબારમાં પોતાના જીવને હલકો કરી પોતાની આદત તજી તરેહવાર પહેરવાનો શોખ મુકી ત્યાં તે પોતાને મુરદાની માફક કફન પહેરીને જાય છે. એતો ઘણી ખુબીનું કામ છે. એમાં દોષ શો? ફરી કહે છે કે, " પછી તેઓ પાક મસીદની ભણી જઇને કાબાની આસપાસ સાત આંટા ( જેમ હિન્દુઓ પોતાના શિવની ફરતા સાત આંટા ) ફરે છે. " તેનો જવાબ કે, છગનલાલ પાદરી થયો પણ હજુ બાઈબલની ખબર નથી. વાંચો ગીત ૪૮; ૧૨, સીઓનની આસપાસ જઈને પ્રદિક્ષણા (તવાફ) કરો. ગીત ૨૬;૬ ને તારી વેદીની પ્રદિક્ષણા કરીશ. ઓ ખુદા, " શું આ પણ શિવની ફરતા આંટાની જેમ છે કે? ફરી મુસલમાનોના તવાફને તેમ કહેવું તેનું કારણ શું? એવીજ નોકરી બજાવશો, છગનલાલ, ખ્રીસ્તી તો થયો પણ શિવની જપ તેનાથી જતી નથી. એટલે મુસલમાનોને કહી બાઇબલથી શિવની પૂજા સાબેત કરાવવા માગે છે. ફરી કહે છે " આ કાબાથી કેટલીક અંતરે સફા મરવા તથા અરફાત એ નામે પાક માનેલો ડુંગર છે. તેની ફરતી પ્રદિક્ષણા [ તવાફ ] ફરવા વિશેનો કુરઆન શરીફમાં હુકમ છે. ( સુરાબકર આ૦ ૧૫૯. ૧૯૮, જુઓ ) " એનો જવાબ કે, પ્રથમ કોઈ મુસલમાનથી વાકેફ તો થતે ફરી ચોપડી લખવા બેસતે. હાજીઓ સફાથી મરવા તરફ ખુદાની યાદ કરતાં, તેની સ્તુતિ કરતાં તકબીર કહેતાં જાય છે. અને એવીજ તરેહ ખુદાની હમદ કરતાં, આજીજી કરતાં, યાદમાં ને યાદમાં તે પાછા આવે છે. કાંઈ સફાને અને મરવાને ફરતી પરદિક્ષણા કરતા નથી. અને અરફાતના મેદાનમાં પછી કોઈ સપાટીમાં ઉભો રહી અને કોઈ ડુંગરો ઉપર ઉભો રહી એકે મતે ઉભો થઈ ખુદાની યાદમાં તેની સ્તુતિમાં, પશ્ચાતાપમાં (ઈસતેગફારમાં ) તકબીરમાં, તહલીલમાં બપોરથી સાંજ સુધી રહે છે. હું નહીં સમજી શકતો કે, છગનલાલ કેમ ધોકામાં આવી અરફાત અને સફા મરવાનો તવાફ લખવા બેઠો. અને વળી તે પર તુર્રો એકે કુરઆનશરીફની આ૦ ૧૫૯, ૧૯૮ પણ લખી દીધી. એટલે પાદરી ખુશી થઇ એમ સમજે કે, વાહરે છગનલાલે ઘણું પ્રમાણથી લખાણ કીધું છે. પણ જાણીતા આગળ શરમિન્દા થયા વગર રહેશે નહી. ૧લી આયતમાં

૨૧

જવાથી ખુદાની બંદગીનો પતો પણ લાગતો નથી. હજરત મુસ્લેહુદ્દીન શેખે ( સાદીએ ) ( ૨૯ ) સાચું કહ્યું છે. કવીતા,

મારા લખ્યા પ્રમાણે સફાથી મરવા તરફ ચાલવાનું વર્ણન છે. અને બીજી આયતમાં અરફાતથી પાછા ફરતી વેળા મશઅરીલ–હરામ (મુજદલફા) નામની જગ્યામાં થોભી ખુદાની યાદ કરવાનું બ્યાન છે. ફરી કહે છે કે "એ ડુંગરની ફરતા સાત ફેરા ફરયા પછી હાજીઓ મીના નામે એક ખીણમાં જાય છે." એ પણ ખોટું છે. કોઈ ડુંગરના સાત ફેરા ફરતું નથી. અને મીના એક જગ્યાનું નામ છે. કે જેમાં એક માઇલના આસરામાં મોટાં મોટાં ઘરો બંધાયાં છે. અને વગર બંધાયલું મેદાન કે જેમાં લોકો તંબુઓ નાંખે છે, તેતો જુદુજ છે. તે ખીણ કેમ કરીને થાય? ફરી કહે છે "ત્રણ થાંભલા છે ઓના ઉપર દરેકે સાત પથ્થરા ફેંકવા એવો દસ્તુર છે. તેનું કારણ એવું છે કે, ઈબ્રાહીમ પોતાના દીકરા ઈસમાઈલને અરપણ કરવાને જતો હતો ત્યાં તે ઠેકાણે શેતાન તેને મળ્યો. અને ખુદાનો હુકમ નહીં માનવા વિષે તેને ભૂલાવવા લાગ્યો. માટે ઈબ્રાહીમે તેને પથ્થર મારીને હાંકી મુકયો. આ વાતની યાદગારી રાખવાને માટે ત્યાં પથ્થરો મારવાની વિધિ કરવી પડે છે." તેનો જવાબ કે, જ્યારે શેતાનને હાંકી મુકવાની યાદગીરીમાં થાય છે; અને જેથી નફસને મોટી ચેતવણી કરવામાં આવે છે કે, તેને હમેશ શેતાનથી દુસ્મનીજ રાખવી જોઇએ. તેનું કહ્યું કદી કબુલ કરવું નહીં જોઈએ. તેમાં ખોટું શું ? ખોટું તો એકે ઈશુ (અલે)ના એકવાર પોતાનું માંસ અને લોહી ચડાવવાથી તેની યાદગારીમાં દરવરસ ખ્રીસ્તીઓને પરભુભોજન કરી દુસ્મનો માફક ઈશુ (અલે) નું લોહી અને માંસ સમજી સરાબ અને રોટી ઉડાવે છે. ફરી કહે છે "ત્યાર પછી કુરબાની કરે છે." તેનો જવાબ કે કુરબાની સર્વ પેગંમ્બર કરતા આવ્યા છે. પણ સોખતની કુરબાની (પ્રભુના હોતર, ખાશેલી કુરબાની) જે લેવીયમાં છે તેતો હિંન્દુઓના પિતૃને પીન્ડ આપવા સરખી છે. ફરી કહે છે. "કુરબાની થયા પછી દરેક હાજીએ પોતાના માથાના વાળનું મુંડણ કરાવીને; તથા નખો ઉતરાવીને ત્યાંજ જમીનમાં દાટી દેવા" એનો જવાબ કે, હાજી જ્યારે એહરામ બાંધે છે તો તે સીવેલા કપડાં પેહેરતો નથી. તે પોતાના જીવને છેક નાંખી દે છે. તે એટલાં સુધી કે, પોતાના બદનના વાળ કે નખ પણ કાપતો નથી. ફરી જ્યારે હજના કામથી પરાજો થાય છે; તો તેને જરૂર થયું કે, સાફ થઈ કપડાં પહેરે, માટે શીર મુંડાવવું, નખ કતરાવવા. વગેરે સફાઈ કરવામાં આવે છે. પણ બાઈબલ પ્રમાણે તો હિન્દુઓની માફક સુતક કાઢી માથું બોડાવવું પડે છે. લેવીય ૨૧; ૧ ફરી કહે છે. " અને આવા લોકોને પુણ્યવાન માનીને ઘણું માન આપે છે. પરંતુ આ પુણ્ય જેઓ પૈસાવાળા છે. તેઓજ કેવળ મેળવી શકે છે. બિચારા ગરીબ મુસલમાનો તે કયાંથી ગળે " તેનો જવાબ કે, યોહાનનું પત્ર ૫;૩ " અને તેની આજ્ઞાઓ ભારે નથી." જો ફકીર અશકિતવાળા પર હજ ફરજ થાય તો તે પર ભારે થાત, માટે દરેકને તેની શક્તિની માફક આજ્ઞા કીધી છે. તેમાં દોષ સાનો? હવે હું છગનલાલની અકલ પ્રમાણે કહુ છું કે, ઈસરાયલ પુત્રોપર ૧૦ મો ભાગ આપવાનો નિયમ કીધો હતો. માત્થી. ૨૩;૨૩. તેમ ગીરજો બનાવવો મીશનમાં ખરચ કરવાના પુન્ય જેઓ પૈસાવાળા છે અને હતા, તેઓજ કેવળ મેળવી શકે છે. અને મેળવી ચુકયા છે. બિચારા ગરીબ ખ્રીસ્તીઓ અને ઈસિરાયલ પુત્રો તે કયાથી ગળે? એનો જવાબ શો ? ફરી કહે છે " હજના સંબંધે ફરી જે મીથ્યા આચારો તથા છોકરવાદી વિધિ કીધી છે તે મોહમ્મદની અગાઉ અરબ લોકોની માંહે બુતપુરસ્તીની વેળાથી ચાલતા આવેલા હતા. એવું કેટલાક મુસલમાન કિતાબ લખનારા પણ કબુલ કરેછે " તેનો જવાબ કે હજના અહકામને મીથ્યા આચાર તથા છોકરવાદ કહેવું એ છગનલાલની બેવકુફી છે. અને તે વિધિનો હાલ ઉપર ગુજરી ચુકયો છે. છગનલાલ "મોહમ્મદી દીનનો ખુલાસો" ના પ્રસ્તાવનામાં લખે છે કે, આખું કુરઆન મારા વાંચવામાં આવ્યું છે. પરંતુ જો એ વાત ખરી હોત તો એવી બેવકુફાઈ ભરી વાત છગનલાલ કહેતે નહીં. તેમાં તો સાફ લખ્યું છે કે, હજના કાનુનો હજરત ઈબ્રાહીમ ( અલે ) સાહેબથી છે, વાંચો સુરા હજ આયત ૨૫–૩૩. હા આટલું તો ખરૂં છે કે, અરબો હજરત ઈસમાઇલ ( અલે ) ના વંશના હોવાથી જો કે, મૂર્તિ પૂજકો થઇ ગયા હતા. તો પણ પોતાના બાપદાદાના કેટલાક કાનુનો હજ સંબંધી કરતા હતા. પણ તેથી એમ કહેવું કે,

હર સુ ફવદ આંકસ, કે ઝેદરે ખેશ બેરાંનદ;
વાંરા કે બેખાનદ, બદરે કસ નદવાનદ.[1]

અને જો આ જગ્યા કોઈ હિન્દુ એવો સવાલ કરે કે, મુસલમાનોની પણ તીર્થની જગ્યા જૂદી જૂદી છે. જે જગ્યામાં બુજરૂગોની કબરો છે, જેમ અજમેર, સરહંદ, પાકપટન, રધોડા, મકનપુર, ભરાંચ, ઠસકા, ધડામ, પીરાન કલયર, ગંગોહ,શેખુપુરા, બરનાવહ, સોનામ, નકાહહ, અમરોહા વગેરે એ જગ્યા દૂર દૂરથી મુસલમાનો પોતાની ગરજો માગવા જાય છે. એટલુંજ નહીં પણ પાકપટનથી તો એવો અકીદો રાખે છે કે, જે કોઇ ત્યાં જઇ એકવાર પણ જન્નતી દરવાજામાંથી નીકળી જાય તો તે જન્નતી થઇ જાય. તો એવા સવાલોનો જવાબ કે, અમો કંઇ વાર લખી ચુકયા છીએ કે. અજ્ઞાનીઓની વાત તદન ગણતરીની નથી.

અસલ જુઓ તો અમારા ધર્મમાં કબરોની ઝિયારતનો ઘણો ફાયદો લખ્યો છે. તે એવી તરેહ કે, ત્યાં જઇ કબરવાળાને સુંનત તરીકા પ્રમાણે સલામ કરે. અને પોતાની તથા તેઓની ભલાઇની દુવા કરે [2]અને પોતાના મોતને યાદ કરે કે, જેથી દુન્યાથી દિલ ઠંડુ થાય ( છુટી જાય ) અને પાપોથી બચવા લાગે. અને જો કોઇ બુજરૂગની કબરે ઝિયારત માટે આધે એવી નૈયતથી જાય કે તેઓની કબરપર ખુદાની રહમત ઉતરે છે. મને પણ તેથી બરકત હાંસલ થશે, તો કાંઈ દોષ નથી. અને આખી જગતના સરદાર હજરત પેગંબર [ સલ ] સાહેબની કબર શરીફની ઝિયારત કરવી એવી છે કે, તેનો ઘણોજ સવાબ છે. પણ હજ, બંદગી, અને ગરજ માગવાની નૈયતે કોઇની કબરપર જવું દુરૂસ્ત નથી. [3] એટલુંજ નહીં પણ એ વાત વિષે એવો બંદોબસ્ત છે કે, કોઇ કબરને સિજદો કરવો કે તવાફ કરવો કે ચુમવું દુરસ્ત નથી. તે એટલે સુધી કે, કબર ઉપર દીવો

" બુત પરસ્તીની વેળાથી ચાલતું આવે છે. " એ અણસમજાઇ છે. એના સમજાવવા માટે આટલુંજ બસ છે કે, યરૂશાલેમનું પવિત્ર મકાન જેની ઈજત ખ્રીસ્તીઓ પણ કરે છે, તે ઈશુ ( અલે ) કરતાં આગલ " પીતર " દેવતાનું મંદીર હતું, અને તે લોકો તેની ઈજત કરતા હતા. જુઓ મિફતાહુલ કિતાબ પૃષ્ટ १३५ ) ત્યારે શું કોઈ એમ કહે કે, મજકુર હેકલ ( મંદિર ) ની બુજરૂગી મૂર્તિ પૂજકોના વખતથી છે. એ ખરૂં આવશે ? કદી નહીં. એવીજ તરેહ હજને પણ સમજો. વળી છગનલાલ કહે છે " એવું કેટલાક કિતાબ લખનારા મુસલમાનો પણ કબુલ રાખે છે " એ જો સાચું છે તો હોઈ નહીં તો એક તો મૌલવીનું નામ લખી આપે કે ફલાણો એ વાતને કબુલ રાખે છે. વળી હજના કાનુનો છગનલાલને છોકરવાદ જેવા લાગે એમાં કાંઈ નવાઇ જેવું નથી. તેને તો બાઈબલની શરીઅતના કાનુનો પણ નિર્બળ નિરોપયોગી લાગે છે ( હેબ્રીઓને પત્ર ७; १८: )

१ **અર્થ**—તે જેને પોતાના દરવાજાથી હાંકે છે તે ચોતરફ ભટકે છે. પણ જેને તે તેડે છે, તેને કોઈના દરવાજા પર હાંકતો નથી.

२ દોઆ કરતી વેળા જો માણસનું દિલ શાંત હોય તો અને નરમ થયું હોય તો દુવાના કબુલ થવાની આશા વધારે હોય છે. અને જ્યારે માણસ કબરપર જાયછે, તો તેનું દિલ દુન્યા તરફથી ઠંડુ થઇ તેના અસલના તરફ ફરે છે. જેથી દિલ હાજર થાય છે. ખોશુઅ [બીક] ઉત્પન્ન થાય છે. એજ કારણથી ત્યાં દુવાનું માગવું સારૂં ગણ્યું છે.

३ કેટલાક અજ્ઞાનીઓ અમદાવાદમાં કોઈ બુજરૂગની કબરપર જાય છે. અને ત્યાં જઇ હજની માફક ક્રિયા કરે છે. અને હજ કીધી એમ સમજે છે. તેમ કેટલાકો અજમેર ઉરસમાં કેટલીકવાર જવાને હજ કરી એમ સમજે છે. એ તેઓની મોટી ભૂલ છે. હજના કામ અકલથી કરવાના નથી કે

બાળવો પણ હરામ છે. અને કબરને છોબંધ કરવી, ચુનો લગાડવો અને તે ઉપર ઇમારત બાંધવી પણ મના છે. અને પાકપટનનો જે જન્નતી દરવાજો પ્રખ્યાત છે, તે બેપાયા વાત છે, પણ ત્યાંના મોઝાવેરો દુન્યાના લોભીઓએ એમજ પ્રસિદ્ધ કીધુ છે. એવી વાત અમારા ધર્મમાં નથી કે, કોઇ દરવાજામાંથી નીકળવાથી જન્નતી થઇ જાય. જન્નતમાં પેસવાનું કારણ તો ખુદાનું ફજલ અને ઇમાન અને સારાં કૃત્ય છે. અને અમારા ધર્મમાં કતઇ એટલે ખાત્રીથી કોઇને જન્નતી કહેવું દુરૂસ્ત નથી. પણ જેઓનું જન્નતી થવું કુરઆન અથવા હદીસથી સાબેત થયું છે, તે લોકો માટે કહે. જેમ કે પેગમ્બરો [ અલ ] હજરત અબુબકર, ઓમર, ઉસમાન, અલી, તલહા, ઝોબેર, અબુઓબૈદા, સઅદ, સઇદ, અબદુર-રહમાન, હજરત ફાતેમા, હસન અને હુસૈન વગેરે. [ રદી ] એવીજ તરેહ કતઇ ( એટલે ખાતરીથી ) જહન્નમી પણ કોઇને કહેવું દુરૂસ્ત નથી. પણ જેઓનું દોજખી થવું કુરઆન અથવા હદીસથી સાબેત થયું છે તેઓને કહે. જેમ શૈતાન, દજ્જાલ, ફિરઓન, અબુ-લહબ અને અબુ-જહલ વગેરે. ફરી જ્યારે હજરતબાબા ફરીદ શકરગંજ ( રૂહ )નું કતઇ, યકીની (ખાત્રીથી) જન્નતી થવું જણાયલું નથી, તો દરવાજામાંથી નીકળનારો કેમ કરીને યકીની જન્નતી થયો ? અને પાકપટનના દરવાજાની હકીકત આ છે કે, જે જગ્યા પર તે દરવાજો બનેલો છે ત્યાં એક દિવસ હજરત નિજામુદ્દીન ઓલીઆ ( રહ ) ને હજરત પેગંબર [ સલ ] ની ઝિયારત ( દર્શન ) થઇ હતી, તો હજરત નિજામુદ્દીન સાહેબ (રહ) હજરત પેગંબર ( સલ ) ની મોહબ્બત અને શોખના ગલબાને લીધે, તે જગ્યાને ઘણી પસંદ રાખતા હતા. ફરી મોઝાવેરોએ પોતાની કમાઇને લીધે ત્યાં દરવાજો બનાવી તેનું નામ જન્નતી દરવાજો રાખી દીધું છે.

---

જ્યાં મરજીમાં આવે ત્યાં કરીએ. પણ ખુદાના હુકમ પ્રમાણે બજાવવાં જોઇએ. કબરની ઝિયારત વિષે હજરત પેગંબર ( સલ ) શું ફરમાવે છે તે આપણે " ઈબને માજા "ની કિતાબથી વાંચીએ. તેમાં છે કે, " ખચીત રસૂલુલ્લાહે [ સલ ] કહ્યું છે કે, મેં તમને કબરોની ઝિયારત કરવાની મના કીધી હતી. ત્યારે કબરોની ઝિયારત કરો, બેશક તે જગતથી વેગલો રાખે છે. અને આખરતને યાદ કરાવે છે " હવે વિચાર કરવો જોઈએ કે બંદગીથી મતલબ શું છે કે, ખુદા તરફ ધ્યાન રાખે, અને દુન્યામાં ફસે નહીં. અને એ કબરને જોઇ વિચાર કરવાથી હાંસલ થાય છે કે, આ કબરવાળા આપણી માફક ચાલતા ફરતા હતા, ઘરબારવાળા હતા, આખર તે સર્વ મૂકી મરી ગયા. માત્ર સારાં કર્મજ તેઓની સાથે ગયાં છે તેઓનું દેહ કેવું સાફ હતું, આખર માટી થઇ ગયું. ફરી આવા ગુણ કબરની ઝિયારતમાં હોવા છતાં એક મુદ્દત સુધી કબરની ઝિયારત કરતાં લોકોને હજરતે ( સલ ) અટકાવ્યા. તેનું કારણ શું ? તે એજ કે, શુરૂ ઈસ્લામમાં લોકો મૂર્તિ પૂજા મૂકી ઈસ્લામમાં નવા દાખલ થયા હતા. તેઓની ટેવ પથ્થર પૂજવાની હતી. તો એવું નહીં થાય કે એઓ પોતાની ટેવ પ્રમાણે કેથે કબર પૂજવા લાગી જાય. માટે આપે વખતનો ખ્યાલ રાખી અને તેઓના બચાવને લીધે કબરની ઝિયારત કરવી મના કીધી. ફરી જ્યારે લોકોના મન તોહીદપર જમી ગયલા જોયાં,અને બીહીક મટી ગઈ તો આપે કબરની ઝિયારત કરવાનો હુકમ આપ્યો અને સાથે ગુણ પણ બતાવ્યાં કે, ત્યાં જવાથી દુન્યામાં ફસતો અટકે છે, અને આખેરત યાદ આવે છે. કેટલાક દયાનંદીઓ કહે છે કે, કબરની ઝિયારત કરવાથી શો લાભ, અને કબર જોએથી દુન્યાનો ખ્યાલ કેમ કમ થાય? એવા બે સમજને મારૂં આટલુંજ કહેવું બસ છે કે, તમો તમારા વેદને જુઓ, તે શું કહી રહ્યું છે. પરમહંસ ઉપનિષદ અથર્વવેદમાં નાના સંન્યાસી એટલે જે પરમહંસને દરજ્જે નહીં પોહોંચ્યો હોય તેને માટે કહે છે કે, જ્યાં સુધી આ પદવીએ નહીં પોહોંચે ત્યાં સુધી જો કેથે તે રહેવા ચાહે તો તેને માટે તે જગ્યા છે કે, જ્યાં મુરદાં બળાય છે.

## ભાગ ૬ ઠ્ઠો.

### મુરદાંને સવાબ પોહોંચાવવા વિષે.

જાણવું જોઇએ કે જ્યારે કોઇ માણસ મરી જાય છે તો તે કરણી કરવાથી અટકી જાય છે. ફરી જો કોઈ જીવતો સારાં કર્મ તે મુરદાને માટે કરે એટલે કોઇ ગરીબને ખાણું ખવરાવે, અથવા કપડું પેહેરાવે, અથવા નગદ આપે, અથવા પોતે નફલ નમાઝ કે રોઝો અદા કરી અથવા કુરઆન શરીફ ભણી, અથવા બીજુ કોઇ સારૂં કામ કરી તેનું પુન્ય મરેલાને બક્ષીદે, એટલે જે કાંઈ તે સારાં કામનો સવાબ ખુદા તરફથી તેને મળે છે, તે તે મુરદાને દેવડાવે, તો ખુદાનું ચાહ્યું છે, ( ઈનશાઅલ્લાહ ) તો આ સવાબ મુરદાને પહોંચી જવાનો; પણ એવી શરતથી કે, એ કામ ખુદાનીજ ખુશી માટે કીધું હોય, અને જો દુન્યાની નામદારીને માટે ( અથવા એવું સમજીને કે જો હું મુરદાનો ખરચ નહીં કરીશ તો લોક બોલશે ) કીધું હોય તો તેનું કાંઇ પણ પુન્ય થતું નથી. ન તો પોહોંચાવનારાને અને નતો મુરદાને ( એટલુંજ નહીં પણ ઉલટા ગુનેહગાર થાએ છે. )

એ સવાબ પહોંચાવવું બે તરેહપર થાય છે. એકતો એ કે, જ્યારે કોઇ સારૂં કામ કરવા લાગે તો એવી નેયત કરે કે હું ફલાણા શખ્સના તરફથી નાએબ થઇને આ કામ કરૂં છું. અને આ તરેહ માત્ર માલની બંદગીમાં છે. બીજી એ કે જ્યારે બંદગી કરી રહે, ત્યારે ખુદાની જનાબમાં દુવા કરે કે, ઓ પરવરદિગાર આ કામનો પુન્ય તું પોતાના ફજલથી ફલાણાને આપ. અને આ સવાબના પહોંચાવવા માટે કોઇ દિવસ મુકરર (ઠેરવાયલો) નથી. જે દિવસે ચાહે ત્યારે પહોંચવે. પણ કેટલાક દિવસ શ્રેષ્ઠ છે. જેમ રમજાન શરીફ કે એની ફજીલત હજરત પેગંબર ( સલ )ની જબાન મોબારકથી જણાઇ છે. અને કોઈ તરેહનું ખાણું અને કોઇ કામ કોઇને માટે કાંઇ ખાસ કીધેલું નથી. (એટલે ફલાણાને સવાબ પહોંચાવવામાં ફલાણી જાતનું જોઇએ. અને ફલાણાને સવાબ પહોંચાવવામાં આવું) એટલુંજ નહીં પણ જે જેણેથી બની આવે તે કરે; હા, ખરી કમાઇનો માલ યવો શરતછે. અને આ પણ બંધાણ નથી કે, આ તરેહના ખાણાને ફલાણા લોક ખાય અને ફલાણા ખાય નહીં. પણ હર કોઇને ખવરાવવું આપવું દુરસ્ત છે. પણ ફકીર, કંગાલ, સગાં, ન બાપાં, મુસાફર, કેદી, બીમાર, અને તાલેબે ઈલ્મ ( વિદ્યાર્થી ) એઓને ખવરાવવું અને આપવું ઘણુંજ સારૂં છે. અને આ સવાબનું પહોંચાવવું મુરદાને સાથે એક મરૂવવતને લીધે છે. એમ નથી કે, તેઓંથી બીહને કે તેઓથી ગરજ સરવાની આશાએ તેઓને સવાબ પહોંચાવીએ છીએ. અને એમ પણ નથી કે, મુરદાં ગેબદાં ( અંતરજ્ઞાની ) છે. અને સવાબ પહોંચાવતી વેળા તેઓના આત્મા હાજર થઇ જાય છે. પણ જ્યાં કહીં તેઓનો આત્મા હોય છે ત્યાંજ તેનો સવાબ પહોંચી જાય છે. અને આ સવાબ પહોંચાવવો કંઇ ફરજ વાજેબ નથી કે, કરજ લઇને પણ કોઇના આત્માને સવાબ પહોંચાવે, એટલુંજ નહીં પણ કરજ કહાડીને કોઇને સવાબ પહોંચાવવું સારૂં નથી. પોતાના બાળબચ્ચાંઓના ખરચથી જે વધારે બચે તેમાંથી ખેરાત કરી તેનો સવાબ પહોંચાવે એ સારૂં છે. અને સવાબ પહોંચવાને માટે જે ખાણું તૈયાર થાય તેને માટે નવા વાસણ માંડવાં જરૂર નથી. પણ જે વાસણો હમેશ વરતવામાં આવે છે તેજ બસ છે. અને એમ પણ

જરૂર નથી કે, ખાણુંપર કાંઇ પઢવું જોઇએ, ત્યારેજ તેનો સવાબ પોહોંચે છે. ફક્ત નેયત કરવી બસ છે. અને તેની સાથે પાણી પણ મુકવું કાંઇ જરૂર નથી. (તેમ ખવરાવતી વેળા ખુશબો બાળવી પણ કાંઇ જરૂર નથી.) અને તે ખાણામાંથી સવાબ પહોંચાડવા પેહેલાં જો કોઇ ખાય તો દુરસ્ત છે. મના નથી.

અને હિન્દુઓમાં સવાબ પોહોંચાવવાનો આ રસ્તો છે કે દાખલા તરીકે ખાણું, કપડું, વગેરે જે ચીજનો સવાબ પોહોંચાવવો હોય તો તેનો સંકલ્પ (નેયત) એમ કરે કે, સવાબ મોકલનાર જમણા હાથમાં પાણી લઇ શાસ્ત્રી ભાષામાં એમ કહે કે, " હમણાં ફલાણો માસ, ફલાણી તારીખ, ફલાણો દિવસ છે. તો હું ફલાણો શખ્સ, ફલાણી મારી ન્યાત, ફલાણી ફલાણી વસ્તુ ફલાણા શખ્સને માટે દાન કરૂં છું. ફરી તે પાણીને પૃથ્વીપર નાંખી દે. અને સવાબ પોહોંચાવવું તેઓમાં જો કે, દરરોજ દુરૂસ્ત છે છતાં કેટલાંક દિવસને મુકરર ઠેરવવા પણ જરૂર જાણે છે. જેમકે એક દિવસ ક્રિયા કર્મને માટે ઠેરવે છે. કહે છે કે, મુરદાના મરવા પછીથી તે એ દિવસ સુધી તે મુરદાનું દેહ આલમે બરજખમાં તેયાર થાય છે. અને સરપાવ કે શિક્ષાને પાત્ર થાય છે. એજ લીધે તે દિવસનું નામ ક્રિયા કર્મ રાખ્યું છે. કારણ કે શાસ્ત્રી ભાષામાં કીરીયા દેહને કહે છે. કર્મ કરણી ( અમલ) ને કહે છે. એટલે મરવા પછીના દિવસથી તે આ દિવસ સુધીમાં: તે મુરદાંઓના સગાંમાંથી કોઇ શખ્સ શાસ્ત્ર પ્રમાણે કોઈ એવાં કામ કરે કે, જેથી પેલા મુરદાનું દેહ તેયાર થાય. ફરી તે દિવસમાં તે મુરદાને માટે કાંઇ કર્મ કરાય, તે કર્મનું નામ ક્રિયા કર્મ છે. એટલે બદનનો અમલ. એ દિવસમાં કર્મને માટે આ કામ કરે છે કે, તે મુરદાના નામપર ખાણું વસ્ત્ર, પલંગ, બીછાનું, ગોદડું, ઘરેણું, વાસણ. છત્રી, ઘોડો અને સારો સારો અસબાબ પોતાની શક્તિ પ્રમાણે મહાબ્રાહ્મણને આપે છે. અને અકીદો રાખે છે કે, આ સઘળું તેને પુગે છે. અને આ દિવસમાં બીજો પણ ઘણો બખેડો કરે છે. અને મહા બ્રાહ્મણ તે બ્રાહ્મણ છે કે, જેને મુરદાના નામે સદકો દે છે.

અને આ ક્રિયા કર્મને માટે મરવા પછી બ્રાહ્મણને ૧૧ મો દિવસ અને ક્ષત્રીને મરવા પછી ૧૩ મો દિવસ, અને વૈશ્ય એટલે વાણિયા વગેરેને મરવા પછી ૧૫ મો દિવસ કે ૧૬ મો દિવસ, અને શુદ્ર એટલે સુથાર વગેરેને મરવા પછી ૩૦ મો કે ૩૧મો દિવસ મુકરર છે. તે સર્વમાં એક છમહી એટલે મરવા પછી ૭ માસનો દિવસ છે. તે સર્વમાંથી વર્ષનો દહાડો છે. અને એ દિવસમાં ગાયને પણ ખાણું ખવરાવે છે. તે સર્વમાંથી એક દિવસ સુધનો છે. એટલે મુરદાના મરવા પછી ચાર વર્ષ પછી. તે સર્વમાંથી આશો માસના ૧ લા પખવાડીઆમાં દર વરસે પોતાના બુજરૂગોને પુન્ય પોહોંચાવે છે. પણ જે તારીખમાં જે મર્યો હોય તેજ તારીખમાં, સવાબ મોકલવો જરૂર જાણે છે. અને ખાણાના પુગાવવાનું નામ શ્રાદ્ધ છે. [1] અને જયારે શ્રાદ્ધનું ખાણું તેયાર

[1] સ્વામી દયાનંદે સત્યાર્થ પ્રકાશ પ્રથમ આવૃત્તિના પૃષ્ટ ૪૨,૪૩ માં મરેલાંઓના શ્રાદ્ધનું ખુલ્લું વર્ણન કર્યું છે. ફરી પૃષ્ટ ૪૭,૪૮માં મરેલાંઓના શ્રાદ્ધ કરવાના ગુણ દર્શાવ્યા. ફરી જ્યારે દયાનંદજી મુરદાંઓના શ્રાદ્ધનું ખંડન કરવા લાગ્યો અને લોકોએ તેના ઉપર શંકા કરી કે તું પોતે સત્યાર્થ પ્રકાશમાં શ્રાધ્ધ લખી આવ્યો છે અને હવે તેનું ખંડન કરે છે. તો વેદ ભાષ્યના ના. ૨માં નોટીસ છપાવી કે સત્યાર્થ પ્રકાશમાં મુરદાંનું શ્રાધ્ધ કાપી લખનારની તથા પ્રુફ સુધારનારની ભુલથી

થાય છે તો પ્રથમ પંડિતને બોલાવી કાંઇ વેદ ભણાવે છે. જે પંડિત કે તે ખાણા ઉપર વેદ ભણે છે, તેને તેઓની ભાષામાં અભેસરમન કહેવાય છે. અને એવીજ તરેહપર બીજા પણ દિવસ ઠેરવેલા છે.

અને જ્યારે પોતાના પૂજ્યોના આત્માને માટે કાંઇ કરે છે, તો તે જગ્યા કાંઇ પૂન્ય મોકલવાની નૈયત હોતી નથી. પણ તેઓથી બીહીને અથવા કાંઇ લાભની આશા રાખીને અથવા માનતા ચઢાવવાની ઢબપર તેઓને ભેટ આપે છે. અને તેઓને માટે પણ દિવસ ઠેરવાયેલા છે. અને તેઓના કેટલાક પૂજ્યોના આત્માને માટે કેટલાંક ખાણા મુકરર છે. જેમ દેવીને, શરાબ અને માંસનો ભોગ લગાડવો વામ માર્ગીઓ ઘણું પુન્ય જાણે છે. અને હનુમાનનું ચુરમું અને મહાદેવને ધતુરાનું ફુલ અને વેલાનાં પાંતરાં વગેરે. અને તેઓના માબુદોના નામનો ચઢાવો જોકે સર્વ હિન્દુઓને ખાવું દુરૂસ્ત ગણે છે, તોપણ જો કોઇ માબુદના નામપર સંકલ્પ કરી દેવાય તો તે બ્રાહ્મણ વગર કોઇને લેવું કે ખાવું દુરૂસ્ત જાણુતા નથી. ફરી બ્રાહ્મણ પૈસાદાર અને બીજી કોમનો ગરજવાળો કેમ ન હોય. બ્રાહ્મણોના વડાઓએ પોતાના વંશના ગુજરાનની તદબીર તો સારી કહાડી, શાસ્ત્રોમાં લખી આપ્યું કે, સંકલ્પ કીધેલો માલ બ્રાહ્મણ વગર કોઇ લે નહીં. અને પોતાના માબુદોના નામપર મેવા, જવ, તલ, ઘી અને મધ આગમાં બાળે છે તેનું નામ હોમ છે. [1]

અને કેટલાક પૂજ્યોનાં અને મરેલાનાં નામ લઇ પાણી નાખતા જાય છે. જ્યારે વિષ્ણુ, બ્રહ્મા વગેરે દેવતાઓને પાણી દેવા લાગે છે તો જનોઇને જમણી પાંસળીએ કરી લે છે અને એવી તરેહ જનોઇ મુકવાને વિષ્ણુ સબ્બ કહે છે. અને કેટલાક જ્યારે પોતાના પાછલા પંડિતો અને ભગતોને પાણી આપે છે જેને 'રખ' કહે છે તો જનોઇને

---

છપાયું. આથી તમો સમજશો કે દયાનંદનો આ ઉજર કેટલે દરજ્જે ખરો છે. અકલવાળા સારી રીતે જાણેછે કે પ્રુફ તપાસનારથી તથા કોપી કરનારની ભૂલથી કદી ત્રણ પૃષ્ટનું મજમુન થઇ શકતું નથી હા એક બે લીટી રહીજાય એ બનવા જોગ છે. જો દયાનંદ એમ કહે તે કે પ્રથમ મારી રાય શ્રાદ્ધ કરવા પર હતી જેથી મેં સત્યાર્થ પ્રકાશમાં લખ્યું હતું અને હવે મારી રાય ફરી ગઈ છે તો તેનો ઉજર ચાલી શકતે.

૧ કેટલાક હિંન્દુઓ કહે છે કે જે દેવતાના નામપર હોમ થાય છે તે દેવતાઓને અગ્નિનો દેવતા તે ચીજોનું ફળ પહોંચવી દે છે. તેનો પહેલો જવાબ તો એજ કે, એ વાત કયા પુસ્તકથી લખોછો? અને આતો કહોકે, આ બળેલી વસ્તુનું ફળ શું છે? સ્થુળ ભાગ તો રાખ થઈ ગયો અને બીજો ભાગતો અગ્નિ બની ગયો. અને કર્મતો શિર્ક છે. તેનું ફળ તેના કર્તાને માટે છે હવે બતાવો કે, અગ્નિનો દેવતા તેઓને શું પોહોંચાડે છે. આવોજ વિચાર કરતાં રાંદેરનાએક બ્રાહ્મણેં ભરમીજલસમાં ડીસેમ્બર સને ૧૮૯૬ માં આજ એકરાર કરેલો કે, હોમ કરવો તે હવા સુધારવા માટે છે. એ કાંઈ ધર્મ ક્રિયા નથી. પણ તેણે આટલું વિચાર્યું નથી કે જરા સરખી આહુતીઓ અગ્નિમાં નાખવાથી શું થાય છે. તેને માટે તો મણો ઘી પણ બસ થાય નહીં. વળી તે હોમમાં ઘી, બદામ જાફરાન વગેરે ખુદાની નેમતો બાળે છે. જો હવા સુધારવી હોત તો ગંધક વગેરે દવાઓ બાળે કે જેથી કમ ખરચમાં કામ થાત. વળી દયાનંદના કહેવા પ્રમાણે હોમની આહુતિમાં આઠ તોલા ઘી અને સંદલ વગેરેના ખરચમાં ઓછામાં ઓછા ચાર આના થાય છે અને એ આહુતિ નહીં આપનારને તે શુદ્ર લખે છે. પણ ચાર આનાનો દરરોજનો ખરચ નહીં કર્યાથી આર્યાઓ શુદ્ર બને છે. આથી તમો સમજશો કે હોમ એ અગ્નિ પૂજાજ છે. અને હવા સુધારવાનું બહાનું છે.

છાતીપર લટકાવે છે, એનું નામ કંઠી છે. અને જ્યારે પોતાના પિતૃઓને પાણી આપે છે તો જનોઇને ડાબી પાંસલીપર કરી લે છે. એનું નામ "પિતૃ સબ્ય" કહે છે. અને "પિતૃ" તેઓના ભાષામાં મરેલાં બુજરૂગોને કહે છે અને જાણે છે કે, આ પાણી બુજરૂગોને પુગે છે એનું નામ તૃપણ છે.[1]

ખુદાની પનાહ ખુદાતઆલાની નેમતોને આગમાં બાળવું અને ભૂમીપર ફેકી દેવું એ કેવી મૂર્ખાઇ વાત છે! ભલા! સવાબ તો તે ચીજનો પોહોંચે કે કોઈ ગરીબને કામ આવે. આગમાં બાળવું અને ભૂમીપર ફેંકવું એતો મોટું પાપ છે. અને એમજ વગર સ્વાર્થે માલ નુકસાન થાય છે. ફરી એથી પુન્યની આશા રાખવી એ માત્ર અજ્ઞાનતા છે. ખુદાની પનાહ શેતાન કેવો ભૂંડો છે કે, માણુસના માલને એ બહાનાથી તપરકા કરાવે છે અને આકેબત (છેવટ)ના દુઃખમાં ફસાવે છે.

અને જે દિવસ તેઓના મરેલાં માટે ખાણું તૈયાર થાય છે તો તે દિવસમાં જ્યાં સુધી બ્રાહ્મણ ખાઇ નહીં લે. ત્યાં સુધી તે ખાણાંમાંથી કોઈને ખાવું દુરસ્ત જાણતા નથી. ફરી બાળબચ્ચાં ભૂખના દુઃખમાં ફસેલાં કેમ ન હોય, પણ તેમાંથી તેઓને ખવરાવતા નથી.

**લાભ**—આ જગ્યા કદાપી કોઇ હિન્દુ એવો સવાલ કરે કે, મુસલમાનોમાં પણ સવાબ પહોંચાડવામાં એ બધી હિન્દુઓની રસમ છે. કેટલાક મુસલમાનોએ સવાબ પોહોંચાડવા દિવસ નિમ્યા છે. જેમ મુરદાંનો ત્રીજે દીવસે "ફુલ" કરે છે. અને ૪૦ મે દિવસે પલંગ બીછાવીને અને તરેહ તરેહના ખાણાં મુકી એવો અકીદો રાખે છે કે, મુરદાની રૂહ અહીં આવે છે. અને કેટલાક કહે છે કે, એ દિવસોમાં રૂહ ઘરથી નીકળે છે. અને છમાસી અને વર્ષ કરે છે. અને હજરત પીરાનપીર (રહ)નો ફાતેહો ૧૧ મી અને ૧૭ મી વગર બીજા દિવસમાં કરતા નથી. અને હજરત હમજાહ (રદી)નો ખતમ "શબેબરાત"માંજ કરે છે. અને હજરત ઇમામહુસૈન (રદી)નો મોહર્રમની ૧૦ મીએ એવીજ તોલે બીજા બુજરૂગોનો ફાતેહો તેઓના મરવાનાજ દિવસે કરે છે. અને કેટલાકોની રૂહને માટે કેટલાંક ખાણાં પણ મુકરર કરી રાખ્યાં છે. જેમ શાહ અબ્દુલ હક (રહ) નો હલવાનો તોશો અને હજરત બીબીની સાહનક દહી કુરંબાની, અને હજરત બુ અલી કલંદર (રહ)નો મલીદો, અને હજરત અલી (રહ)નું કુંડું મીઠા ચોખાનું. અને તેના જમવાને ગરમ ગરમ જરૂર જાણે છે. એટલુંજ નહીં પણ તેપર કેળાનું પાતરૂં અને લાલદોરો પણ જરૂર મૂકે છે. અને કેટલાક તે દિવસે રોઝો રાખે છે. અને હજરત ઇમામહુસૈન (રદી) ની ન્યાજનું હલીમ અને શરબત સૈયદ સુલતાન (રહ)ની રેવડી અને આટો, અને બાબા ફરીદ (રહ)ની મીઠી ખીચડી અને પીર બનોઇ (રહ)નું મીઠું. એવાજ તોલપર બીજા બુજરૂગોના નામપર ઠેરવી લીધી છે. વળી કેટલાકોએ તો એવું બંધાણુ કીધું કે ફલાણા

---

૧ સત્યાર્થ પ્રકાશ પ્રથમ આવૃતિ પૃષ્ટ ૧૪૯ માં દયાનંદજી લખે છે કે, માંસના પિણ્ડ આપવામાં કશું પાપ નથી. વળી મનુ, આ૦ ૩ શ્લોક ૨૬૮-૨૭૦ માં છે કે, શ્રાદ્ધમાં માછલીના માંસથી બે મહિના, હરણના માંસ ખવરાવવાથી ત્રણ મહિના અને ઘેટાના માંસથી ચાર મહિના અને પક્ષીના માંસથી પાંચ મહિના અને બકરીના માંસથી છ મહિના ચીતલા હરણથી સાત મહિના અને આયણ હરણથી આઠ મહિના અને રૂરૂ હરણના માંસથી નવ મહિના અને જંગલી સુવર અને પાડાથી દસ મહિના અને કાચબાના માંસથી અગિયાર મહિના સુધી પિતૃઓ તૃપ્ત રહે છે. (એશઆરામ કરે છે.)

બુજરૂગની નિયાઝ સવા રૂપીઆની થાય; ફલાણાની પાંચ પઈસાની, ફલાણાની ૧। મણનો આટો, ફલાણાની પાંચશેરનો આટો, ફલાણાની ત્રણ કોડીની નિયાઝ. અને મુરદાનો હીલો (ઇસ્કાત[1]) ખાસ કુરઆનમજીદનોજ થાય, અને સાતજ માણસોના હાથમાં ફેરવાય. અને કેટલાકોએ એ નિયાઝોના ખાનારા અને લેનારા પણ મુકરર રાખ્યા છે. જેમ કહે છે કે, શાહ અબ્દુલહક (રહ)નો તોશો તેજ માણસ ખાય કે, જે માણસ હુક્કો પીતો નહીં હોય, અને ખાય તો વોઝુ કરીને ખાય. અને હજરત ફાતેમા (રદી)ની સહનક માતર સ્ત્રીઓ ખાય. અને સ્ત્રીઓ પણ તે ખાક કે, જેણે બીજો વર નહીં કીધો હોય. હજરત અબ્બાસ (રદી)ની નિયાઝ સૈયદજ ખાય અને કંદોરીની નિયાઝ કુંવારી છોકરીઓજ ખાય, એટલુંજ નહીં પણ કેટલાક દિવસોને માટે કેટલાંક ખાણાને નીમ્યાં છે. જેમ હિન્દુઓની રસમ છે કે, દશેરામાં દહી અને ધાન, દીવાળીમાં મીઠી ચીજ, અને મંગળ તથા રવિવારને દિવસે વ્રત એટલે રોજામાં મીઠી ચીજ અને ગોગાપીરની નવમીએ[2] સેવ, તેવીજ તરેહ મુસલમાનોએ પણ નિમ્યાં છે કે, શબેબરાતમાં હલવોજ જરૂર થાય, અને મોહર્રમમાં ખીચડો, અને શરબત; અને ઇદમાં સેવ, અને મખદુમ જહાંનીયાંના રોઝામાં મીઠી રોટીઓ, અને તેવીજ તરેહ એવાં બંધાણ લગાડી રાખ્યાં છે. અને કેટલાક મુસલમાનો બુજરૂગોની નિયાઝ એવી આશાએ આપે છે કે, તેઓ અમારા ખોરાકમાં અથવા બચ્ચાંઓમાં વધારો કરશે અથવા કોઇ ઇચ્છા પૂરી કરશે. અને બીહે છે પણ ખરા કે જો અમે તેઓની નિયાઝ આપીશું નહીં તો તેઓ અમારૂં નુકસાન કરશે. અને કેટલાક લોક સવાબ પોહોંચાવવાને ફરજની તરેહ જરૂર જાણે છે. જો કોઇ ૧૧ મી વગેરેનો દિવસ નહી[3] કરે તો તેને મેણું મારે છે, અને કેટલાક નિયાઝ વગેરેને દિવસ નવાં વાસણ વાપરવું પણ જરૂર જાણે છે. અને જેમ હિન્દુઓ શ્રાદ્ધને દિવસ ખાણા ઉપર "અભેપરમનનું મંતર ભણાવે છે તેજ તરેહ પર મુસલમાન પણ મુલ્લાને બોલાવી ખતમ કરાવે છે, અને જ્યાંસુધી મુલ્લા તે પર ખતમ નહીં ભણે ત્યાં સુધી તેમાંથી કોઇને ખાણું આપતા

---

૧ મરનારને માથે નમાઝ કે રોઝા રાખવાનો બાકી હોય તો તેપર ફરજ છે કે, મરતી વખત વસીયત કરે કે મારે માથે આટલી નમાઝ અને આટલા રોઝા કજા છે. તેનો ફિદયો આપો. ફરી જો તેનો માલ હોય તો તેના ત્રીજા ભાગમાંથી દર નમાઝ અને રોઝા માટે અરધો સાઅ ઘઉં એટલે આસરે ૪ શેર આપવું તેના વારેસોપર ફરજ છે. પણ જો માલ નહીં હોય તો વારેસોને માથે આપવું જરૂર મળે નહીં. તેમ માલ હેવા છતાં પણ બે મણ ઘઉંનો હીલો કરે છે, એ દુરુસ્ત મળે નહીં. હા, જો કોઈ માણસ ઘણોજ ગરીબ હોય, તો તેને માટે ફિકહની કિતાબોમાં હીલો લખ્યો છે, પણ તેમાં કુરઆન શરીફ મુખ્યે કરી હોય અને તેને સાત વાર ફેરવવું એની સાબેતી ફિકહની કિતાબોમાં નથી.

૨ એટલે ભાદરવાની નવમીએ.

૩ રાંદેર ઞ. સુરતમાં ર રબી એટલે અગિયારમીના મહિનાની તા૦ ૧૧ એ મોટો તહેવાર પાળે છે. અને બાળકોને સારાં કપડાં પેહેરાવી ઘોડા પર ગાડી પર બેસાડી સરઘસના આકારમા ફેરવે છે. અને રિફાઈવાળા દાઇરા નિશાનો કાઢી ફરે છે. એ કામ ઘણું બુરૂં છે, એથી બચવું જોઇએ, કાંઈ બુજરૂગના મરવાથી તે દિવસ તેહવાર થતો નથી. વળી રિફાઈવાળા સૈયદ અહમદ રિફાઈ ( રહ ) ના મરણને દિવસે સરઘસ કાઢતા નથી. ફરી કાદરી ખાનદાનના વડા સૈયદ અબ્દુલ કાદેર જીલાની ( રહ ) ના મરણના દિવસે એ કામ કરવાનું કારણ શું?

૨૩

નથી. અને હિન્દુઓ "સંકલ્પ" કરતી વેળા જમણા હાથમાં પાણી લે છે, તેમ મુસલમાંનો પણ ખતમની વખત ખાણાની સાથે પાણીના પ્યાલાને મૂકવું ઘણું જરૂર જાણે છે. અને હિન્દુઓ પોતાના બુજરૂગોને પાણી આપે છે તેમજ મુસલમાનો મોહર્રમમાં હજરત ઇમામ (રદી)ની આત્માને માટે પાણીની મસ્કો જમીન ઉપર ઢોળી નાંખે છે. અને જેમ હિન્દુઓ દેવતાઓને નામે ઘી વગેરે આગમાં બાળી તેનું નામ હોમ રાખે છે; તેજ રીતે મુસલમાનો બુજરૂગોને માટે હજારો ચીરાગ બાળી તેમાં ઘડીયો અને મણોબંધ તેલ બાળી અલ્લાહની નેમતને જાયેઅ કરે છે. તેનું નામ રોશની રાખેછે. અને કેટલાક ખતમની વેળા હાથ બાંધી ઉભા રહે છે. તે એવા અકીદાથી કે, બુજરૂગોનો આત્મા આ જગ્યા હાજર તથા દેખતો છે. અને કેટલાક ખતમની વેળા દીવા પણ બાળેછે.[1] અને એ વગર એવીજ તરેહની (બીજી) રસમો મુસલમાનોમાં રિવાજ થઇ ગઇ છે. જેના વર્ણનમાં લંબાણ છે.

આ વાતનો જવાબ આ છે કે, એ કામ અમારી ધર્મી કિતાબોથી સાબેત મળે નહી. અજ્ઞાની લોકોએ કદાપી હિન્દુઓની રીતથી એ વાતો કહાડી છે. અને અમારા ધર્મમાં, બીજા ધર્મની તે રીત કે, જે તેજ ધર્મ સાથે બંધાયલી હોય તે કરવી મના છે. તે એટલે સુધી કે, હોળી, દીવાળી અને દસેરા વગેરે હિન્દુઓના તહેવારોમાં સેહેલ કરવાને અર્થે પણ ભેગાં થવું હરામ છે. કારણ કે, હજરત પેગમ્બર (સલ) ફરમાવે છે કે, "જેણે

[1] કેટલાક તેહેવારોમાં તેમ રમજાનના ખતમને દિવસે મસ્જીદોમાં હાજતથી વધારે દીવા બાળી રોશની કરે છે. એ વિષે હિન્દુસ્તાનના મોટા મોટા ઓલમાઓએ એક ફતવો લખ્યો હતો. અને તે ફતવો "રાહે નજાત" નામની કિતાબની આખરમાં "નીજામી" છાપખાનામાં છપાયો હતો. તેમાં એવી રોશનીની સાફ મના કરી છે. શાહ અબ્દુલ હક મોહદ્દેસ દેહલવી (રહ) શબે-બરાતના બયાનમાં લખે છે "અને આ જે હિન્દના કેટલાંક શહેરોમાં રોશની કરવાનો અને દીવાલો પર દીવા મુકવાનો, અને તેથી મોટાઈ કરવાનો, તેમજ આતશબાજીનો, અને ગંધક અને શોરો બાળવાનો રિવાજ પડી ગયો છે, એ ભૂંડી બિદઅત છે. માતબર સહી કિતાબોમાં એનો પાયો નથી. તેમ અમાતબરમાં પણ નથી. એ વિષે કોઈ જઈફ હદીસ કે મોઝુ હદીસ પણ કહેવાયલી નથી. એ રિવાજ હિન્દુસ્તાન વગર અરબના મુલકમાં હરમેન (મકકા તથા મદીના) માં નથી. તેમ બીજી જગોએ નથી, માત્ર હિન્દમાંજ છે. બનવાજોગ છે કે, એવું કરવું હિન્દુઓની રસમથી લીધું હોય કે તેઓ દીવાળીમાં રોશની કરે છે. અને બેશક કુફ્રના વખતની ઘણી ખરી ભૂંડી રસમો રહી ગઈછે. અને તેઓ સાથે મીલાપ રાખવાથી તેમ તેમાંથી લોંડીઓ બનાવવાથી અને પરણવાથી મુસલમાનોમાં ફેલી ગઈ છે. કેટલાક પાછલા વિદ્વાનો કહે છે કે, ખાસ રાતોમાં રોશની કરવી ભૂંડી બિદઅતમાંથી છે. કાંજે હાજતથી વધારે દીવા બાળવાને સારૂ હોવામાં શરીઅતની કોઇ નકલ કહેવાયલી નથી. ફરી તેજ અલી બીન ઈબ્રાહીમથી કહે છે કે, પેહેલવેહેલી રોશની કરવી બરામકીઓથી શરૂ થઈ છે. તેઓ અગ્નિપૂજક હતા. જ્યારે તેઓ મુસલમાન થયા તો તેઓએ એ રીત ઈસ્લામમાં દાખલ કીધી અને તેને બનાવટની રીતે ખરી સુંનત જાહેર કીધી. પણ મતલબ તેઓની અગ્નિ પૂજવાની હતી કેમકે મુસલમાનો સાથે તેઓ દીવાઓ તરફ સિજદો કરતા (વાંચો "માસબત બિસ્સુન્ના" છપાયલી મુજતબાઈ પ્રેસ દિલ્લી પૃષ્ટ ૨૧૪-૨૧૫) એવીજ તરેહ શરહ અરાબાહે નજએર છપાયલી નોલકીશ્વર પ્રેસ પૃષ્ટ ૫૬૦-૫૬૧ માં મસ્જીદોમાં ઘણી રોશની કરવાની બુરાઈઓ અને તેથી ઉપજતાં નુકસાનો દર્શાવ્યા છે. ખુદા મુસલમાનોને એવાં કામોથી બચાવો. ભૂંડા કામને પોતાની અજ્ઞાનતાથી સારૂં સમજી કરવું એ છેક બુરૂં છે.

પારકા કોમની રીત લીધી તે તેઓમાંથી છે. " અને આ ભાગમાં જેટલી કાંઇ રસમો બોલાઇ તેની અમારા ધર્મમાં કોઇ તરેહની અસલ મળે નહીં. એજ લીધે અમો લોક એવી રસમોને બિદઅત અને હિન્દુઓની મોશાબહત ( જેવું ) ગણીએ છીએ. કેટલાક એમાંથી મકરૂહ છે. કેટલીક હરામ છે. અને કેટલીક શિર્ક છે. ત્યારે જે વાત અમારા ધર્મમાં નહીં હોય તેપર સવાલ કરવાથી અમારા ધર્મપર સવાલ આવી શકતો નથી.

**हिन्दुओनो सवाल**—તમોએ જે કહ્યું કે, અમારા મુસલમાની ધર્મમાં બીજા ધર્મની રીત કરવી ઘણી બુરી છે. અને તેઓના તહેવારોમાં સેહેલને લીધે પણ ભેગા થવું મના છે. ત્યારે બીજા ધર્મવાળા જમે છે, પાણી પીએ છે, સુવે છે, ભુખ્યાને ખવરાવે છે, તો તમને જોઇએ કે, એ કામ છોડી દયો ? અને હિન્દુઓના તહેવારોમાં માત્ર સેહેલનેંજ લીધે શામેલ થવું તો કોરે રહ્યું, પણ કેટલાક મુસલમાન મુનશીઓ છોકરાઓને કેટલીક કવિતા લખી આપે છે. જેમાં હિન્દુઓના તહેવારોની એટલે દીવાળી વગેરેની પ્રશંસા હોય છે. અને તે કવિતાઓનું નામ ઇદી રાખ્યું છે. એનો જવાબ આ છે કે, અમારા ધર્મમાં પારકા ધર્મવાળાઓની રીત કરવી તે વાતોમાં મનાઇ છે કે, જેનો પાયો અમારા ધર્મમાં કાંઇ હોય નહીં. અને તેઓનીજ સાથે ખાસ ગણાઇલી હોય. પણ જે કામ અમારા ધર્મમાં અને બીજા ધર્મમાં ભેગાં હોય તે કામને અમો શા માટે નહીં કરીએ ? અને આ જે તમો કહો છો કે, કેટલાક મહેતાજીઓ હિન્દૂઓના તહેવારોમાં ઇદી લખી આપે છે, તો અમારા ધર્મમાં એની પણ મનાઇ છે. એવી ઇદી તેવાજ મુનશીઓ લખી દે છે કે, જેઓ બે ચાર પૈસામાં પોતાનો તકવો ( પરહેજગારી, ભૂંડાં કામથી બચ્યા રહેવું ) વેચી દે છે. અને એ લોકો અમારે ત્યાં ફાસેક છે. મતલબ કે, એવી વાતોથી અમારા ધર્મપર કદી શંકા ( એતેરાજ ) આવી શકતી નથી.

—⁂—

## અધ્યાય ત્રીજો. રીવાજો અને મોઆમલાત વિષે.

### અને આ અધ્યાયના છ ભાગ છે.

### ભાગ ૧ લો નિકાહના વર્ણનમાં.

---

અમારા ધર્મમાં નિકાહ તે ચીજ છે કે, કોઇ સ્ત્રી પોતે પોતાને કોઇ માણસના બંધનમાં આપે અને પુરૂષ તેને કબુલ રાખે, જો તે સ્ત્રી કે પુરૂષ વયે ન પોહોંચ્યાં હોય તો કોઇ સ્ત્રીનો વાલી જેમ બાપ અથવા ભાઇ તેનો નિકાહ કરી દે, ફરી એ એકરારને માટે બે શખ્સ ઇમાનવાળાઓનું ગવાહ થવું જરૂર છે. અને સ્ત્રીના જીવનો બદલો પણ પુરૂષ પર કાંઇ ઠેરવાય છે તેનું નામ મહર છે, અને નિકાહની વખત ખુતબો ભણવો સુન્નત છે. અને ખુતબામાં ખુદાનીજ તૌહીદ ( ઐકયતા ) હજરતની પેગંબરીનું બયાન, અને થોડીક નસીહતનું મજમુન હોય છે. અને વર અને કન્યા માટે દુવા કરવી પણ સુન્નત છે. અને નિકાહ પછી વરને જોઇએ કે, આ નેમતના શુકરાનામાં ગરીબો અને દોસ્તોને જમાડે એનું

નામ વલીમો છે. અને નિકાહમાં નામદારીને માટે અને મોહોટાઇને માટે નહીં, પણ ચોખ્ખા- ઇને લીધે વર અને કન્યાને સારાં કપડાં પેહેરવાં અને ખુશબો લગાડવી દુરસ્ત છે. અને દફ વગાડી નિકાહની ૧ પ્રખ્યાતી કરવી દુરૂસ્ત છે. એટલુંજ નહિ પણ મોસ્તહબ છે.

૧ પાદરીઓ સવાલ કરે છે કે, મુસલમાની ધર્મમાં ચાર સ્ત્રીઓ સુધી પરણવાનું ફરમાન છે. જો ઈસ્લામી ધર્મ ખુદા તરફથી હોત તો તેમાં એકથી વધુ સ્ત્રી કરવાનો હુકમ નહીં હોત. તેનો જવાબ કે એકથી વધુ ચાર સ્ત્રીઓ કરવાનું તે માણસને માટે દુરૂસ્ત છે કે, જે અદલ કરી શકે. પણ જે માણસને એવો ડર હોય કે, હું અદલ કરી શકીશ નહીં, તેને એકથી વધુ સ્ત્રી કરવી દુરસ્ત નથી. વાંચો સૂરાનિસા ૪; ૩ પણ પાદરીને તો ઈસ્લામી ધર્મ વગોવવો છે. એટલે એકથી વધુ સ્ત્રી કરવાનું લખી ચુપકો રહ્યો. અદલનો શબ્દ લખ્યો નહીં. હવે આપણે બાઈબલને તપાસીએ તેમાં એકથી વધુ સ્ત્રી કરવાનો હુકમ છે કે નહીં. ન્યાયા. અધ્યાય ૬; તથા ૭થી માલૂમ પડે છે કે, અલી- આજરી યોઆસનો દીકરો ગીદોન ( જદઊન બીન યોઆશ ) પેગંબર હતા. તેવણ વિષે ન્યાયા ૮;૩ માં છે " ને ગીદોને ૭૦ દીકરા જનમાવ્યા. કેમકે તેને ઘણી બાઈડીઓ હતી. અને સેકેમમાં તેની ઉપ- પત્ની ( લોંડી ) હતી. તેપણ તેને સારૂ એક દીકરો જણી" ૧ શમુ ૧૮; ર૭માં છે કે, દાઉદે (અલે) પહલું ( મોહોર ) આપી શાઉલની દીકરી મીખાલ સાથે પરણ્યા. એ વગર અસંખ્ય બઇરીઓ કરીઓ છે. ૨ શામુ ૫; ૧૩ અને દાઉદે હાબ્રુનથી આવી બીજી પણ ઉપપત્નીઓ ( લોંડીઓ ) અને સ્ત્રીઓ યરૂશાલેમમાં કરી. " જો વધારે સ્ત્રી કરવાની મના હોત તો આટલી બધી સ્ત્રીઓ કરવાથી ખુદા દાઉદને રોકત, અથવા કીધા પછી ઠપકો આપત. એટલુંજ નહીં પણ વધારે સ્ત્રી કરવામાં ખુદાએ દાઉદ વિષે ગમતાપણું જણાવ્યું છે, અને જો કીધેલી સ્ત્રીઓ કરતાં પણ વધારે સ્ત્રીઓ દાઉદને જોઈતે તો ખુદા આપતે. ૨ શમુએલ ૧૨; ૮ " તારા ધણીનું ઘર તને આપ્યું અને તારા ધણીની બાયડીઓ તારી છાતીપર આપી. અને ઈશ્રાયલનું તથા યહુદાનું ઘર તને આપ્યું અને જો એઓ બહુ થોડી હોત તો હું તને બીજી એવીને એવીઓજ આપતે " આથી સિદ્ધ થાય છે કે, જો દાઉ- દને બીજી બાયડીઓ જોઇતે તો ખુદા આપતે. અને આ જે આપી તે ખુદાએ આપી છે. ફરી એકથી વધારે સ્ત્રી કરવી તે દોષ કેમ ગણાય ? ઈબ્રાહીમ ( અલે ) ને બે સ્ત્રીઓ હતી. સારા અને હાગાર. મુસાની બે સ્ત્રીઓ હતી. સફુરા અને બીજી સીધણ. વળી પુનર્નિયમ ૨૧; ૧૫ " જો પુરૂષને બે બાયડી થઈ હશે, એક માનીતી અને બીજી અણમાનીતી." આથી સાફ માલૂમ પડે છે કે, બે બાયડી કરવી દુરસ્ત છે. પાદરીઓ કહે છે કે, જો એકથી વધુ સ્ત્રી કરવાનું હોત તો આદમ પણ બે સ્ત્રીઓ કરત. તેનો જવાબ કે, જો એકથી વધુ સ્ત્રીઓ તે વેળા હોત અને ફરી એકજ કરત તો તમારો દા- ખલો જરા સાંભળવા લાયક પણ થાત. પણ ત્યારે તો એકજ સ્ત્રી હતી ફરી એક નહીં કરે તો શું કરે ? વળી જો એકથી વધારે પણ હોત અને આદમ ( અલે ) એકથીજ નિકાહ કરત તોપણ તમારો દાખલો ચાલત નહીં. કારણકે એકથી વધુ સ્ત્રી કરવાનું કંઈ ફરજ નથી. ખુશી ઉપર છે. આદમની ખુશી નહીં થઈ, ને નહીં કીધી. વળી જો આદમના એક નિકાહ કરવાથી જો બે નિકાહ કરનાર પાપી બને તો, તેજ પ્રમાણે નહીં નિકાહ કરનાર પણ પાપી બને. કેમકે તેણે આદમથી ઉલટું કીધું. વિ- ચારો. નવા કરારમાં પણ કેથે એકથી વધુ સ્ત્રી કરવાની મના નથી. અને માત્થી ૧૯ તથા મારક ૧૦ થી જે સમજાય છે કે, એકથી વધુ સ્ત્રી નહીં કરે, તે તે માણસ માટે છે કે, જે નકામી એક સ્ત્રીને છોડી દે અને બીજી કરે. પણ બે કે ત્રણ સ્ત્રી કરે, અને બધાને સારી રીતે રાખે તેની મના નથી. અને જો મના પણ હોય તો જેમ જુના કરારથી એકથી વધુ સ્ત્રી કરવાનું દુરૂસ્ત સાબેત છે, અને ઈશુ ( અલે ) એ તેને મનસુખ કરી એક સ્ત્રી કરવાનું ફરમાવ્યું છે તેમ પાછું એકજ સ્ત્રી કરવું હજ- રત મોહમ્મદ ( સલ ) સાહેબે મનસુખ કરી એકથી વધુ સ્ત્રી કરવી દુરૂસ્ત કીધી, તે તમને અઘરૂં કેમ લાગે છે ? વળી વિચાર કરવા જોગ તો એ છે કે, એકથી વધુ સ્ત્રી કરવી અદલ અને સરખી રાખવાના બંધન પર રખાયું છે અને આટલું તો સર્વ જાણે છે કે, જે શકિત પેગંબરને ખુદાએ અદલ ઈન્સાફ કરવાની આપી છે, તેવી તેમની ઉમ્મતને નહીં આપીછે. તો અદલના પ્રમાણમાં ઉમ્મ-

અને જો પુરૂષ પોતાની સ્ત્રીને છોડી દે ( તલાક આપે ).[૧] અથવા સ્ત્રીનો ભરથાર મરી જાય તો એ સ્ત્રીને કોઇ સાથે નિકાહ કરવો દુરૂસ્ત છે. એટલુંજ નહિ પણ ઘણું પુન્ય

---

તને ચાર સ્ત્રીઓ કરવાનો હુકમ આપ્યો અને પેગંબરને વધારે, તેમાં એબ શી ? વળી જુઓ કે, ૨ શમુ ૧૨;૮ થી સાફ માલૂમ પડેછે કે, જો દાઉદને થોડી પડતે તો ખુદા તેવીઓ બીજી પણ આપતે. એવી તરેહ આપવાનું બીજા કોઈ સાધારણ માણસને કહ્યું નથી. ત્યારે શું એમ કહેશો કે, દાઉદ ( અલે ) ને બીજી સ્ત્રીઓ કરવામાં અડચણ નહીં પડે માટે આ કલમ કલ્પી છે ? કદી નહી, ફરી મોહમ્મદ ( સલ ) સાહેબ વિષે તમને અજાયબ જેવી કેમ લાગે ? તોરાતના જાણનાર પર કાંઈ છુપું નથી કે, કેટલાક કાનુનો અને પદવી ખાસ હારૂન ( અલે ) ની ઓલાદ વિષે છે, અને બીજા લેવીય પુત્રો માટે તે નથી. ત્યારે એવીજ તરેહ ચાર સ્ત્રીઓનું પરણવું તે ઉમ્મતને માટે રાખી હજરત પેગંબર (સલ)ને માટે ચારથી વધુ સ્ત્રીઓ કરવાનું ફરમાવ્યું તેમાં દોષ શો ? અને મોહમ્મદ (સલ) સાહેબે વધારે સ્ત્રીઓ કરી તેનું કારણ આગળ લખીશ.

૧ તલાક વિષે હજરત ( સલ ) સાહેબ ફરમાવે છે કે, ઓ મઆજ ( રદી ) ખુદાએ કોઈ ચીજ પૃથ્વી ઉપર એવી ઉત્પન્ન કરી નથી કે, તે તેને આજાદ કરવા કરતાં વધારે પસંદ હોય, અને કોઇ ચીજ પૃથ્વી ઉપર એવી ઉત્પન્ન કરી નથી કે, તે તેને તલાક આપવા કરતાં વધારે ના પસંદ હોય. આ હદીસ " દારકુતની " નામના પુસ્તકમાં હજરત મોઆજ ( રદી ) થી રિવાયત થઈ છે. એમાં તલાક દઈ સ્ત્રીને છોડી દેવી ખુદાને પસંદ નથી એમ ખુલ્લું કહેવાયું છે અને આજાદ કરી ગુલામને બાંદીને છોડી દેવાં પ્રસન્ન છે, એમ સાફ કહેવાયું છે. વળી હજરત મોહમ્મદ ( સલ ) સાહેબ ફરમાવે છે કે, " હલાલ ચીજોમાંથી તલાક ખુદાને ઘણી નાપસંદ છે " આ હદીસ "અબુ-દાઉદ" નામના પુસ્તકમાં ઈબને ઓમર [ રદી ] થી રિવાયત થઇ છે. વળી સૂરેનિસા ૪; ૩૪ "જો તેઓ તમારી તાબેદારી કરે તો ફરી તેઓ માટે કોઇ માર્ગ નહીં શોધો." પાદરીઓ સવાલ કરે છે કે, કુરઆન શરીફમાં સ્ત્રીને છોડી દેવાનું દુરૂસ્ત છે. અને ખરૂં જુઓ તો માત્થી, ૫;૩૨:૧૯;૯ થી માલૂમ પડે છે કે, વ્યભિચારના કારણ વગર બીજા કોઈ કારણથી છોડી દેવી દુરૂસ્ત નથી. તથા જો ખુદાને તલાક આપવાનો હુકમ આપવો હોત તો તે આદમને હુકમ આપત. અને તે તલાક આપતે તો તેના વંશમાં એ હુકમ ચાલુ થતે. તેનો જવાબ કે, આપણે બાઈબલ તપાસીએ. પુનર્નિયમ ૨૪; ૧ " જ્યારે પુરૂષે બાયડીને લીધી ને તે તેનો પતિ થયો અને એમ થાય કે, તેઓની નજરમાં પસંદ ન આવે, કેમકે તેમાં કાંઈ એબ લાગી તો તે તલાકનામુ લખી તેના હાથમાં આપે " જેમ સાફ રીતે કુરઆનમાં તલાક આપવાનું છે, તેમજ આ પણ છે. વળી ઈશુ ( અલે) એ પણ ફરમાવ્યું છે કે, મુસા ( અલે ) એ વ્યભિચારના કારણ વગર તલાક આપવાનો હુકમ આપેલો. વાંચો માત્થી ૧૯;૮ ત્યારે જો તલાકના હુકમ થવાથી કુરઆન પર એબ આવતી હોય તો, મુસાની તૌરાત ઉપર એબ નહીં આવે તેનું કારણ શું ? વળી જુઓ કે, ઈશુ ( અલે ) તૌરાતના તાબેદાર હતા. માત્થી, ૫; ૧૭ છતાં મુસા ( અલે ) ના હુકમને મનસુખ કીધો. તો ફરી હજરત મોહમ્મદ [સલ] સાહેબ જેવણ કે ઈશુ [ અલે ]ના તાબેદાર નથી, અને એવણના હુકમને મનસુખ કરી મુસા [અલે] ના હુકમને ચાલુ રાખે તેમાં એબ શી ? ધણી ધણિઆણીમાં અણબનાવ થવાનાં અનેક કારણો થાય છે. સ્ત્રી વ્યભિચારેણ હોય, પુરૂષ ખોરાકી આપી શકતો નહીં હોય, સ્ત્રી મ્હોંડે ફુવડ હોય, ચતુર નહીં હોય, ધણીનો માલ બગાડતી હોય, ધણીના આગલા ઘરની છોકરીનું કે તેની બેહેનનું કુટણ-પણું કરતી હોય, મરદ શક્તિમાં સ્ત્રીથી ઘટેલો હોય, સ્ત્રી ઘેલી હોય ઈત્ય. ત્યારે આવાં કારણોમાંથી માત્ર વ્યભિચારને તલાક આપવાનું કારણ કરવું, અને તે પણ કોરટે ફજેત થયા પછી અને બીજાં બધાં દુઃખ ખમ્યા કરવાં, એ સારૂં છે કે, અણબનાવથી મૂકી દેવું એ સારૂં છે ? જ્યારે પુરતી રીતે અણબનાવ થઈ જાય અને જો પુરૂષ મૂકી નહીં શકે તો ફરી છુટના બ્યાના થાય. એ માટે માત્ર હેનરી બીજાનો હાલ ગોલ્ડસ્મીથ સાહેબની ત્વારીખ છપાયલી સને ૧૮૫૩ ના પૃષ્ટ ૩૭ માં વાંચો. અને પ્રોટેસ્ટંટોના મુરબ્બી ૮મા હેનરીનો હાલ એજ ઇતિહાસના પૃષ્ટ ૯૧—૧૦૪માં તથા હુબ્બુત

છે. અને હિન્દુઓમાં પ્રખ્યાત નિકાહ તે ચીજ છે કે, સ્રીવાળા જેમ કે બાપ વીગેરે તે સ્રીને સંકલ્પ કરીને કોઇ પુરૂષને આપે. એ સંકલ્પનું વર્ણન બીજા અધ્યાયના છઠા ભાગમાં થઇ ગયું.[1] અને પુરૂષ તે સ્રીને **સ્વસ્ત** શબ્દથી કબુલ રાખે. ફરી આ એકરારને માટે અગ્નિને ગવાહ કરે છે [2] એટલે અગ્નિ બાળીને વર અને કન્યાને અગ્નિની આસપાસ ફેરા

તારીખ છપાયલી સને ૧૮૨૯ના ભાગ ૨ અધ્યા, ૪૦ પૃષ્ટ ૧૯૬ માં જુઓ. જો તલાક દુરૂસ્ત હોત તો આટલી ખુના મરકી નહીં થાત. એક માણસ મને પુછવા લાગ્યો કે, જાહેર રીતે યુરોપીઅનોમાં એક બીજાની સ્રીથી ચુમ્બન લેવું, બગલમાં હાથ નાંખવો, પોતાના કોમરેટ સાથે બે ચાર દિવસે વાડી બગીચામાં સેહેલ કરવા જવાનો કેમ રિવાજ છે? તેનો જવાબ આ છે કે, જ્યાંસુધી સ્રીઓનું વ્યભિચાર સાબિત નહિં થાય ત્યાંસુધી તેનો પતિ મુકી શકતો નથી. એવી ખબર હોવાથી નીડર થઈ શરૂમાં એવું કામ કરેલું તે ધીરે ધીરે રિવાજ પડી ગયો છે. હવે જો સ્રીના પતિને અણુગમતુ હોય તો કહે કોને? વળી પાદરીઓનું કહેવું કે, જો તલાક દેવું દુરૂસ્ત હોત તો આદમ [ અલે ] દેત, તેનો જવાબ કે, આદમે તલાક આપી નહીં, પણ દુરૂસ્ત નહીં એની સાબિતી શી? વળી તમો માનો છો કે, વ્યભિચારને લીધે તલાક આપવી દુરૂસ્ત છે. ત્યારે એવો હુકમ પણ દુરૂસ્ત થવો નહીં જોઇએ, કારણકે આદમને એવો હુકમ થયો હોય એની સાબિતી નથી. હવે કેટલાક હીંદુઓ તલાક નહીં આપતા અને આપવાને શાસ્ત્ર વિરૂદ્ધ ગણે છે. તેનો જવાબ કે, આગલા વખતમાં તલાક આપવાનો રિવાજ હતો તેમ વેદમાં પણ એની મના નથી. એટલુંજ નહીં પણ હિન્દુઓના શાસ્ત્ર પ્રમાણે હાકેમપર વાજેબ છે કે, જરૂરના વખતમાં તલાક અપાવે. મહાભારતના બારમા પર્વ રાજભાગમાં છે કે, " રાજાને જોઇએ કે, જો કોઈ સ્રી પોતાના ધણી સાથે સારી રીતે ગુજારો નહીં કરે તો ધણીને હુકમ કરે કે, તે તેણીને મુકી દે. " મહાભારતના અદોમ પર્વમાં છે કે, " રાજા યયાતિએ પોતાની છોકરી રાજા હરયંસને બસો ઘોડાને બદલે આપી હતી, તે એવી શરતપર કે એક છોકરો થયા પછી મૂકી દે" ફરી છોકરો જન્મ્યા પછી તેને પાછી લીધી અને રાજા દેવીદાસને ઉપલી શરત પ્રમાણે બસો ઘોડાને બદલે આપી છોકરૂં થયા પછી રાજા ભોજને તેવીજ શરત પ્રમાણે આપી. હવે જો મૂકી દેવી ( તલાક ) હિન્દુ ધર્મમાં દુરૂસ્ત નહીં હોત તો રાજા યયાતિ જેવા વડા જ્ઞાની અને વેદાંતી રાજા હરયંશથી મૂકાવી રાજા દેવીદાસને આપતે નહીં. તેમ તેણીથી તલાક લઈ રાજા ભોજને આપતે નહીં. વળી એ કામ વિશ્વામીત્રના ચેલા ઘંવરની મારફતે થયું છે. જો તલાક દેવી દુરૂસ્ત ન હોત તો તે પણ એમ કરતે નહી. કેટલાક હિન્દુઓ અને ખ્રીસ્તીઓ કહે છે કે, મુસલમાનોની સ્રીને હમેશ તલાકની બીહીક હોવાથી સારી રીતે ઘર કરતી નથી. તેમ ધણીઓ સાથે લડતી રહે છે. તેનો જવાબ કે, હિંદુસ્તાનમાં કરોડો મુસલમાનો રહે છે. અને પોતાનું ઘર સારી રીતે ચલાવે છે. પણ જો કોઈ એમ કહે કે, ખ્રિસ્તીઓની અને હિન્દુઓની સ્રી પોતાના પતિથી ઘણી લડાક હોય છે કારણકે તેઓને છુટા છેડા થવાની બીહીક રહેતી નથી કે તે બીહીક રાખે. ફરી ચાહે તેમ ધણીપર જુલમ કરે છે. તો તેનો જવાબ શો? વળી પરણવા પછી યુરોપ્યઅનોમાં એવો રિવાજ છે કે, ગીરજામાંથી બહાર નીકળતી વેળા વરને માથે કોઈ ખાસડાં મારે છે. વાંચો દેશી મીત્ર તા૦ સને ૧૮૯૬ તેમ હિન્દુઓમાં એવું ચલણ છે કે, કન્યાના જોડાનો દંડવત વર પાસે કરાવે છે એમાં એવો ઈશારો રખાયો છે કે, ધણીને જોએ કે, પોતાની સ્રીને માથે ચઢાવેલી રાખે, અને તેનો તાબેદાર થાય; કારણકે જોડાથી મતલબ બાઈબલ પ્રમાણે તેમ ગુજરાતના ચલણ પ્રમાણે સ્રી લેવાય છે. એજ કારણથી ખ્રીસ્તીઓ તેમ તેઓની રીતીએ ચાલનારા ગાડીમાં તેમ બીજી જગ્યામાં સારી જગ્યા પોતાની બાયડીને આપેછે.

૧ પાણીને હાથમાં લઈ નેયત કરવી.

૨ કેટલાક હિન્દુ કહે છે કે વિવાહમાં અગ્નિના દેવતાને ગવાહ કરીએ છીએ તે એટલા માટે કે, ખુદાને ત્યાં માણસ સાક્ષી પૂરી શકતો નથી અને દેવતા પુરી શકે છે. માટે દેવતાને ગવાહ કરીએ

આપે છે. અગ્નિને ગવાહ કરવાથી શો લાભ છે તે જણાતું નથી. સમજવાળો જો ગવાહ હોત તો, તેની ગવાહી કામની વખત કામ આવતે અને અગ્નિ તો જીવ વગરની એક ચીજ છે.

અને જો કોઇ હીંદુ એમ કહે કે, અગ્નિનો મોઅક્કલ ( દેવતા ) બીસંતર દેવતા છે. અને તે સમજવાળો છે. અમો તો તેને ગવાહ પકડીએ છીએ. તેનો જવાબ આ છે કે, માણસને ગવાહ કરવાથી આ લાભ છે કે, જો હાકેમ આગળ મુકરદમો જાય તો તે વેળા ગવાહ કામ આવે; અને દેવતાની ગવાહી કે, જે નજરથી છુપી છે, તેમ વહેમ સરખી છે, તે શું કામમાં આવે ? અને એ વગર જેટલી કંઇ રસમો હિન્દુઓ નિકાહમાં કરે છે, તેથી અકલ હેરાન છે. તેમાંથી વર કન્યાને કંગણો અને શેરો બાંધવો. ન્યાતની સ્ત્રીઓ ભેગી થઇ સાત અથવા પાંચ અથવા ત્રણ દહાડા સુધી સાત સુહાગણોના હાથથી વર અને કન્યાને ઓબટનો ( પીઠી ) લગાડવો અને તેલ ચઢાવવું. અને તની કઢાઇ અને સાતના કરવું અને ચોક પુરવો અને નામદારીને માટે ગાંડવો કરવો. બાડા દેવું, વગર જરૂરતે હાથી ઘોડા ઉપર સ્વાર થઈ ચાલવું, રામજણીનો નાચ કરાવવો. આતશબાઝી ફોડવી, ઢોલ, નફીરી, નગારાં, અને તાસાં વગેરે વાજાં વગડાવવાં, બંદુકો ફોડાવવી, અને વેવાહીઓનું આપસમાં મળી હસી ઠઠ્ઠો કરવો અને મીઠો તથા ખાટો ભાત મુકરર કરવો. એટલુંજ નહીં પણ કેટલાક ક્ષત્રીઓમાં જ્યારે જાન જમાડે છે, તો મીઠી વસ્તુની ધભણ બનાવી જાનવાળાઓને તેની આસપાસ બેસાડી ખવરાવે છે. અને ચારણીમાં દીવો મૂકી બારણા ઉપર લટકાવવો, અને વરે તેને તલવારથી પાડી નાંખવો, અને વરથી સ્ત્રીના છંદ કહેવડાવવાં. અને લવીંગ એલચી માગવી, અને પારકી સ્ત્રીઓનું વરની આસપાસ ભેગા થઇ છલ ( મકર ) અને હસી કરવી. અને તરેહ તરેહનાં ઉખાણાં અને હીર [1] પુરૂષ અને સ્ત્રીનું કહેવું; અને સ્ત્રીઓ પુરૂષોનું રાગમાં નફટ ગાળો દેવી, [2] જેને શાહના કહે છે. અને કન્યાના જોડાનો વર પાસે સિજદો [ દંડવત ] કરાવવો. અને વરના બકતતે હજામડીઓનું લાલ દોરીથી માપવું. અને સ્ત્રીના માથાના વાળ વરથી ગુંથાવવા જેનું નામ ધોરયાંન છે. અને કંગણું રમવું, અને ગોતકનાલા કરવું એટલે ન્યાતનાં સ્ત્રી પુરૂષનું એક વાસણમાં ખાવું, અને વરની માના કાંશીઆમાં પગ નાંખવો, અને નામદારીને લીધે ખરાસોહી અને ખટ કરવું, અને નામ તથા મોટાઇને લીધે તરેહ તરેહનાં વાજાં અને ન્યાતની રોટલી કરવી. અને એ વગર બીજી ઘણી ભૂંડી રસમો છે કે, તે સર્વનું બયાન કરવું લંબાણ થવાનું કારણ છે. હવે એ રસમોમાં શો લાભ છે ! તે જણાતું નથી. પણ દેખીતમાં તો ધન ( માલ ) ગુમાવવું છે. અને ઘણાંખરાં બેશરમીનાં કામ છે.

---

છીએ. તેનો જવાબ કે આ કહેવું તમારૂં બનાવટ છે. ને વળી તમારી વાત જો સાચી હોત તો દરેક મોઆમલામાં અગ્નિના દેવતાને સાક્ષી રખાત. શું ખુદાની કચેરીમાં માત્ર નિકાહનોજ ઈનસાફ થવાનો કે તેને માટે દેવતાઓને ગવાહ ઠેરવાયા, અને બીજા કામો માટે નહીં ?

૧ હીરી પંજાબી શબ્દ છે જે હસીમાં ગાળ દઈ આંગળીથી ઇશારો કરી કહેવામાં આવે છે.

૨ ગુજરાતના અનાવલા બ્રાહ્મણો એટલે દુબલામાંથી બ્રાહ્મણ બનેલા ભાઠેલામાં જ્યારે વિવાહ થાય છે તો તેઓની સ્ત્રીઓ એવું નફ્ટ બોલતી નથી, પણ કુંભારીઓ કે બીજી કોઇ જાતવાળીઓને બોલાવી તેવોજ ઠેઠવાડો કરાવે છે.

અને જો હિન્દુ કહે કે, એ રસમોમાંની કેટલીક રસમો કેટલાક મુસલમાનોમાં પણ ચાલુ છે, તેનો જવાબ આ છે કે, અમારા ધર્મમાં એ સર્વ કામ ધિક્કારાયલાં અને ખોટાં નકાર પાત્ર છે. અજ્ઞાનીઓ હિન્દુઓની રીત કરે છે. [1] તેઓ બુરૂં કરે છે, અને એઓનો કાંઈ ઇતબાર નથી. [2] અને જો કોઇ હિન્દુ કહે કે, એ રસમોમાંથી કેટલીક હિન્દુઓનાં શાસ્ત્રમાં પણ બ્યાન થયલી નથી, પણ કેટલાક લોકો પોતાથી કરે છે, તો તેનો જવાબ આ છે કે, તમારા જેટલા પંડિતો છે તે સર્વ એવી રસમોના બંધાણ હોવાને બુરૂં જાણતા નથી. અમારા ધર્મના કરણી કરનાર વિદ્વાનો ( ઓલમા બાઅમલ ) એ રસમોના બંધાણ ઉપર સખત નકાર કરે છે અને બુરૂં જાણે છે. કારણ કે અમારા ધર્મમાં શરેઅ શરીફ વગર બીજી કોઇ ચીજના બંધનમાં રહેવું દુરૂસ્ત નથી. અને એમાંની કેટલીક રસમો તમારા શાસ્ત્રો માફક પણ છે. જેમકે મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, પાંચ જગ્યા જુઠું બોલવું પાપ નથી પેહેલું જે જગ્યાએ દોસ્ત આશના હસી કરતા હોય ત્યાં જુઠું બોલે, બીજું ધણી પોતાની સ્ત્રીને ખુશી કરવા જુઠું બોલવું, ત્રીજું વિવાહમાં જુઠી ગાળો આપવી. ચોથું જુલમીના કતલ કરવાથી કોઇને બચાવવાને માટે જુઠું બોલવું. પાંચમું માલની સંભાળ માટે જુઠું બોલવું. [3] મતલબ કે વિવાહમાં ગાળો દેવી શાસ્ત્રથી સાબિત છે.

અને જ્યારે કોઇ સ્ત્રીનો પતિ મરી જાય છે, તો તેને માટે ફરી બીજો વિવાહ કરવો, હિંદુઓના ધર્મમાં પ્રખ્યાત પંથ પ્રમાણે દુરૂસ્ત નથી. તેઓમાં જે લોક નીચ વરણ

---

૧ ગુજરાતના મુસલમાન બોરા હોય કે મીઆંભાઈ હોય કે પછી કોઇ બીજા હોય, તેઓ પણ કેટલીક હિન્દુઓની રસમમાં ફસ્યા છે. ખુદા તેમને બચાવે. રાંદેરની હોરવાડમાં કેટલાક ઘરોમાંથી વિવાહમાં વાજા મંગાવવા નીકળી ગયાં છે એ સારૂં કામ છે. પણ સેરો, ઘોડો સોપારી પાન અને નાળીયરના સગણ હજુ નીકળી ગયાં નથી. તેમજ પીઠી લગાડવાનું નીકળી ગયું છે. પરંતુ પીઠી બાદ જે નવડાવતા હતા તે તો રહી ગયું છે એ પણ બુરૂં છે. માંડવો બનાવવો પણ હરામ છે, એટલે માંડવાની સાકટી ઘાલનાર પરણેલાજ હોવા જોઈએ. અને સાકટી ખોદાઈ તે વેળા નાળીયેર ફોડવું. સાકટી ઘાલવાના ખાડામાં પઈસો કે ઈંડું કે સમડીની ગાંઠો નાંખવી. માંડવાની ચોતરફ માટલીઓ બાંધવી એવો માંડવો કરવો હરામ છે. એ કાફેરોની ચાલ છે. ખાલી બેસવા માટે શીળા માટે જરૂરત જેટલો માંડવો બનાવવો દુરૂસ્ત છે. રાંદેરના સીપાઈ-વાડમાં નાચ દુમણીનું ઘણું જોર હતું પણ હાલ તેઓએ એ ભૂંડી રસમ કાઢી નાંખી છે. એ ઘણી શાબાસીનું કામ છે. તેની પુઠે બીજા મુસલમાનોએ ચાલવું જોઈએ. નાચ રંગ અને દુમણીઓની બુરાઈમાં મારી એક ચોપડી નામે “ નસીહતના બે બોલ” તેઓએ છપાવી છે. અને “ અંજુમને તાઈદુલ ઈસ્લામ ” રાંદેરને દરખાસ્ત કીધાથી મફ્ત મળે છે.

૨ એવીજ તરેહ કોઇ મૌલવી કરે તો તેનો પણ ઈતબાર નથી. ઈતબાર શરીઅતના હુકમનો છે. પઢેલા માણસને જોઈએ કે, પોતાને ત્યાં શરીઅત માફક કાર્ય કરે. નહીં તો પોતે ગુનાહમાં પડવા છતાં બીજાઓને પણ પાડશે. એટલે તેઓનું જોઈ બીજા અટકશે નહીં પણ વધારે કરશે.

૩ ખ્રીસ્તી ધર્મમાં ધર્મ વધારવા જુઠું બોલવું પાપ નથી. પાઉલ રૂમી ૩;૭માં કહેછે “ જો મારા જુઠાથી દેવનું સત ઘણું તેના મહીમાને સારૂં વધ્યું તો હજુ સુધી હું પણ અપરાધી જેવો કેમ ઠરાવાઉં?” પણ સને ૧૮૯૨ ના ફેબરૂવારી માસના અંકમાં સત્યોદય નામના ચોપાનીયામાં પાદરી લખે છે કે “જુઠું બોલવાથી કોઇ મતને ટેકો મળે એમ નથી;” આથી માલૂમ પડે છે કે, પાઉલના ઉપલા લખાણથી રેવરંડ અજાણ્યો છે. અથવા આ ૧૯મા સૈકામાં પાઉલની આ વાત તેને ખોટી લાગી છે. એ વિષે મારી ચોપડી નુરેહીદાયત અંક ચોથો વાંચો.

છે, તેઓ રંડાયલીને કોઇના ઘરમાં બાયડી કરી બેસડાવે છે. અને તેઓમાં જેઓ ઊંચ-વરણુ કહેવાય છે તેઓ કદી પણ એ વાતને દુરસ્ત રાખતા નથી. જો તે છોકરી નાન-પણમાં રંડાઇ હોય તો પણ આખી જીંદગી તેવીજ હાલતમાં રંડાયલીજ રહે. [1] જુઓ એ કેટલી મોટી જુલમની વાત છે. અને જો કોઇ પુરૂષની સ્ત્રી મરી જાય તો ફરી તે પુરૂષના વિવાહમાં મોટો બંદોબસ્ત કરે છે, અને બાપડી સ્ત્રીપર એટલો જુલમ કરે છે કે, તેને તો બીજીવાર ધણી કરવા દેતા નથી. તે બાપડી તરસી તરસીને તાઢા શ્વાસ ભરે છે. અને આ જાલેમોના જીવ પર નીસાસો નાંખે છે. અને એ સિવાય સ્ત્રીના વગર ધણીએ રહેવામાં આ કેટલી બુરાઈ છે કે, ઘણીખરી સ્ત્રીઓ વગર ધણીએ વ્યભિચારમાં ફસી જાય છે. અને જો કોઇ વ્યભિચારથી બચે તો તેને ભૂંડા વિચારથી બચવું તો ઘણુંજ મુશ્કેલ[2] છે. અને ખુદાની હિકમતને સમજવું જોઇએ કે, પુરૂષ અને સ્ત્રીના નિકાહ થવામાં કેટલો મોટો લાભ છે, કે આદમ પુત્રો (આદમી)નો દુન્યામાં વધારો થાય, અને ખુદાની બંદગી કરે. અને સ્ત્રી અથવા પુરૂષને નકામા વગર નિકાહે રાખવું તદન ખુદાની મરજીને વિરૂદ્ધ છે. દાખલા તરીકે એક:સરદાર પોતાના ગુલામોને ખેતી કરવા માટે થોડી જમીન આપે, તો જો તે ગુલામો તે જમીનને વગર અડચણે મૂકી દીએ અને તેમાં ખેતી કરવાને સારૂં જાણે નહીં, તો બેશક તે ગુલામો ઉપર માલિક ગુસ્સે થશે. તો એવીજ રીતે સ્ત્રીઓને ખુદા સાહેબે એજ માટે ઉત્પન્ન કરી છે કે, પુરૂષ તેથી વિવાહ કરે, અને તેથા બચ્ચાં થાય; તો જે કોઇ સ્ત્રીઓને વગર નિકાહે રાખી મુકશે તો તે પણ ખુદાના કોપમાં ફસવાનો.

---

૧ પુનર્વિવાહ વિષે દયાનંદજી સાહેબનો એવો મત છે કે, જે સ્ત્રી બાળપણમાં રંડાઈ હોય; અને ધણીને ત્યાં તદન ગઈ નહીં હોય તો તેણીને બીજીવાર પરણાવે. પણ જે એકવાર ધણીને ત્યાં ગઈ હોય તેને પરણાવે નહીં. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૦૭) પણ દયાનંદજી જો એથી ઉલટું કહેતે તો ઠીક થાત એટલે જે ધણીને ત્યાં ગઇ નહીં હોય તેને પરણાવે નહીં. કેમકે તેણે પુરૂષ નહીં જોવાથી તેને ધણીની.મજા જોવામાં આવી નથી. હવે જો વગર ધણીએ તે રહે તો તેણીને તેટલું દુઃખ નહીં પડવાનું, જેટલું કે ધણીની મજાને ચાખી ચુકેલીને ખમવું પડે છે. તો એમ થવું જોઈએ કે ધણીને ત્યાં ગયલી પર મહેર કરી તેને માટે પુનર્વિવાહ જરૂર થવા જોઇતા હતા, પણ દયાનંદજીએ વિધ-વાઓ માટે બીજી મેહેરબાની કરી છે. તે એ કે વિધવા સન્તાનોત્પત્તિ માટે દશ પુત્ર થાય ત્યાંસૂધી અનેક પુરૂષથી નિયોગ કરે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૦૫. દયાનંદજી કહે છે કે દ્વિજો માટે એકજવાર પરણવાનું વેદ પ્રમાણે છે. છતાં આર્યાઓ પુનર્વિવાહ માટે વિધવાઓ પર દયા કરી કોશીશ કરે છે, અને દયાનંદજીની મેહેરબાની એટલે નિયોગને ચાલુ કરતા નથી, વળી દયાનંદજીના કહેવા પ્ર-માણે પુરૂષ પણ એક સ્ત્રીના મરવા પછી બીજી સ્ત્રી કરી શકતો નથી ( સત્ય. પૃ. ૧૦૭ ) છતાં સઘળા આર્યા એ કાયદાને માનતા નથી.

૨ વ્યભિચારમાં પડવાથી કુટુંબ બેઆબરૂ થઈ પડેછે. એટલુંજ નહીં પણ જો ગર્ભવંતી થઈ જાય તો ફરી તેને પાડવાના ઉપાયો કરવા પડે છે. ફરી તે દવા કદી લાગુ પડે છે અને કદી નહીં. જો દવા લાગુ પડે છે. તો ફરી, યાતો ગર્ભ પડી જાય છે, અને યાતો તે સ્ત્રીના જાનની ખુવારી થાય છે. એવા કેસ કેટલાક જોવામાં આવેલા છે. હવે જો દવા લાગુ નહીં પડી, અથવા કોઈ દવા નહીં ફાવી, અથવા કોઈદવા આપનાર નહીં મળ્યું તો તે બચ્ચું પોતાને વખતે જન્મ લેશે. ત્યારે તેને રખાય તો નહીંજ ફરી તેને મારી નાંખવાની તદબીર થાય છે. એ કેટલા પાપનું કામ છે.

આ જગ્યા કદાપી કોઈ હિન્દુના વિચારમાં એવો સંદેહ આવે કે, મોટા કુલના સૈયદો પણ વિધવા સ્ત્રીઓનો બીજો નિકાહ કરવા દેતા નથી. તો તેનો જવાબ આ છે કે, અમારા ધર્મમાં બીજા નિકાહની મના મળે નહીં, એટલુંજ નહીં પણ સુંનત છે. અને કેટલીક વેળા વાજેબ પણ થઇ જાય છે. હિન્દુઓની સાથે રહેવાની તાસીરથી હિન્દુસ્થાનના કેટલાક મુસલમાનો બેવકુફાઇને લીધે રાંડોની શાદી કરતા નથી, એ લોકમાં જે કોઇ થોડી પણ સમજ રાખે છે તેઓ એ રસમને એટલે વિધવાઓના નિકાહ નહીં કરવાને પણ બુરૂં જાણે છે. અને કેટલાક હિંમતવાળા તો પોતાની રંડાઇલી બેહેનો, છોકરીઓના નિકાહ કરાવી પણ આપે છે. અને મક્કા મોઅજ્જમા, અને મદીના મોનવ્વરામાં અને સઘળું અરબ રૂમ, ફારેસ, અને તુરકસ્થાન વગેરે મુલકોમાં સર્વ ઉંચા ખાનદાની મુસલમાનોમાં વિધવાઓના નિકાહની રસમ ચાલુ છે, જો એક ધણી મરી જાય અથવા તલાક આપે તો બીજો નિકાહ કરાવી આપે છે. જો બીજો મરી જાય તો ત્રીજો, એવીજ તરેહ જો એક સ્ત્રીના કેટલાક નિકાહ થતા રહે તો તેને એબ જાણતા નથી. આ આફત માત્ર હીંદુસ્થાનના મુલકમાં છે.

અને કેટલાક અજ્ઞાનીઓ હીન્દુઓની સાથે રહેવાથી બીજા નિકાહને થવા દેતા નથી. પણ જે લોક વિધવાના નિકાહ થવાને બુરૂં જાણે છે, અને એબ સમજે છે તેઓ મુસલમાન નથી. હિન્દુઓના ભાઇ છે. તેઓને ઊંચા ખાનદાનના કહેવા જોઇએ નહિ, પણ કમીના છે. અને એવા લોકોને માટે મૌલાના શાહ અબ્દુલ અઝીઝ (રહ) "રિસાલએ નિકાહે સાની"માં લખે છે કે, એવાઓને લાએક તો એ છે કે, પોતાને સૈયદો અને શેખોના ટોળાંથી ગણે નહીં. એટલુંજ નહીં પણ રાજપુત્રો અને રાંઘડો, અને હિન્દુસ્થાનના બીજા કાફેરો ભૂંડાઓના ટોળામાં ગણે. અને આ વખતમાં મવલાના હાફેજ અહમદઅલી સહારંપુરીએ ખુદા તેમને સલામત રાખે [1] એક ફતવો બીજા નિકાહ વિષે લખ્યો છે. જેનો ખુલાસો આ છે કે, સ્ત્રીના બીજા નિકાહને જે માણુસ એબ સમજે તેઓ કાફેર છે. [ઇસ્લામથી નીકળી ગયલો છે] અને એ ફતવા ઉપર ચાલીસથી વધુ ઓલમા [વિદ્વાનો]ની મોહોર છે અને દસ્તખત છે.

---

(૧) એ મૌલવી સાહેબ હિન્દુસ્થાનમાં ઘણા માનીતા હતા. બુખારી, મુસલેમ, અબુદાઊદ, તિરમીજી વગેરે કિતાબો એમની સેહતથી છપાઇ છે, સેંકડો ઓલમા એવણથી ઈલ્મે હદીસ ભણ્યા છે અને સનદ લીધી છે. એવણ જાુજ મુદત થઈ ખુદાની રહમતે પોહોંચ્યા છે. જેમ એવણે એ વિષે એક ફતવો લખ્યો છે તેમ બીજા મૌલવીઓએ પણ અનેક ફતવા લખ્યા છે. એટલુંજ નહીં પણ કેટલીક ચોપડીઓ પણ બીજા નિકાહની ખુબીમાં અને એ કામ નહીં કરનારાઓના રદીઆમાં લખાઈ છે. તે સર્વમાં લખનોરના મૌલવી મોહમ્મદ ઈસહાક સાહેબે એક કિતાબ નામે સદા સુહાગણ બે ભાગમાં ઘણી સુંદર ભાષામાં લખી છે. કર્ત્તાએ એ કિતાબમાં અકલી, ડાકટરી અને શરીઅતના આધારે બીજા નિકાહ વિધવાના કરવાનો લાભ બતાવ્યો છે. અને નહીં કરવાનાં નુકસાન બતાવ્યાં છે. એ પુસ્તકને મુંબાઈના શેઠ હાજી રહમતુલ્લાહ દાઊદ સાહેબે પોતાને ખરચે છપાવ્યું છે. અને તેની કીંમત આજ રાખી છે કે, તે કિતાબને આરંભથી તે અંત સુધી જુએ. ખુદા એવણને જઝાએ ખેર દીએ. હાલમાં એક કિતાબ "તોહફએ-બેવગાં" નામની પણ એવણે છપાવી છે, તે પણ જોવા લાયક છે. અને તે પણ વખણાયલા હાજી સાહેબ પાસેથી મફત મળે છે, ખુદા લોકોને અમલ કરવાની તોફીક દીએ.

**હિકાયત**—એક દિવસ એક હિન્દુએ કહ્યું કે,–સ્ત્રીને માટે પુરૂષ પરમેશ્વર જેવો છે, અને પરમેશ્વર (ખુદા) તે એકજ છે. તો સ્ત્રીનો પતિ પણ એકજ જોઇએ. તો તેનો જવાબ આ છે કે [1] તમારૂં કહેવું તદન વ્યર્થ છે, અને તે તરફ નજર કરવાને લાયક પણ નથી. માણસ કદી ખુદાની પદવીને પોહોંચતો નથી. અને અસંભવિત રીતે માની, જો તમો પુરૂષને સ્ત્રીનો પરમેશ્વર સમજો છો, તો એવા પરમેશ્વર નાશ થનાર જ્યારે મોતના કબજામાં સપડાઇ પોતાના પરમેશ્વરપણાથી બરતરફ થયો અને બીજો માણસ તેની જગાએ કાયમ થયો તો તેમાં શું તાજુબ છે? એટલુંજ નહીં પણ તમારા કહેવા પ્રમાણે પ્રથમ પરમેશ્વરના મરવા પછી તેને ઠેકાણે થનારની જરૂર છે, નહીં તો પરમેશ્વરની ગેરહાજરીમાં ખુદા જાણે તે સ્ત્રીને આગળ જતાં શી શી ખુરાઇઓ નડે "નઉજો બિલ્લાહે મિનહા" (એથી ખુદાની પનાહ)

એઓના ધર્મમાં એક અજબ કાયદો છે કે, મોટાભાઇની પહેલાં નાનાભાઇના વિવાહ કરી આપવા એવું પાપ છે, જેવું ગૌહત્યા. એટલે ગાયનું કતલ કરવું. અને રાજા વગર બીજાને બે સ્ત્રીઓ પોતાના નિકાહમાં લેવી દુરૂસ્ત જાણતા નથી.[2] અને મહાભારતના આદિ પર્વમાં લખ્યું છે કે, જો કોઇ સ્ત્રી સ્રાવ (હેજ)થી પાક હોય અને કોઈ માણસને પોતાની તરફ બોલાવે, અને તે શખ્સ તેની પાસે નહીં જાય તો એવું છે કે, જાણે એક નકામુ ખુન કીધું. અને હિન્દુઓના ધર્મમાં આઠ નવ તરેહના વિવાહ થાય છે.[3] તેમાંથી

---

૧ એનો જવાબ આ પણ છે કે સ્ત્રીનો પતિ ખુદા સરખો છે તો પતિ પણ એકજ જોઇએ, એની મતલબ આ છે કે એક સ્ત્રીને એકી વખતે બે પતિ થાય નહી, પણ એક મરી જાએ અને તેની જગ્યાએ બીજો નહીં કરાય એવી મતલબ લેવી ભૂલ ભરેલું છે. એ તેમનો રિવાજ પણ બતાવી આપે છે, તે એ કે નીચ વરણમાં પુનર્વિવાહ કરે છે, અને તેને કોઈ હિન્દુ બુરૂં કહેતો નથી, તો જો એકજ પરમેશ્વર રાખવો હતો તો નીચ વરણવાળીને બીજો પરમેશ્વર કેમ અપાયો?

૨ મને રાંદેરના બ્રાહ્મણો ઉપર તાજુબ ઉપજે છે કે જ્યારે બે સ્ત્રીનું કરવું બ્રાહ્મણને દુરૂસ્ત નથી, તો ફરી તેને વ્યભિચાર કેમ ગણતા નથી. રાંદેરમાં એક બ્રાહ્મણે થોડા દિવસ ઉપર એક સ્ત્રીના જીવતાં હોવા છતાં બીજીને વિવાહમાં લાવ્યો હતો, પંચાતે તેને પંચાત બહાર કીધો હતો. એમ કરવામાં તો તેઓ પોતાના કાયદામાં રહ્યા. એટલે એકથી વધુ સ્ત્રી કરવી દુરૂસ્ત નથી તો તેમ કરનાર વ્યભિચારી થયો. અને વ્યભિચારીને ન્યાત બહાર કીધો. પરંતુ થોડી મુદત પછી કેટલોક દંડ લઈ તેને પાછો ન્યાતમાં લીધો. ત્યારે શું હવે બીજી સ્ત્રી દુરૂસ્ત થઈ ગઈ. અને વ્યભિચારનો દોષ મટી ગયો?

૩ એક મશાહ વિવાહ છે. જેમાં ધણી બેહયાય અને ખુલ્લી રીતે વ્યભિચાર કરવા જેવું છે. એક ગંધર્વ વિવાહ જેમાં ઈશકબાજી થાય છે. એક નિયોગ વિવાહ છે, જેમાં ખુલ્લી રીતે કસ્બેણપણું છે. દયાનંદ સરસ્વતીએ પોતાના ગ્રંથ નામે "સત્યાર્થ પ્રકાશ" પૃષ્ટ ૧૦૫, ૧૧૧; ૧૧૨માં સ્ત્રીને પારકા પુરૂષથી તેમ પુરૂષને પારકી સ્ત્રીથી સંભોગ કરવાનો સાફ હુકમ આપ્યો છે. સ્વામીજીએ એવી વાત શા માટે લખી હશે કે, જેને કોઈ બુદ્ધિવાળો પસંદ રાખે નહીં? મારી સમજમાં એમ આવે છે કે, દયાનંદજીએ સોચ્યું કે, આવી વાત લખીશ તો આ વખતના જુવાનીઆ મોજમજાહની ખાતર મારા પંથમાં દાખલ થશે. આગલા વખતમાં પુનર્વિવાહ થતા નહોતા હાલના વખતના કેટલાક વિદ્વાનો, બ્રાહ્મણો, શેઠ સાહુકારો પુનર્વિવાહ ચાલુ કરવાને ઘણા મથેછે. અને કેટલાકોએ એ વિવાહને ચાલુ પણ કીધો છે. અને દયાનંદજી કહે છે કે, જે છોકરી પતિને ત્યાં એકવાર પણ ગઈ હોય તેના લગ્ન ફરી થાય નહીં. પણ જે કદી ધણી પાસે ગઇ નહી હોય તેનાં લગ્ન કરવાં જોઇએ. હવે આપણે નિયોગ વિવાહને આધારે જોઈશું તો ત્રણે વાતો ઠીક છે, એટલે આગલા વખતમાં નિયોગ

એક તરેહ આ છે કે, ક્ષત્રી કોઇની દીકરીને જબરદસ્તીથી પકડી લે, જેમ ભેખમે પોતાના ભાઇને લીધે બનારસના રાજાની છોકરીઓ જબરદસ્તીથી પકડેલી. અને આ કિસ્સો અને એવી તરેહના વિવાહનું વર્ણન મહાભારતના આદિ પર્વમાં લખ્યાં છે અને ૧લા અધ્યાયના બીજા ભાગમાં આ કિસ્સો થોડાક વીસ્તારથી લખાઇ ચુકયો છે. ( પૃષ્ટ ૨૭ )

## ભાગ બીજો.

### કેટલીક ચીજોના હરામ, હલાલ થવાના વર્ણનમાં.

અમારા ધર્મમાં જે ચીજ જમીનથી ઉગે જેમકે તરકારી, શાક, અને દરેક જાતનું અનાજ વગેરે તે સર્વ હલાલ છે. તે એવી શરતથી કે, તે ચીજ માણસના દેહને નુકસાન પહોંચાવનાર, હલાક કરનાર અને નિશાવાળી હોય નહીં. એટલે ઝેરવાળી, અફીણુ અને ભાંગ વગેરે ઝેરી અને નિશાવાળી અને માટી એ સર્વ હરામ છે. અને જે ચીજ બદબોદાર હોય, જેમ કાચું લસણુ અને પ્યાજ વગેરે તે મકરૂહ છે.

---

વિવાહનું ઘણું ચલણ હતું. જેથી તેઓએ પુનર્વિવાહની રસમ રાખી નહીં. કેમકે સ્ત્રીની ગરજતો નિયોગથી સરે છે. ફરી બીજા વિવાહની જરૂર શી ? અને આ વખતમાં નિયોગનું બીલકુલ ચલણ નથી. જેથી આ વખતના લોક પુનર્વિવાહને ચાલુ કરવું સારૂં જાણે છે કે, જેથી સ્ત્રીને દુઃખ થાય નહીં. પણ દયાનંદ તો આ વખતમાં પણ નિયોગ વિવાહ દુરૂસ્ત રાખે છે. અને તેથી સ્ત્રીની ગરજ સરે છે. જેથી વિધવા લગ્નને પસંદ રાખતા નથી. હા, જે સ્ત્રી પતિને ત્યાં ગર્ઈજ ન હોય તેનાથી નિયોગજ થઈ શકતો નથી. જેથી તેને માટે બીજા લગ્ન દુરૂસ્ત રાખ્યાં છે. સુરતના એક દયાનંદીને સ્વામીજીના લખેલા નિયોગ વિષે મેં એક સ્વાલ કીધો હતો, તે શરમાઈ કહેવા લાગ્યો કે, નિયોગ વિવાહની મતલબ જુદીજ છે. પણ તે શું જુદી છે તે મારા પુછયા છતાંએ મને બતાવી નહીં. ફરી મેં રાંદેરના એક આર્યા આગળ તે વાત કીધી હતી. તે કહેવા લાગ્યો કે, જ્યાં સુધી દસ છોકરાં સ્ત્રીને નહીં થાય ત્યાં સુધી ચાહે તે પુરૂષથી સ્ત્રી બચ્ચાં મેળવે એમ દયાનંદજીએ લખ્યું છે. મહાભારતના આદિ પર્વમાં છે કે, ગુજરેલા વખતમાં બીલકુલ ક્ષત્રીઓ દુન્યામાં બાકી રહ્યા નહોતા. ફરી ક્ષત્રેણો શ્રાવથી પવિત્ર થયા પછી બ્રાહ્મણોએ તેઓથી સંભોગ કીધો અને તેણીઓથી છોકરાં જન્મ્યાં. એવીજ તરેહ બીજી એકવાર પણ બ્રાહ્મણોથી ક્ષત્રીઓ જન્મ્યા. યોગ વશીષ્ટમાં છે કે, એક વખત એવું હતું કે એક સ્ત્રી પારકા પુરૂષથી સંભોગ કરતી અને તે પવિત્ર કહેવાતી હતી. સ્કંદપુરાણ કાશીખંડ અધ્યાય ૫૮ માં છે કે, “ જેઓ બાયડી અને બહેનમાં ફેર સમજે છે તેઓ માત્ર અજ્ઞાનીઓ છે. સર્વ સ્ત્રીઓને એક સરખી સમજવી જોઇએ, કેમકે એકજ રૂપ તેજ અવ્યવ માંસ અને હાડકાં સર્વમાં છે. સર્વ સ્ત્રી પુરૂષને જેણેથી ખાહેશ રાખતા હોય વગર ખટકે લાભ લે. ” હિન્દુઓમાં એક સ્ત્રીના પાંચ પતિ થવાનો કિસ્સો દ્રુપદીનો પ્રખ્યાત છે જેને હું પૃષ્ટ ૨૯માં લખી ચુકયો છું. પંડિત લાલા ઇંદરમણી સાહેબની રચેલી કીતાબ નામે “ સમસામે હિન્દ ” માં તેવણ લખે છે કે, ભાગવતના ચોથા સ્કંદ અ૦ ૧૩૦ની માફક કેટલાક હિન્દુઓના વિદ્વાનો કહે છે કે, જો કેટલાક પુરૂષો પોત પોતામાં એક દિલ હોય તો તેઓ માટે એવું લગ્ન–એટલે કેટલાક પુરૂષોને વચ્ચે એક સ્ત્રીને પરણવું દુરૂસ્ત છે, જેમકે સપ્તરૂષિ [ સાત આબેદો ] ના વિવાહ એક સ્ત્રીથી થયા હતા, એવીજ તરેહ પ્રાચીનમાં બરશી રાજાના દશ છોકરા હતા જેને પરચીતા કહે છે, તે દશેના નિકાહમાં એક સ્ત્રી હતી, આવા નિર્લજ સેંકડો દાખલા હિન્દુઓના ધર્મી પુસ્તકોમાં છે કે જેને બોલતાં લખતાં શરમ આવે છે, અને આ જે લખ્યું છે તે મેં ના છુટકે લખ્યું છે, નિયોગ વિષેનો વધુ ખોલાસો મારી ચોપડી ગઊરક્ષકને ચેતવણીના કલ્પિત કેસમાં છે.

અને હિન્દુઓના ધર્મમાં અનાજ અને તરકારીઓમાંથી મશુર, શલગમ અને ગાજરનું ખાવું પણ લસણ અને પ્યાજને જેમ મના છે. ખરૂં જુઓ તો એ વસ્તુઓ ન તો માણસોને નુકસાન કે હલાક કરનાર છે અને ન તો એમાં નિશા છે અને ન ગંધવાળી છે.[1]

અમારે ત્યાં દરેક જાતનો દારૂ દરેક માણસ પર હરામ છે.[2] અને હિન્દુઓમાં દારૂ ત્રણ પ્રકારનો છે. એક તો એ કે, ચોખા વગેરે અનાજથી બનાવાય. બીજો એ કે મેવાઓથી તૈયાર કરાય. ત્રીજો એ કે, ગોળથી બનાવાય. ફરી એઓના ધર્મમાં દરેક તરેહનો દારૂ બ્રાહ્મણને માટે હરામ છે. અને ક્ષત્રી અને વૈશ્યને માટે ૧ લો તથા બીજી જાતનો હરામ છે. પણ ત્રીજો દુરૂસ્ત છે. અને શૂદ્રને માટે દરેક તરેહનો હલાલ છે. વામમાર્ગી લોક તો દારૂ પીવાને દરેકને માટે દુરૂસ્ત અને ઘણું પુન્ય માને છે. અને એઓના ધર્મમાં કસમખાતી વેળા ઝેરનું ખાવું પણ હલાલ છે. જેમકે આગળ વર્ણન થશે. આ જગ્યા જરા ઇનસાફ કરવો જોઈએ કે શરાબ જે હરામ છે તો નિશાને લીધે હરામ છે. કારણ કે નિશાને લીધે માણસની અકલ મારી જાય છે અને દરેક ચીજ દીનની કે દુન્યાનીનો આધાર માત્ર અકલ પરજ છે. તો એવી ચીજ કે, જેથી અકલ ફેરફાર થઇ જાય તે હરામ થવી જોઈએ. કારણ કે ઘણાખરા લોકોનો એવો હાલ થાય છે કે, શરાબ પીને બાયડી અને બેહેનમાં કાંઇ જુદાઇ કરતા નથી. અને દ્રાક્ષ, ચોખા અને મેવાઓ વગેરેના કારણથી હરામ થઇ નથી. કારણ કે એ સર્વ ચીજો ખાવામાં આવે છે. અને એને કોઇ હરામ સમજતુ નથી, અને એ લીધે પણ હરામ નથી કે તે પાતળી છે. કારણ કે જો એમ હોત તો પાણી પણ હરામ થાત. કેમકે તેપણ તેવીજ તરેહ પાતળું છે. પણ તે તો એકેમતે હલાલ છે. જ્યારે આ વાત (સિદ્ધ) થઈ કે, દારૂ નિશાને લીધે હરામ છે તો જોઇએ કે, દરેક તરેહનો શરાબ દરેકને હરામ થાય, કારણ કે દરેક તરેહના દારૂમાં નિશા છે. અને નિશા

---

૧ બ્રાહ્મણો વાણીઆ અને શ્રાવકો તાડની ગલેલી પણ ખાતા નથી. એ ફળમાં કોઇ તરહની નિશા નથી તેઓને પૂછવામાં આવે છે તો તેઓ કહે છે કે એ ઝાડથી તાડી નિશાવાળી નીકળે છે જેથી તેનું ફળ ખાવું દુરૂસ્ત નથી. પણ જ્યારે તેઓને કહેવાય છે કે ખજુર તમો ખાઓ છો તે ઝાડમાં તાડી છે. નાલીયર તમો ખાઓ છો તે ઝાડમાં તાડી છે તો તેનો જવાબ તેઓથી કંઈ બનતો નથી.

૨ દરેક નિશાવાળી ચીજ હરામ છે. હજરત ફરમાવે છે કે, જે ચીજનું વધારે નિશા લાવે તેનું ટીપું પણ હરામ છે. દારૂની મના શરીઅતમાં એટલા દરજા સુધી કરવામાં આવી છે કે તેને દવામાં વાપરવો પણ દુરૂસ્ત નથી, તેમ જાનવરોને પીવડાવવો કે મસળાવવો પણ દુરૂસ્ત નથી. બાઈબલમાં શરાબની મના નથી, અને જે જગ્યા મના છે તે માત્ર બંદગીને વખત મના છે. લેવી ૧૦ ૮; હજકી ૪૪;૨૧. તીતસ ૧;૭ અથવા માનતા કરનારને માટે મનાઈ છે. આમોશ ૨;૧૨ ગણના ૬;૨ એટલુંજ નહીં પણ કેટલીક જગ્યા તો પીવાનો હુકમ આપી એમ કહ્યું છે કે, એટલું ન પી કે છાકટો થઈ જાય. એફેસીઓ. ૫;૧૮ ૧તીમોથી ૫;૨૩ પણ કુરઆન શરીફમાં તો દારૂ વિષે સાફ કહેવાયું છે કે, એ નાપાક શેતાનના કામથી છે. ફરી તમો તેથી વેગળા રહો ( સુરા માએદા ૫;૯૦ ) પારસીઓની દસાતીરના ૧લા નામાની કલમ ૯૪માં પણ અકલ જતી રહે એટલું પીવાની મના છે, માલૂમ પડે છે કે, પાછલે પારસીઓની કિતાબોથી એ હુકમની નકલ કીધી છે.

અકલની દુશમન છે. અને અકલ દરેક માણુસ રાખે છે[1] ફરી એમ ખાસ કરવાનું શું કારણ કે ફલાણી તરેહનો દારૂ ફલાણા લોકોને હરામ છે. અને ફલાણાઓને હલાલ છે?[2] અને માણુસને ઝેર ખવરાવવું કેવી બુરી વાત છે.

અને અમારા ધર્મમાં સર્વ તરેહનો ધંધો કરનારના ઘેરનું ખાણું હલાલ છે. તે એવી શરતથી કે, તેનો માલ હરામના ધંધાથી ઉત્પન્ન થયો નહીં હોય. એટલે કંચની, દુમણી, બ્યાજખોર, [3]લુટારો, ચોર, લાંચ ખાનાર અને દારૂ વેચનાર વગેરે. જેઓને ત્યાં ફક્ત હરામનીજ તરેહથી માલ આવે છે તેઓને ઘેર ખાવું હરામ છે. [4]

---

૧ "રબીઉલ અબરાર" માં છે કે, એક જંગલીને કોઇએ કહ્યું કે, તું નિશાની વસ્તુ કેમ પીતો નથી? તેણે કહ્યું કે જે ચીજ મારી બુદ્ધિને પીઈ જાય તેને હું કદી પીનાર નથી. "અબ્બાસ બીન મિરદાસ" ને કોઈએ કહ્યું કે તું દારૂ કેમ પીતો નથી? તેનાથી બહાદુરી સખાવત વધે છે. તેણે કહ્યું કે, મને આ વાત નાપસંદ છે કે સવારના તો હું સરદાર હોઉ અને સાંજે બેવકુફ બનું, એટલે નિશાથી મારી અકલ જતી રહે. યુનાનના એક વિદ્વાનનું કહેવું છે કે, જો બજારમાં અકલ વેચાતે તો લોકો પોતાની આખી પુંજી દઈ ખરીદતે, પણ તેઓપર અફસોસ કે, જેઓ પૈસા ખરચી અકલ ગુમાવે છે. એટલે શરાબ પીને ઘેલા બને છે.

૨ મનુ અ○ ૫ શ્લોક ૫૬ માં છેઃ—

**न मांस भक्षणे दोषो न मद्य न च मैथुन ।**
**प्रवृत्ति रेषा भूतानां निवृत्ति स्तु महा फला ॥**

"માંસ દારૂ અને સંભોગ (જીમા) માં દોષ નથી. એ તો જીવનો સ્વભાવ છે." અને જ્યારે જીવનો સ્વભાવ થયો તો બાપડા બ્રાહ્મણો શા માટે છોડે?

૩ હિદાયા, વગેરે ફિકહની કિતાબોમાં છે કે, જ્યાં વાજાં, નાચ રંગ હોય, ત્યાં કોઇને ખાવા જવું દુરૂસ્ત નથી. અને જો કોઈ માણુસ કેથે ખાવા ગયો હોય અને તે જગ્યા નાચ રંગ વાજું ગાજું નહીં હોય અને તે બેઠેલો છે એવામાં આવી જાય તો તેને ખાવું દુરૂસ્ત છે. પણ મૌલવી, મુફતીને તો ચાલી જવુંજ જોઇએ. તેણે બેસી રહી ખાવું દુરૂસ્ત નથી.

૪ વ્યાજ વિષે કેટલાક હિન્દુઓ કહે છે કે, એમાં નુકસાની શી? એ તો વેપાર સરખું છે, એનો જવાબ કે, આપને વ્યંજની નુકસાની નહી માલુમ પડે તો ભલે, પણ મહાભારતના ધર્મ પર્વમાં દોજખ વાસીઓના વર્ણનમાં છે કે, "જે લોકો કે વ્યાજ ખાય છે. અને જે લોકો કે પોતાનો આધાર જુવા ઉપર રાખે છે, તેઓ જહન્નમમાં જવાના" ઉરદુ ભાષામાં કવિતામાં લખાયલી મહાભારતના પાના ૧૬૩ છે કે, "સીવા ઉસકે જો લોગ હેં, સુદખોર * સેહેરખેજ ઓર ગઠ કટે ઓર ચોર" ખ્રીસ્તીઓ વ્યાજને માના દૂધ સરખું સમજે છે, અને રાજનો આધાર વ્યાજના કામ પરજ રાખે છે. એટલુંજ નહીં પણ મીશનનાં કામો પણ વ્યાજથી ચલાવે છે. હવે આપણે બાઈબલને જોઈએ, તેમાં વ્યાજ વિષે શું લખે છે. સારા માણુસો વિષે લખે છે. ગીત ૧૫ જે વ્યાજે પોતાનાં નાણાં દેતો નથી. અને નિરપરાધી પર લાંચ લેતો નથી. લેવીય ૨૫; ૩૫-૩૬ અને જો તારો ભાઈ દરિદ્રી થયો હોય, ને તારી સાથે તેના હાથથી ન વળે તો, તું તેના હાથને સબળ (દસ્તગીરી) કર. તે પારકો હોય કે પ્રવાસી હોય કે તારી પાસે જીવન કહાડે તેની પાસે તું વ્યાજ અથવા વૃદ્ધી [નફો] ન લે, ને તારા ખુદાથી બીહી. ૩૭. વ્યાજ પર તું તેને નાણાં નહીં આપ." એવીજ તરેહ વ્યાજની મનાઈ આ કલમોમાં પણ છે. નિર્ગમન ૨૨; ૨૫. પુનર્નિયમ ૨૩; ૧૯ નહેમીયા ૫; ૭ દ્રષ્ટાંત ૨૮; ૮ હીજકી ૧૮; ૮, ૧૩; ૧૭, ૨૨; ૧૨ એ વગર બીજી જગ્યાઓથી પણ વ્યાજનું હરામ થવું સાબેત છે. હવે આ કલમો જો કે જુના કરારની છે, છતાં પાદરીઓને એ પર

અને હિન્દુઓના ધર્મમાં લુહાર, શરણુ કરનાર, વણુકર, ધોબી, ખાલપો, હથિઆર વેચનાર, રેશની કરનાર. શીકારી અને વઇદ એ લોકોના ઘરતું ખાવું પણ હરામ છે. ખરૂં

ચાલવું, માત્થી ૫; ૧૯, ૨૦ પ્રમાણે ફરજ છે. અને જો નહીં ચાલશે તો શ્રાપીત ( મલઉન ) થશે. વાંચો તૌરાત શું કહે છે, પુનર્નિયમ ૨૭; ૨૬. જે આ નિયમના સર્વ શબ્દોને ન સ્થાપે તે શ્રાપીત છે. માત્થી ૫; ૨૦. કેમકે હું તમને કહું છું કે, શાસ્ત્રીઓના તથા ફરોશીઓના ન્યાય કરતાં જો તમારૂં ન્યાયીપણું વધારે ન હોય તો આકાશના રાજ [જન્નત]માં તમો નહીં પેશસો. આમાં સાફ ફરમાવયું છે કે, યહુદી વિદ્વાનો કરતાં જો તમો ન્યાયપણામાં વધશો નહીં તો જન્નતમાં જશો નહીં. પણ ખ્રીસ્તીઓ પર અફસોસ તો એ કે ઈશુ (અલે)ના કહેવાને કોરે મુકી પાઉલના કહેવા પ્રમાણે (ગલા ૩;૨૩) શાસ્ત્ર તજી બેઠા છે. જાણે ખ્રીસ્તી ધર્મ પાળતાજ નહીં પણ પાઉલનો ધર્મ પાળે છે. હવે વ્યાજ હરામ થવાનું કારણ શું ? તે વિષે ૧ લો જવાબ તો આજ કે, વ્યાજનું હરામ થવું ખુદાના કલામથી સાબેત છે. અને આટલું તો સર્વ જાણે છે કે, ખુદાના હુકમ વિષે એમ તો છેજ નહીં કે અમો તેનું કારણ સમજીએ તોજ તે પર ચાલીએ, નહીંતો નહીં. જુઓ અંગ્રેજ સરકાર કે અમારા જેવો માણસ છે છતાં તેનાં સર્વ કાયદાઓ ઉપર અમારે ચાલવું જરૂર જેવું છે. ફરી કેટલાકની બારીકી અમો સમજીએ છીએ અને કેટલાકની નહીં. પણ અમો એમ કહી શકતા નથી કે, આ કાયદાની બારીકી અમારા સમજવામાં નહીં આવી તેથી અમે માનતા નથી. જો કોઈ એમ કહે તો તે બાગીની ગણતરીમાં આવશે. તેવીજ તરેહ વ્યાજ વિષે ખુદાના હુકમને સમજવું કે, જ્યારે તેણે મના કીધી તો ફરી તેને મના સમજી તેથી દૂર રહેવું જોઈએ. વળી જુઓ કે, માણસ જાતને એક બીજાથી કરજની રૂએ ભલાઈ કરવી જોઈએ. ત્યારે જો વ્યાજ હરામ નહીં હોય તો પેલી કહેવત વાળું કે "વ્યાજુ ઉછીનો નહીં" તે ઉછીના રૂપિઆ આપે નહીં. અને ગરજવાળો ગરજને લીધે એકના બે આપવા તેયાર થાય. જેમાં ઉપલી ભલાઈનો નાશ થાય છે. પણ જ્યારે વ્યાજ હરામ થશે તો તેનો જીવ ઉછીનું આપવા તૈયાર થઇ દીધેલું લેશે. વળી જુઓ કે ઘણું ખરૂં ઉછીના લેનાર માણસ ગરીબ અવસ્થાનો હોય છે, અને આપનાર પૈસાવાળો. ત્યારે જો વ્યાજ દુરૂસ્ત હોય તો એમ થયું કે, પઈસાવાળાને બાપડા દરિદ્રી ગરીબના ઉપર વધારે માલ લેવા શક્તિવાન કીધો. જેમાં મરૂવ્વત કોરે રહી જાય છે. અને વ્યાજનું વ્યાજ ફરી નહીં આપે તો તેનું વ્યાજ તે એટલા સુધી કે, બાપડો કદી છુટી શકે નહીં. પણ એમ થવું કૃપાળુની કૃપા આગળ દુરૂસ્ત થાય નહીં. વળી જુઓ કે, માણસનો બંદોબસ્ત લાભનું મેળવવું વેપાર, ધંધો, રોજગાર હુન્નર ઉપર છે. ફરી જો વ્યાજ દુરૂસ્ત થાય તો લોકો વ્યાપાર વણજ, હુનર વગેરે મુકી દીએ. કારણ કે પઈસાવાળા જ્યારે વ્યાજને આધારે પોતાનું નાણું વધારવાના, તો ફરી તે સેહેલો માર્ગ મૂકી ધંધા રોજગારની તકલીફ વેઠવાના નહીં. જેથી દુન્યાનો કારોબાર ચાલવામાં નુકસાન આવવાનો સંભવ છે. વળી વ્યાજની એક ખાસીઅત છે કે જ્યારે વ્યાજ લેવા માણસ શુરૂ કરે છે, તો ફરી તે હાય પઈસો, હાય પઈસો કરે છે, એટલે તેનું ધગધ્યાન પઈસા ઉપરજ રહી જાય છે, પણ દુન્યાનાજ બની જવું અને માલિકના તરફનો ખ્યાલ છોડી દેવો એ તો છેક બુરૂં છે. માટે તે કામના કારણનું હરામ થવું જરૂર છે. પણ ખ્રીસ્તીઓ ઉપર અફસોસ કે રાત દહાડો દુન્યામાં ફસ્યા છતાં દાવો કરેછે કે, અમારૂં લક્ષ હમેશા ખુદા તરફજ હોય છે. ખરૂં જોતાં એઓ ઇશુ (અલે)ના વખતમાં જેઓ ઢોંગીઓ હતા અને જુઠી બડાઇ કરતા તેવા છે. મારા કેટલાક પ્યારા મુસલમાન ભાઈઓ વ્યાજુ કામમાં ફસ્યા છે અને કેટલાક સાહુકારોને ઘેર બંધાયા છે. તેઓને મારે આટલુંજ કહેવું છે કે, હજરત પેગંબર [સલ] શું કહે છે, તેને ધ્યાનમાં લો. મુસલિમ શરીફમાં જાબેર (રઝી)થી રિવાયત છે કે, હજરતે (સલે) લાનત કીધી છે. વ્યાજના ખાનાર પર, તેના ખવરાવનાર પર, તેના લખનાર પર, અને તેના બંને સાક્ષીઓ પર, અને કહ્યુ છે કે, એ સર્વ બરાબર છે. એટલે એ સર્વ પાપમાં બરાબર છે. હા, તેઓ પાપના પ્રમાણમાં વધારે ઓછા છે. કુરઆન શરીફ સુરા બકર ૨; ૨૭૪—૨૮૦ સુધીમાં વ્યાજનું બયાન છે. એ આયતોમાં વ્યાજની મના એવી સખતાઇથી કીધી છે કે, ખુદાની પનાહ.

જુઓ તો એઓના ધંધામાં અકલની રૂએ બુરાઇ નથી, અને અમારા ધર્મમાં હલાલ જાનવરોનું દૂધ પીવું હલાલ છે અને હિન્દુઓમાં જે ગાયનો વાછરડો મરી જાય તેનું દૂધ પીવું દુરૂસ્ત નથી ?.[1] એમાં પણ ખુદાની નેમતને ખોઈ નાંખવું છે.

## ભાગ ત્રીજો

### સલામ અને મુલાકાતના વર્ણનમાં

જ્યારે બે મુસલમાનો આપસમાં ખુલ્લી પેશાની (સારા મ્હોંથી) મળે અને આપસમાં સલામ કરે. એક કહે " અસ્સલામો અલેકુમ-વ-રહમતુલ્લાહે-વબરકાતોહુ " અને બીજો કહે " વઅલેકોમુસ સલામો-વ-રહમતુલ્લાહે-વબરકાતોહુ " એ વાતનો અમારા ધર્મમાં મોટો સવાબ છે, અને હદીસ શરીફથી માલૂમ પડે છે કે, જે પહેલાં સલામ કરે તેને મોટો સવાબ છે, અને જે પહેલાં સલામ કરવાથી આર [અહંકાર] રાખે તે મોટો બખીલ છે. અને આ સલામ કરવી સર્વે મુસલમાનોનો ભાગ છે. ફરી તે જુવાન હોય કે બુઢો હોય કે બાળક હોય, અમીર હોય કે, ફકીર હોય, ઉસ્તાદ હોય કે શાગિરદ હોય કે પીર હોય કે મુરીદ હોય, મીયાં હોય કે ખાદેમ હોય, આજાદ હોય કે ગુલામ હોય, ઓળખીતો હોય કે ન ઓળખીતો હોય, એટલે એ સર્વને આપસમાં સલામ કરવી દુરૂસ્ત છે.[2] પણ પુરૂષોનું પરાઇ જુવાન સ્ત્રીને સલામ કરવી મના છે. અને પરાયા જુવાન

---

તેમાંથી એક તો આ છે કે, વ્યાજનો ખાનાર કબરથી ઉઠતી વેળા કે કેયામતમાં ગાંડાની જેમ થવાનો. વિચારો કે, તે જગ્યા ઘણી કઠણ છે. અને તેવી જગ્યામાં ગાંડાને માફક થાય એ કેટલું નુકસાનીનું છે. વળી આગળ જઈને કહે છે કે, 'ખુદાથી ડરો' ખુદા પોતાથી બીહીવડાવે તે ચીજ નાની નથી. કુરઆનનો મહાવરો છે કે, જે ચીજથી બચાવવું ઘણું અગત્યનું હોય અને લોકો તે કામમાં ફસતા હોય એવી જગ્યા તે મનાઇને ભાર દઈને કહે છે, ' ડરો ખુદાથી ' વળી આગળ જઈ વ્યાજ નહીં મૂકનારાઓ માટે કહે છે કે " ખુદા અને રસૂલની સાથે લડવાની તેમને ખબર કરો." વિચારો કે ખુદા સાથે કોણ લડી શકે, અને કોને લડવાની તાકાત ? ત્યારે વ્યાજ ખાનાર ખુદાને અને તેના રસૂલને પોતાનો મુકાબલો કરનાર બનાવે છે. અને તેના ગજબમાં ફસે છે. ખુદા સર્વ મુસલમાનોને એવાં બુરાં કામોથી બચવાની તોફીક દીએ. આમીન.

(૧) આફ્રીકામાં આવેલા ટાપુ નામે માડાગાસ્કરના રહેવાસીઓ દૂધ ખાતા નથી. તેઓ કહે છે કે, ઢોરના બચ્ચાંઓનું હક છે. તે આપણને ખાવું દુરૂસ્ત નથી. એવા લોકો આગળ બ્રાહ્મણો પણ પાપી થવાના. ઉપર કિતાબમાં બતાવેલા કાયદાથી જો બ્રાહ્મણો ઉલટું કરતે, એટલે ગાયનો વાછરડો જીવે ત્યાં સુધી દૂધ પીતે નહીં. અને જો વાછરડો મરી જાય તો પીએ તો તેઓ જાનવરો ઉપર દયા કરનાર છે, એવી દયાને ખરી કરનાર થાત. પણ જ્યાં સુધી જીવે ત્યાં સુધી પીને વાછરડાનું હક્ક ઝોંટવે છે તેને ટટલતું રાખે છે મા બચ્ચાંને જોયાં કરે અને બચ્ચું માને જોયા કરે પણ દયાનો દમ મારનાર શ્રાવકો વગેરે કાંઈ ધ્યાન ધરતા નથી એથીતો તેઓની અકલ પ્રમાણે જુલમકાર:થવાના.

(૨) સલામ કરવામાં ઉપર બતાવેલા સર્વ શબ્દો બોલવાની કાંઈ જરૂર નથી. પણ એ સર્વ શબ્દો બોલવા ઘણું પુણ્ય છે. વળી સલામ કરનારાએ જો માત્ર " અસ્સલામો અલેકુમ " કહ્યું હોય તો જવાબ દેનારે તેથી એક શબ્દ વધારી જવાબ આપવો ઘણું સારૂં છે અને સલામ કરનારા જેટલાજ શબ્દો બોલે તોપણ દુરૂસ્ત છે.

પુરૂષોને જુવાન સ્ત્રીનું સલામ કરવું મના છે. અને જે સ્ત્રીઓ સગાઇ વાળાઓ છે, જેમ બેહેન, મા, ખાલા, અને ફૂઈ વગેરે જેઓથી કદી વિવાહ દુરૂસ્ત નથી, અને પોતાની બાયડી, એ સર્વથી પણ અસ્સલામો અલેકુમ[1] કહેવું સુનંત છે, અને પ્રથમ સલામ

---

[1] અસ્સલામો અલેકુમનો અર્થ "સર્વ તરેહની સલામતી હમેશાં તમને હોજો" થાએ છે. અને જો તેની સાથે "વ રહમતુલ્લાહે વ બરકાતો હુ" પણ કહેવાયતો તેનો અર્થ ઉપલા અર્થમાં વધારો આવી રીતે થશે "અને તે [ખુદા]ની રહમત અને તેની બરકત (હોજો)" એમાં સામેવાળા માટે દોઆ કરવામાં આવેછે, અને એનો લાભ સવાબની સાથે આપસમાં મોહબ્બતનો વધારો પણ થાય છે. એજ માટે રસૂલુલ્લાહ (સલ) ફરમાવે છે કે તમો સલામનો બોહળો ફેલાવો કરો અને ખાણું ખવરાવો અને લોકો સૂતા હોય તે વેળા નમાઝ પઢો" ઉપર કર્ત્તાએ હિન્દુઓની સલામ જણાવી છે. તેમ જાહેલ મુસલમાનોની સલામ પણ વર્ણી છે, અને પારસીઓની સલામ સાહેબજી, મેહેરબાનજી, વગેરે શબ્દોથી થાયછે, અને અંગ્રેજોની સલામ ગુડ મોરનીંગ, ગુડ નાઈટ, વગેરે શબ્દોથી થાય છે. એ સઘળી સલામો કરતાં ઇસ્લામી સલામ ચઢત છે. કારણ કે બીજી જેટલી સલામો છે તે સર્વમાં યા તો માત્ર સામેવાળાનું માન છે અથવા દુવા છે. ફકત માન આપવામાં સામેવાળાનો અહંકાર વધે મોટાઈ વધે તે પોતાને મોટો સમજે અને સલામ કરનાર પોતાને હલકો જાહેર કરે કે માન આપનાર જાહેર કરે, એ વગર કશો લાભ નથી. અને સલામ માટે ટોપી ઉતારવી કે, જોડા ઉતારવા તેમાં પણ માન આપવા વગર કશો લાભ નથી. હવે જે સલામોમાં દુવાછે. તેમાં દુઆ કરવાનો લાભ છે. પણ તે સઘળી સલામોમાં બીજો પુરૂષ સર્વ નામ નહીં હોવાથી તે દોઆ કોને માટે છે તે સલામના શબ્દોથી જણાતું નથી. અંગ્રેજોની સલામ ગુડ મોર્નીંગ તે અસલના અરબોની સલામ સબ્બહક-લ્લાહો બિલ ખૈરનો તરજુમો છે. એનો અર્થ છે "અલ્લાહ તારી સવાર સારી કરે. અને ગુડ નાઇટ તે મસ્સાકલ્લાહો બિલ ખૈરનો તરજુમો છે. એનો અર્થ છે. ખુદા તારી સાંજ સારી કરે. પણ અંગ્રેજોની સલામ અરબોની સલામથી ઉતરતી છે. અરબોની સલામમાં બીજો પુરૂષ સર્વનામ છે. એટલે તે દુઆ સામેવાળા માટેજ છે તેમ ખૈરનો કરનાર અલ્લાહ શબ્દ તે સલામમાં હરિત ધરાવે છે પણ અંગરેજોની સલામમાં એમાંનું કંઈ નથી. અને ઈસ્લામી સલામ અસ્સલામો અલેકુમના મુકાબલામાં તો કોઈ સલામ આવી શકતીજ નથી. કારણકે તેમાં જે દોઆ કરવામાં આવે છે તે દીન દુન્યા બંનેને શામેલ છે. તથા "તેની રહમત અને તેની બરકત થાઓ" માં "તેની" જગા ત્રીજો પુરૂષ સર્વનામથી તે સલામતીનો આપનાર અલ્લાજ છે. એનું સમરણ થાય છે. અને એ સલામમાં બીજો પુરૂષ સર્વનામ પણ હરિત ધરાવે છે એટલે એ દુવા સામેવાળા માટેજ છે. એ સલામ એવી ખુબીની છે માટેજ હજરત (સલ) એને ફેલાવવાની આજ્ઞા કરે છે. અને વળી એમ પણ ફરમાવે છે કે અસ્સલામો અલેકુમ કહેવાથી દસ નેકી મળે છે. અને સાથે "વ રહમતુલ્લાહેનો વધારો કરવાથી દસ નેકીનો વધારો એટલે વીસ નેકી મળે છે. અને "વ બરકાતો હુ" ના વધારાથી બીજી દસ નેકીનો વધારો થાય છે એટલે ત્રીસ નેકી મળે છે. સુબહાનલ્લાહ સલામ શું છે? નેકીની લુટ છે. ખુદાની યાદ છે. સુંનતની તાબેદારી છે, અને ભાઇ મુસલમાનની ભલાઈ ઇચ્છવી છે. અને તેથી તેની મોહબ્બત મેળાવવાનું સાધન છે. પણ આદાબ, બંદગી વગેરે શબ્દો કહેવાવાળા ઉપર અફસોસ કે તેઓ એથી અભાગ્ય રહે છે. ભોપાલના નવાબ સિદ્દીક હસન મરહુમને ત્યાં લખનોરનો કોઈ અમીર પરોણો આવ્યો તે નવાબ સાહેબ સાથે બેઠો હતો એવામાં નવાબ સાહેબના નોકરોનું ત્યાં આવવું થયું. તે દરેક અસ્સલામો અલેકુમ કહીને આવ્યા. તે અમીર નવાબ સાહેબને કહેવા લાગ્યો કે ભોપાલમાં કોઇને આદાબ બજાવતાં આવડતું નથી. દરેક અસ્સલામો અલેકુમજ કહે છે. તેના જવાબમાં નવાબ સાહેબે શું મજાહનું કહ્યું કે સર્વ આદાબ સારો અદબ શીખવનાર રસૂલુલ્લાહ છે. તેવણે દીન દુન્યાની કોઈ પણ સારી વાત સારો તરીકો શીખવવામાં બાકી રાખ્યું નથી. ફરી તેવણે જ્યારે અમને અસ્સલામો અલેકુમ કહેવા શીખવ્યું તો તેથી વધારે કોઈ અદબ થઈ શકતા નથી." કુરઆનથી તથા બૈબલથી જણાયછે કે આગલા પેગમ્બરોનો તરીકો

૨૫

કરવું સુંનતે કિફાયા છે. એટલે આખા ટોળામાંથી એક પણ કરે તો સર્વને માથેથી સુંનત અદા થઇ જાય છે. અને સલામનો જવાબ આપવો ફરજે કિફાયા છે એટલે આખી જમાતમાંથી એક પણ જવાબ આપે તો સર્વને માથેથી ફરજ ઉતરી જાય છે. અને નહીંતો સર્વ ગુનેહગાર થાયછે. અને સલામ કરતી વેળા પીઠ ઝુકાવવી મના છે. અને હાથ ઊંચકવું પણ સારૂં નથી [1] અને મોસાફહો અને એક બીજાનાં હાથ પ્યારથી પકડવો એ ઘણું સારૂં છે. [2]

અને હિન્દુઓની સલામ [3] મુલાકાતની વખત ઘણી તરેહપર છે. એઓમાં જે નાનો હોય તે પ્રથમ મોટાને માથું ટેકે, એટલે સલામ કરે; અને દાસ પોતાના શેઠને, ચેલો ગુરૂને, શાગિરદ શિક્ષકને, છોકરો બાપને; અને વડો એના જવાબમાં દુવા આપે, અને બ્રાહ્મણ આશિર્વાદ, અને ચીરંજીવ ના શબ્દથી દુવા આપે છે. અને બીજી કોમ બ્રાહ્મણને માથું ટેકે અને સંન્યાસી ફકીરોને નમુનારાયણ કહે છે. અને વેરાગી ફકીરોને જય મહારાજ કહે છે. અને શીખ લોકો જ્યારે આપસમાં મળે છે તો "જય ગુરૂજીકી ફતેહ" કહે છે. અને બ્રાહ્મણ, ફકીર, અને એઓના વડા મોટાઇને લીધે બીજાઓને અને નાનાઓને સલામ કરવામાં પહેલ કરતા નથી.

---

પણ ઇસ્લામી સલામના જેવોજ હતો. આર્યાઓ પોતાના સલામનો મુકાબલો ઇસ્લામી સલામ સાથે કરશે તો તેઓને ખાતરી થશે કે નમસતે અસ્સલામો અલૈકુમની સામે કંઇ ગણતરીની નથી. અને ફરી ઈસ્લામી કાયદાની શ્રેષ્ઠતા જણાઈ આવશે,

(૧) હાથ ઊંચકી સલામ બે તરહપર થાય છે. એકતો એ કે ખાલી હાથ ઊંચકે, અને સલામ કહે નહીં એ મકરૂહ છે. અને બીજી એ કે સલામ કહે. અને હાથ પણ ઊંચકે એ મકરૂહ મળે નહીં, પણ દુરૂસ્ત છે. તિરમિઝીની હદીસથી માલૂમ પડે છે કે, હજરતે સલામ કરી હાથ ઉંચકયો હતો.

(૨) મોસાફહો કરવાથી આપસમાં મોહબ્બત વધે છે, અને આપસમાં મોહબ્બતનું વધારવું ઘણું પુન્યનું કામ છે. એમ કરવાથી પાપોની માફી થાય છે. મોસાફહો કરવાનો વખત મુલાકાત થતાં કરવાનું છે. એને માટે કોઇ દિવસ કે કોઇ દહાડો મુકરર નથી કે તે વેળા કરે. કેટલાક દેશમાં એવો રિવાજ પડી ગયો છે કે, તેઓ મુલાકાત થતી વેળા મોસાફહો કરતા નથી. જુમાની નમાઝ પછી કે ઈદ પછી કે, તરાવીહ વગેરે વખતો ઠેરવી તે વખત ઉપર મોસાફહો કરે છે. પણ એવા મોસાફહા વિષે મજાલેસુલ અબરારમાં મકરૂહ કહ્યું છે, તેમ શામીમાં તમઈતુલ હકાએકથી લખ્યું છે કે, એ મોસાફહો બિદઅત અને મકરૂહ છે. એમજ શાહ અબદુલ હક મોહદ્દેસ દેહલવી સાહેબે પણ પોતાની શરહ મિશકાતમાં લખ્યું છે. મૌલવી અબદુલ હૈય સાહેબે પોતાના ફતાવામાં પણ એવા મોસાફહાને બિદઅત અને મકરૂહ લખ્યો છે, અફસોસ કે, ખરી સુંનત મોસાફહાની મૂકી બિદઅતમાં ફસી પડયા. ખુદા સર્વની હિદાયત કરે.

[3] સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૯૩ માં દયાનંદજીએ એક અજબ રીતની સલામ લખીછે એ અતરે લખવી પ્રસંગોપાત થશે.

श्वभ्या नमः । पतितेभयो नमः । श्वपग्भ्यो नमः ।
पापरोगीभ्यो नमः । वायसेभ्यो नमः । कृमिभ्यो नमः ॥

અર્થ—કુતરાને સલામ, નાપાક લોકોને સલામ, કુતરૂં પાળનારને સલામ, પાપીઓને સલામ, કાગડાને સલામ, કીડા મંકોડાને સલામ" વેદ લખનારને આ લોકોને સલામ કરવાની શી જરૂર પડી હશે તે સમજાતું નથી. દયાનંદજી કહે છે કે નમ: નો અર્થ ખાણું આપવાનો છે પણ એ વિષે શું પ્રમાણ છે તે તેણે લખ્યો નથી.

જો આ જગ્યા કોઇ હિન્દુ આ સવાલ કરે કે, મુસલમાનોમાંથી પણ કેટલાક આ વખતના પીરજાદા અને મશાએખ પ્રથમ પોતે સલામ કરવું પસંદ કરતા નથી. અને અસ્સલામો અલેકુમની જગ્યા પોતાના મુરીદોથી હજરત સલામત કહેવડાવે છે. અને મોસાફહાની જગ્યા ઘુંટણોને હાથ લગડાવાવે છે. એટલુંજ નહીં પણ કદમ ચુંબન કરાવે છે. [1] અને નાના છોકરાઓથી અસ્સલામો અલેકુમ કરવું દુરસ્ત જાણતા નથી. અને કેટલાક લોક "સાહેબ સલામત" કહે છે. અને કેટલાંક "મિયાજી સલામ" કહે છે. અને કેટલાક પોતાના શિક્ષકની આગળ પીઠ ઝુકાવી પ્રથમ પૃથ્વી પર, અને ફરી છાતી પર હાથ મુકી સલામ કરે છે. અને તેઓના શિક્ષક એ વાતથી ખુશી થાય છે. અને કેટલાક ફકીરો અસ્સલામો અલેકુમની જગ્યા "યાદઅલ્લાહ" કહે છે. અને કેટલાક "અલીમદદ" અને કેટલાક "કરમ મૌરતજા" અને "ફજલેહક" અને કેટલાક "ઇશ્કે અલ્લાહ" કહે છે. અને કેટલાક "બંદગી આદાબ' મુજરા" કહે છે. અને કેટલાક આટલુંજ કહે છે કે, 'એ હજરત જનાબ" અને કેટલાક હાથનોજ ઇશારો કરે છે. તો એનો જવાબ આ છે કે, એ સર્વ વાતો અમારા ધર્મમાં દુરસ્ત નથી. અને એ લોક બુરૂં કરે છે. કારણ કે હજરત પેગંબર (સલ) જેઓ કે સર્વથી મોટા છે તેઓ હરકોઇને પ્રથમ સલામ કરતા હતા. એટલુંજ નહીં પણ નાના છોકરાંઓને પણ અસ્સલામો અલેકુમ કહ્યું છે. અને જે શખસ કે અસ્સલામો અલેકુમને બુરૂં જાણે. [2] અથવા કોઈ બીજી નબીની

[1] મોસાફહાની જગ્યા જેઓ પોતાના કદમ ચુંબન કરાવે છે એ મકરૂહ છે. પણ જો કોઈ માણસ પોતે એમ ચાહે કે, મૌલવી બાઅમલના કદમ ચુમે અને કદમ ચુમવાની માગણી કરે. અને મૌલવી સાહેબ ચુમવા આપે તો તેમાં કાંઈ દોષ નથી. એ વાત દુરૂલ મુખતારની પથી જીલદમાં છે. અને હાકેમની સહી હદીસમાં છે કે, એક માણસે હજરતને સિજદો કરવાનું કહ્યું તો હજરતે ના ફરમાવ્યું. પણ તેણે આપના બંને પગ ચુમ્યા હતા. ઓ ખુદા તું મને તે દિવસ વળી ક્યારે દેખાડશે કે હું તારા વળી એ કામેલ, જમાનાના કુતાબ, જેમનું નામ મુબારક હાજી ઇમદાદ દુલ્લાહ છે, તેમના કદમ ચુમી ભાગ્યવંત થાઉં.

[2] કેટલાક અમીરો નવાબોની આદત છે કે, તેઓ સલામ કરતા નથી. અને મગરૂરીમાં રહી બીજાઓથી સલામ લેવાની ઈચ્છા રાખે છે. એઓ આટલું ખ્યાલ કરતા નથી કે, બંને જહાનના સરદાર હજરત મોહમ્મદ (સલ) બાળકને પણ સલામ કરતા હતા. એવા માણસોને સલામ કરવી જોઈએ નહિ કેમકે તકબ્બુરી કરનાર સાથે તકબ્બુરીથી રહેવું જોઇએ, અને સલામ કરવામાં અસ્સલામો અલૈકુમજ કહેવું જોઇએ. કારણ કે સલામમાં તથા તેના જવાબમાં દોઆ છે. જેથી સલામ કરનારને તથા જવાબ આપનારને લાભ થાય છે. વળી એક સુંનત અદા કરવાનો સવાબ થાય છે. પણ આદાબ બંદગી કહેવું નકામો બકવો છે. એમાં કશો લાભ નથી. કેટલાક હિન્દુઓ કહે છે કે, મુસલમાનો બેઅદબ છે. એટલે સલામ કરવાનું કામ એઓમાં અદબસર મળે નહીં, પઈસાવાળાને ગરીબે સલામ કરવી જોઇએ. મોટી પદવીવાળાને નાની પદવીવાળાએ સલામ કરવી જોઈએ. તેનો જવાબ કે મુસલમાનોમાં જે સલામ થાય છે એ માત્ર આશીર્વાદ (દુઆ) છે, એ એના શબ્દ જાણનારથી કાંઈ છુપું નથી. ત્યારે દુવાને માટે જેમ પઇસાવાળો પદવીવાળો ગરજવાન છે તેમ ગરીબ અને નાની પદવીવાળો પણ ગરજવાન છે. માટે તમારો માનેલો કાયદો ઇસ્લામે કબુલ (પસંદ) કીધો નહીં. વળી તમારા કાયદા પ્રમાણે સામેના માણસને નમસ્કાર કરવું છે, પણ ઇસ્લામ તો મગરૂરી મટાડનાર છે, તે એવો કાયદો કેમ કબુલ રાખે? અમીરોને આગળ ઝુકીને જે સલામો થાય છે, એ પણ દુરસ્ત નથી

સુંનતને બુરી જાણે, તે શખસ ગુમરાહ અને બડો ખવીસ છે.[1] વળી જાહેલોની વાતનો ઈતબાર થતો નથી, પણ તમારા ધર્મમાં તો પુરાના વખતથી જણાય છે કે, નાના મોટાઓને સિજદો ( દંડવત ) કરતા રહ્યા છે. કારણ કે તમારા ધર્મમાં ખુદા વગર બીજાઓની તાજીમ ઈબાદતની રીતે કરવી દુરસ્ત છે. જેમકે પ્રથમ અધ્યાયના છઠ્ઠા ભાગમાં જણાઇ ચુકયું છે.

## ભાગ ચોથો.

### કામોના શરૂ કરવાના વર્ણનમાં.

દરેક કામની પહેલાં ખુદાનું નામ લેવું. અને તેની તારીફ ( સ્તુતિ ) કરવી બરકત અને સવાબનું કારણ છે. તો અમો લોક હરેક કામની પહેલાં બિસ્મિલ્લાહીર-રહમાનીર રહીમ[2] કહીએ છીએ. એટલે આ કામ મોટા મહેરબાન રહમ કર્તા અલ્લાહના નામથી શરૂ કરૂં છું. અને કેટલાક કામોની શરૂમાં આટલુંજ કહેવું કે, "બિસ્મિલ્લાહ" પણ આવેલું છે. અને કેટલાંક કામોની શરૂમાં બીજી કેટલીક દુવા પણ હદીસમાં લખાયલી છે.[1] જેથી માત્ર ખુદાની ખાવિન્દી અને બંદાની આજેઝી અને નીર્બળતા જણાય છે.

અને હિન્દુઓના ધર્મમાં દરેક કામની પેહેલાં ગણેશનું નામ લેવું જરૂર છે, [3] તો

---

૧ ફતાવા બુરહાનીમાં છે કે, જો કોઈ માણસ કહે કે, નખ કપાવવા સુંનત છે, બીજો કહે કે સુંનત હોય તો પણ હું કરવાનો નહીં, અથવા એ સુંનત શા કામમાં આવે? તો તે કહેનાર કાફેર છે. મતલબ કે હજરતની સુંનતને હલકી ગણવાથી કાફેર થઈ જાય છે, રસૂલનો અર્થ હુકમ પોહોંચાડનારનો છે. ફરી જ્યારે તેમના બતાવેલા હુકમને હલકો ગણે તો તે રસૂલને રસૂલ સમજનારો કયાં રહ્યો?

( ૨ ) બિસ્મીલ્લાહ એ એક એવું પ્યારૂં વાકય છે કે, પારસી કોમ પણ એને પસંદ કરી પોતાના ગ્રંથોમાં લખે છે. જેમકે દસાતીરના દરેક નામાની શરૂઆતમાં લખાયું છે, અને દરેક વરશીમના પેહેલાં પણ એનું ટુંકાણ લખાયું છે. તેમ પાદરીઓએ પણ અરબી બાઈબલ છપાયલી સને ૧૮૧૧ ના મથાળામાં બિસ્મીલ્લાહ લખી છે, પણ તે પછીની છપાયલી બાઇબલમાંથી પરતાવો કરી કહાડી નાંખી છે. એ બૈબલ મારી પાસે છે.

૧ બાળક પેદા થાય તો તેની શરૂ ક્રિયા આ છે કે તેના કાનમાં અઝન (બાંગ) દેવાય જેમાં ખુદાની મોટાઈ તેની એકતા વગેરે છે. અઝનના શબ્દો તથા તેના અર્થ પૃષ્ટ ૧૫૩ માં છે. પણ દયાનંદજી પોતાના સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૮૫ માં લખે છે કે સન્તાનના કાનમાં પિતા वेदोसीति સંભળાવે. જેના અર્થ છે તારૂં નામ વેદ છે. ફરી સંસ્કારવિધિ પૃષ્ટ ૫૩ પ્રમાણે સન્તાનના કાનમાં સ્વેતા, સરસ્વતી, અશ્વિન, અગ્નિ, વાયુ વગેરે દેવતાઓનાં નામ લેવાય છે. હવે વિચાર કરવાનું છે કે ઈસ્લામી કાયદા પ્રમાણે જે થાય છે તે ઠીક છે કે દયાનંદજી જે શિક્ષ શીખવે છે તે ઠીક? બુદ્ધિમાન તો ઈસ્લામી વિધિનેજ શ્રેષ્ઠ ગણશે. અને વળી તારૂં નામ વેદ છે કહેવામાં કશો લાભ નથી પણ ધોકો આપવો છે. કારણ કે તેનું નામ વેદ કહ્યા પછી તેનાં માબાપ તેનું નામ ડાહ્યો, ગેલો વગેરે રાખે છે.

( ૩ ) કેટલાક હીંદુઓ કહે છે કે, કામને શરૂ કરતી વેળા ગણેશનું નામ લઈએ છીએ ખરા, પણ તેથી મતલબ ખુદા છે, કારણ કે હારિક ઉપનિષદ આ ૮ માંથી માલૂમ પડે છે કે, ખુદાનું નામ ગણેશ પણ છે. તેનો જવાબ કે જો માની લઈએ કે, ગણેશ નામ ખુદાનું છે તો પુસ્તકની શરૂ અને

હિન્દુ દરેક કામની પેહેલાં કહેછે કે, " શ્રી ગણેશાયનમઃ " એટલે ગણેશને મારો નમ-સ્કાર એટલે સલામ છે. અને ગણેશ તેજ છે કે, જે મહાદેવનો છોકરો. જેનું માથું હાથીના જેવું છે. જેમકે એનું વર્ણન પ્રથમ અધ્યાયના પ્રથમ ભાગમાં થઈ ચુક્યું છે. સુબહાનલ્લાહ. સર્વ નેમતો અને સર્વ કામની શક્તિતો ખુદાએ બક્ષી છે. અને એ લોકો દરેક કામની શરૂમાં ગણેશનું નામ લેછે. પણ સાચું તો આ છે કે, જેનું ખાઇએ તેનુંજ ગાઇએ.

કદાપી કોઇ હિન્દુને આ જગ્યા એવો શુબહ [સંદેહ] ઉત્પન્ન થાય કે, કેટલાક મુસ-લમાનો પણ ઘણાં ખરાં કામોની શરૂમાં અને પોતાના ઉઠવા બેસવામાં કેટલાક વલીઓનું નામ લેછે. જેમકે કહે છે કે, " યા અલી, યા હુસૈન, યા મહબુબ " અને કેટલાક ધંધો કરનાર પોતાના કામની શરૂમાં " ઉસ્તાદ, પીર, લુકમાન હકીમ " કહે છે. અને કેટલાક પંજાબી લોક શહેરના દરવાજામાં દાખલ થતાં " અઇડા પાદશાહ " કહે છે અને હોડી-વાળો નાવ ચલાવતી વેળા " હજરત ખાજા ખિદર " નું નામ લેછે. તો એનો જવાબ આ છે કે, એવી તરેહની વાતો અમારા ધર્મમાં દુરસ્તજ નથી. એટલુંજ નહીં પણ ઘણી બુરી છે. એ માત્ર તે લોકોની અણુસમજાઇ છે.

—o—

## ભાગ પાંચમો.

### ઊંચ અને નીચ વરણ અને દરેકના ધંધા સ્વીકારવાના વર્ણનમાં.

અમારા મુસલમાની ધર્મથી સાબેત છે કે, દરેક માણસનું ઊંચપણું અને નીચપણું બે કારણથી થાય છે. ૧લું કરણીને લીધે એટલે જે માણસ સારા અકીદા વાળો, સારા સ્વભાવવાળો, પાપોથી બચનારો અને ખુદા અને રસુલની તાબેદારીમાં મચ્યો હોય તે શખ્સ ખુદાને ત્યાં ઊંચ છે. તેની પદવી આખરના દિવસમાં ઊંચી થવાની, અને જે માણસ ભૂંડા અકીદાવાળો, ભૂંડા સ્વભાવવાળો, અને પાપ કરનાર હોય તે માણસ ખુદાને ત્યાં નીચ છે. ખુદાની બક્ષીસ અને માફી એક જુદી ચીજ છે. જો તે ચાહે તો બુરાને સારો કરે, મત-લબ કે ખુદાને ત્યાં ઊંચ અને નીંચ કરણી ઉપર છે. જેમકે ખુદાતઆલા ફરમાવે છે "તમા-રામાંનો વધારે બુજરૂગી દેવાયલો ખુદાને ત્યાં તે છે કે, જે વધારે પરહેજગાર હોય" (સુરા હોજોરાત ૪૯ ૧૩) બીજું પેગંબરો અને ઓલીયાઓની સગાઇને લીધે. એટલે જે કોમોને પેગંબરો અને વલીઓ સાથે સગાઇ છે તેઓ બીજી કોમ કરતાં ઊંચ છે. જેમકે સૈયદ, બની હાશેમ ( હાશમપુત્રો ) કોરેશ અને બની ઇસ્માઇલ તેઓ બીજી કોમો કરતાં ઊંચ છે. પણ એ કોમપણાની [1] ઊંચાઇ ( એટલે બીજી તરેહની ઊંચાઈ ) પણ ઇમાન અને સારી

---

આખરમાં ગણેશના નામની જે છબી પાડવામાં આવે છે કે, જેનું દેહ માણસનું અને માથું હાથીનું તે છબી કોની? તેમજ બારણામાં પેસતાંજ ગણેશનું નામ યાદ આવે માટે બારણા ઉપર પણ કોતરી બનાવેલી સુરત હાથીનું માથું અને આદમીનું દેહ તે સુરત કોની?

[1] આથી તમો સમજ્યા હશો કે બુરા ચલણનો સૈયદ ફરી તે અમીર કે ગાદીનશીન કેમ નહીં હોય તે ઊંચાઈ આપવાને લાયેક મળે નહિ. પણ જે સારા ચલણનો સૈયદ ફરી તે ગરીબ કેમ નહીં હોય તે લાયેક છે. વળી એક ધેડો મુસલમાન શરીઅતનો તાબેદાર તે કુરઆન હદીસના ફરમાન પ્રમાણે બુરા ચલણના સૈયદ કરતાં ઊંચો છે, અને માન દેવા પાત્ર છે. રસૂલલ્લાહે ફરમાવ્યું છે કે જેના કરણીએ ઢીલ કરી તો તેનો નસબ (ઊંચા કુલનું થવું) આગળ વધશે નહીં. મુસલિમ.

કરણી ઉપર રોકાયલી છે. અને જો ઈમાન અને સારાં કૃત્ય ન હોય તો કોમની ઉંચાઈ કાંઈ કામ આવે નહી. અને અમારા ધર્મમાં જે ધંધો કે હલાલ છે તે સર્વ કોમોને કરવો દુરૂસ્ત છે. જેમકે ખેતી, દરેક પવિત્ર અને હલાલ ચીજનો વ્યાપાર, વણવું, સીવવું, અને કડીઆ કામ વગેરે. કોઈ પુરા મુસલમાનને કોઈ પણ હલાલ ધંધાથી એબ નથી. અને જે ધંધો કે હરામ છે, તે સર્વ કોમોને હરામ છે. જેમકે દારૂનો ધંધો ગવૈઆપણું, ભડવાઈ, મોંનાં અને હાથનાં વાજાં વગાડવાં, વગેરે. અને એ દરેક સમજુ મુસલમાનોને એવા કામથી આર છે. અને એમતો છેજ નહીં કે, ફલાણો ધંધો ફલાણી કોમને દુરૂસ્ત છે, અને ફલાણી કોમને મના છે. [1] જેમકે સહી રિવાયતમાં આવ્યું છે કે, બંને જહાંનના સરદાર પેગંબર (સલ) સાહેબ પોતાનો મોજો પોતેજ સાંધતા હતા.

અને હિન્દુઓના ધર્મમાં જો કે, ઉંચપણું કરણીના સબબથી છે. તોએ તેઓમાં કોમપણાની ઊંચનો ગર્વ અને વધારે ઇતબાર છે. સર્વ હિન્દુ ચાર વરણ છે. એક બ્રાહ્મણ બીજી ક્ષત્રી કે જે હાલમાં છત્રી કહેવાય છે, ત્રીજી વૈસ્ય એટલે વાણીઆ વગેરે. ચોથી શુદ્ર એટલે જાટ વગેરે. ફરી એ ચારેમાં બ્રાહ્મણ સર્વથી અને ક્ષત્રીઓને વૈસ્ય અને શુદ્રથી અને વૈસ્યને શુદ્રથી ઉંચ જાણે છે. [2] અને તેઓનાં “ કર્મ વ્યાપક ” માં લખ્યું છે કે, મોક્ષ એટલે છેવટનો છુટકારો બ્રાહ્મણો વગર બીજા કોઇને નથી. એટલે બીજી જેટલી વરણ છે, તેઓ કેવાં પણ સારાં કામ કેમ નહીં કરે, પણ જ્યાં સુધી બ્રાહ્મણનો જન્મ પાંમે નહીં, ત્યાં સુધી તેની મુક્તિ થાય નહીં. અને વળી લખ્યું છે કે, શુદ્ર પોતાની જીંદગીમાં સારૂં કામ કરતો રહે તો મરવા પછી વૈસ્યનો જન્મ લેછે અને એવીજ તરેહ વૈસ્ય ક્ષત્રીનો, અને ક્ષત્રી બ્રાહ્મણનો, અને બ્રાહ્મણ જ્યારે કરણી કરે તો મોક્ષ મેળવે. અને બ્રાહ્મણોના ગુણ ગાવામાં અને શુદ્રની હલકાઇ કરવામાં અજબ તરેહનો વધારો (મોબાલગો) કરે છે કે, અકલ હેરાન છે. જેમકે મનુ શાસ્ત્રમાં [3] લખ્યું છે કે, બ્રાહ્મણના નામમાં બે શબ્દ થવા જોઇએ. ૧લાનો અર્થ–પવિત્રતા, બીજાનો અર્થ–ભાએગવાન. અને ક્ષત્રીના નામમાં પણ બે શબ્દ જોઇએ, ૧લાના અર્થમાં શક્તિ અને બીજાના અર્થમાં સંભાળ. અને વૈસ્યના નામમાં બે શબ્દ જોઇએ ૧લાનો અર્થ ધન અને બીજાનો અર્થ પાલણ પોશણ કરવું, અને શુદ્રનાં નામમાં પણ બે શબ્દ જોઇએ ૧લાનો અર્થ હલકાઇ, બીજાનો અર્થ નિર્બળતા, ચાકરી કરનાર. અને એને લીધેજ હિન્દુઓમાં દરેક કોમને માટે જુદા

[ ૧ ] કેટલાક સૈયદો જેઓ આગળ સારી હાલતમાં હતા, અને હાલ નબળી હાલતમાં આવી ગયા છે, તેઓ ધંધો કે નોકરી કરવાને એબ સમજે છે. તેઓ ભૂલ કરે છે તેમજ કેટલાક અજ્ઞાની.ઓ સૈયદોને નોકર રાખવામાં બુરૂ સમજે છે, તે પણ ભૂલ કરે છે. સારા માણસને નોકર રાખવા વિષેનો બુખારી શરીફમાં એક અધ્યાય લખાયો છે અને તેમાં હજરત શોએબ (અલે) ની છોકરીઓનું પોતાના બાપને મુસા (અલે)ને નોકર રાખવા વિષે ભલામણ કરવાનો પુરાવો લાવ્યા છે.

૨ એટલુંજ નહીં પણ બ્રાહ્મણોમાં પણ આપસમાં ઊંચનીચ છે, તેમજ વૈસ્યમાં પણ આપસમાં એકબીજાથી ઊંચનીચ છે.

૩ મનુ એક શાસ્ત્રીનું નામ છે કે જે હિન્દુઓના કહેવા પ્રમાણે મનુશાસ્ત્રનો કરતા છે. અને બ્રહ્માનો છોકરો છે. આર્ય સમાજવાળા પુરાણો વગેરેને ધીક્કારે છે. પણ મનુના શાસ્ત્રને તો સારી રીતે માન્ય કરે છે.

જુદા ધંધા ઠેરવાયા છે. અને એક વરણને બીજી વરણનો ધંધો કરવો દુરસ્ત જાણતા નથી. જેમકે બ્રાહ્મણોને માટે આ કામ મુકરર છે કે, વિદ્યા ભણવી ભણાવવી, યજ્ઞ ( કુરબાની ) કરવો કરાવવો, દાન (સદકો) આપવો અને લેવો અને ક્ષત્રીઓ માટે આ કામ મુકરર છે કે વિદ્યા ભણવી પણ ભણાવવી નહિ. યજ્ઞ કરવો દાન આપવું ખરૂં પણ લેવું નહિં બ્રાહ્મ- ણોની ચાકરી કરવી, દેશની સંભાળ કરવી, સંભાળની મજુરી લોકો પાસે વસુલ કરવી. ધર્મની રક્ષા કરવી. દુષ્ટો પાસેથી દંડ લેવો, તેમને શિક્ષા કરવી. માલ જમા કરવો, માફ- કસર ખરચ કરવો, હાથી, ઘોડા, બળદ અને ચાકરોની ખબર રાખવી. કોઇ પાસે માગણી કરવી નહીં, સાચા માણસોનો વિશેષ ભરોસો કરવો. અને વૈશ્યોને માટે આ કામ ઠેરવ્યું છે કે, વિદ્યા ભણવી, યજ્ઞ કરવો, દાન આપવું, ચાકરી કરવી, ખેતી કરવી, વેપાર કરવો, અને બળદ ચરાવવા. અને શૂદ્રોને માટે આ કામ મુકરર છે કે, બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્યની નોકરી કરવી અને તેમનાં ઉતરેલાં કપડાં પેહેરવાં, અને તેઓનું એંઠુ ખાવું, અને ચીત્ર કામ કરવું, જરીનું કામ કરવું, સોનીનો ધંધો કરવો, મીઠું, મધ, દૂધ, ઘી, અને અના- જની સોદાગરી કરવી. અને મનુશાસ્ત્રમાં લખ્યું છે કે, જો કોઈ શૂદ્ર બ્રાહ્મણને સખત વાત કહે તો તેની જીભ કાપી નંખાય, કારણકે શૂદ્ર બ્રહ્માના પગમાંથી પેદા થયો છે, અને પગ સઘળા અવયવમાં ઉતરતો છે. અને જો કોઇ નીચ વરણ ઊંચ જાતની જગાએ (આસને) બેસી જાય તો રાજા તેની કમર ઉપર ડામ દઇ તેને પરદેશ કહાડે, અથવા તેના કુલાં ( ઢગરાં ) ઉપર ઘા કરે. અને લખ્યું છે કે, બ્રાહ્મણને મારી નાંખવાની શિક્ષા આપવી એ ઘણી બેવકુફાઇ છે. પણ બીજી જાતને જીવની સજા કરવી દુરસ્ત છે. જો બ્રાહ્મણો સર્વથી વધારે પાપ કરે તોપણ તેને કતલ કરે નહીં પણ તેને માલ અને અસબાબ સહીત પો- તાનાં મુલકમાંથી કહાડી મુકે. અને લખ્યું છે કે, બ્રાહ્મણોનો દેહ સર્વ દેવતાઓના રહે- વાની જગ્યા છે, જો તેનો નાશ થઇ જાય તો તે દેવતાનું ઠેકાણું ક્યાં? અને લખ્યું છે કે, બ્રાહ્મણ શૂદ્રનો માલ વગર ખટકે લઇ લે, કારણ કે શૂદ્રનું કાંઈ પણ મળે નહીં તેનો માલ અને તેનો અસબાબ તેના માલિક બ્રાહ્મણોનાજ છે. આ વગર એવીજ તરેહની બીજી ઘણી વાતો છે. ક્યાં સુધી લખીએ, મતલબ કે, બ્રાહ્મણ એઓમાં સર્વનો માલિક અને ક્ષત્રી તેનો સીપાઇ, અને વૈશ્ય તેનો વેપારી, અને શૂદ્ર તેના ગુલામ છે. અને એ ચારે વરણ વગર બીજા સર્વ જહાનની વરણને મલેચ્છ જાણેછે.

અને એ ચારે વરણોની ગોઠવણ વિષે એઓની રિવાયતમાં ફેરફાર છે, પણ સામવેદ અને બીજી ઘણી ખરી પોથીઓથી જણાય છે કે, બ્રાહ્મણ બ્રહ્માના મુખથી, અને ક્ષત્રી બ્રહ્માના બાહુ (હાથ)માંથી, અને વૈસ્ય તેની જાંગમાંથી, અને શૂદ્ર તેના પગમાંથી ઉત્પન્ન થયા છે. અને કેટલાક કહે છે કે, એ ચારે કોમ રાજા "શૌનક"ના વખતથી મુકરર થઇ છે, અને ભાગવતમાં એમ લખ્યું છે કે, બ્રહ્માએ પોતે પોતાના બે ભાગ કરી નાંખ્યા! જમણો ભાગ પુરૂષ બની ગયો જેનું નામ "સ્વયંભુવઃ"છે. અને ડાબા ભાગથી સતરૂપી સ્ત્રી અને તેઓએ પોતાની ઓલાદને ચાર ભાગોમાં વહેંચી નાંખી.

દાખલા માટે એઓનો એક મંત્ર બ્રાહ્મણોના ગુણો માટે આ નીચે લખુંછું—

देवाध्यनान जगत सर्व मंत्राधिनं न देवताः ।
ने मंत्रान ब्राह्मणाधिनं ब्राह्मणा समान देवताः ॥

અર્થ—આખુ જહાન દેવતાઓને તાબે છે, અને મંત્રો બ્રાહ્મણોને તાબે છે. માટે બ્રાહ્મણજ મારો દેવતા છે." વળી મનુશાસ્ત્રમાં લખ્યું છે કે, જો બ્રાહ્મણને હાથે કુતરૂં અથવા બીલાડું, અથવા દેડકું અથવા સબકલી અને કાગડો, અથવા ઘુવડ મરાયો જાય તો તેનો કફારો (પાપથી છુટકારો,) એવો છે, જેવો શુદ્રના મરાઇ જવાનો. આથી જણાય છે કે, એઓમાં શુદ્ર આ પ્રાણીઓના જેવોજ છે.

## ભાગ છ ઠો.

### અદાલત અને ઇનસાફના કેટલાક કાનુનોના વર્ણનમાં

જાણવું જોઇએ કે, જો કોઇ માણસ અદાલતમાં જઇ કોઇ માણસ ઉપર કોઇ જાતની ફરીયાદ કરે તો તેને "મુદ્દઇ" (વાદી) કહે છે. અને જે શખ્સપર તેનો દાવો હોય તેને "મુદ્દા-અલેહ" (પ્રતિવાદી) કહે છે. તો અમારા ધર્મમાં ઇન્સાફનો તરીકો આ છે કે, વાદીથી બે સાક્ષી અદલવાળા (સારી ચાલવાળા) મંગાય છે. જો એવા બે ગવાહ તેના દાવા ઉપર ગવાહી (સાક્ષી) આપે તો તે માણસ કાજી (માજીસ્ટ્રેટ)ને ત્યાં સાચો ઠરે છે,[1] અને

---

[1] મુસલમાની અદાલતના કાયદા ઉપર "મોહમ્મદી દીનનો ખુલાસો"માં છગનલાલ કહે છે કે, કુરઆનમાં વેર વાળવા વિષે, અથવા ભૂંડાઈને બદલે ભૂંડું કરવા વિષેનો કાનુન કહેલો છે. સૂરા બકર ૨; ૧૯૪ તથા સૂરા નહલ ૧૬;૧૨૭. વેર વાળવું એ ખરા દીનને છેક એબ આણનારૂં છે. આ કાનુન ઈશ્વી દીનની ઉત્તમનીતિની સાથે મુકાબલો કરી જોતાં આસ્માન જમીનનું અંતર જણાઈ આવે છે. તેનો જવાબ કે, હું તે આયતોની ઇબારતનો તરજુમો લખું છું "ફરી જેણે તમો ઉપર ઝયાદતી (જુલમ) કીધી હોય, તે ઉપર તમો ઝયાદતી કરો જેવી તેણે ઝયાદતી કરી હોય, અને ડરો ખુદાથી, અને જાણી લ્યો કે, બેશક ખુદા પરહેજગારોની સાથે છે, [ સૂરા બકર ૨; ૧૯૪ ] અરબોનો કાયદો હતો કે, જ્યારે કોઇથી વેર લેતા તો તેના આખા કુટુંબ ઉપર તલવાર ચલાવતા. પછી બાળકને નહીં જોતા અને બુઢ્ઢાને નહીં જોતા. તેવી હાલતની મનાઈ કરી ખુદાએ ફરમાવ્યું કે જેટલો જુલમ થયો હોય તેટલો બદલો લ્યો. ફરી કહ્યું કે, "ખુદાથી ડરો" આ શબ્દ કુરઆનના મહાવરા પ્રમાણે એક વાત ઉપર ભાર દઈ મનાઇ કરવી હોય, સાંભળનારાંઓની સરકશી તોડવી હોય, તેવી જગ્યા બોલાય છે. તો એના આ અર્થ થયા કે, તમારી હદ જે મેં અદલની બાંધી આપી છે, તેથી તમારે વધવું નહી. અને નહીં વધવા માટે ખુદાની બીક રાખવી તમને જરૂર છે. ફરી કહે છે કે, "જાણી લ્યો કે, બેશક ખુદા પરહેજગારની સાથે છે." જાણી લ્યોનો શબ્દ અરબી મહાવરામાં સામેવાળાની ગફલતને દૂર કરવા કહેવાય છે. અને માણસ જ્યારે ગુસ્સામાં કે કપટમાં હોય છે તો તેને ગફલત વધારે હોય છે. અને તેજ કારણથી બીજા ઉપર માણસો જાસ્તી ગુજારે છે. માટે તેની ગફલતી તોડી કહેવાયું કે ખુદા પરહેજગારની સાથે છે. એટલે તેની મદદ અને પુષ્ટી આપનાર છે. પરહેજગારના અનેક અર્થ આવે છે. પણ આ જગ્યા એના અર્થ પોતાનો અને પારકાનો લાભ શરીઅતના નિયમ પ્રમાણે ઝાલનારનો છે. અને આતો તમો જાણો છો કે, જાલેમને દરેક વખત મૂકવું પણ લાભકારક નથી, કારણ કે કોઈવાર એવું પણ થાય છે કે, માફી આપવાથી જાલેમ વધારે શેર થાય છે. ફીતુર વધારે મચાવે છે; અને બીજાઓને વધારે સતાવે છે, ત્યારે એના ઉપર રહમ કરવી બીજા સારા માણસ ઉપર જુલમ કરવું થયું. અને કદી માફી આપવાથી ફીતુર દબી પણ જાય છે. અને જાલેમ પોતાનો જુલમ પણ મુકી દે છે, ત્યારે "બેશક ખુદા પરહેજગારની સાથે છે." એનો આ અર્થ નીકળ્યા કે, માફી આપવી અને સજા કરવી એનો વખત સમજી વર્તનારની મદદમાં ખુદા છે. હવે બીજી આયતનો તરજુમો લખું છું. "અને જો બદલો લ્યો

નહીં તો મોદ્દા અશ્લેહને કસમ અપાય છે. અને કસમ આપવાનો એવો તરીકો છે કે,

( શિક્ષા આપો ) તો જેટલી તમને સખતી પડી છે. તેટલો બદલો લ્યો. અને જો સબુર કરો તો સારૂં છે, સબુર કરનાર માટે. સૂરા નહલ ૧૬;૧૨૭. માણસોની તબીઅત સરખી હોતી નથી. કોઈની તબીઅત એવી હોય છે કે, જ્યાં સુધી વેર ન લે ત્યાં લગી તેને ચેહેન પડે નહીં. એટલુંજ નહીં પણ હદથી વધી જઇ જેમ બને તેમ સામાવાળાને દુઃખ દેવામાં તૈયાર રહે છે. અને કેટલાંક માણસો એવાં હોય છે કે, તેમની તબીઅત તેમનાં તાબામાં છે. હવે જો સરાસરી સર્વને માટે એવો હુકમ હોય કે, તમો માફી કર્યા કરો તો, તે કાયદો સર્વને ચાલવાને માટે લાયક રહે નહીં. અને જગતમાં બુરાઈ વધી જાય. અને જો સરાસરી એવો હુકમ હોય કે, તમો શિક્ષા આપ્યા કરો તોએ સર્વને વર્તવાને લાયક રહે નહીં. તેમ માફીનો ઉત્તમ ગુણ કોઇ મેળવી શકે નહીં. માટે દરેક ચાલી શકે એવો કાયદો ખુદાએ એવી રીતે કુરઆન શરીફમાં બ્યાન કીધો કે, પ્રથમ જેટલું દુઃખ અને જુલમ તમને થાય તેટલી શિક્ષા તમે અદલના કાયદા પ્રમાણે આપવા ચાહતા હોતો આપો. અને હદથી વધી જવું નહી. પણ જો શાંતી ધરીને ( સબુર કરીને ) બેસો તો તમારે માટે વધારે લાભ છે. હવે આ એક એવો કાયદો છે કે, આખી જગતમાં એવો કોઈ બુદ્ધિવાળો એની વિરૂદ્ધ કહેશે નહીં. વળી કુરઆન શરીફમાં અનેક જગ્યા બુરૂં કરનાર સાથે ભલાઈ કરવાનું લખ્યું છે. તેના થોડા દાખલા લખું છું. " અને જેઓ કે, ભલાઈ કરી ભુંડાઈને દૂર કરે છે, તેઓને માટે છેવટનું ઘર છે " સૂરા રઅદ ૧૩;૨૨ એવીજ રીતે જરા ફેરથી સૂરા કસસ ૨૮;૫૪ માં પણ છે. "અને જો માફી આપો તો પરહેજગારીને માટે ઘણું પાસે છે." સૂરા બકર. ૨;૨૩૭ સારા માણસોના ગુણમાં ખુદા કહે છે. "અને ગુસ્સાને દાબનારા અને લોકોને માફી આપનારા " સૂરા આલે ઈમરાન ૩;૧૩૪ ભૂંડાઈને બદલે ભલાઈ કરવાનું સૂરા હામીમ સિજદા ૪૧;૩૪. વગેરેમાં પણ છે. હવે હું છગનલાલને કહું છું કે, જગતમાં જ્યાં કંઈ ખ્રીસ્તીઓનું રાજ છે તેઓ કોર્ટો માંડી અદલ માટે બેઠા છે. એટલુંજ નહિ પણ યુરોપના કેટલાક દેશો એવા પણ છે કે, ત્યાં માત્ર ખ્રીસ્તીઓજ છે. ત્યારે ખ્રીસ્તી કાયદા પ્રમાણે તો કોઈ કોઈથી વેર લઈ શકતું નથી. ફરી તે કોર્ટો કોનો ઇન્સાફ કરે છે. અને શા માટે કોર્ટો કહાડી છે ? અથી માલૂમ પડે છે કે, છગનલાલ જેને ઉત્તમ કાયદો કહે છે, તે એગ઼ ઉતરતો નીકળ્યો કે, જગતના બધા ટોળાવાળા ખ્રીસ્તીઓને મૂકવો પડયો, પણ ઈસ્લામી કાયદો કે, જુલમનો બદલો તેના પ્રમાણમાં અદલની રૂએ આપવો દુરૂસ્ત છે. ને પોતાના રૂણીને, જાલેમને મૂકી દો તો તમને અધિકાર છે. તે એવો છે કે, એને મુસલમાનોજ વાપરે તેમ નહીં, પણ ખ્રીસ્તીઓ પણ વાપરે છે. હવે કહો કે કયો ઉત્તમ કાયદો ? વળી છગનલાલ કહે છે કે, " વૈર વાળવું એ ખરા દીનને છેક એબ લગાડનારૂં છે. " એના જવાબ માટે આપણે બાઈબલ જોઇએ. માત્થી. ૫;૩૮. આંખને બદલે આંખ ને દાંતને બદલે દાંત એમ કહેલું હતું એ તમે સાંભળ્યું છે. તો પણ હું કહું છું કે, તમે ભૂંડાની સામા ન થાઓ. " વિચારો કે, ઇશુ ( અલે ) સાફ એકરાર કરે છે કે દાંતને બદલે દાંત લેવાનો હુકમ થયો હતો. અને તે એવો મશહુર હતો કે ઈશુ ( અલે ) ની વાતો સાંભળનારા પણ જાણતા હતા, પણ ઈશુ ( અલે ) પોતે તેને રદ કરે છે. એમ માલૂમ પડે છે, પણ એ હુકમ તમારા પવિત્ર બાઈબલમાં છે. નિર્ગમ ૨૧;૨૪. લેવીય. ૨૪;૨૦, પૂર્નની ૧૯;૨૧ ત્યારે જો એ કાયદો ખોટો હોય તો, તેમ એ કાયદાના બ્યાન કરવાથી ખરા દીનને ધોકો લાગતો હોય તો મુસાનો ધર્મ જેની તાબેદારીનો ઈશુ ( અલ ) પોતે એકરાર કરે છે, માત્થી, ૫;૧૭, તેને ખોટો થવામાં કંઈ શક રહેશે નહીં. ત્યારે એમ થયું કે, ઈશુ [ અલે ] માત્થી આ. ૫;માં મુસાની કિતાબોની ખુબી બ્યાન કરે, ખ્રિસ્તિઓ તેને બેબલમાં રાખે પણ ૧૯૦૦ વરસ પછી છગનલાલને મુસાનો ધર્મ તથા તેના જુના કરારમાંનાં મુસાનાં પુસ્તકો ખોટાં લાગ્યાં. શાબાશ ? "લેને ગઇ પૂત અને ખોઈ આઇ ખસમ" એ કહેવત છગનલાલ માટે સારી દીપે છે. વેર લેવાનો કાયદો નવા કરારમાં કેવો છે. તે તેમના ધર્મ ગુરૂની કરણીથી શીખે, માત્થી, ૨૬;૫૧ ઈશુ (અલે)ના સાથીઓમાંના એકે હાથ લાંબો કરીને પોતાની તલવાર કહાડીને પ્રમુખ્ય યાજકના ચાકરનો કાન કાપી નાંખ્યો. યોહા, ૧૮;૧૦, માં પણ છે, આ

૨૬

**કસમ ખાનાર, અલ્લાહના કસમ ખાયને મુદ્દઇના દાવાનો ઇન્કાર કરે, તો તે સાચો ગણાય છે. અને ખુદા વગર બીજા કોઇના નામના કસમ ખાવા દુરૂસ્ત નથી.**[૧]

વૈર વાળવું નહીં, તો એ શું જુલમ છે કે કૃપા છે? ઈશુ પોતાના સામાવાળાઓને ગાળો ભાંડતાં માત્થી, ૧૨; ૩૯, ૪૦. માત્થી ૨૩; લુક, ૧૧; ત્યારે શું એ બોધ આપવો છે કે, વૈર વાળવું છે તે છગનલાલનાજ કહેવાપર અટકું છું

૧ કેટલાક હિન્દુઓ કહે છે કે, કુરઆનમાં ખુદાતઆલાએ ફિરસ્તાઓની તથા તારા વિગેરેની કસમ ખાધી છે. પણ એમ થઇ શકતું નથી કે, ખુદા પોતાની સચ્ચાઈમાં કસમ ખાય, ને જો કસમ ખાય તો પણ તે પોતાની અથવા પોતાના ગુણની કસમ ખાય. નહીં કે, બીજા કોઈની. તેનો જવાબ કે, ફક્ત આટલુંજ કહી દેવું કે, ખુદા કસમ ખાઈ નહીં શકતો, અને જો ખાય તો પોતાની કે, પોતાના ગુણની કસમ ખાય એથી કોઇ તરેહનો દોષ લાગુ પડી શકતો નથી. "નહીં થઈ શકે" તેની કોઈ દલીલ જોઇએ. ખુદા પોતાના કલામને પોતાની કુદરતથી અજાએબ રીતની બનેલી ચીજોમાંથી કોઈના કસમ ખાય અને સાબીત કરે તેમાં સવાલ શો? અરબોની એવી રૂઢી હતી કે, તેઓ જુઠા કસમથી ઘણા બચતા હતા. તેઓ કહેતા હતા કે, જુઠા કસમ ખાવાથી આફત આવે છે. ત્યારે તેઓના મુકાબલામાં કે, જ્યારે તેઓ કુરઆનનો નકાર કરતા, તો કસમ ખાઈ તેમને બોધ આપવો વધારે ઉપયોગી થયો. એટલે જો હું જુઠો હોઈશ તો મને આફત લાગશે. અને સાચો થવાથી આફત નહીં લાગી તો તેમનો અકીદો ઘણો જમી ગયો. વળી બેજણમાં વાદવિવાદ થયો હોય અને એક બીજા ઉપર વધી જાય છે તો બીજો કહે છે કે, આ તું તારી જીભ ચંપલાઇથી જીત્યો છે. ત્યારે એવા માણસના મુકાબલામાં બીજી દલીલ લાવવી ફોકટ છે પણ કસમ ખાઈને કહેવાય છે કે, મારી જીભ ચાલાકી નથી પણ ખરૂં એમજ છે. એવીજ ઢબ કુરઆને પણ વાપરી છે કે, પ્રથમ દરેક વાતને દલીલથી સિદ્ધ કીધી, તેમ છતાં જે આડા રહ્યા તો તેઓના મુકાબલામાં બીજી દલીલ નકામી પડે માટે સમ ખાઇને સાબેત કરવામાં આવી છે. વળી અલ્લાહ તઆલા આ વસ્તુઓની કસમ ખાઈ તે વસ્તુની મોટાઇ જાહેર કરે છે અને તેથી પોતાની મોટાઈ માન સિદ્ધ કરે છે. કારણકે તે સર્વ વસ્તુ તેની ઉત્પતિ છે. અને ઉત્પન્નની મોટાઈથી કર્તાની મોટાઈ જણાય છે એટલે જે વસ્તુની ઉત્પતિ અને મુળ હકીકતની જાણથી લોકો અશક્ત છે તે અલ્લાહની પેદા કરેલી છે. માટે માણસને ખુદા સિવાય કોઈ વસ્તુની કસમ ખાવી તે ખુદાની મોટાઈથી ફરી જવું છે અને બીજાની મોટાઇના માનનાર થવું જાહેર કરવું છે. તેથી ખુદા સિવાય બીજાની કસમ ખાવી તે મોટું વબાલ છે મહા પાપ છે પણ અલ્લાહ તો સર્વનો માલિક, સર્વને કાબુમાં રાખનાર, સર્વ શક્તિમાન છે. અને તે જો કસમના રૂપમાં એક વસ્તુની સાબેતીમાં દલીલ લાવે તો તેને કસમ ખાવી દુરૂસ્ત છે. અલ્લાહની કસમને બંદાઓની કસમ સાથે સરખામણી કરવી તે બેવકુફી છે. કુરઆનમાં જેટલી વસ્તુની કસમ ખવાઈ છે તે દરેકની હકીકત અને તેની બારીકી જોવી હોય તો "તીબયાન, ફી અકસામિલ કુરઆન" અરબી વાંચવા લાયક છે જે એજ બયાનમાં તોહફતુલ હિન્દ જેટલું પુસ્તક છે. આર્યાઓ શું સમજી કુરઆનના કસમો ઉપર શંકા કરે છે તે સમજાતું નથી દયાનંદજીના યજુર્વેદના ભાષ્ય ભાગ ૧લો પૃષ્ટ ૫૨૧ માં યજુર અ. ૬ મં૦ ૨૨ ની ટીકા આવી રીતે છે. "એ વરૂણ ઈનસાફ કરનાર રાજા! કીધેલા ઈનસાફમાં નહીં મારવા લાયક ગાય વગેરે પ્રાણીની કસમ છે. જેવી રીતે તમો ફરમાવો છો અમો લોક પણ ગાય વગેરે પ્રાણીઓની કસમ ખાઇએ છીએ. તમો પણ આ શ્રેષ્ઠ કાયદાને નહીં છોડો અમો પણ છોડીશું નહીં." આવું ખુલ્લું લખાણ છતાં આર્યાઓ કુરઆનની કસમ ઉપર શંકા કરે એ તાજુબ રૂ.રખું છે. અને આર્યા મુસાફેર લખે રામ વગેરે તો લખી ગયા છે કે કસમ તો જૂઠાઓ ખાય છે, સાચાને કસમ ખાવાની જરૂર નથી. પણ તેઓએ યજુરવેદ અ. ૬ મં૦ ૨૨ ની ટીકા દયાનંદજીની લખેલી જોઈ નહીં હશે. વળી મનુ અ. ૮ શ્લોક ૧૦૯-૧૧૩ માં છે કે "જે મુકદ્દમામાં વાદિ પ્રતિવાદી સાક્ષી નહીં લાવી શકેતો ખરી ખરી હાલત દરયાફ કરવા માટે કસમ ખાવી જોઇએ. પ્રથમના વખતમાં મોટા મોટા ઋષિઓ અને દેવતાઓએ પોતાની મતલબ માટે કસમ ખાધી છે. વસિષ્ટએ પણ યુનાની રાજાની આગળ કસમ ખાધી હતી." ઈ૦.

અને હિન્દુઓના ધર્મમાં વહેવાર શાસ્ત્રમાં એટલે અદાલતની વિધામાં એમ લખ્યું છે કે, વાદી ચાર કે ત્રણ સાક્ષી હાજર કરે, અને જો સાક્ષી આદેલ ( સારી ચાલનો ) હોય તો એકજ બસ છે. એઓમાં કસમ વાદી ઉપર છે. અથવા હાકેમ જેને ચાહે તેને કસમ આપે પણ એઓમાં કસમ અજબ તરેહની છે કે, જેનો પાયો માત્ર વ્હેમ ખ્યાલ અને ઇતેફાકીઆ અમર (બનવાજોગ વસ્તુ ઉપર) છે. કેટલીક કસમ એવી પણ છે કે જેથી માણસનો નાશ થાય છે. એઓને ત્યાં આઠ તરેહપર કસમ અપાય છે.

૧ લી કસમ--એ કે કસમ ખાનારને ત્રાજવાના એક પલ્લામાં બેસડાવે, અને કાંઇ મંત્ર ભણે, જો તેનું પલ્લું ઊંચું થયું તો તેને સાચો જાણે અને નહીંતો જુઠો [1]એ કસમ માત્ર બ્રાહ્મણ માટે છે.

૨ બીજી કસમ—એ કે સાત ગોળાકાર રેખા ( વૃત્ત )પૃથ્વી ઉપર કહાડે, અને સમ ખાનારને નવડાવે, અને કાંઇ મંત્ર ભણાવે અને પીપળાનાં સાત પાન તેના હાથમાં મૂકી કાચું સુતર તેના હાથ ઉપર લપેટે, અને લોઢું આગમાં લાલ કરી તે પાતરાં ઉપર મૂકે અને તે માણસ તેવી તરેહ તે દાયરા (વૃત્ત ગોળાકાર રેખા) માં પગ મુકતો ચાલે. જ્યારે છેલ્લા દાએરામાં પોહોંચે કે તરત લોઢાને નાંખી દે. એટલા વખતમાં જો તેના હાથને આંચ નહિ લાગે તો તેને સાચો જાણે છે. [2] એ કસમ ખાસ ક્ષત્રીઓ માટે છે.

૩ ત્રીજી કસમ—એ કે કસમ ખાનારને દુંટી સમાન પાણીમાં ઉભો કરી પૂર્વ દિશાએ મોં રાખી ડુબકી મારે અને એના ડુબકી મારવાની સાથેજ એક માણુસ છ આંગળની કમાનથી વગર ફળનો તીર મારે અને એક માણુસ દોડતો તે તીરને ઉંચકવા ચાલ્લો જાય. તીરને ઉઠાવી લાવ્યા સુધી જો પેલો ડુબકી ખાનાર પોતાનો શ્વાસ થોભાવે તો જણાય કે સાચો છે. અને એ સમ ખાસ વૈશ્યને માટે છે.

૪ ચોથી કસમ—એ કે થોડું જલ્લાદઝેર ઘીમાં મેળવે અને તે ઉપર મંત્ર ભણી કસમ ખાનારને દક્ષિણ દિશાએ મ્હોં રાખી ફરી ૫૦૦ તાલી વગાડે ત્યાંસુધી જો ઝેર તે ઉપર અસર કરે નહીં તો તેને સાચો જાણે. ફરી ઝેરની અસરને નાશ કરનારી દવા આપે [3] એ કસમ માત્ર શુદ્ર માટે છે. હિન્દુઓમાં બાપડા શુદ્રોની દરેક રીતે કમબખ્તી છે. જેને માટે કસમ પણ એવી યોજી જે નાશનું કારણ થાય.

---

૧ એવા કામોનો બંદોબસ્ત જો મંત્રો ઉપર રખાય તો થઈ શકે છે કે, કસમ ખાનાર માણુસ જુઠો હોવા છતાં કોઈ એવું મંત્ર યાદ કરે કે જેથી તેનું પલ્લું ભારે થઈ જાય પછી સાચા જુઠાનો આધાર એવા કસમપર રખાય નહીં. અને વળી મંત્ર ભણ્યાથી જેવું હોય તેવુંજ જો પ્રગટ થતું હોય તો સાક્ષી માંગવા અને લેવા નકામા છે.

૨ કસમ ખાનારો જો કપુર વગેરે દવાઓ જેનું વર્ણન ઇદ્રજાળમાં છે તે જો લગાડી આગ હાથમાં લેશે તો જુઠો છતાંએ તેનો હાથ બળવાનો નહીં. વળી જો એ કામ સાચુંજ છે તો સાક્ષી લેવી નકામી છે.

૩ માણુસોની તબીયત જુદી જુદી તરેહની છે. કોઈને જલદી અસર કરે છે, અને કોઇને વાર લાગે છે ફરી એથી સાચો જુઠો માલૂમ પડે નહીં. વળી મંત્ર ભણવાથી જો સાચા ઉપર અસર થાય નહીં તો ફરી તેને ઉતાર આપવાની જરૂર શી ? વળી ઈંદ્રજાળમાં એવી પણ દવાઓ લખાઈ છે કે, તે વાપરવાથી ઝેર અસર કરતું નથી. ફરી સાચો કેમ ઓળખાય.

૫ પાંચમી કસમ—એ કે એક મૂર્તિને નવડાવી તેના ધોવણમાંથી ત્રણ ખોબળા કસમ ખાનારને પીવડાવે અને જો ૧૪ દિવસની અંદર તેને કાંઇ પણ ઇજા નહીં થાય તો તેને સાચો માણસ જાણે.

૬ છઠી કસમ—એ કે સાઠીના ચોખાને આખી રાત માટીના વાસણમાં રાખી મૂકે, અને કંઇ મંત્ર ભણી કસમ ખાનારનું મુખ પૂર્વ દિશાએ કરી ખવરાવે. પછી તેનું થુંક પીંપળાના પાતરાં ઉપર મૂકે અથવા તો ભોજ પતર ઉપર નાંખે. જો કાંઇ લોહી નીકળે અથવા તેના મુખમાં કોઇપણ જગ્યાએ સુજેલું માલૂમ પડે અથવા ધ્રુજવા લાગે તો જાણે કે તે જુઠો છે.

૭ સાતમી કસમ—એ કે એક માટીના અથવા કાંસાના વાસણમાં—કે જે સોળ આંગળ લાંબુ અને તેટલુંજ પોહોળું હોય, અને ચાર આંગળ ઊંડું હોય, તેમાં ચાલીસ દામ (૧૦ પઇસાનું) ઘી અથવા તલના તેલને ખુબ જોશ આપે અને એક માસો સોનું તેમાં નાખે ફરી કસમ ખાનારો જો એ આંગળીથી તે સોનાને કહાડે અને તેનો હાથ નહીં બળે તો સાચો જાણે.

૮ આઠમી કસમ—એ કે ધર્મ એટલે સત્યની મૂર્તિ ચાંદીની, અધર્મ એટલે જુઠની મૂર્તિ લોખંડની બનાવી નવા કુંજામાં નાંખે. અથવા ધર્મની મૂર્તિ ઉજળા કપડા અથવા ભોજપત્ર ઉપર ચીત્રી અને અધર્મની મૂર્તિ કાળા કપડા ઉપર ચીતરી કુંજામાં નાંખે. અને કસમ ખાનાર તેમાંથી એકને કહાડે જો ધર્મની મુર્તિ તેના હાથમાં આવે તો તેને સાચો જાણે છે.

પાછલા ચાર કસમને દરેક જાતને માટે દુરૂસ્ત જાણે છે.

## અધ્યાય ચોથો.

### ઈસ્લામી ધર્મ ઉપર હિન્દુઓ કેટલાક પ્રશ્નો કર્યા કરે છે તેના જવાબ વિષે.

તો અમો તે બધા પ્રશ્નોનો જવાબ પ્રથમ સામટી રીતે આપીએ છીએ, અને ફરી તેઓના જવાબો છુટા છુટા લખીએ છીએ. એકઠો જવાબ આ છે કે, અમારા ધર્મમાં જે વાત છે તે અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે પેગંબર (સલ)ના બતાવ્યાથી અમોને પહોંચી છે. અને હજરત પેગંબર (સલ)ના સાચા થવાની દલીલ તેમનો સારો સ્વભાવ, સારી ચાલચલણ, અને મોજેઝાનું જાહેર થવું છે. જેનું વર્ણન પ્રથમ અધ્યાયના ચોથા ભાગમાં થઇ ચુકયું છે. અને અમોને પેગંબર (સલ)ની તાબેદારી બજાવવી ફરજ છે. [1] ત્યારે તમો જે વાત ઉપર સવાલ કરશો તેના જવાબમાં અમને આટલુંજ કહી દેવું બસ છે કે, અમોને જેવી તરેહ અમારા આગેવાન સત્યવાદે અને ચમત્કાર બતાવનારે બતાવ્યું તે અમો કરીએ છીએ. અને જો તમો એના જવાબમાં એમ કહો કે અમારા હિન્દુઓના

(૧) એટલે દરેક સવાલ ઉપર લોજીકના કાયદા પ્રમાણે આ રીતે કહેવાશે " આ ફરમાવેલું પેગમ્બરનું છે. અને જે પેગમ્બરનું ફરમાવ્યું હોય તે સાચું અને તે ઉપર ચાલવું ફરજ છે" તો આ બે વાતોના માનવાથી સિદ્ધ થશે કે, આ ખરૂં છે અને એપર ચાલવું ફરજ છે?

ધર્મની જે વાત છે, તે ખુદાના હુકમ પ્રમાણે બ્રહ્મા કે બીજા દેવતાઓ અને રૂષિશ્વરોની જબાની માલૂમ પડી છે. અને જેમ તમારા પેગંબરોથી મોજેઝા પ્રગટ થયા છે, તેમ અમારા બુજરૂગોથી ચમત્કાર [ખરકેઆદત] જાહેર થયાં છે. જેમકે બ્રહ્માની ઇચ્છાથી તેના ચાર મુખ થઈ ગયાં (પૃષ્ટ ૭૭) અને વિષ્ણુ પોતાની કરામતથી જાલન્ધર દૈતના રૂપમાં બની ગયો (પૃષ્ટ ૧૩) અને કૃષ્ણની હજાર સ્ત્રીઓ હતી. એકલા કૃષ્ણજી રાતમાં દરેકના ઘરમાં હોતા હતા. અને કૃષ્ણે એકવાર પરવતને હાથ ઉપર ઉંચકી લીધો હતો. અને મહાદેવના ગુસ્સાની તેજીથી જાલન્ધર દૈત ઉત્પન્ન થઇ ગયો હતો (પૃષ્ટ ૧૨) એવીજ તરેહ બીજા ઘણા ચમત્કાર અમારા બુજરૂગોથી જાહેર થયા છે. ફરી જેમ ચમતકારનું જાહેર થવું તમારા પેગંબર સાહેબ (સલ)ની સચ્ચાઈની દલીલ છે. તેમજ ચમત્કારનું પ્રગટ થવું અમારા બુજરૂગોની સત્યતાની દલીલ છે. અને જેમ તમોને પેગંબર સાહેબના ફરમાનની તાબેદારી જરૂર છે તેમ અમોને પણ અમારા બુજરૂગોની ફરમાબરદારી કરવી જરૂર છે. અમો પણ જે કામો કરીએ છીએ તે તેઓનાંજ બતાવેલાં કરીએ છીએ. ફરી તમો અમારા ધર્મ ઉપર શા માટે શંકા કર્યા કરો છો. જેમ તમો પેગંબર સાહેબ (સલ) ની તાબેદારી કરો છો, તેમજ અમો બ્રહ્મા વગેરેની તાબેદારી કરીએ છીએ. તો એનો જવાબ આ છે કે, પેગંબર સાહેબના જે મોજેઝા પ્રગટ થયા છે તે માતબર રિવાયતોથી સાબેત થયા છે. અને તેની સાથેજ હજરતનો સારો સ્વભાવ અને સારી ચલણ પણ રિવાયતોથી સાબેત છે. અને રિવાયતના બયાન કરનારનું સાચું થવું અને માતબર થવું એની જાંચ માટે અમારામાં એક જુદીજ વિદ્યા અને ફંન (અસ્મામએ રિજાલ) ઠેરવાયલું છે. અને તે ફંનના વાપરનાર વિદ્વાનો "મોહદદેસીન" કહેવાય છે [1] અને તે લોકો એજ સેવામાં ઘણું લાગી રહે છે કે, જેથી જઇફ (નિર્બળ) રિવાયતોને સહી રિવાયતોથી જુદી કરે. અને દરેક રાવીની તપાસ એટલાં સુધી થઇ છે કે, તે કયો માણસ, કોનો છોકરો કયાં રહેતો હતો, કયાં જન્મ્યો, કયારે મર્યો, કેવો હતો, વધારે બોલનાર હતો કે સાચું બોલનાર, ભોળપણામાં ફસેલો કે યાદદાસ્તવાળો, રિવાયતના જાંચવામાં

[1] એ જાંચનારી વિદ્યાને અરબીમાં "અસ્માએ રિજાલ," કહે છે. એ વિદ્યાની ખુબીમાં એક સત્ય શોધક યુરોપીયનનું લખાણ લખું છું. ડાકટર ઈસપેરેંગર સાહેબ જેવણનું અરબીમાં સારી માહેતગાર હોવું પ્રખ્યાત છે. તેવણ જ્યારે કોર્ટ ઓફ ડરેકટરની ફરમાસથી અને એશીઆટીક કુમના બંદોબસ્તથી એક કિતાબ નામે એસાબા-ફી-મારેફતિસ સહાબા " છપાવવા શરૂ કીધી તો તેની પ્રસ્તાવનામાં અંગરેજીમાં આ મજમુન લખ્યો છે. " મુસલમાનોની વિધાની ઈજત અસમાએરિજાલની વિધા છે. નતો કોઈ એવી પ્રજા થઈ અને ન કોઈ હમણાં છે. જેઓએ મુસલમાનોની મ'ફક બારસો વરસના વિદ્વાનોની જીંદગીનો હાલ લખ્યો હોય. જો મુસલમાનોની અસમાએરિજાલની કિતાબો ભેગી કરાય તો ઘણું ખરૂ પાંચ લાખ પ્રખ્યાત વિદ્વાનોનું બયાન મળી આવશે. એઓના ઈતહાસમાં કોઈ સૈકો કે પ્રખ્યાત જગ્યા એવાં નથી કે, તેનો કોઈ માણસ એવોના વર્ણનમાં આવ્યો નહીં હોય. " આ લખનાર ખ્રીસ્તી હોવા છતાં મુસલમાનોની જે નામીચી વિધા આસમાએરિજાલ છે તેના ગુણ ગાયા. જે માણુસ એ વિધાથી વાકેફ હશે તે સમજી જશે કે પાદરીઓ હદીસને માતબર ગણતા નથી. તે તેમની ભૂલ છે. એ વિધાને આધારે હદીસનું જેવી તરેહ આખું પુસ્તક સાબેત થાય છે. તેવી તરેહ બાઈબલનું એક વાકય પણ થઈ શકે નહીં.

શોધ કરતો હતો, અથવા સુસ્તી કરતો હતો, અને પોતાના બ્યાન અને વર્ણનમાં ગભરાતો હતો કે શાંતિ રાખનાર હતો, ખોટા અને ખરાને જુદુ કરનાર હતો કે નહીં, મોટા પાપથી બચનારો હતો કે નહીં અને કયો પંથ રાખતો હતો," ફરી આટલી બધી રાવીના હાલની શોધ પછી પણ જો તેના માતબર થવામાં જરા પણ શક પડી જાય તો તેની રિવાયત (કહેલા)ને ઝાઝો ઇતબાર ગણુતા નથી. અને તમારા વડાઓના ચમત્કાર તમારાંજ શાસ્ત્રોથી માલમ પડે છે, પણ તમારા શાસ્ત્રોનો તો કાંઇ ઇતબાર મળે નહીં,[1] કારણુ કે તમારા ધર્મમાં વર્ણન કરનારાઓની જાંચ અને તપાસ મળે નહીં. અને કોઇ ફન (વિદ્યા) વર્ણન કરનારાઓની જાંચ માટે ઠેરવાયલું મળે નહીં. એટલુંજ નહીં પણ જે કાંઇ કોઇએ લખી માર્યું તેજ પંથ ઠરી ગયો. અને એ વગર બીજી વાહી તબાહી વાતો જે તમારી પોથીઓમાં દાખલ છે કે જે તમારામાં ઘણીજ માતબર છે તો આથી તમારી પોથીઓના ઇતબારનો પાયો બીલકુલ પડી ગયો છે. અને તકરારની ખાતર જો તમારી પોથીઓની વાતોને સાચી પણ માની લઇ તમારા વડાઓના ચમત્કારોને સાચા જાણીએ તોપણુ તે તેઓની કરામત કે ચમત્કાર (મોજેઝો) થઇ શકતો નથી, કારણુ કે તેજ પોથીઓથી તમારા વડાઓના ભૂંડા સ્વભાવ અને માઠાં ચલણુ જાહેર છે. જેમકે એનું થોડુંક વર્ણન આ કિતાબમાં થઇ ચુકયું છે. અને જે માણુસનો સ્વભાવ અને કૃત્ય માઠાં હોય તેવાના હાથથી જો કાંઈ કામ આદતથી ઉલટું થાય તો એને કરામત કે મોજેઝો કહેતા નથી પણ ઇસ્તેદરાજ કહે છે. અને જેને હાથે કોઇ આદતથી ઉલટું કામ ઇસ્તેદરાજની રીતે જાહેર થાય તો તે શખસ ખુદાનો પસંદ (મકબુલ) થતો નથી. એટલુંજ નહીં પણ ધિક્કારેલો છે. તો તમારા કહેવા પ્રમાણે જો તમારા વડાઓનાં તે ભૂંડા કૃત્યો કે જે તમારી પોથીઓમાં લખાયાં છે તે સાચાં છે, અને તેઓના ચમત્કારી કામ પણ જાહેર થયાં તો અમો તેને ઇસ્તેદરાજ જાણીશું. મોજેઝો અને કરામત કહી શકતા નથી. અને ઇસ્તેદરાજ વાળી વાતોનો ઇતબાર થતો નથી.

---

૧ એવીજ તરેહ ખ્રીસ્તીઓ પણ કોઈ સવાલના જવાબમાં એમ કહી શકતા નથી કે આ પેગમ્બરનું કહેલું છે. અને જે પેગંબરનું કહેલું હોય તે સત્ય અને તે પર ચાલવું જરૂર છે. કારણુકે પેગમ્બરના સાચા થવા ઉપર ચમત્કારની જરૂર છે. પણ ઇશુએ (અલ) કોઇ ચમત્કાર કીધો હોય એમ તેમના કહેવાથી સાબિત થતું નથી; એટલુંજ નહિ પણ તેમણે ચમત્કાર બતાવવાથી કંટાળીને લોકોને ગાળો દઈ ના પાડેલું (વાંચો પૃષ્ટ, ૫૧, ૫૨) અને જો સાબિત થાય કે, તેમણે ચમત્કાર બતાવ્યો છે, અને બેશક તેમણે બતાવ્યા છે. એમ કુરઆન શરીફથી સિદ્ધ થાય છે, તોપણુ તેમનું કહેવું સાચું છે એમ બાઈબિલના કાયદા પ્રમાણે સિદ્ધ થતું નથી. કારણુકે ૧ રાજા ૧૩;૧૧–૨૯. કલમ વાંચવાથી માલૂમ પડે છે કે, એક પેગમ્બર ખુદાનો હુકમ પોહોંચાડવામાં જુઠું બોલ્યા, અને તે જુઠને લીધે એક બીજો માણુસ ખુદાના કોપમાં ફસ્યો, અને વાઘે ફાંસી ખાધો. ફરી જ્યારે પેગમ્બર જુઠું બોલે તો તેપર ભરોસો કેમ થાય? અને જો માની પણ લેવાય કે, બાઈબલના કાયદા પ્રમાણે પેગમ્બરો ખુદાના હુકમ પોહોંચાડવામાં સાચા છે, તોપણુ આ હુકમ તેમનો પોહોંચાવેલો છે તેની સંનદ શી? (વાંચો પૃષ્ટ ૪૭–૪૮,૫૫) અને જો એમ પણ મનાય કે, આ બધા કાયદા તેમના બતાવેલા છે, તો પણ જ્યારે તમારા બાઈબલમાં ફેરફાર થઈ ચુકો છે (વાંચો પૃષ્ટ ૩૮, ૫૭, ૬૧) એટલુંજ નહીં પણ બૈબલમાંથી આખાં પુસ્તકો કહાડી નાંખ્યાં છે (વાંચો પૃષ્ટ. ૮૩) જ્યારે આટલા બધા સવાલો લાગુ પડે અને તેમાંના એકનો પણ જવાબ પાદરીઓથી અપાતો નથી તો ફરી આટલુંજ કહેવાથી કે, અમારા શાસ્ત્રમાં છે એટલું કહેવાથી છુટકો થાય નહીં.

જો એમ કહો કે, કેટલાક મુસલમાન ફકીર, ભંગી શરાબી, બેનમાઝી અને ભૂંડી ચાલના (ફાસેક) છે. અને તેઓને હાથે આદતથી ઉલટાં કામો (ચમત્કારો) થયાં છે. અને મુસલમાન તેઓને નેકબખ્ત, વલી, સાંઇ લોક અને તે આદતથી ઉલટાં થયલાં કામને કરામત કહે છે. તો તેનો જવાબ આ છે કે, એવા લોક અમારે ત્યાં નેકબખ્ત અને વલી નથી. એટલુંજ નહીં પણ કમબખ્ત અને પાપી છે. અને તેઓનાં આદતથી ઉલટાં કામો કરામત મંળે નહિ પણ ઇસ્તેદરાજ છે.

ખરૂં તો આ છે કે અમારે ત્યાં આદતથી ઉલટું થવું કેટલીક તરહ ઉપર છે. એક તો એ કે, કોઇ પેગંબરને હાથે તેમની પેગંબરીનો દાવો કીધા પછી જાહેર થયું હોય એને મોજેઝો કહે છે. જેમકે હજરત પેગંબર (સલ)ના કેટલાક મોજેજાનું વર્ણન આ કિતાબમાં થઈ ગયું છે. (વાંચો પૃષ્ટ ૪૫-૫૮) અને બીજું એ કે પેગંબરના હાથથી પેગંબરીના પહેલાં જાહેર થયું હોય તો તેને ઇરહાસ કહે છે. જેમકે અમારા હજરત (સલ) ને પથ્થર અને ઝાડે પેગંબરીના પહેલાં સલામ કીધેલી. [1] અને ત્રીજું એ કે વલીને હાથે જાહેર થયું હોય તેને કરામત કહે છે. જેમકે એ તરેહનું થોડું વર્ણન આ કિતાબમાં થઈ ચુકયું છે. (પૃષ્ટ ૭૧) ચોથું એ કે સાધારણ (અવામ) સારી ચાલના મુસલમાનના હાથથી જાહેર થયું હોય તેને મઉનત કહે છે. પાંચમું એ કે, કોઇ બિદઅતી ભૂંડી ચાલના મુસલમાન જેમકે, બેનમાઝ શરાબી અને ભંગી વિગેરેથી અથવા કોઈ કાફેરના હાથથી જાહેર થયું હોય તેને ઇસ્તેદરાજ કહે છે. છઠું એકે, એવા માણુસના હાથે જાહેર થાય કે, જેણે પેગંબરીનો ખોટો દાવો કંધો હોય, પણ તેના હાથે એવી રીતે જાહેર થાય છે કે તેથી તે બદનસીબ જાહેરમાં જુઠો અને બેઇજત થઈ જાય છે, એને ઇહાનત અને ખિજલાન કહે છે. જેમકે હજરત પેગંબર (સલ) ના વખતમાં "મુસૈલમા કજ્જાબે" યમામામાં પેગંબરીનો દાવો કીધો હતો. અને હજરત ઉપર આ મજમુનનો પત્ર લખ્યો કે, આ પત્ર મોસૈલમા ખુદાના નબી તરફથી મોહમ્મદ ખુદાના રસૂલ (સલ)ને કે, જમીન અરધી અમારી છે અને અરધી તમારી. પણ તમો કોરેશી લોક જાલેમ છો, કે આખી જમીન એટલે સઘળી અરબની ચોતરફની વગેરે પોતાના કબજામાં કરી રાખીછે. હજરતે (સલ) એના જવાબમાં ફરમાન આલીશાન લખ્યું, જેનો સાર આ હતો કે, આ પત્ર મોહમ્મદ ખુદાના રસૂલ તરફથી મોસૈલમા કજ્જાબને જમીન નતો તારી છે, અને નતો મારી છે પણ ખુદાની છે. તેં યમામાના લોકોને હલાક કીધાં છે. ખુદા તને હલાક કરે [2] કહે છે કે, [3] મોસૈલમાએ સાંભળ્યું કે, મોહમ્મદે (સલ) કોગળો કરી પાણી કૂવામાં નાખ્યું તો કૂવાનું પાણી વધી મીઠું થઈ ગયું. મોસૈલમાએ પણ તેમ કીધું (ત્યારે) જે કૂવામાં પોતાનો કોગળો નાંખ્યો તે કૂવાનું પાણી જમીનમાં ઉતરી ગયું. અને જે

---

(૧) આપના પેગમ્બર થવાની પહેલાં બીજા ઘણા ઈરહાસ થયેલા હતા. અને હજરત ઈશુ (અલે) નું ઝોલીમાંથી બોલવું તે પણ ઈરહાસ છે.

૨. હજરતની પછી કેટલાંક માણસોએ પેગંબરીનો દાવો કીધો હતો. ફરી કેટલાક મુસલમાન થયા અને કેટલાક મરી ગયા.

૩. મદારેજુન નબુવતમાં તેમ બીજી સિયરની કિતાબોમાં છે.

બચ્યું તે ખારૂં થઇ ગયું. હજરત પેગંબર ( સલ ) પોતાની ઉમ્મતનાં માંદાં છોકરાંઓ માટે દુવા કરતા તો તેઓ સારાં થઇ જતાં હતાં. મોસૈલમાએ એક છોકરાને માથે હાથ ફેરવ્યો તો તે ગાંડો થઇ ગયો. અને એક છોકરાના ગળામાં આંગળી નાખી તો તેની જીભ તુટી ગઇ. અને એકવાર પોતાના વોજુનું પાણી એક બાગમાં છાંટયું તો તે બાગમાં ઘાસ ફરી કદી ઉગી નહીં. એવીજ તરેહ જેને લાંબી ઉમરને માટે આશીર્વાદ આપતો તો તે તેજ વખતમાં મરી જતો. અને જે કોઇની આંખની તેણીની દુવા કરતો તો તે તેંજ વખતે આંધળો થઇ જતો. મતલબ કે તેનાં આદતથી ઉલટાં કામો ઉંધી રીતે જાહેર થતાં જેથી તે ધિક્કારાતો અને હલકો થયા કરતો.

ફરી આ બધાં આદતથી ઉલટાં કામોમાંથી ચાર આગલી તરેહ એટલે મોજેઝો ઇ૰ રહાસ કરામત અને મોઉનત તો દરેક રીતે સારી ઉપયોગી છે, પણ એ પાછલી તરેહ એટલે ઇસ્તેદરાજ અને એહાનત જેને હાથે પ્રગટ થાય તેને લાભકારક થતી નથી, એટલુંજ નહીં પણ તદન નુકસાની આપનાર થાય છે. ફરી મતલબ ઉપર આવું છું કે, હવે સારી રીતે સાબેત થઇ થયું કે, અમારા પેગંબર ( સલ ) સાહેબનો સ્વભાવ તારીફ લાયક અને કૃત્ય પસંદ કરવા યોગ્ય હતાં. તેમનાથી અગણીત ચમત્કારો જાહેર થયલા. તેમનો હુકમ જે લાભનો પાયો છે, તે ખચીતજ કબુલ કરવા યોગ્ય છે. અને તમારા વડા કે જેઓના કૃત્ય ભૂંડાં અને સ્વભાવ ખરાબ તમારીજ પોથીઓથી સાબેત છે, તેમનું કહેલું માનવા યોગ્ય નથી. તો ફરી જે વાત સાબેત થઇ જાય કે, તે હજરત ( સલ )ના હુકમ પ્રમાણે છે, તે ઉપર કોઇએ સવાલ કરવો તે તેને ઘટતું મળે નહીં. અને તમો હિન્દુઓ બીજા ઉપર શા માટે સવાલ કરો છો? પ્રથમ જે જે સવાલો તમારા ધર્મ ઉપર આવે છે તેની તરફ જરા ખ્યાલ કરો, અને તેના જવાબ આપવાથી તો પરાજા થાઓ ત્યારે કોઈ ઉપર સવાલ કરવો. [1] જેમકે તેમાંથી ઘણુંજ થોડા તો આ કિતાબમાં પણ દાખલ કર્યા છે. અને અમારા ધર્મમાં કોઈ વાત એવી નથી કે, બુદ્ધિની આગળ નાપસંદ થાય. અને જો તમો કેટલીક વાતોને પોતાની અલ્પ બુદ્ધિની આગળ નાપસંદ સમજી સવાલ કરો તો તેના ઠીક જવાબો ( ઇનશા-અલ્લાહ ) અપાશે. અને તે સવાલોના છુટા છુટા જવાબો આ નીચે લખ્યા પ્રમાણે છે.

---

૧. એવીજ તરેહ ખ્રીસ્તીઓને પણ જોઈએ કે, તેઓ ઉપર થતા સવાલોના જવાબ આપે ફરી બીજા ઉપર સવાલ કરે. હજરત ઇશુ (અલે) શું મઝેનું ફરમાવે છે. માત્થી ૭; ૩. તું પોતાની આંખમાંનો ભારોટીઓ ધ્યાનમાં ન લાવતાં તારા ભાઈની આંખમાંનું તણખલું કેમ જુએ છે? અથવા તું તારા ભાઈને કેમ કહેશે કે, તારી આંખમાંથી તણખલું મને કહાડવા દે, પણ જો પોતાની આંખમાંથી ભારોટીઓ છે. ઓ ઢોંગી, પહેલાં તું પોતાની આંખોમાંથી ભારોટીઓ કહાડ, ત્યાર પછી તારાભાઈની આંખમાંથી તણખલું કહાડવાને તને સારી પેઠે સુજશે.'' પણ અફસોસ કે, તેઓ પોતા ઉપર આવતા સવાલોનો તો કયાં જવાબ આપે પણ તેઓના સવાલોના જવાબો લોકો સારી રીતે આપે છે છતાં પોતે પોતાનો બકવો મુકતા નથી. વાહ કેવી રીતે ખ્રીસ્તની આજ્ઞા ખ્રીસ્તીઓ પાલે છે. ખરૂં તો એજ છે કે એઓ નિર્લાજ છે, દયાનંદે પોતાની સત્યાર્થ પ્રકાશમાં ઘણા ધર્મોનું ખંડન કર્યું તેમ તેરમાં સમુલ્લાસમાં ખ્રીસ્તી ધર્મનું ખંડન છે અને તેમાં તેણે ઘણો બકવો કર્યો છે. પણ અફસોસ કે પાદરીઓએ રેવરન્ડોએ તેનો જવાબ આપ્યો નથી અને જુઓ તો રેવરન્ડો એજ કામ માટે કલેકટરી પગાર રૂ. ૯૦૦-૮૦૦ નો ખાય છે.

**સવાલ—તેઓનું ( હિન્દુઓનું ) કહેવું કે મુસલમાન પોતાની બેહેન સાથે નિકાહ કરે છે, એટલે કાકાની છોકરી કે જે બેહેન થાય છે તેની સાથે પરણે છે, એ કેવી શરમ ની વાત છે. ?**

૧. જેમ હિન્દુઓ કાકાની છોકરીથી પરણવા ઉપર પોતાના ધર્મથી ઉલટું છે. એમ સમજી સવાલો કરે છે તેમ પાદરીઓ પણ દત્તક છોકરાની મૂકી દીધેલી બાયડી સાથે પરણવું તેઓના ધર્મમાં પણ દુરસ્ત હોવા છતાં મુસલમાનો ઉપર સવાલો કરે છે. તે વિષે તેમના લખાણોની નકલ કરી જવાબો આપું છું.

ઝઈનબ બીનતેજહશ–મોહમ્મદ (સલ)ની સાતમી બાયડી થઈ, એનો ૧લો ધણી મોહમ્મદનો દત્તકપુત્ર (પાલક) ઝઈદ નામનો હતો. મોહમ્મદ સાહેબ (સલ) ઝઈનબને પરણ્યા તે વખતે ઝઈદ જીવતો હતો. મુસલમાનોના નિયમ પ્રમાણે લગ્ન થયું નહોતું પણ કુરઆનમાં લખ્યું છે કે, "અને (ખુદાએ) તમારી સાથે તેણીનું લગ્ન કીધું છે." ( સૂરા ૩૩; ૩૭ ) એ વિષે પણ ઝઇનબ વડાઈ કરીને કહેતી કે, ખુદાએ મારૂં લગ્ન પેગંબર સાથે કીધું (ઈશુ તથા મોહમ્મદનો મુકાબલો સને ૧૮૮૮માં છપાયલો તેના પાના ૫૪ માં ) એજ સવાલને પાદરી ફાન્ડરે પણ મીજાનુલહક કે જે સને ૧૮૬૮ માં અમેરીકન મીશનમાં છપાયેલીના પાના ૨૫૩માં લખ્યો છે.

જવાબ—પાદરી કહે છે કે "મુસલમાનોના નિયમ પ્રમાણે લગ્ન થયું નહોતું" એની મતલબ શી ? જો કહો કે ધણી ધણિઆણીનું રાજી ખુશી થવું બે જણની હજુરમાં. તો હા, એ મુસલમાની નિયમ છે. પણ જ્યારે મોહમ્મદ (સલ) સાહેબે કુરઆનની મજકુર આયત જાહેર કીધી તો સેંકડો માણસોએ સાંભળી. અને ઝઈનબ એકલી તો શું પણ તેનો આખો કબીલો ખુશ થયો ને ફરી રિવાજ પ્રમાણે વલીમાના ખાણાની ધામધુમ પણ થઈ. હવે મુસલમાનોના કયા નિયમ પ્રમાણે એ લગ્ન થયું નથી એ પાદરી પર બતલાવવું જરૂર છે. ને જો કહો કે એની આ મતલબ છે કે, મુસલમાનોના નિયમ પ્રમાણે કે છોકરાની વહુ સાથે નહીં પરણે એને ઉલટું છે તો એનો જવાબ તો કુરઆનમાંજ છે. જુવો સુરા ૪,માં છે કે તમારી પીઠથી (તુકમ) થયેલ છોકરાની સ્રીથી પરણવું હરામ છે. પણ ઝેદતો મોહમ્મદ (સલ) સાહેબની પીઠનો નહીં પણ દત્તક છોકરો હતો જેવું કે તમો પણ લખી ચુકયા છો.

પાદરીઓ હું તમને પુછું છું કે, મેં બોલી બેહેનથી તથા મેં બોલી દીકરીથી તથા મેં બોલા પુત્રની સ્રીથી લગ્ન કરવાં દુરૂસ્ત છે કે નહીં ? જો કહો કે દુરૂસ્ત છે તો ફરી મોહમ્મદ ( સલ ) સાહેબ [ સલ ] પર કેમ એબ લગાડો છો ? ને જો કહો કે નાદુરૂસ્ત અને હરામ છે, તો હું પુછું છું કે એ તમારા બાઇબલ પ્રમાણે કહોછો કે હિન્દુઓના રિવાજ પ્રમાણે કહો છો ? જો કહો કે, અમારા બાઇબલ પ્રમાણે. તો મહેરબાની કરી તે કલમો બતાવો. પણ કેટલીક કલમો પરથી માલૂમ પડે છે કે, મ્હોં બોલી બેહેનથી લગ્ન થઈ શકે છે, ઉત્પત્તિ ૨૬; ૭. અને ત્યાંના માણસોએ તેની ( ઈસહાકની ) બાયડી વિષે પુછયું. ને તેણે કહ્યું કે. તે મારી બેહેન છે. વળી ગલાતી ૪; ૫, માં પાઉલ કહે છે કે, આપણે બધા ખુદાના દત્તકપુત્ર છીએ, તથા એવીજ તરેહ રૂમીઓ ૮;૧૫. માં પણ છે, એવીજ તરેહ સારા માણસોનું ખુદાના દત્તકપુત્ર થવું, ૧લું કરીંથી, ૯;૫. થી પણ સમજાય છે. ત્યારે પાઉલના કહેવા પ્રમાણે સર્વ ખ્રીસ્તીઓ આપસમાં ભાઇ બેહેન થવાં જોઈએ. તો જો મેં બોલી બેહેનથી લગ્ન ના દુરૂસ્ત હોય તો સર્વ ખ્રીસ્તી વ્યભિચાર કરનાર થયા. ફરી આ વાત ખરી આવવી જોઈએ કે "આપ ચોર કોટવાલને દંડે" અને જો કહો કે, હિન્દુઓના રિવાજ પ્રમાણે, તો એનો જવાબ એ છે કે, હિન્દુઓના રિવાજ સાથે તમને શો સંબંધ ? અને તેથી મુસલમાનો ઉપર કેમ એબ લાગે ? વળી તમારા બાઈબલમાં તો એવી વાતો છે કે, હિન્દુઓ તેથી તમને ઘણી વખત એબ લગાડે છે ને તેનો જવાબ કાંઈ પણ તમારેથી બનતો નથી તે નીચે પ્રમાણે છે. ઉત્પત્તિ ૨૦;૧૨. તો પણ તે ( બાયડી ) બેહેન એ ખરૂં. મારા બાપની દીકરી છે પણ મારી માની દીકરી નથી" આ કલમથી માલમ પડયું કે, ઈબ્રાહીમ બાપ જણી બેહેનથી પરણ્યા હતા. યાદ રાખજો કે, એ કલમને

જવાબ--કાકાની છોકરીને એ માટે બેહેન કહે છે કે, તે બાપના ભાઈની છોકરી છે. તો એવા તોલ ઉપર મામાની છોકરી પણ બેહેન છે. કેમકે એ માના ભાઇની છોકરી

અને ૧૮૧૧ માં છપાયલું અરબી બાઈબલમાં બદલી નાંખી છે. અને લખ્યું છે કે, તે મારા બાપની સગાઈની છે. એવી ચોરી વારંવાર કરવા છતાં એ પાદરીઓ કહે છે કે, અમારા બાઈબલમાં કશો ફેરફાર નથી. નિર્ગમ ૬;૨૦ અને અમ્રામ ( ઈમરાન ) પોતાની ફુઈ યુકબતને પરણ્યો. અને તે તેને સારૂં હારૂન તથા મુસાને જણી" આથી સાફ માલુમ પડયું કે, મુસાના બાપે પોતાની ફુઈથી લગ્ન કીધેલું, યાદ રાખજો કે આ જગ્યા પણ અરબી બાઈબલ સને ૧૬૨૫ તથા ૧૬૪૮ માં છપાયું છે તેમાં ફેરફાર કીધો છે.

લતીફો—એક પાદરીએ મૌલવી લુતફુલ્લાહ સાહેબને સભામાં એજ સવાલ કીધો કે, મોહમ્મદ સાહેબે પોતાના છોકરાની બાયડીથી લગ્ન કીધું તેનો જવાબ તેમણે આપ્યો કે પાઉલના કહેવા પ્રમાણે સર્વ સારા માણસો ખુદાના દત્તકપુત્ર ખરા ત્યારે યુસોફ પણ ખુદાનો દત્તકપુત્ર ખરો. ફરી ખુદાએ તેની સ્ત્રીથી છોકરો લીધો. ફરી તેના ભવિષ્યવાદીએ દત્તકની બાયડી મૂકી દીધા પછી લીધી તો તેમાં શી એબ ? જો સાથે સુવું એબ છે તો એ ફકત એક તુકડા કરતાં આખો ખુદા અંદર જઈને પીંડ લઇને નીકળે એ તો વધારે એબ હોવું જોઈએ. ઝઈદે તો તલાક પણ આપેલી પરંતુ યુસોફ પાસેથી તો કોઈએ ફારગતી પણ લખાવી નહોતી. હા, એ બેમાં ફરક પણ એટલો હોવો જોઇએ કે ભવિષ્યવાદીને તલાકની જરૂર પડે ને ખુદાને નહીં. આ પાદરીઓની અકલ પ્રમાણે લખ્યું છે. નહીંતો ખુદાની જાત બાયડી લેવાથી કે છોકરો જન્માવવાથી પવિત્ર છે.

પાદરી ફાન્ડર તથા સુરતનો કોઈ પાદરી પોતાની મીજાનુલહક પાના ૨૫૩માં તથા ઈશુ મોહમ્મદનો મુકાબલો પાના ૫૬ માં લખે છે કે, મોહમ્મદ સાહેબ ઝઇનબ પર આશક થયા હતા, પણ પાદરીને જરૂર હતી કે પ્રથમ તેની સાબિતી આપતે. વળી તે ઝઈનબ મોહમ્મદ સાહેબની ફુઈની છોકરી હતી. ઝઈનબની માનું નામ અમીના અને તે અબદુલ મુત્તલેબની છોકરી હતી. અને હજરત [ સલ ] અબદુલ મુત્તલેબના પૌત્ર હતા ત્યારે શું મોહમ્મદ ( સલ ) સાહેબે તેણીને કદી જોઈ નહોતી ? કે એકજ વખત જોઈ આશક પડયા. શું મોહમ્મદ સાહેબથી સ્ત્રીઓ છુપાતી હતી ? કદી નહીં, ફરી કેમ કરીને પાદરી ફાન્ડરની વાત ખરી આવે કે, એક વખત જોઈ તેમને બહુ પસંદ પડી અને ખુદાની સ્તુતી કીધી ? જો [ શબ્દ "જો"પર ખ્યાલ રાખશો ] પાદરી ફાન્ડરની વાત મનાઈ પણ કે, મોહમ્મદ સાહેબ ઝઇદને ઘેર ગયા અને પરદો ખોલતાંજ મોહમ્મદ સાહેબની નજર ઝેનબપર પડી અને તેની ખુબસુરતીપર તાજ્જુબ કરી ખુદાની સ્તુતિ કીધી તોપણ મોહમ્મદ સાહેબ ઉપર કોઈ તરહની એબ લાગી શકતી નથી. કારણકે મોહમ્મદ સાહેબની નજર ઝેઈનબપર તમારા કહેવા પ્રમાણે અવિચારે. વગર ધારે, એકાએક પડી હતી. અને વિદ્વાનોપર કાંઈ છુપું નથી કે, એથી કોઈ ગુનેહગાર થઈ શકતો નથી- નહીં તો ખુદા ન્યાયી નહીં રહેતો. વળી " તેને જોઈ તાજ્જુબ કરી ખુદાની સ્તુતિ કીધી. " એથી પણ એબ લાગતી નથી કારણકે ખુદાએ માણસની ઉત્પતિમાં એક શક્તિ રાખી છે કે, સારી ચીજ જોઈ તાજ્જુબ કરે છે. અને તેથી કેટલાક ખુદાની કારીગરીપર ખ્યાલ કરી તેની સ્તુતિ કરે છે. એ અરબોની આદત અને હિન્દુસ્તાનની ચાલને જાણનારપર કાંઈ છુપું નથી. પણ તેમાં કાંઇ આ જરૂર નથી કે, તાજ્જુબ કરનાર એમ પણ ખ્યાલ કરે કે તે ચીજ આગલા પાસેથી નીકળી મારી પાસે આવે, વળી તે ઝેનબના નિકાહ ઝઈદથી મોહંમદ સાહેબેજ આગળ રહી કરાવી આપ્યા હતા. અને ઝેનબના સર્વ સગાં તથા ઝેનબ ઝઇદથી રાજી નહોતાં, કારણકે તે ઉંચા કુળની હતી. અને ઝઈદ ગુલામ હતો. પણ આખર મોહંમદ સાહેબનાજ દબાણથી તથા કુરઆનમાં હુકમ [ સુરા, ૩૩;૩૭ ] ઉતર્યાથી આખર સર્વ ખુશી થયાં હતાં. સોંપ્યો; પણ આખર બંનેમાં સંપ ન હોવાથી ઝઇદે તલાકનો વિચાર કીધો અને મોહંમદ સાહેબથી ઝેનબનો શીકવો કીધો. તો આખર મોહંમદ સાહેબે તેને આજ કહ્યું કે, " જાળી રાખ તારાપર તારી સ્ત્રીને અને ડર રાખ ખુદાનો " [ સુરા ૩૩;૩૮] પણ જ્યારે બંનેમાં આખર દરજ્જાનો અણબનાવ થયો, ત્યારે ઝઈદે ઝેનબને મુકી દીધી. " મોહંમ-

છે. પણ મામાની છોકરી કે જે તે પણ બેહેન છે તેની સાથે પરણવું તમારા ધર્મમાં દુરસ્ત છે, એ કેવી બેશરમીની વાત છે. આ જગ્યામાં કેટલાક હિંદુઓ કહ્યા કરે છે કે, મામાની

દીદીનનો ખુલાસો "વાળો પાના ૨૫માં તેમ બીજા પાદરીઓ કહેછે કે, ઝઈદે મોહંમદથી બીહીને અથવા મોહમ્મદની ખાતર છોડી હતી અને મોહમ્મદ સાહેબે ઉપર ઉપરથીજ ખાલી ના કહ્યું હતું. પાદરી આટલું તો માને છે કે હજરતે તલાક આપવા ના કહ્યું હતું. ફરી તે કહે છે કે ઉપર ઉપરથીજ ખાલી ના કહ્યું તેની સાબેતી શી ? હવે હું કહું છું કે, કુરઆનની મજકુર ઈબારત સાફ કહી રહીછે કે, મોહંમદ સાહેબે ઉપર ઉપરથી ના કહેલું નહીં પણ ધમકી, ડર બતાવીને કહ્યું હતું કે, તું તલાક નહીં આપ. માલૂમ નથી કે ખરા દીલથી કહેવાને બીજા કયા શબ્દો વપરાતા હશે. શું ઝઈદ એવો બેસમજ હતો કે, આ શબ્દોથી જે સાફ માલૂમ પડે છે કે, મોહંમદ સાહેબ કદી ઝેનબને તલાક દેવા ચાહતા નહોતા તે ન સમજ્યો ? કદી નહીં. પણ આયજકે નાકે દમ આવ્યાથી મુકી હતી. ફરી જ્યારે મુસલમાની કાયદા પ્રમાણે તેની ઈદ્દત ( તલાક પછીની મુદ્દત ) પૂરી થઇ તો મોહંમદ સાહેબે ઝેનબથી લગ્ન કીધાં. પણ કોઈ પાદરી એમ કહે કે, મોહંમદ સાહેબને તેની સાથે પરણવાની શી જરૂર હતી કે જેથી તેમના વિરૂદ્ધિઓને બોલવાની જગ્યા મળે. તો એનો જવાબ એ છે કે, મોહંમદ સાહેબનું અરબોમાં ઉત્પન્ન થવાનું કારણ એજ હતું કે, મુખ્ય કરીને અરબ જેવા હઠીલા અને તરેહ તરેહની બુરાઇમાં ફસેલાને સુધારે. અને તેઓનાં બુરાં ચલણોમાંથી આ એક ચલણ હતું કે, તેઓ દત્તક પુત્રને પોતાના ખરા દીકરાની પેઠે ગણતા હતા. અને મર્યા પછી જેમ બાપનો વારેસ છોકરો થાય છે, તેમ તેને પણ કરતા હતા વગેરે. પણ એથી શું શું બુરાઇઓ ઉત્પન્ન થતી હતી એ અરબોની રીત રિવાજે જાણનારથી કાંઈ છુપું નથી. તથા અકલ પણ કેમ કબુલ રાખે કે, ખરો છોકરો મોં બોલા છોકરાની બરોબર હોય. તો મોહંમદ સાહેબપર જરૂર થયું કે એ બુરા રિવાજને તોડે, અને કુરઆન સુરા અહજાબ ૩૩;૪ " તેણે ( ખુદાએ ) નહીં બનાવ્યા દત્તક પુત્રને તમારા પુત્રો, એ કહેવું તમારૂં તમારા મોંથીજ છે, અને અલ્લાહ સત્યવાદ છે. અને ખરો માર્ગ બતાવે છે." એ કાયદાને જારી કરે. જેથી મોહંમદ સાહેબે પોતે દત્તક પુત્રની સ્ત્રીથી લગ્ન કીધા. અને દત્તક પુત્રને પુત્ર બરાબર ગણવાનો રિવાજ તોડી દત્તકપુત્રને પુત્ર બરાબર ગણવાથી જે તેઓમાં રિવાજ હતો કે, જેમ ખરા પુત્રની સ્ત્રીથી ન પરણાએ તેમ મોંબોલાની સ્ત્રીથી પણ ન પરણાએ, અને પરણનારાને ઘણું બુરૂં કહેવાય જીલ્લત દેવાય, વગેરે એ પણ તોડો. ખ્યાલ કરો કે, જ્યારે આખા મુલકનો રિવાજ એક તરેહનો હોય, અને તેથી ઉલટું કરનારપર લાનતાન થાય. ફરી એવા સખ્ત અને બુરા રિવાજને તોડનાર તે મુલકને સુધારો કરવાનો દાવો કીધેલો તે માણસ નહીં થાય, તો બીજો કોણ થાય ? વળી સોંચો કે જે માણસ લોકોનો માનીતો પેશ્વા ( આગેવાન ) હોય તે જો એક કામ એવું કે, અકલથી વિરૂદ્ધ ન હોય ને વળી શાસ્ત્રની માફક હોય ને તેથી દેશનો સુધારો પણ થતો હોય તેવા કામને કરે તો તેના માનનારાઓને પણ શોખ થાય જેથી તે રિવાજ જલદીથી નાશ થાય. તો તેમજ થયું. શું જેને એ કામમાં આગેવાની કરવી ઘટતી હતી તે વગર કોઈ બીજો કરતે તો એવી કાયા પલટ જલદી અસરકારક થઇ નાશ થતે ? કદી નહી.

વળી જુઓ કે, મોહંમદ સાહેબના શિષ્યો ( સહાબી ) ઘણા બહાદુર તથા ગેરતવાળા હતા, તથા મોહંમદ સાહેબથી કોઈ તરાહની બીહીક રાખ્યા વગર પુછી મનનો ખુલાસો કરતા હતા. એ વિષે યુરોપીઅનો પોતાની ત્વારીખોમાં ઘણું લખી ગયા છે, એ ત્વારીખ જાણનારથી કાંઇ છુપુ નથી. કાંઈ મોહંમદ સાહેબના ચેલા માછી વગેરે બીહીકણા નહોતા; બલકે તેમાંથી એક પતરસ [ પીતર ] તો બીહીને ઇશુનો નકાર પણ કરતો અને ઘેલીવાર લાનત કરીને કહેતો કે, હું એ (ઈશુ) ને નહીં જાણુતો ( માત્થી ૨૬; ૯, ૭૪ ) એજ માટે કેટલાક યુરોપીઅનો અફસોસ કરી ગયા છે કે, ઇશુના શિષ્યો મોહંમદના સહાબીઓ જેવા હોત. તો જો મોહંમદ સાહેબનું એ લગ્ન કરવું જરા પણ એબદાર તથા નોબુવવતમાં નુકસાનકારક હોત તો પ્રથમ તો ઝઈદજ મોહંમદ સાહેબથી ફરી જનારો હતો. પણ એ પછી તો ઘણી મુદ્દત સુધી પોતાના ખરા ભવિષ્યવાદીની સેવા દિલોજાનથી

છોકરીસાથે પરણવું અમારામાં દુરસ્ત નથી. તો તેનો જવાબ આ છે કે, તમો તમારા પોતાના ધર્મથીજ અજાણ છો. શાસ્ત્રવાળાતો કહેછે કે, છોકરીને આપવામાં ભાણેજથી બીજો કોણ અધિકારી છે. અને કેટલાક શાસ્ત્રોમાં લખ્યું છે કે, " દક્ષિણે મા તોલે કન્યા, ઉત્તરે માંસ ભુજના । પશ્ચિમે ક્રિયા નાસસચે, તુયું દોષ બંદતે ॥

અર્થ—દક્ષિણ મુલકમાં મામાની દીકરી સાથે પરણવું. પહાડી મુલકમાં માંસ ખાવું. અને પશ્ચિમના મુલકમાં ક્રિયા કર્મનો નાશ કરવો એ ત્રણે કામોમાં કાંઇ દોષ (પાપ) નથી.

અને પંડિત ઇશકલાલ કૈથલીએ આ કહ્યું હતું કે, મામાની દીકરી પોતાની કોમમાંથી બહાર હોય છે અને કાકાની દીકરી પોતાની કોમમાં દાખલ છે. તેનો જવાબ આ છે કે, કાકાની દીકરી બાપના કુળની છે. અને મામાની છોકરી માના કુળની છે. [1] ફરી સગાઇ અને બેહેન થાવું દરેક રીતે સાબેત છે; [2] અને તમારા કહેવા પ્રમાણે બ્રહ્માએ

---

બેજની, અને ઘણીં જગ્યા પોતાના ખરા ગુરૂને લીધે જાનદેવા પણ તૈયાર હતો, ને ફરી બીજા સહાબીઓ જેઓ કે ઈસ્લામના એક થંભ તરીકે ગણાય છે, તેઓ પણ એકદમ બગડીને ફાટફુટ કરી નાંખતે.

આ બધી વાતોનો સાર આ નીકળ્યો કે, મોહંમદ સાહેબે ખુદાની અમાનત ( તેનો હુકમ ) પોહોંચાડવા તથા બુરા રિવાજ તોડવા માટે એ લગ્ન કર્યું હતું. જેથી તેમની ઉમ્મતને એવા લગ્નથી કોઇ તરહનો ખટકો રહ્યો નહીં [ સુરા ૩૩; ૩૮ ] બસ હું આટલાપરથી ટુંક કરૂં છું જેને એથી વધારે ખુલાસો જોઇતો હોય તો તે "ઈજાલતુલ અવહામ" તથા "ઈજાલતુશ શોકુક"માં જુએ.

૧ કારણકે માણસને અસ્તિમાં આવવાના બેજ કારણ છે. એક બાપ અને બીજી મા, ત્યારે જેમ કાકાની છોકરી બાપની ડાલીની છે તેના ભાઇને લીધે, તેમ મામાની છોકરી પણ માની ડાલીની છે, તેના ભાઇને લીધે. ફરી એકની ડાલીને હરામ જાણવી અને પોતાની બેહેનની માફક ગણવી અને બીજાને હલાલ જાણવી, અને તેને પારકાની પેઠે સમજવી એ વગર પાયાનું છે. અને વગર દલીલના થોસલા છે.

૨ મામાની છોકરી સાથે પરણવાનું હિન્દુશાસ્ત્રમાં છે, છતાં કેટલાક ડાહ્યા હિન્દુઓ કહે છે કે, મુસલમાનો પોતાના કાકા કે મામાની દીકરી, બેહેનથી પરણે છે, એ કેવી બેશરમીની વાત છે, અને હિન્દુઓમાં જેઓ કે મામાની છોકરી સાથે પરણે છે તેઓ પણ ધર્મ શાસ્ત્રને વિરૂદ્ધ કરી ભૂલ કરનારા છે. એનો જવાબ કે, ભાગવત અધ્યા. ૧૧; ૫૪; ૬૨; ૮૬ સ્કંધ ૧૦ અને માહાભારતની વંશાવળી પ્રમાણે શુરસેનનો છોકરો વાસુદેવ અને છોકરીઓ મહાદેવી, કુંતી, અને એક બીજી છોકરી રાજહદોદી, વાસુદેવનો છોકરો કૃષ્ણ અને છોકરી શુભદ્રા. અને કુંતીનો છોકરો અર્જુન. ત્યારે અર્જુનનો વસુદેવ મામો થયો, તેની છોકરી સુભદ્રા સાથે અર્જુન પરણેલો, અને શુરસેનની છોકરી રાજહદોદીની છોકરી મતરાબંદ કૃષ્ણજીની ફુઈની છોકરી થઇ તેની સાથે કૃષ્ણજી પરણેલા. વિચારવું જોઈએ કે, જો મામા માસીની કે ફુઇ કાકાની છોકરીથી પરણવું જો બેશરમી છે તો તે બેશરમીના કરનાર અર્જુન અને કૃષ્ણ થયા. વળી ભીષ્મકનો છોકરો રૂકિમણ અને છોકરી કૃષ્ણની બીજી સ્ત્રી રૂકમણી છે. અને રૂકિમણીનો છોકરો કૃષ્ણના બીજથી પ્રધુમન, ત્યારે પ્રધુમનનો રૂકિમણ મામો થયો તે તેની છોકરી સાથે પરણ્યો હતો. અને અનરૂન્દા જન્મેલો. વળી રૂકિમણનો છોકરો તે અનરૂન્દાનો મામો થયો. તેની છોકરી સાથે કૃષ્ણજીની ખુશી પ્રમાણે અનરૂન્દાના લગ્ન થયલાં. ત્યારે અનરૂન્દા અને પ્રધુમનનાં લગ્ન પણ બેશરમીના ગણવાં જોઈએ. વળી ભાગવત અધ્યાય ૬૨ સ્કંધ ૧૦ વેદની આજ્ઞા છે કે, દક્ષિણના મુલકમાં છોકરીના લગ્ન ભાણેજ સાથે કરવાં. બ્રહ્માનો પૌત્ર કશયપના વિવાહ તેના કાકા દક્ષની ૧૩ છોકરીઓથી થયલા અને બ્રહ્માનો પોત્ર ચંદ્રના વિવાહ તેના કાકા દક્ષની ૨૭ છોકરીઓથી થયલા.

પોતાની છોકરી સરસ્વતી કે, જે તેજ કોમની હતી, તેની સાથે વગર પરણે સંભોગનો વિચાર કીધો અને તેને પોતાની બાયડી બનાવી અને પોતાના છોકરા ( સોમભુવઃ )થી વિવાહ કરી આપ્યો. (પૃષ્ટ ૭૮) એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે પારાસર રૂષીએ મંછુંદરીથી વ્યભિચાર કીધો. જેથી તમારો મોટો આગેવાન શાસ્ત્રોનો રચનાર જન્મ્યો ( પૃષ્ટ ૨૫, ૮૧ ) એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે કૃષ્ણજીની ભક્તાણી દ્રોપદીનાં પાંચ ધણી હતા. જેને પાંડુ કહેછે. ( પૃષ્ટ ૨૯. ) એ કૃષ્ણજીના બહુજ સગાઇવાળા હતા એ કેવી બેશરમી વાત છે. અને જો એમ કહો કે, એ પાંચે જણ પોત પોતાના વારામાં દ્રોપદીને અગ્નિમાં બાળીને ફરી જીવતી કરતા હતા, તો તેનો જવાબ આ છે કે, દેહ બળતું હતું પણ જીવતો એજ રહેતો હતો. કારણકે જીવ બળી શકતો નથી. અને દેહ પણ તમારા કહેવા પ્રમાણે બળીને ફરી તેજ થતું હતું, તો ફરી જીવ પણ તેજ રહ્યો, અને દેહ પણ તેજ બાકી રહ્યું હતું. ત્યારે દ્રોપદી તો જેમને તેમજ બાકી રહી, અને તમારા કહેવા પ્રમાણે એ પાંચે પાંડવની મા કુંતી રાજા પાંડવની સ્ત્રી જેથી કેટલાક દેવતાઓએ વ્યભિચાર કીધો. જેથી પાંચ પાંડવો વ્યભિચારથી જન્મેલા ( પૃષ્ટ ૨૯ ) એ કેવી બેશરમીની વાત છે. અને વ્યાસ તમારા આગેવાને પોતાની ભાભીઓથી વ્યભિચાર કીધો. જેથી રાજા પાંડુ અને ધૃતરાષ્ટ જન્મ્યા ( પૃષ્ટ ૨૭ ) એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે ઇંદ્ર સ્વર્ગના રાજાએ ચંદ્રમાન દેવતાની સાથે ગૌતમની સ્ત્રી અહલ્યાથી વ્યભિચાર કીધો, અને ગૌતમના શ્રાપથી હજાર ભગ તેના દેહ ઉપર પ્રગટ થઇ ( પૃષ્ટ ૩૩ ) એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે રામચંદ્રની સ્ત્રી સીતાને :રાવણ દૈત પકડી લઇ ગયો. ફરી જ્યારે તે રામચંદ્રના ઘરમાં આવી તો તેના ઉપર ગેરત લાવી તુરત જંગલમાં કહાડી મુકી, ફરી લાવી પોતાના ઘરમાં રાખી ( પૃષ્ટ ૨૧ ) એ કેવી બેશરમીની વાત છે. અને એવી વાતો હોવા છતાંએ એ સ્ત્રીઓને કેટલાક ગૌતમ કન્યા એટલે કુંવારી અને પવિત્ર ગણે છે. [1] એ કેવી બેશરમીની વાત છે. અને સર્વ સ્ત્રી પુરૂષો મહાદેવના લિંગને પૂજે છે એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે બ્રહ્મા અને વિષ્ણુ મહાદેવના લિંગને માપવા લાગ્યા. ( પૃષ્ટ ૧૫ ) એ કેવી બેશરમીની વાત છે. અને વામ માર્ગી ભગની પૂજા કરે છે. ( પૃષ્ટ ૯૪ ) એ કેવી બેશરમીની વાત છે. અને કૃષ્ણ તથા તેની સ્ત્રીની નકલ બનાવી પોતાની સામે નચાવવું અને તેમના ફજેતાને બ્યાન કરવું એ કેવી બેશરમીની વાત છે. અને તમારા કહેવા પ્રમાણે એકવાર ઊંઘની હાલતમાં મહાદેવને શહવત ગાલેબ થઇ અને તેમનું લિંગ ઉભું થયું. (ત્યારે) પારવતીએ એવા ખ્યાલથી કે, એની શહવત નકામી જાય નહીં. લિંગને પોતાની ભગમાં દાખલ કરી તે ઉપર બેસી ગઇ. અને લિંગ વધવા લાગ્યું તે એટલાં સુધી કે આકાશ સુધી પોહોંચ્યું. પારવતી પણ તેના ઉપર બેસીજ રહી. જ્યારે દેવતાઓના ઠામ સુધી પોહોંચી તો પારવતી ત્યાં જઇ લજવાઇ ગઇ ( પૃષ્ટ ૯૮ ) એ કેવી બેશરમી છે, અને તમારા કહેવા પ્રમાણે મહાદેવજીએ બ્રાહ્મણોની સ્ત્રીઓમાં જઈ પોતાના લિંગને ઉઘાડી ઉભા રહ્યા.

---

[1] હિન્દુઓના ધર્મમાં પાંચ સ્ત્રીઓને કન્યા એટલે કુંવારી અને પવિત્ર જાણે છે. એક સીતા. રામચંદ્રની સ્ત્રી, બીજી અહલ્યા ગૌતમની સ્ત્રી, ત્રીજી તારા, ચોથી દ્રોપદી, પાંચમી મંદોદરી રાવણની સ્ત્રી.

( પૃષ્ટ ૯૮ ) એ કેવી બેશરમીની વાતછે. અને એ વગર બીજી બેશરમીની વાતો તમારા ધર્મમાં ઘણી છે. [1]

**સવાલ**—તેઓનું કહેવું કે મુસલમાનો ઘણા ગંદા છે કે, જાજરૂએથી નીકળી હાથ પગ માટીથી ધોતા નથી. કોગળા કરતા નથી. અને વાસણને માંજતા નથી.

**જવાબ**—અમો લોક નજાસતને દૂર કરવામાં એટલી તો ચોખાઇ કરીએ છીએ કે, તમો હિન્દુઓનો ભાગ્ય નથી. એટલે પ્રથમ નજાસતને ઢેફાથી દૂર કરીને ફરી એવા બચાવથી ધોઇએ છીએ કે, નાપાકીની અસર રહે નહીં, નજાસત કાંઇ મ્હોં, હાથ, અને પગને લાગી જતી નથી કે નકામું પાણીને ઢોળીએ. અને કદાપી તમો મ્હોંથી હગતા હશો કે, શાસ્ત્રના હુકમ પ્રમાણે બાર કોગળા કરો ત્યારેજ તમારૂં મ્હોં પાક થાય છે. અને પોતાના દિલમાં વિચારો તો ખરા કે, જે લોક છાણ મૂત્રને પવિત્ર જાણે તેઓ બીજા ઉપર શું શંકા કરે.

**સવાલ**—તેઓનું કહેવું કે, મુસલમાનો એક બીજાના અજીઠાથી બચતા નથી. એકઠા બેસી જમે છે. અને એકબીજાનું બોટેલું પાણી પણ પી લેછે.

**જવાબ**—માણસનું મ્હોં પલીદ [ અપવિત્ર ] મળે નહીં, જો પલીદ હોત તો તેથી ખુદાનું પવિત્ર નામ લેવું સારૂં નહોતું. અને જ્યારે મ્હોં પાક ઠર્યું તો એકબીજાના અજીઠાથી બચવાની જરૂર શી ? [2] તમો લોક ઉત્તમ પ્રાણી એટલે માણસના મ્હોંને પલીદ જાણો છો અને ઘોડાના મ્હોંને અને ગાયના છાણ મૂત્રને ઘણું પવિત્ર જાણોછો. **કવિતા** "બબીં તફાવોતે રહ અજ કોજાસ તા બકોજા." [3]

**हिकायत**—એક રઇસ હિન્દુએ જનાબ મૌલવી ફજલે ઇમામ મરહુમને કહ્યું કે, જુઓ હિન્દુઓ એક બીજાના અજીઠાથી કેવા બચે છે. અને મુસલમાનો આપસમાં બેસી

(૧) કેટલાક પાદરીઓ મોહમ્મદ ( સલ )ની નવ સ્ત્રીઓ હોવા વિષે ઘણા નબળા શબ્દોથી એમને વગોવેછે. પણ ઇન્સાફની આંખે જોનારા માણસો આગળ તેઓ ખીસીઆણા પડે એમાં અજાયબ જેવું નથી. કારણકે મોહમ્મદ સાહેબે ( સલ ) પોતાની આખી જુવાની એક વિધવા સ્ત્રી કે જેનું નામ ખદીજા ( રદી ) છે, તેની સાથે કહાડી હતી. અને બીજી સ્ત્રીઓ એમણે પોતાની પચાસ વર્ષની ઉમરે કે જે ઘડપણનો વખત છે તેમાં કીધી હતી અને તેમાં એકજ આયેશા [ રદી ] કુંવારી હતાં. બાકી બીજી બધી આધેડ ઉમરની વિધવાઓ કે મુકી દીધેલી હતી, હવે ખ્યાલ કરો કે, જો મોહમ્મદ ( સલ ) દુન્યાનાં ખ્યાલમાં હોત તો ગામની કે પરગામની સારી સારી નાની નાની વયની કુંવારી સ્ત્રીઓ કરત. તથા કુરેશીઓના કહેવાને કબુલ કરી તેમની છોકરીઓ સાથે પરણીને પછી રાજ કરત. પણ એ વધારે સ્ત્રીઓ મોટી ઉમરે પોતાના ઘડપણમાં કીધી. તેનું મુળ કારણ આ હતું કે, એ વખતમાં એમનો ધર્મ ઘણો ફેલાયલો હતો. ત્યારે જેમ મરદોને પાક તથા સાફ રહેવું નાવા, ધોવાના કાયદા શીખવવાની જરૂર હતી, તેમ સ્ત્રીઓને પણ હતી. તેથી તેઓ પુખ્ત ઉમરની બુદ્ધિશાળી સ્ત્રીઓ કરતા કે તેઓ બીજીઓને સારી રીતે શીખવે. હું એવા પાદરીઓને શીખામણ આપું છું કે, પવિત્ર માણસપર દુરભાષણ બોલતા અટકે.

૨ હિન્દુઓના કાયદા પ્રમાણે કે જે માણસ કલસીએ મોં લગાડી પાણી પીએ છે તે, જાણે મૂત્ર પીએ છે, એટલે મોં લગાડતાં પાણી આવે તેના અપવિત્ર થવાથી બીજું પાણી પણ તેની સાથે લાગેલું હોવાથી અપવિત્ર થવાનું. અને તેને પીનારો પીએ છે.

૩ **અર્થ**—માર્ગનો ફેર જો કયાંથી કયાં સુધી છે.

ભેગા થઈ ખાણું ખાય છે. મવલાનાએ ઉત્તર આપ્યો કે, દસ ગાય ભેગી થઇ એક ખુરલી ( ગભાણુ ) ઉપર ઘાસ ખાય છે, પણ બે કુતરા મળીને ખાતા નથી. શેખ મોસલેહુદ્દીન ( સાદી ) ( ર૯ ) ફરમાવે છે. " દહ દરવેશ બરએક સોપ્રરા બોખોરંદ, વ દહ સગ બા-મુરદારે બસર નબોરંદ " [1]બીજું તમારાં શાસ્ત્રોથી પણ સાબિત છે કે, જગન્નાથમાં ક્ષત્રી, બ્રાહ્મણ, વૈસ્ય, શુદ્ર, સર્વને મળી ખાવું દુરૂસ્ત છે. એક બીજાના બોટેલાથી પરહેજ કરવું દુરૂસ્ત નથી. વળી અમારૂં મ્હોં પવિત્ર છે, એજ માટે અમો એક બીજાના ઓટેલાને પલીદ જાણતા નથી. તમારૂં મોં પલીદ છે તેથી તમો એક બીજાના ઓટેલાને પલીદ જાણો છો.

**સવાલ**—તેઓનું કહેવું કે મુસલમાનોના ધર્મમાં લખ્યું છે કે, આ લોકોને ખુદા બક્ષસે નહીં કાતેઉશ-શજર એટલે ઝાડનો કાપનાર, દાએમુલખમ્ર એટલે હમેશનો શરાબી, જાબેહુલ-બકર એટલે ગાયને જુબહ કરનાર, તેમ છતાં મુસલમાનો હિન્દુઓની જીદમાં ગાયનું ખુરૂં કરે છે. [2]

**જવાબ**—એ વાત તદન જુઠી છે અમારા ધર્મમાં કેથે લખ્યું નથી કે, ખુદા એ શખ્સોને બક્ષસે નહીં. ઝાડનો માલિક જો પોતાના ઝાડને કાપે તેમાં કાંઇ ડર નથી. અને ગાયનું જુબહ કરવું પણ મના નથી. બેશક શરાબનું પીવું અમારા ધર્મમાં સખત પાપ છે, પણ એમ છે નહીં કે ખુદાતઆલા હમેશના છાકટાને બક્ષસે નહી. એટલુંજ નહીં પણ જો હમેશાનો શરાબી જો બીજા કોઇ પાપમાં લાગ્યો હોય તોપણ જ્યારે તે તોબા (પસ્તાવો) કરે તો તેજ વખત ખુદા તેના પાપને બક્ષી દે છે. [3] અને તોબા આ છે કે,

[1] અર્થ દસ ફકીરો એક દસતરખાન ઉપર ખાયછે પણ દસ કુતરાં એક મરેલા ઉપર ગુજરો કરતાં નથી.

[2] એવીજ વાત ભાવનગરવાળા વૈદ હરગોવિન્દ ગીરજાશંકરે પોતાની ચોપડી નામે " બંદે ખુદાની અરજ " માં પણ લખી છે. તેના જવાબમાં સને હીજરી ૧૩૦૭ માં એક ચોપડી નામે " વૈદ હરગોવિન્દ ગીરજાશંકરને જવાબ " છપાવી મફત વહેંચી હતી તેનો જવાબ તેમણે આપ્યો નહીં. તેમજ શ્રીમાન સ્વામીએ પણ કેટલીક જુઠી વાતો મુંબઇના પોતાના ભાષણોમાં કહી હતી. અને એ ભાષણો તા. ૨૪, ૨૭, ૨૮મી જુન અને તા. ૧, ૯મી જુલાઈ ૧૮૮૯માં મુંબાઈ સમાચારમાં છપાયાં હતાં. તે પુરાં ભાષણોના જવાબમાં પણ એક ચોપડી નામે જવાબે ગૌરક્ષ તેજ માસમાં મારા પ્યારા દોસ્ત હાજી યુસોફ સાલેહ પુએ રચી છપાવી મફત વહેંચી હતી. તેનો જવાબ પણ કોઇએ લખ્યો નથી. એમજ મુંબઇમાં અલહાબાદથી કોંગ્રેસમાં ડેલીગેટ થઈ આવેલા સ્વામી અલારામે એક ભાષણ કીધેલું. અને તે ભાષણ તા; ૧૯, ૨૧, ૮૯ માં મુંબઇ સમાચારમાં છપાયલું તે સર્વ વાતોના જવાબમાં પણ મેં એક ચોપડી નામે " સ્વામી અલારામને જવાબ " છપાવી મફત વહેંચેલી તેનો જવાબ પણ હજી કોઈએ આપ્યો નથી. હિન્દુઓ ગૌવધના અટકાવાર્થે તરેહ તરેહનો લોકોને ખોટો ધોકો આપે છે. પોકળગણત્રી બતાવે છે તે સર્વનો જવાબ ઉપલી ત્રણે ચોપડી વાંચી જોવાથી મળી આવશે. આ ત્રણે ચોપડીઓનો સંગ્રહ બીજા કેટલાક વધારા સાથે " ગઉરક્ષકને ચેતવણી " નામના પુસ્તકમાં છે જેની સેંકડો નકલો આર્યાઓમાં મફત અપાઈ છતાં તેનો જવાબ કોઈથી બન્યો નથી. એ પુસ્તક અરધાઆનાની ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવે છે. સને ૧૮૯૪ માં લાહોરમાં એક પુસ્તક નામે " માંસ ઓર આર્યસમાજ " નું મી. રાધાકૃષ્ણ મહેતા આર્યસમાજીએ રચી બાહેર પાડયું છે. તે જોવાથી ખાતરી થશે કે માંસ ખાવામાં કશો પાપ નથી.

[3] ખ્રીસ્તીઓ કહે છે કે ખુદા ન્યાયી છે. તે કોઇને સજા આપ્યા વગર છોડે નહીં, અને પસ્તાવો ( તોબા ) કીધાથી પણ કોઈના પાપ માફ થતાં નથી. માટે ખુદાએ કૃપા કરી લોકોને છો-

કીધેલા પાછલા પાપો ઉપર પસ્તાવો કરે અને આવતા વખતને માટે વાયદો કરે કે, પાપ કરીશ નહીં, અને નમાઝ, રોઝો, હજ, જકાત અને કુરબાની વીગેરે જો ચઢયાં હોય તો અદા કરે, અને જે પાપ એવાં હોય કે, જેમાં લોકોના હકનો નાશ કીધો હોય, જેમ લાંચ લેવી, ચોરી કરવી, અને લુટ કરવી. અને ગાળ વગેરે તો તેઓથી પણ માફ કરાવે અને ખુદાતઆલા આગળ પણ તોબા કરે. અને ખુદાતઆલા એવો મેહેરબાન છે કે જેને ચાહે તેને વગર તોબાએ પણ બક્ષી આપશે. અને અમો ગાયને જુબહ કરીએ છીએ તે તમારી જીદથી કરતા નથી. પણ જેમ બકરી વગેરે જાનવરો અમારામાં હલાલ છે, તેવીજ તરેહ ગાય પણ છે. અને અમો ગાયનું બુરૂં કરતા નથી પણ ભલું કરીએ છીએ. કારણ કે જે જાનવર ખુદાનું નામ લઇ જુબહ થાય છે. [1] આખર તે જન્નતી માટી બની

---

ડાવવા પોતાના વહાલા પુત્રને વધસ્તંભે ચહડાવ્યો. તેનો જવાબ કે, પસ્તાવો કરનારને માફી આપવી એ ન્યાયને વિરૂદ્ધ મળે નહીં. જુવો બાઈબલ શું કહે છે. યશાયા ૫૫; ૭ દુષ્ટ પોતાનો માર્ગને અન્યાયી માણસે પોતાના વિચારો તજીદે, ને તેણે ખુદા પાસે પાછું આવવું [ તોબા કરવી ] ને તે તેના પર દયા રાખશે. અને ઘણી માફી બક્ષસે. ૨ કાળ વૃત્તાંત ૭;૧૪ જેઓના ઉપર મારૂં નામ કહેવાય છે, તે મારા લોક નમે ને પ્રાર્થના કરીને મારૂં મોં શોધે ને પોતાના દુષ્ટ માર્ગથી ફરે, તો હું આકાશમાંથી સાંભળીશ ને તેમનાં પાપ માફ કરીશ. ઇર્મ ૩; ૧૨, ૧૩ હે ભ્રષ્ટ ઈસ્રાયલ ફર, પ્રભુ એમ કહે છે; કોપ ( ગજબ ) થી હું તમારા પર દ્રષ્ટી નહીં કરીશ, કાંજે હું દયાળું છું. ખુદા કહે છે હું સર્વ કાળ લગી કોપ રાખીશ નહીં. તારો અન્યાય કેવળ તું જાણ, તેં તારા રબનો ગુનો કીધો છે. લુક ૧૫; ૪થી ૨૪માં એક ઘણું સારૂં દ્રષ્ટાંત બ્યાન થયું છે. એને મળતું બુખારી શરીફમાં પણ છે. આથી સિદ્ધ થાય છે કે તોબાહથી પાપની માફી થાય છે, ફરી ઈશુ (અલે) ને સુળીએ ચઢવાની શી જરૂર હતી? ખ્રીસ્તીઓની અક્કલ પર મને અજબ લાગે છે તેઓ કહે છે કે ખુદા સજા દીધા વગર મૂકી શકતો નથી. નહીં તો અદલને બટો લાગે છે. ત્યારે આખા જગતને બદલે એક નિરપરાધીને મારવો એ કયા અદલ પ્રમાણે છે? એજ કારણથી જ્યારે ખ્રીસ્તીઓ પર સવાલ થાય છે તો કહે છે કે, જેમ તસલીસનો ભેદ અમે સમજી શકતા નથી તેમ એ ભેદ પણ સમજી શકતા નથી. વાહ શું મજેનો જવાબ છે. દયાનંદજી પણ સત્યાર્થ પ્રકાશમાં લખે છે કે ખુદા ગુનાહ માફ કરી શકતો નથી તેનો જવાબ મનુ અ. ૧૧ શ્લોક ૨૨૭-૮ પાપ કરનાર પાપને જાહેર કરવાથી તથા પશ્ચાતાપ [ તોબા ] કરવાથી તથા તપ ( રિયાજત ) કરવાથી આધ્યન કરવા ( વેદ ભણવા ) થી અને જો એથી અસમર્થ હોય તો ખૈરાત કરવાથી પાપથી છુટી જાય છે " વળી તેજ અધ્યાય શ્લોક ૨૨૯-૩૦ જેટલું તે પાપ કરનારનું દિલ તે ખોટાં કામોની નિન્દા કરે છે તેટલુંજ તેનું દેહ તે અધર્મથી છુટે છે. પાપ કર્યા પછી શોકાતુર થવાથી તે ગુનાહથી બચે છે. અને ફરી એવું નહીં કરીશ એવો ઈકરાર કરવાથી તે પાપથી અલાહેદો રહેવાથી તે ગુનાહથી પવિત્ર થાય છે " આ ચાર શ્લોકોનો તરજુમો પન્ડિત તુલસીરામજીએ પણ ઉપર પ્રમાણેજ કર્યો છે અને એ શ્લોકોને મોટા અક્ષરમાં લખી એને માનવા યોગ્ય છે એમ પ્રગટ કર્યું છે. અને મનુ અ. ૧૧ શ્લોક ૧૦૬, ૧૦૭; ૧૦૯ થી હું પ્રથમ લખી આવ્યો છું કે માની સાથે પણ વ્યભિચાર કર્યો હોય તો ત્રણ મહિનાની ચાંદરાતના વ્રત કર્યાથી તે પાપ માફ થાય છે. એ વગર પ્રાશ્ચિતના પશ્ચાતાપના ઘણા શ્લોકો મનુ સમૃત્તિમાં છે. એવીજ રીતે ભગવતગીતામાં પણ ઘણા શ્લોક છે જેથી સિદ્ધ થાય છે કે, તોબાહ કર્યાથી ગુનાહ માફ થાય છે.

[1] કેટલાક અણસમજ ખ્રીસ્તીઓ ગાય, બળદ, બકરાં વગેરેને જુબહ કરતા નથી. કોઇતો માથામાં હથોડો કે, લાકડું મારી મારીને ખાય છે. અને કેટલાક મરઘીની ડોક મરડી નાંખે છે. અને કેટલાક બળદ, ગાયના પગની નસ કાપી લોહી વહેવડાવી મારે છે. પણ એ સર્વ કામ તેમના બાઈબલ વિરૂદ્ધ છે. જેમ મુસલમાનોમાં જુબહ કરવાનું ફરમાન છે. તેમ બાઈબલમાં પણ છે. પ્રેરિત

જાય [૧] છે. એ જુબહ તેઓનું બુરૂં નહીં પણ ભલાઇ છે. અને તમે ગાયનું શું ભલું કરોછો, બળદો ઉપર બોજો લાધો છો, તેઓથી હળ ચલાવો છો, અને તરેહ તરેહનો માર તેઓપર મારો છો, વાછરડાને બાંધી રાખી તરસાવો છો, તેમની માનું દૂધ તેમને પીવા નહીં દેતાં તમો પોતેજ પી જાઓ છો. અને મરેલી ગાયને ઢેડ ચમારને આપી દો છો. તમો પોતે તો તેનું માંસ ખાતા નથી અને ઢેડ ચમારોને મિજબાનીમાં આપો છો. અને તેના ચામડાના તમે પોતે જોડા પહેરો છો. અને તમારી મનુસ્મૃતિમાં લખ્યું છે કે,

---

૧૫; ૨૦ પણ તેઓને એમ લખી મોકલીએ કે, મૂર્તિઓને અરપણેલી વસ્તુઓથી, તથા વ્યભિચારથી, તથા ગુંગલાવીને મારેલા ( ગળુ દાબીને મારેલાથી ) તથા લોહીથી વેગળા રહેવું. એવીજ તરેહ પ્રેરિત ૧૫; ૨૯. ૨૧; ૨૫. માં પણ છે. વળી ઉત્પતિ ૯; ૪માં છે. પણ માંસને પ્રાણ સુદ્ધાં એટલે રક્ત સુદ્ધાં ન ખાશો. પુનર્નિયમ ૧૨; ૧૫, ૧૬ કેવળ પોતાની સર્વ ભાગલોમાં તું કાપીને (જુબહ કરીને) માંસ ખા, જે કાંઈ તારો પ્રાણ ઈચ્છે છે જે આશીરવાદ પ્રભુ તારા દેવે તને આપ્યો છે તે પ્રમાણે અશુદ્ધ તથા શુદ્ધ તેમાંનું ખા. જેમ હરણનું તથા સાબરનું. કેવળ તમારે રકત ખાવું નહીં." આ કલમોથી સાફ રીતે લોહી ખાવાની તથા મુંડી મચડેલાને ખાવાની મનાઈ માલૂમ પડે છે, અને જુબહ કરવાનો હુકમ છે. અને પુનર્નિયમ ૧૨; ૧૫, ૧૬ માં અશુધ્ધ જાનવરો ખાવાની છુટ છે. પણ પુનર્નિયમ અ૦ ૧૪ માં ભુંડ વગેરે ઘણા જાનવરોને ખાવાની મના છે. એ બાઈબલની ખુબી છે.

૧ હિન્દુઓના ધાર્મીક પુસ્તકોથી સિધ્ધ થાય છે કે કુરબાનીમાં મરાઇલાં જાનવરોને મોટું માન મળે છે. મનુ અ. ૫ શ્લોક ૪૧, ૪૨ અનાજ પ્રાણી ઝાડ પક્ષી કાચબો વગેરે સઘળા મરાવાથી બીજા ભવમાં શ્રેષ્ઠ જાતનો જન્મ મળે છે. મધુપર્કાદિમાં પ્રાણીને મારી વેદની મુળ મતલબ જાણનાર બ્રાહ્મણ પોતાની જાતને તથા તે પ્રાણીને ઉત્તમ ગતીએ પોહોંચવે છે. એટલે સીધા સ્વર્ગમાં જાય છે. શતપથ કાન્ડ ૧ અધ્યાય ૨ બ્રહ્મણ. ૩ કાન્ડકા ૯ માં છે કે માણસ જેની કુરબાની થાય તે કીમ પુરૂષ થાય છે. અને ઘોડા તથા બળદની કુરબાની થાય છે, તે મોટા મોટા પ્રાણી થાય છે. અને મેંઢા જે ચઢાવાય છે તે ઊંટ બને છે. અને બકરા જે ચઢાવાય છે તે શરભુ થાય છે. દયાનંદ સરસ્વતી કહે છે કે, મુસલમાનો જે માંસ ખાય છે, તો હલાલ કરીને ખાય છે. ત્યારે જાનવરો જો દુવાના ભણવાથી દુરૂસ્ત થતાં હોત તો ભૂંડ વિગેરે પણ હલાલ થઈ શકવાં જોઈએ. અને જો દુવાના ભણવાથી હલાલ થતાં નથી તો મરેલાંને હલાલ કેમ સમજતા નથી? તેનો જવાબ કે આ તેમનું ધોકો આપવું છે. વારૂં કોઈ તેવણથી એમ પુછે કે, પારકાની કોઈ ચીજ તેના હુકમથી વાપરવી દુરૂસ્ત છે. તેમ લોકો એક બીજાની ચીજ તેની રજા લઈ વાપરે છે. ત્યારે જો એ હલાલ થવું જો તેના હુકમ આપવાને લીધેજ છે. તો તેના ઘરની સર્વ ચીજ ફરી ધુ પેશાબ કેમ ન હોય? તે પણ દુરૂસ્ત થવાં જોઇએ. એટલુંજ નહીં પણ તેની બાયડી, મા, બેહેન વિગેરે પણ હલાલ થવી જોઈએ. અને જો તેના હુકમથી હલાલ થતાં નથી પણ આપોઆપ હલાલ છે. તો ફરી લુટફાટ ચોરીમાં દોષ શાનો? હવે જોઇએ કે આર્યાઓ શું જવાબ આપે છે. સ્વામીજી આવીજ ગીલીટ ચઢાવેલી વાતોથી લોકોને ધોકો આપતા હતા. સોંચો જાનવર હલાલ થવા માટે બે વસ્તુની જરૂર છે. એક તે જાનવરમાં હલાલ થવાની લિયાકત અને બીજી તેપર અલ્લાહનું નામ લેવું. તો બકરીમાં હલાલ થવાની લિયાકત છે. પણ તેના પર ખુદાનું નામ નહીં લેવાય તો તે હરામ છે. અને કુતરૂં બિલાડું વિગેરેમાં હલાલ થવાની લિયાકત નથી જેથી તેના પર અલ્લાહનું નામ લેવા છતાં હલાલ થશે નહી. અને એ લિયાકતની જાણ કુરઆન તથા હદીસથી થાય છે. વળી એવો સવાલ તો તે માણસ કરે કે જેના ધર્મમાં હરામ હલાલ જાનવરના બે વિભાગ નહીં હોય પણ મનુસ્મૃતિ અ૦ ૫ ની શરૂથીજ હરામ હલાલ જાનવરો જુદા પાડવામાં આવ્યાં છે ફરી આવો સવાલ કરવો તે લોકોને બેહકાવવાજ છે.

જ્યારે બ્રાહ્મણનો છોકરો કાશીએથી વિદ્યા ભણીને આવે તો, તેનો બાપ આગળ લેવા જાય અને ગાય કાપી તેનું ગરમ ગરમ ચામડું છોકરાના દેહ ઉપર મુકે[1] " અને તમારા ધર્મમાં ગાયનું ખાવું અને જુબહ કરવું મોટું પુન્ય છે.[2] એટલુંજ નહીં પણ કોઇ પાર-

૧ વાંચો મનુ અ૦ ૩ શ્લોક ૩. સ્વામી દયાળ સાહેબનો તરજુમો.

૨ મહાભારત ભાગ ૩ શાંતી પર્વમાં છે કે તે જાનવરોનું માંસ કે જેપર વધ કરતી વેળા વેદ ભણાયું હોય તો તે પવિત્ર છે. અને તેને જે ખાય તે ન ખાનારાઓમાં દાખલ છે. અને જે જાનવર ઉપર વેદ ભણાયું નહીં હોય તે માંસ દુરૂસ્ત નથી." અને વેદ હાંકે પુકારે કહી રહ્યું છે કે, જે જાનવરોને નીચેના દાંત હોય તે ખોરાક છે. ત્યારે ગાયને પણ નીચેના દાંત હોય છે. ઇદ્રમણી મુરાદાબાદી કે જે હિન્દુ ધર્મમાં ઘણો ચુસ્ત હતો અને મુસલમાનોનો પાકો શત્રુ હતો. તેણે પણ આખરે પોતાના ગ્રંથ નામે તોહફ્તુલ ઈસ્લામના પૃષ્ઠ ૨૨૪ માં એકરાર કર્યો છે કે, જે જગ્યા વેદમાં કુરબાની કરવાનું આવે છે, તેના અર્થ વેદના વાંચનારા બીજા અર્થ કરે છે. અશરૂપ ઉપનિષદમાં છે કે, પૃથ્વી અને પાણી ખોરાક છે અને ખાનાર પણ છે. કારણ કે એથી ઝાડ બુટી અને જાનવરો ઉત્પન્ન થાય છે જે ખાનારાં છે. મતલબ કે ઝાડ બુટીને જાનવરો ખાય છે, અને પ્રાણીઓને પ્રાણીઓ પણ ખાય છે. જે પ્રાણીને નીચેના દાંત છે અને ઉપરના નથી તેઓ ખોરાક છે. અને જેઓને બંને તરફનાં દાંત છે તેઓ ખાનાર છે. ખોરાક કરતાં ખાનારાં ઉત્તમ છે." વળી એજ ઉપનિષદમાં છે કે દેવતાઓએ આત્માથી કહ્યું કે અમારા ખાવા પીવાની જગ્યા ઠેરવો કે, અમો ખાઈએ પીએ. ફરી ગાયનું રૂપ ઉત્પન્ન થયું કે, તેથી ખાવા પીવાના લાભ ઉત્પન્ન થાય, ફરી ઘોડો ઉત્પન્ન થયો. આત્માએ કહ્યું કે આમાં પ્રવેશ થઈ તમો ખાઓ અને પીઓ. દેવતાઓએ કહ્યું કે, જો કે ગાયથી ખાવા પીવાના ઘણા લાભ છે, અને ઘોડાથી સ્વારીના, પણ એ અમારે લાયક નથી, માણસને લાયક છે, કાંઈ બીજુ ધારો. મહાભારતના અશ્વમેધ પર્વથી સાફ માલૂમ પડે છે કે યુધિષ્ઠીર રાજાએ ઘોડાની કુરબાની કીધેલી અને તેના માનેજર કૃષ્ણજી હતા. વ્યાસજી તેમજ બીજા રૂષીશ્વરોની સલાહથી ઘોડાને કાપેલો. અને તેના માંસથી કબાબ બનાવેલા. રૂદ્રીય યજુરવેદમાં છે કે રાજા પ્રજાપત કહે છે કે, સર્વ જુવાન, ઘરડા, વયે આવેલા. અને નહીં આવેલા ગાય ઘોડા અને યજ્ઞની લગતી સર્વ વસ્તુને તમારી સામે લાવી તમને નમસ્કાર કરૂં છું. દયાનંદે પોતાનું સત્યાર્થ પ્રકાશ પ્રથમાવૃતિ છપાઈલું સને ૧૮૭૫ના પૃષ્ઠ ૪૫ માં સવાર સાંજ માંસ વગેરેથી હોમ કરવાનું લખ્યું છે. વળી તેજ પ્રત પૃષ્ઠ ૧૭૨ માં છે. યજ્ઞને માટે જે જાનવરોનું કતલ કરવુ છે તે વિધિ પુર્વક કતલ કરવુ છે. વળી તેજ પ્રત પૃષ્ઠ ૩૦૨ માં છે. જો કોઈ પણ માંસ નહીં ખાય તો પશુ પક્ષી વગેરે જેટલાં છે તેથી હજાર ગણા થાય. ફરી માણસને મારવા લાગે ખેતરમાં અંન નહીં થાય. જેથી સર્વ માણસ મરી જાય. વળી તેજ પ્રત પૃષ્ટ ૩૦૩ માં છે. જ્યાં જ્યાં ગોમેધ વગેરે લખ્યાં છે ત્યાં ત્યાં પશુઓના નરને મારવુ લખ્યું છે. વળી તેજ પ્રત પૃષ્ઠ ૩૯૯ માં છે " પશુઓના મારવામાં જરા દુઃખ થાય છે પણ યજ્ઞના પ્રાણીઓ અને બીજાઓનો ઘણો લાભ છે." વળી તેજ પ્રત પૃષ્ઠ ૧૪૯ માં છે. " માંસના પીન્ડ આપવામાં કશો પાપ નથી. દયાનંદજીના સંસ્કાર વિધિ છપાયલું સંવત ૧૯૩૩ ના પૃષ્ઠ ૧૧ માં છે. " જે શખ્સ ચાહે કે મારો દીકરો પણ્ડિત શત્રુઓ પર જય મેળવનાર સઘળા વેદ વેદાંગનો જાણનાર ભણાવનાર તથા પુરૂં આયુષ્ય ભોગવનાર થાય તો તે માંસની સાથે ભાત રાંધીને ખાય" અથર્વ વેદ અ૦ ૯ વ૦ ૬ કા૦ ૪ મ૦ ૩૯ ગાયનાં દૂધ અને માંસ એ ઘણાં સ્વાદિષ્ટ છે. એને મેમાનની આગળ નહીં ખાય" મનુ અ૦ ૫ શ્લોક ૪૪ આ દુન્યામાં જે વધવેદના હુકમ પ્રમાણે થાય છે તેને હત્યા કે જુલમ નહીં જાણવાં જોઈએ કારણ કે વેદથીજ જુબહ કરવાનું દુરૂસ્ત ઠર્યું છે. વળી બ્રહદારંક ઉપનિષદ અ૦ ૮ બ્રા૦ ૩ માં૦ ૧૭ જે કોઇ ઇચ્છે કે મારો પુત્ર પણ્ડિત સત્યા સત્યનો જાણનાર, વિવેકી, શત્રુઓને જીતનાર, પોતે નહીં હારનાર, યુદ્ધમાં ગમન, હર્ષ તથા નિર્ભયતા કરનાર, સેક્ષીત વાણીનો બોલનાર, સઘળા વેદ વેદાંગનો ભણનાર. સર્વ આયુષ્યનો ભોગવનાર થાય તો તે માંસનો

કાની ગાયને ચોરી કરી તેને વધ કરે, અને ખાઇ જાય અને તેની સાથે જરા જુઠું પણ બોલે તો તેની મુકિત થઇ જાય છે. જેમકે, મતસ્યા પુરાણમાં લખ્યું છે કે, કાઉતકના સાત છોકરા હતા. તેના મરવા પછી મોટો દુષ્ટકાળ ( કહત ) પડયો. જ્યારે તેઓની પાસે કાંઇ ખાવાનું રહ્યું નહીં, ત્યારે દો ગુરૂગ રૂપીની પાસે ચાલ્યા ગયા. તેણે એઓને પોતાની ગાયો ચરાવવાને વનમાં મોકલ્યા. વનમાં જઇ ભૂખને લીધે વધ કરી દેવપિતૃઓ ઉપર ચઢાવી ખાઇ ગયા. ગાયના માલિકને સાંજે આવી ખબર આપી કે, તમારી ગાયને વાઘ ખાઇ ગયો. એ પૂતને લીધે તેઓની પરમગતિ એટલે મુક્તિ થઇ ગઈ. હવે જોઇએ કે, જરા સમજો અને ઇન્સાફની આંખ બંધ નહીં કરો, કે જે ધર્મમાં પારકાના જાનવરોનો વધ કરી દેવપિતૃઓ ઉપર ચઢાવવું, ખાવું અને જુઠું બોલવું પાપ નહીં હોય એટલુંજ નહીં પણ મુકિતનું કારણ થાય, ફરી એવા ધર્મને ખુદાની તરફથી સમજવો, અને તે ઉપર મુકિતની આશા રાખવી એ પેહેલા દરજાનું ભટકવું છે, અને જાણીબુજીને જહન્નમમાં પડવું છે. અને ગાયની કુરબાનીનું વર્ણન રૂગ્વેદમાં લખ્યુંછે. [1]

**સવાલ**—તેઓનું કહેવું કે, ગાય હિન્દુઓને દૂધ આપે છે, મુસલમાનોને શું મૂત્ર આપેછે કે, તેને માન આપતા નથી.

---

પુલાવ બનાવીને ખાએ તો એવા પુત્ર થવાનો સમ્ભવ છે. આ ઉપનિષદ દયાનંદનું પણ માનેલું છે. આ મજમુન શતપથ બ્રહ્મણ ના ૧૪મા કાન્ડમાં પણ છે. વળી રામાયણ અજોધ્યા કાન્ડ સર્ગ પર શ્લોક ૧૦૨ માં છે " અને તે વેળા તે ભાઈઓએ (રામ, લક્ષમણે) ભુંડ રીંછ પ્રશસત અને મહારાજ ચાર જાતના વન પશુઓને કે જે ખાવામાં પવિત્ર છે તેને મારીને ખાધાં અને સાંજની વખતે તેનું માંસ ખાઈ એક ઝાડ નીચે સુતા " વળી અજોધ્યા કાન્ડ સર્ગ ૫૫ શ્લોક ૩૨,૩૩ માં છે. "એક ગાઉ જઈ બંને ભાઈઓએ પવિત્ર હરણને મારી જમનાને કિનારે ચાલ્યા ગયા " રામાયણ કૃષ્ણ કંધા કાન્ડ સર્ગ ૧૭ શ્લોક ૩૯ માં છે. પાંચ તરેહના જાનવરો જે પાંચ આંગળિયો વાળા છે. તે ક્ષત્રી તથા બ્રાહ્મણોને ખાવા યોગ્ય છે. તેનાં નામ આ છે. ઝાડ ઉંદ્ર સહઈ ઘોહ સસલું અને કછુકમા" એ વગર બીજા ઘણા દાખલા રામાયણમાં છે. અશ્વમેધનો અર્થ ઘોડો કાપવોજ છે. પુત્ર પ્રાપ્ત થવા માટે રાજા દશરથે અશ્વમેધ કરેલાનું પુરૂં વર્ણન મુંબઈ સમાચાર તા. ૮ મી સપટેમ્બર ૧૮૯૪ ના પૃષ્ટ ૭ કા. ૧,૨ માં છે. વળી દયાનંદજી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૧૨ માં વૃક્ષાદિ વનસ્પતિમાં પણ માણસના અને બીજા પ્રાણીના જીવ સરખો જીવ માને છે. તો લીલા ઝાડોને લીલોતરી ને કાપનાર પ્રાણીને વધ કરનાર સરખો થયો.

[1] ઋગવેદ અ૦ ૧ સૂકત ૬૧ ની શ્રુતી આવી રીતે છે "ઓ ઇંદ્ર વરતરા ઉપર તારો બજ્જર ચલાવ અને તેના એવા ટુકડે ટુકડા કર જેવી રીતે કસાઈ ગાયના કકડે કકડા કરેછે " આ શ્રુતીમાં વરતરાના ટુકડે ટુકડા કરવાને ગાયના ટુકડા કરવા સાથે ઉપમા આપી છે. તો જો ગાય કાપવી હરામ હોત તો આવી ઉપમા કહી અપાતે નહીં. વળી યજુરવેદ અ૦ ૨૪ મં. ૯, ૧૦, ૧૧, ૧૫ માં આવી રીતે છે " કાલી ગરદન વાળું અગ્નિ દેવતાને માટે, ભુરૂં નોલયાના રંગવાળું સોમદેવતાને માટે, ઉજળ રંગવાળું વાયુ દેવતાને માટે, વગર ડાગાનું આદિત્ય દેવતાને માટે, સુંદર રૂપવાળું ધાત્ર દેવતાને માટે, વાછરડું દેવતાઓની દેવીઓ માટે, કાળુ ભૂમીને માટે, ધુમાડા જેવું આકાશને માટે, વધનારૂં દેવતાઓ માટે, થોડું ઉજળું વીજળી માટે, સારા દેખાવનું તારા દેવતાઓ માટે, ધુમાડા જેવું વસંત રૂતુ માટે, સુફેદ ગરમ રૂતુ માટે, કાળુ વરસાદ માટે, લાલ ઠંડી માટે, મોટું તાજુ હેમંત રૂત માટે પીળું લાલકવાળુ પ્રાણી શરૂની ઠંડી માટે, કુરબાની કરે છે. " એમાં **आलभते** નો શબ્દ છે જેનો અર્થ કુરબાનીનોજ થાય છે. એ અધ્યાયના બીજા મંત્રોમાં પણ કુરબાનીનું બયાન છે. આથી વળી આ પણ સિદ્ધ થાય છે કે વેદમાં ખુદા વગર બીજાઓના નામની પણ કુરબાની થાય છે.

**જવાબ**—ખરૂં જુઓ તો ગાય તમોને મૂત્ર આપે છે કે, મજા લઇને તમો પીઓ છો. અમને તો દૂધ આપે છે. અને માંસ પણ આપે છે. અને ગાય તમારામાં અને અમારામાં આવી રીતેવેહેંચાયલી છે કે, તેનું દૂધ તો અમારામાં અને તમારામાં ભાગે પડતું છે. અને તેનું માંસ અમારે હિસ્સે આવ્યું છે અને મૂત્ર ખાસ તમારો ખોરાક છે.

**સવાલ**—તેઓનું કહેવું કે હિન્દુથી મુસલમાન બની જાય છે. મુસલમાનથી હિન્દુ થતો નથી એટલે સારી વસ્તુ બગડીને બુરી બની જાય છે. અને બુરી સારી થતી નથી. જેમ અનાજથી મેલું. મેલાથી અનાજ બનતું નથી.

**જવાબ**—આ તમારૂં કહેવું ખોટું છે. કારણકે તમો લોકજ કહો છો કે, સધના કસાઇ, ગંગા કંચની, મીરાંબાઈ રાણી, રાજા નળ પહેલવાન, ગોપીચંદ, અને રાજા ભરતૃહરિ એ સર્વ પરમેશ્વરના ભક્ત થઇ ગયા અને ભૂંડાથી સારા થયા. એઓને પણ કહો કે અનાજથી મેલું બની ગયા. અને હિન્દુથી મુસલમાન થવું જેવું તમે કહ્યું તેમ નથી. પણ એવુંછે, જેમ તાંબાથી સોનું, અને કલાઇની ચાંદી બની જવું. જેમ અકસીરના નાંખવાથી તાંબુ સોનું અને કલાઇની ચાંદી, અને પારસના લાગવાથી લોખંડનું સોનું બની જાય છે. તેમજ અકીદાને સાથે કલેમો ભણવાથી મુસલમાન અને કાફેર પણ સર્વ પાપોથી પવિત્ર થઇ જાય છે.

**સવાલ**—તેઓનું કહેવું કે મુસલમાન લોકો દરેક કોમના લોકોને પોતામાં મેળવી લેછે, ફરી તે ઘેડો હોય કે ચમાર હોય કે સાઇસી હોય કે ધંધેલો હોય એવી નકારી વરણોથી બચાવ કરતા નથી.

**જવાબ**—સમુદ્રમાં આખા જગતની નદીઓ જઇ મળી જાયછે. અને સમુદ્ર સર્વને પોતામાં મેળવી લે છે. તેમ મુસલમાની ધર્મમાં દરેકનો પસારો થાય છે. નાના જોહડનું ગજું શું કે બીજી નદીઓ તેમાં મળે. અને જેમ દરેક તરેહની નાપાક વસ્તુ સમુદ્રમાં જઇ ધોવાઇ જાય છે, પાક થઇ જાય છે, તેવીજ રીતે ઇસ્લામી ધર્મમાં આવી દરેક માણસ પાપોથી પવિત્ર થઇ જાયછે. તો આ દરિયા દિલ ( મોટું દિલ ) મુસલમાની ધર્મને છે, કુફરને નથી. અને જે કુંડનું પાણી પોતે અપવિત્ર હોય તેથી બીજી ચીજ કેમ પવિત્ર થાય? તો તેવીજ તરેહ તમારો ધર્મ છે તે બીજાને શું પવિત્ર કરે ?

અને દરેક બુદ્ધિવાન હોશીઆરીવાળા ઉપર કાંઇ છુપું નથી કે, ગંદકી બે પ્રકારની થાય છે. એક તો દેહનું દરેક તરેહની પલીદીથી ગંદુ થવું અને બીજું ભૂંડા અકીદાઓથી ભૂંડા સ્વભાવથી આત્માનું ગંદુ થવું. બુરા અકીદાથી જેમ ખુદા વગર બીજા કોઇને જહાનનો માલિક, હાકેમ, અગત્યની અસ્તિવાળો, અને છુપી ચીજનો જાણનાર સમજવો. (પૃષ્ટ ૧૦૩, ૧૦૯ અને ખુદા વગર બીજાની બંદગીને દુરૂસ્ત જાણવી અને પેગંબરો અને આસ્માની કિતાબોથી બેઅકીદા રહેવું, અને ફિરસ્તા અને શરીઅતના હુકમોને હલકા સમજવા, અને કેયામતના થવામાં શક રાખવો, અને ખુદાની રહમતથી નિરાશ થવું અને તેના અજાબથી નીડર થવું. અને જે કામ હઝરતે ( સલ ) કીધું નથી તેમ ફરમાવ્યું પણ નથી. ( તેમ તેવણના કોઇ કાયદામાં દાખલ પણ થતું ન હોય ) એવા કામને સારૂં

અને ધર્મી કામ સમજવું. અને ભૂંડો સ્વભાવ જેમ પોતે પોતાને સારો સમજવો.[1] અને પોતાની બંદગીપર લોકોની ખુશી અને શાબાશીની ખાહેશ કરવી અને કોઇની પાસે કાંઇ નેમત ( ધનમાલ પદવી ) જોઇ બળવું, અને કોઇના તરફથી દિલમાં કીનો રાખવો અને માલ દોલતની મોહબ્બત રાખવી, અને લાંબી મુદત સુધીની જીંદગીની આશા રાખવી. અને ગુનાહ ઉપર નડર થવું અને એ વગર

ત્યારે બીજી તરેહની ગંદકી આગલી તરેહથી વધારે ભૂંડી છે. કારણકે બદનની ગંદકીનું દૂર થવું ઘણું સેહેલ છે. માત્ર પાણીથી દૂર થઇ જાય છે. અને આત્માની પલીદીનું દૂર થવું ઘણું કઠણછે. અને આત્માની પલીદીમાં કુફરની પલીદી તો સર્વથી વધારે ખરાબ છે કે તે હમેશના અજાબને પોહોંચાવે છે. તો અમો લોક જે કાફરને બુરો જાણીએ છીએ તે આત્માની પલીદી એટલે કુફરને લીધે બુરો જાણીએ છીએ, નહીં કે તેઓનો દેહ અપવિત્ર છે. તો એ આત્માની પલીદી એટલે કુફરની ઇમાન લાવવાથી જતી રહે છે. કારણકે અકીદો સમરી ગયો તો આત્મા પાક થઇ ગયો. ફરી તે ઘેડ હોય કે ચમાર હોય. અમારામાં ઘેડ ચમાર સર્વ હિન્દુઓ સરખા છે. જે માણસ કુફરની પલીદીથી પસ્તાવો કરે તે અમારો ભાઇ છે. એજ માટે અમારા ધર્મમાં ફરજ છે કે, જે માણસ મુસલમાન થવા ચાહતો હોય, પ્રથમ તેને એવું શીખવે કે, ખુદા વગર કોઇ બીજાની બંદગી કરવી દુરસ્ત નથી. અને મોહમ્મદ ( સલ ) સાહેબ અલ્લાહના મોકલેલા અને અમારા માર્ગ બતાવનારા છે. અને હજરતની તાબેદારી હરકોઇ ઉપર ફરજ છે. ફરી ઇમાનની સિફતોનું મજમુન શીખવે (પૃષ્ટ ૧૩૧) અને કુફરની વાતોથી પસ્તાવો કરાવે એ પછી સફાઇને માટે તેને નવડાવવું મુસતહબ છે.

અને તમો જે ઘેડ ચમારને બુરા સમજો છો, તો દેહની પલીદીને બુરી જાણો છો. આત્માની પલીદી કે જે, સર્વથી બુરી છે તેથી તમો તેઓને બુરા જાણતા નથી. એ તમારી અણસમજાય છે. અને જો તમો એ લોકોને દેખીત પલીદીને વાપરવાથી ધર્મમાં લેવું બુરૂં સમજો છો તો એક ભંગીઓ એટલે તમારો ડાબો હાથ તમારાજ દેહમાં પણ છે કે, બેવાર નજાસતને તેથીજ ધુવો છો, તેને પણ તમારા પોતાના દેહથી કાપી નાંખો. [2]

---

(૧) માત્થી ૧૯; ૧૬ અને જુઓ કે કોઈએ પાસે આવીને તેને કહ્યું કે, ઉત્તમ ઉપદેશક, જીવન પામવા માટે હું શું કરૂં ? ત્યારે તેણે તેને કહ્યું તું કેમ મને ઉત્તમ કહે છે ? એક જે ખુદા તે વગર ઉત્તમ કોઈ નથી" આથી સાફ માલૂમ પડે છે કે, ઈશુ (અલે) પોતે તવાજોને લીધે પોતા વિષે "ઉત્તમ" નો શબ્દ વાપરવો માઠો સમજતા હતા. ત્યારે જો આપ ખુદા હોત તો નકાર કરવાનો કોઈ અર્થ ઠરતો નથી. વળી જો આપ ખુદા હોત તો એમ કહેતે કે, હું પવિત્રાત્મા અને બાપ ઉત્તમ છીએ. પણ આપે એમ કહ્યું નહિ. વિચારો કે, જ્યારે ઉત્તમનો શબ્દ તેઓ પસંદ નહીં કરે તો ફરી પ્રભુ અને દેવ (રબ, અલ્લાહ)નો શબ્દ કેમ તેઓ પસંદ કરશે. આ સવાલ સુરતનો રેવરન્ડ સમજી ગયો જેથી તેણે સને ૧૯૦૮ માં છપાઈલા બૈબલમાંથી એ કલમને બદલી ફેરફાર કરી છે.

૨ એક મુસલમાન એક હિન્દુને ત્યાં પરોણો ગયો. તેની પાસે એક લોટો હતો તે જ્યારે જાજરૂએ ગયો તો લોટાથી સફાઈ મેળવી. પછી તેને ધોઈ ખાતી વખત તેથી પાણી પીધું. ત્યારે તે હિંદુની સ્ત્રી એ જોઈ હસવા લાગી, તો તે મુસલમાન કાંઇ બોલ્યો નહીં. જ્યારે તેની આગળ

**સવાલ**—તેઓનું કહેવું કે, મુસલમાન જે સુન્નત ( ખતના ) કરાવે છે. ૧ એ

જુવારની રોટલી મુકી તો તે મુસલમાન તે રોટલીને આમ તેમ જોવા લાગ્યો. ત્યારે પેલી સ્ત્રી પૂછવા લાગી કે, તમો શું જોવો છો? તેણે કહ્યું કે તેં એક હાથે રોટલી કેવી સારી ઘડી તે હું જોઉં છું. તે કહેવા લાગી કે, એક હાથે તે રોટલી કેમ ઘડાય? ત્યારે મુસલમાને કહ્યું કે. તારો એક હાથ જાજરૂની સફાઈના કામમાં તું લગાડે છે, તેને તું શા માટે વાપરે છે? આથી તે ચુપ થઈ ગઈ.

૧ "મોહમદી દીનનો ખુલાસો" વાળાએ પાના ૩૩માં ઇસ્લામની પાંચ બીના લખી છે તેમાં પાંચમી બીના ખતનાની લખી છે. હવે એ લખવામાં તે કેટલા દરજ્જાનો અજ્ઞાન છે તે એક નાનો છોકરો પણ તેને બતાવી દેશે કે, ઈસ્લામની ૧ લી બીના અલ્લાહને પોતાનો માબુદ જાણવો, અને હજરત મોહમ્મદ [સ]ને તેના રસૂલ સમજવા. બીજી નમાઝ, ત્રીજી ઝકાત, ચોથી રોઝા, પાંચમી હજ છે. વળી છગનલાલે ખતનાના નામને પણ વિચાર્યું નહીં કે, તેને મુસલમાનો સુંનત કહે છે. એટલે મોહંમદ સાહેબનો તરીકો પણ સુન્નત ઉપર બીનાએ ઈસ્લામનો શબ્દ વપરાતો નથી. આથી સાફ માલુમ પડે છે કે, છગનલાલ જે કહે છે કે, આ "મોહમ્મદી દીનનો ખુલાસો," અસલ કાસમભાઈ મહમદભાઈએ બનાવેલો તે ખોટું છે. નહીં તો ખતનાને ઈસ્લામની બીનામાં ગણતે નહીં. અથવા તો તે કાસમભાઇ ઈસ્લામી ધર્મથી એટલો અજ્ઞાન હતો કે, પહેલી બીનાએ ઈસ્લામને પણ જાણતો નહોતો, ને તેની જગ્યા એક સુનંત (ખતના)ને ગણી તે સાથે ઈસ્લામી ધર્મથી માહેતગારીનો દાવો કીધો. અફસોસ એવી બેઇમાની ઉપર. હવે સુન્નત વિષે બાઇબલ શું કહે છે તે આપણે તપાસીએ. ઉત્પતિ ૧૭; ૧૦–૧૪ મારા તથા તારા મધ્યે, ને તારા પછી તારા બીજ મધ્યે મારી જે સ્થાપના (કરાર) તમે પાળશો, તે એજ કે, તમારામાં હરેક નર બાળક અગ્રચર્મ છેદન (ખતના) કરશો. તમે પોતાના અગ્રચર્મનું માંસ છેદો, અને એ મારામાં અને તમારામાં જે કરાર છે તેની નિશાની થશે. ને તમારામાં આઠ દહાડાના દીકરા એટલે તમારી પહેડીઓમાંના હરેક નરબાળકનું ઘરમાં જન્મેલું, તથા તારા બીજના જે નથી કોઇ પરદેશી પાસેથી રૂપીએ વેચાતા લીધેલા તેની ખતના કરશો. જેઓ તારા ઘરમાં જન્મેલા, તથા જેઓ તારા રૂપીઆથી વેચાતા લીધેલા તેની ખતના અગત્યની છે. ને મારી સ્થાપના તમારા માંસમાં સનાતન સ્થાપના, (હંમેશનો કરાર) રહેશે, જે અગ્રચર્મ છેદીત જે છોકરો જેની સુન્નત થઈલી નથી, તે માણસ પોતાના લોકોમાંથી કપાઈ જશે. તેણે મારો કરાર તોડયો. કલમ ૨૪ને ઈબ્રાહીમ (અલે)ની ખતના થઇ ત્યારે તે ૯૯ વરસનો હતો" આ કલમોમાં ખતના કરવાને ખુદાએ પોતાનો કરાર અનેક વખત વાપરયો છે. અને તે કરાર સનાતન કાળ માટે કહ્યો છે. અને ઈબ્રાહીમે પોતાના ઘડપણમાં ખતના કરાવેલી છે. વળી આ મારૂ લખવું ટુકાણથી છે, નહીંતો ૧૭; ૧ થી તે ૧૫ સુધીમાં ખતનાના નિયમ પાળવાની તાકીદ ફરી ફરીને કરવામાં આવી છે. (૨) ખુદા મુસાને તાકીદ કરી કહે છે. લેવીય ૧૨; ૩ ને આઠમે દીવસે ખતના થાય. (૩) યહોશુઆ ૫; ૩ને યહોશુઆ (અલે)એ પથરીની ધારદાર છરીઓ કરીને ઈશ્રાયેલ પુત્રોની અગ્રચર્મ છેદની ટેકરી પાસે ખતના કીધી (૪) લુક ૨; ૨૧થી સાફ માલૂમ પડે છે કે, ઈશુ (અલે)ની ખતના થએલી છે. ખ્રીસ્તીઓ જવાબ આપે છે કે; અગ્રચર્મ છેદન [ ખતના ] ની જરૂર દિલની ખતના એટલે ઇમાન આવ્યા પછી રહેતી નથી. તેમ તોરાતમાં જે ખતના છે, તેથી પણ દિલનીજ ખતના કરવું છે. તેનો જવાબ કે, આટલા બધા પેગંબરો કે, જેમાં હજરત ઈબ્રાહીમ પેગંબરોના બાપ પણ શામેલ છે. શું તેઓના દિલની ખતના એટલે ઈમાનવાળાં થયા નહોતાં. અને આ દુન્યામાં ફસેલા પાદરીઓની દિલની ખતના થઇ ગઈ? એમ કદી થઈ શકતું નથી. ફરી તેઓએ શામાટે ખતના કીધી. વળી આઠમે દિવસે બાળકની ખતના કરવાનું લખ્યું છે. ત્યારે આઠમે દિવસે બાળકના દિલની ખતના કેમ કરે? વળી યહોશુઆ અ० ૫ વાંચેથી સાફ માલૂમ પડે છે કે, દિલની ખતના નહીં પણ અગ્રચર્મ છેદનજ થયું હતું. પાદરી છગનલાલ પાના ૪૦ " મોહમદી દીનનો ખુલાસો "માં લખે છે કે, જ્યારે ઈસ્વીદીનની સ્થાપના

કામ જો ખુદાને પસંદ હોત તો પ્રથમથીજ દરેક મુસલમાનને ખતના કીધેલો ઉત્પન્ન કરત. [૨]

---

થઇ ત્યારે દીનના અથવા નીતિના સંબંધે અથવા તારણ માટે આ વિધીની કાંઈ જરૂર નથી. એવું ઈન્જીલમાં સાફ કહ્યું છે." હવે મારે પાદરીથી એટલુંજ કહેવું છે કે, હઝરત ઈશુ (અલે)ની આગળ પણ ખુદાના તરફથી ખરો ધર્મ હતો એમ તમારી બાઈબલ કહી રહી છે અને તેમાં ખતના કરવાનો હુકમ હતો એમ હું ઉપર સિદ્ધ કરી ચુકયો છું. અને તમારી વાતથી માલૂમ પડે છે કે, ઈસવીદીનની સ્થાપનાથી એની જરૂર રહી નથી. આથી સિધ્ધ થાયછે કે, એ હુકમ ઈસવી ધર્મમાં મનસુખ થયો છે. ફરી ઈસ્લામી ધર્મના કોઈપણ હુકમને મનસુખ થવાનું શામાટે ના પાડોછો? વળી ઈસવીદીનની સ્થાપના ઈશુ (અલે)થી થઈ છે. પણ તેવણે કેથે એ વિધીની ના પાડી હોય એમ ઈંજીલમાં નથી. એટલુંજ નહીં પણ જુના કરારના સર્વ હુકમ ફરી તે ખતના હોય કે કોઈ બીજી આજ્ઞા હોય તેપર ચાલવાનું ઘણી તાકીદની સાથે ફરમાવ્યું છે. માત્થી ૫; ૨૦ હા, પાઉલનો ધર્મ જ્યારથી સ્થાપાયો છે તે વેળાથી ખતનાના નિયમની મના થઈ છે. છગનલાલ કહે છે કે હવે કાંઈ જરૂર રહી નહીં, પણ પાઉલ કહે છે કે, જેણે ખતના કરી તે ખ્રીસ્તીપણાથી નીકળી જાય છે વાંચો ગલા. ૫; ૩–૬. ૬; ૧૫ છગનલાલ લોકોને ધોકો દેવા કહે છે કે આ [ખતના] વિધીની કાંઈ જરૂર નથી. એવું ઈન્જીલમાં સાફ કહ્યું છે, પણ અફસોસ કે ચાલુ ઈન્જીલમાં કેથે પણ એમ કહેલું નથી. હા, પાઉલે પોતાના પત્રોમાં લખ્યું છે. વળી અજાયબ જેવું તો એ કે પાઉલ ખતના કરનારને ખ્રીસ્તી ધર્મમાંથી કહાડી નાંખે છે- તેમ છતાં પોતાના એક શિષ્ય તીમોથીઅસ નામનાની ખતના પોતે કીધી હતી. પ્રેરિતોનાં કૃત્ય ૧૬; ૩. વળી પ્રેરિતોનાં કૃત્ય ૧૫; ૧–૫ તથા ૨૧; ૨૩–૨૬ થી જણાય છે કે ખતના કરવાનો રિવાજ ખ્રીસ્તીઓમાં ચાલુ હતો. ઉર્દુ તવારીખે કીલીસેયા છપાઈલી સને ૧૮૭૦ ના પૃષ્ટ ૪૩ માં છે કે પીતર, યાકુબ અને યુહાન સુંનતા કરવાની પુષ્ટીમાં રહ્યા હતા. તેજ તવારીખના પૃષ્ટ ૪૨ માં છે કે, યહુદીઓના તરીકાની તથા મુસાની વિધીની પાબંદી ઉપર ખ્રીસ્તી મંડલીઓ લાંબી મુદત સુધી રહી. તેજ તવારીખના પૃષ્ટ ૬૬માં છે કે શિષ્યો તથા વડીલો જે કાયદો યરૂશલીમમાં ચાલુ કરતા તેની પુંઠે દૂરદૂરના નવા ખ્રીસ્તીઓ લાગતા. બરનાબાની ઈનજીલ જે હમણા અંગરેજીમાં, અરબીમાં અને ઉર્દુમાં છપાઈ છે તેમાં ખતના કરવાની ઘણી તાકીદ છે. અદરીન કેસરે યહુદીઓ વિરૂદ્ધ હુકમ કાઢેલોકે જે ખતના કરાવશે તે મરાયોજ જશે, આ મૂર્તિપૂજક રાજાના ડરથી કદાપી ખ્રીસ્તીઓએ ખતના કરવી છોડી છે.

૨ ખતના કરવામાં શું ફાયદો છે તેને મુસલમાન કે યહુદી બ્યાન કરે તો તેમાં કાંઇ અજાયબ જેવું નથી. પણ એક પારકી કોમનો અને મુસલમાન ધર્મને વગોવનારો પણ હોય તે જ્યારે તારીફ કરે, તો તેમાં પારકાને કોઈ રીતનો શક રહેતો નથી. રાંદેરનો એક ડાકટર એકવાર કહેવા લાગ્યો કે, " મારી પાસે પેશાબની જગ્યાના કેટલાક દરદીઓ આવેલા, તેમની મેં દવા કરેલી, અને તેમની મેં ખતના કરેલી જેથી તેઓ સારા થઇ ગયલા. ખતના કરવાથી કેટલીક બીમારી ટલે છે. એ ખતનાનો રિવાજ કહાડનાર મહા હોશીયાર માણસ હોવો જોઇએ." પણ અફસોસ કે આવા સારા કામને પાદરીઓ છોડી બેઠા છે. બાઈબલમાં કેવી તાકીદનો હુકમ હોવા છતાંએ પાદરીઓ એ આજ્ઞાને માત્ર યહુદીઓનો રિવાજજ સમજે છે. જેમ છગનલાલ પણ પૃષ્ટ ૪૦ માં યહુદીઓનો રિવાજ લખે છે. ખતના કરવામાં ઘણી પાકી મળે છે. પેશાબ પછી જે ટીપું નીકળી ખતનાની ચામડીમાં રહે છે. તેને સાફ કરવામાં ઘણી મહેનત લેવી પડે છે. નહીં તો નાપાકી રહી જાય છે. પણ સુંનત કર્યા પછી તે મહેનત કરવી પડતી નથી. વળી જે ચામડી ખુલ્લી રહે છે તેમાં બંધ રહેલી ચામડી કરતાં હિસ્સ ( સ્પર્શ ) ઓછી રહે છે. એ દરેક શખ્સ પોતાના બદનના ભાગો તપાસવાથી ખાતરી કરી શકશે. તો સુંનત કર્યાથી શહવતમાં મધ્યમપણું આવે છે. અને તેની સાથે સ્ત્રી મીલાપની લેજતમાં ખાસ તરેહનો વધારો થાય છે. અને વિશેષ કરીને લેહજ્જતનો વધારો સ્ત્રીઓને ઘણો મળે છે. એમ સાંભળવામાં આવેછે. કેટલાક અવિચારી હિન્દુઓ ખતના વિષે કહે છે કે, એ કેવી બેશરમીની વાત

**જવાબ**—ખુદાને પસંદ થવું કે નાપસંદ થવું તે પેગંબર ( સલ ) ની જબાન મોબારકથી જણાય છે. તો જો એ કામ ખુદાને પસંદ નહીં હોત તો પેગંબરોની જબાનથી અમોને એ હુકમ થાત નહીં. અને આ જગ્યા કોઈ કહેનાર એમ કહી શકેછે કે, હિન્દુઓ જીવતી સ્ત્રીને અગ્નીમાં બાળી દેછે.[1] અને કેટલાક કાશી જઈ કરવત મુકાવી મરી જાયછે. અને ગંગામાં પરવાહ લઇ એટલે ડુબી મરી જાયછે. અને હીમાચલ એટલે એક બરફના પર્વતમાં ગલીને મરી જાય છે. અને આંખો ઢાંકી દક્ષિણ દિશાએ એવી આશાથી ચાલે છે કે, કોઈ કૂવો કે ખાઇ આગળ આવે, અને તેમાં પડીને મરી જાય. અને એવી તરેહના મોતને ઘણું પુન્ય સમજે છે. [2] ત્યારે જો ખુદાને એવું કરવું પસંદ હોત તો, એઓને પ્રથમથી જગતમાં ઉત્પન્ન કરતે નહીં. અને જો કહો કે, આ વખતમાં કોઇ હિન્દુ એવું કામ કરતો નથી. તો તેનો જવાબ આ છે કે, તમારા ધર્મમાં એવાં સર્વ કામો દુરૂસ્ત છે. એટલુંજ નહીં પણ સારાં છે. હાલમાં ઇંગ્રેજી રાજના સબબથી એવાં કામોની મના થઇ છે. તેથી કોઇ હિન્દુ એવાં કામ કરી શકતો નથી. અને ખરૂં જુઓ તો જીવને નકામો ખોવો અને હરામ મોતે મરવું મોટી બેવકુફી છે. અને તમો જે કહ્યા કરોછો કે, "આપઘાતી મહાપાપી" એટલે પોતાના જીવને કતલ કરનાર મહા પાપી છે. પણ તાજુબતો એકે, જે લોક હરામ મોતે મરે છે તમારામાં તેઓ મોટી પદવી મેળવે છે. અને જો કોઇ બિચારો પલંગ ઉપર મરે, અથવા કોઇ જણુતી સ્ત્રી મરે અથવા કોઇ સાપનો કરડેલો માણસ મરે, અથવા વગર અખત્યારે પાણીમાં ડુબી જાય તો એવી તરેહના મોતને તમો મીરત એટલે હરામ મોત જાણો છો. અને જુઓ તો તે મરનાર બાપડાની કાંઇ કસુર નથી. બુદ્ધિની રીતે તો આ વાત ઠીક છે કે, જે કોઈ પોતે પોતાને મારે તે હરામ મોતે મરે. પણ જે અવિચારે કોઇ સખ્ત આફતમાં મરી જાય તે પુન્યને પાત્ર થાય. તો અમારા ધર્મમાં એવીજ તરેહ સાબિત છે. [3]

---

છે. તેનો જવાબ કે, એમાં બેશરમી શાની? જો છોકરાના નાગા થવાને બેશરમી ઠેરવતા હો, તો છોકરા તો ઘણી વખત ખુલ્લા થાય છે. તેને પણ બેશરમી કહેવી જોઈએ. પણ બાળક છોકરી કે છોકરાના ખુલ્લા થવાને કોઈ બેશરમી કહેતું નથી. ને જો એમ કહો કે, સુંનત ( ખતના ) ની વાત સ્ત્રીઓમાં થવાથી કે, સ્ત્રી પુરૂષમાં થવાથી બેશરમી થાય છે. એટલે ખતનાનો શબ્દ કહેતાં ખાસ જગ્યાનું કટાવું ધ્યાનમાં આવશે. તેનો જવાબ કે, જો એવા ખ્યાલથી બેશરમી ગણાયતો વિવાહ પણ થવા ન જોઈએ. કારણ કે સ્ત્રી પુરૂષમાં કે પછી સ્ત્રીઓમાં જ્યારે કોઇ છોકરી કે છોકરાના વિવાહની વાત થશે તો, તેથી પણ ખ્યાલ થવાનો કે, તેણી તેનું ઘર કરનારી થઈ. પણ એને કોઇ બુરૂં કહેતું નથી.

૧ એટલે કેટલીક સ્ત્રીઓ પોતાના મરેલા ધણીની સાથે બળી મરે છે જેને સતી કહે છે.

૨ કેટલાક હિન્દુઓ કહે છે કે, એવી તરેહ કરવું મોટી પદવી મેળવવું છે, તેનો જવાબ કે, તમારા ધર્મી પુસ્તકોમાં શું લખ્યુંછે તે વિષે વાંચો આજ કીતાબનું પૃષ્ટ ૩૨. એમાં આપઘાતની બુરાઈના દાખલા દલીલથી લખી ચુકયો છું.

૩ ઈસ્લામી ધર્મમાં કેટલીક તરેહના મોત માટે શહાદતનો મરતબો લખાયો છે. એ વિષે જલાલુદ્દીન સોયુતી સાહેબનો રિસાલો તથા મજાહેરે હકકનું મજમુન વાંચવા લાયક છે. એમાં એવા મોતને તથા તાઉન ( ગાંઠયા તાવ ) ને શહાદત લખી છે. તેનો કેટલોક ખુલાસો મારી માલાબુદ મિન્હોમાં પણ છે.

બીજી જેમ અમો મુસલમાનોને દુંટી નીચેના વાળ બોડવા સુન્નત છે. તેમજ તમારા હિન્દુઓની દહાડી બોડાવવી જરૂર છે. ત્યારે તમો ઉપર એવો સવાલ આવેછે કે, જો ખુદાને એ કામ પસંદ હોત તો પ્રથમથી તમોને વગર દહાડીએ ઉત્પન્ન કરત.

**સવાલ**—તેઓનું કહેવું કે, મુસલમાન જાનવરોને વધ કરી ખાય છે. એટલું જાણતા નથી કે જેવો આપણો જીવ છે, તેવોજ બીજાઓનો.

**જવાબ**—સર્વ જાનવરોને ખુદાએ માણસને લીધે ઉત્પન્ન કીધાં છે. કોઈ સ્વારીને માટે, કોઇ બોજો લાધવાને માટે. ફરી જે જાનવરોનું માંસ ખાવાનો હુકમ અમને મોજેઝા વાળા (પેગંબર)ની જુબાનીથી માલૂમ થયો છે તેને અમો ખાઇએ છીએ, અમો પણ ખુદાના બંદા છીએ, ત્યારે જો ખુદાના હુકમ વગર અમો જાનવરોને વધ કરીએ તો બેશક સવાલની જગ્યા હતી. અને અકલની રૂએ પણ કોઈ જાનવરનું વધ કરવું માણસના લાભ માટે બુરૂં મળે નહી. કારણ કે નિદાન ને ઉત્તમ (નાકેસ ને કામેલ) માટે જો ફિદા કરીએ તો કાંઇ દેપ નથી. દાખલા તરીકે જો ગાય કે ઘોડાના દેહમાં કીડા પડી જાય તો એક ગાય અને ઘોડાને લીધે હજારો કીડાનું મારી નાખવું દુરસ્ત છે. કારણ કે કીડાને ઘોડા અથવા ગાય બળદની સાથ સરખાવતાં નિદાન છે. અને ઘોડો, ગાય, બળદને કીડાની સાથે સરખાવતાં ઉત્તમ છે. એવીજ તરેહ માણસ જે કે સર્વ સૃષ્ટ (મખલુક)થી ઉત્તમ છે, તેના લાભને માટે જો સર્વ પ્રાણીઓનો વધ કરીએ તો બુરૂં નથી. [1] અને તમારા ધર્મમાં પણ માંસ ખાવું મના નથી. જેમકે તમારા ધર્મશાસ્ત્રમાં લખ્યુ છે કે જે જાનવર ખાવામાં આવે છે અને જે લોક તેઓને ખાય છે તે બંનેને બ્રહ્માએ ઉત્પન્ન કીધાં છે, તેજ લીધે જો ધર્મશાસ્ત્રની તરેહપર ખાય તો કાંઇ દોષ નથી. અને એમ પણ તમારે ત્યાં લખ્યું છે કે, દેવતા અને પિતૃઓ ઉપર માંસ ચઢાવી ખાવું કાંઇ પાપ નથી. અને લખ્યું છે કે જે જાનવર ઘરમાં રહે છે અને જેઓનો હાલ જણાય નહીં તેઓને ખાવું નહીં જોઇએ. અને લખ્યુ છે કે બ્રાહ્મણોને સસોળીયું, સરડો, છિપકળી, મગરમચ્છ અને સસલું ખાવાં દુરસ્ત છે. અને મીતાક્ષરમાં લખ્યું છે [2] કે પાંચ નખવાળાં જાનવરોમાં પાટલાઘો, કાચબો, સસોળીયું, સસલું અને માછલીમાંથી રવ, સન્ધ ટીટ ખાવાને લાયક છે. અને મનુશાસ્ત્રમાં લખ્યું છે કે, સુર્યની ઉતરાયણ અને દક્ષિણાયણ એટલે શ્રાવણ અને માગશ-

---

૧ જેમ માણસના લાભ માટે હજારો કીડા મંકોડા ખેતીના કામમાં મરાય છે. સવારથી તે સાંજ સુધી બળદ થકવી અસસતા કરાય છે. જીવતાં ઝાડો કપાય છે. ઢલાય છે, તેને કોઈ બુરૂં કહેતું નથી. કર્તાની લખેલી દલીલ ઉપર કેટલાક હિન્દુ કહે છે કે, મોટા જાનવરોમાં કીડા પડે છે તેને એટલા માટે મારીયે છીયે કે મોટું જાનવર કે જેમાં એ કીડા પડયા છે તેના મરવાથી એ કીડાઓ મરી જશે. જેથી અમો તેને મારી મોટા જાનવરને બચાવીએ છીએ. તેનો ઉત્તર કે કીડા ત્યારે મરશે તે પોતાને મોતે મરશે. હમણા તમો ગાય બળદને બચાવો અને કીડાને મારો તેનું કારણ શું? જો કીડાને રહેવા દો તો લાંબી મુદત સુધી સુખે પોતાનો ખોરાક ખાશે અને જ્યારે તે મોટું જાનવર મરશે ત્યારે તે મરશે. એવીજ તરેહ કેટલાક હિન્દુઓ કહે છે કે, મુસલમાનો એક દાતણને બેચાર માસ ચલાવે છે તેનું કારણ શું? તે એજ કે ઝાડની ડાલી કાપવી પાપ છે, જેથી આટલી મુદત ચલાવે છે. તેનો જવાબ કે, મુસલમાન નમાઝ ભણવાને પાંચે વખતે દાતણ કરે છે. અને દરેક વખત એક દાતણ નવું કરવું ઘણી તકલીફ છે વિશેષ કરી પહાડી સુકા મુલકમાં તેથી અમો એક દાતણને ચલાવીએ છીએ. નહીં કે ઝાડ કાપવું પાપ છે.

૨ વાંચો મિતાક્ષર અ૦ ૧ શ્લો. ૧૭૭

રની શરૂમાં કુરબાની કરવી અને ખાવું ફરજ છે. ( જાનવર વધ કરવાનું બયાન મનુસ્મૃત્તિ અધ્યાય ૫ માં છે. )

જો કોઇ હિન્દુ કદાપી એમ કહે કે, આગલા કાળમાં માંસ ખાવું અમારા ધર્મમાં દુરસ્ત હતું પણ હમણાં હરામ થઇ ગયું છે. તો તેનો જવાબ આ છે કે, તમારા ધર્મમાં આગલા વખતમાં દુરસ્ત હતું, અમારા ધર્મમાં હમણા દુરસ્ત છે. તમારો સવાલ અમારા ઉપર કોઇ તરેહનો રહ્યો નહીં. અને તમારૂં કહેવું આ પણ ખરૂં નથી કે, તમારા ધર્મમાં હમણાં માંસ ખાવું તદન દુરસ્ત નથી. એક વિષ્ણુ લોક માંસ ખાવું હરામ જાણે છે અને શિવમાર્ગીમાં દુરસ્ત છે. અને એ લોકો દેવીના સ્થાન ઉપર બકરી અને પાડાને વધ કરે છે, એટલુંજ નહીં પણ તમારામાં લખ્યું છે કે, જો કોઇ દેવીના નામ ઉપર બલીદાન એટલે કુરબાની કરે તેના માથા ઉપર જેટલાં વાળ હોય તેટલાં વરસ સ્વર્ગમાં રહે. અને "ગયા"માં જઇ સર્વ હિંદુઓ પોતાના પિતૃઓને માંસના પિંડ એટલે ગોળા ચહડાવે છે. અને એ સર્વ શાસ્ત્રમાં દુરસ્ત છે.

## ખાનેમા (ગ્રંથસમાપ્તિ) ઇસ્લામી ધર્મની ખુબીઓના વર્ણનમાં

મુસલમાની ધર્મમાં જેટલી કાંઇ ખુબીઓ છે તે સર્વને મારૂં શું ગજું કે બયાન કરી શકું, પણ તેમાંની કેટલીક આ વખત મને સુજી છે, તે મારી પોતાની શક્તિ મુજબ બયાન કરૂં છું.

**૧ લી ખૂબી**—તૌહીદ એટલે કોઇને ખુદાની જાત, સિફાત અને કામોમાં ભેગો કરવો નહીં. યુનાની સાચા ફિલાસુફાઓ, અને હિન્દુસ્તાનના ઘણાખરા હકીમો, અને દરેક અકલવાળો તૌહીદને સારી જાણે છે. ફરી એ તૌહીદ આ ધર્મમાં એવી કાંઇ પ્રગટ થઈ છે કે, ખુદા વગર બીજા કોઇના માન માટે પણ સિજદો કરવો આ ધર્મમાં હરામ થઈ ગયો છે. અને આફતોના દૂર કરવામાં અને ગરજના સારવામાં ખુદા વગર બીજાઓથી આજેજી કરવી અને ગરજ માંગવી મના થઇ છે. અને મૂર્તિઓનું બનાવવું કોઇ કબરની નકલ બનાવવી એટલે જુઠી કબર બનાવવી અને તેની ઝિયારત કરવી કે, જે કામ મૂર્તિ પૂજાનો પાયો છે, તે હરામ થઈ ગયું છે. તે એટલા સુધી કે, ખુદા વગર બીજા કોઈની કસમ ખાવી પણ મના થઇ ગઇ છે. જેમકે એનું થોડુંક વર્ણન પ્રથમ અધ્યાયમાં થઇ ચુકયું છે.

**બીજી ખૂબી**—કૃપાળુ નબી (સલ)ની સુન્નતની તાબેદારી છે કે જે ધર્મમાં ખુરાઇઓ પેઠી છે તે ઘણી ખરી બિદઅતના અખત્યાર કરવાથી પેઠી છે. ત્યારે પેગંબર (સલ) સાહેબે પ્રથમથીજ ઘણી તાકીદ ફરમાવી કે, મારા અને મારા શિષ્યોના કહેવાથી, કરવાથી વધારે કોઇ પણ કામ ધર્મમાં કરવું નહીં. અને એમ પણ ફરમાવ્યું કે, મારી ઉમ્મતને લીધે ખુદાતઆલા દર સો વરસની શરૂમાં એવા એક માણસને ઉત્પન્ન કરશે કે, તે તેવણના ધર્મને બિદઅતથી સાફ કરી તાજો કરશે, જેમકે દરેક સદીકામાં એવો માણસ જાહેર થતો રહ્યો છે. તેઓને લીધે ધર્મ તાજો રહ્યો અને કેયામત સુધી એવો રહેશે.

**ત્રીજી ખૂબી**—અકીદાઓની દુરૂસ્તગી છે, કે જે આ કિતાબના પ્રથમ અધ્યાયમાં જાહેર થઇ છે.

**ચોથી ખૂબી**—આ ધર્મમાં દેહની બંદગી કે માલની બંદગી એવી છે કે જેથી દિલ અને જાનને લજ્જત મળે છે,[૧] તે સર્વમાંથી એક નમાઝ એવી બંદગી છે કે આખી જગત નમાઝમાંજ રહે છે, એટલે ઘણાખરા ફિરસ્તા ખુદાની યાદ, સ્તુતિ અને સફાઇના ધ્યાન (તકદીસ) વગેરેમાં રહે છે. અને ઝાડ કેયામમાં અને પહાડ કાયદામાં અને ઢોર રૂકુમાં અને હશરાત (ઝીણા જંતુઓ વગેરે) સિજદામાં. ત્યારે ખુદાતઆલાએ એ સર્વની નમાઝને ભેગી કરી મુસલમાનોને ઈનાયત કીધી [૨] છે કે તેમાં એ સર્વ કામો મોજુદ છે.

૧ હજ્જની ઈબાદત તે દેહની અને માલની બંને રીતની ઇબાદતછે એમાં જે ક્રિયા કરવામાં આવે છે તે ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવે તો ખુલ્લું જણાઈ આવશે કે એ ખાસ ઈસ્લામનીજ ખૂબી છે. આર્યાઓની સ્તુતિ પ્રાર્થના યજ્ઞ (અલ્લાહની હમ્દ સના દોઆ કુરબાની) યોગીઓનો યોગ (સૃષ્ટીથી દિલ તોડી ખુદાથી દિલ જોડવું) સન્યાસીઓનો સન્યાસ (ખુશી અને ઇચ્છાથી પોતાની ઉમરનો એક ભાગ ખુદાના માર્ગમાં સફર કરવો) ઋષિ મુનીઓનો તપ [ ઈબાદતો બંદગી ] વૈરાગીનો વૈરાગ [ અલ્લાહની તલાશમાં બેઅખત્યાર ફરવું ] રાહેબોની અને અહબારોની દરવેશી મિસ્કીની [ શિકાર નહીં કરવું સણગારના કપડાં પેહેરવાથી અલાહેદા રહેવું ] ઝાહેદોનો ઝોહોદ, સાબેરોનો સબર, શાકેરોનો શુકર, સખીઓની સખાવત, અને પારસીઓની ઈબાદત અને નમાઝ રોઝા વગેરે તરેહ તરેહની ઈબાદતો અને જાત જાતની અલ્લાહની યાદ સઘળાં હજ્જમાં છે. એના જેવી ઈબાદત કોઈ ધર્મમાં નથી. અને જે સાચો મોહબ્બત કરનાર, ખરા માશુક (અલ્લાહ) પર ફિદા થનાર, મોત મુસીબતથી તદન નિડર, પોતાના કામને કુદરતના હાથમાં સોંપનાર તેનેજ એ ઈબાદત મળે છે. હજારો તરેહની તકલીફ ઝીલતો જ્યારે કાબાને જુએછે સઘળું ભૂલી જાય છે. જેણે હાજીની એહરામની હાલત નહીં જોઈ હોય તે મુસલમાનના મુરદાને જુએ, બંનેની એક સરખી હાલત છે. મુરદુ વગર ઈખ્તયારે બાળબચ્ચાં છોડે છે. એ પોતાની ખુશીથી સઘળાથી ઉલફત તોડે છે. મુરદાને જીવતા કફન પહેરાવે છે અને તેને મંઝલે પોહોંચવે છે પણ હાજી પોતાનું કફન પોતાને હાથે પેહેરી પક્ષીની માફક શોખમાં ઉડતો જાય છે. અને તે વેળા પહાડીપર ચઢે છે ઉતરે છે. અને લબ્બેકની પુકાર કરેછે તો દરેક ઝાડપાન પણ પોતાની હાલતની જીભથી કહે છે કે આ સઘળું ખરા માશુકના ઇશકમાં થાય છે હજના અસરાર માટે ગાયતુશ શોકર નામની કિતાબ વાંચવી જોઈએ

૨ નમાઝ વિષે "મોહમ્મદી દીનનો ખુલાસો" વાળો પૃષ્ટ ૩૪ માં લખે છે કે, "અને વચમાં વચમાં કાંઈ અંગના તથા હાથોના ચાળા કરે છે. એટલે શરીરના અંગોનું ચલણ વલણ કવાયત મુજબ કરવું પડે છે." પાદરીનું આ કહેવું નમાઝના ભાગો કેયામ, રૂકુ, સિજદો, કાયદો, વિષે છે. એટલે કે નમાઝ પાદરીને નવી તરેહની લાગે છે. જેથી તે એને ચાળા બતાવે છે. હવે એ કામ બાઈબલમાં પણ છે કે નહીં, તે આપણે જોઈએ ૧ રાજા ૮; ૫૪ માં કાયદામાં બેસવાનું લખ્યું છે. પ્રક ૧૯; ૧૦ ગીત ૫; ૭.૧૩૮; ૨ માત્થી ૨૬; ૩૯ માર્ક ૧૪; ૩૫ લુક ૨૨; ૪૧ માં સિજદો લખેલ છે; આગલા વખતમાં પણ ખ્રિસ્તીઓમાં સિજદો કરવાનો રિવાજ હતો; તારીખે ઇંગ્લીશીઆ છપાયલી સરકારી પ્રેસમાં સને ૧૮૭૧માંના પાના ૨૪૨ માં છે કે, લડાઇને દિવસે લડાઇ શરૂ થતાં પહેલાં સ્કોટલાંડવાળાઓએ સિજદો કીધો. ત્યારે કેટલાક અંગરેજ કહેવા લાગ્યાકે જુઓ તેઓ માથું ઘસે છે. તે ઉપર એક અંગરેજ બોલી ઉઠયો કે, તમો ધોકામાં રહો ના, તેઓ પોતાના ખુદાની સ્તુતિ કરી રહ્યા છે, અને દયા માગી રહ્યાછે ૧ રાજા ૧૮; ૪૨ માં રૂકુ કરવું લખ્યું છે. અને કેયામ ઉભા રહી બંદગી કરવી, એ તો હમણાં પણ ખ્રીસ્તીઓમાં ચાલુ છે. હવે કયાં કમ છગનલાલને ચાળા લાગે છે તે હું સમજી શકતો નથી. હા, એમ હોય તો કંઈ અજાયબ જેવું નથી કે, છગનલાલ સુધારાની ટોચે જઈ બાઈબલના વર્ણવેલા રૂકુ સિજદા વગેરેને પણ ચાળા જાણતો હશે, તેમ નમાઝને પણ. પણ એવું દિલમાં રાખી મીશનની નોકરી બજાવવી તે દગલબાજીનું કામ છે. અને જે બાઇબલમાં લખેલાને સારૂં જાણી મુસલમાનોના તેવા કામની નિંદા કરવી એ મહા પાપીનું કામ છે. આથી તમો સમજ્યા હશો કે આગલા પેગંબરોની નમાઝમાં જે જુદી જુદી રીતની ક્રિયા

**પાંચમી ખૂબી**—મોઆમલો, રૈયત સંભાળ. માબાપ, બાયડી, ધણી સગાં અને પડોશીનું હક, યતીમ, મોસાફર, કેદી અને મીસ્કીનની ખાતરદારી વગેરે. અને ખાવાઅને નિકાહ વગેરેનો તરીકો એ ધર્મમાં એવા વિસ્તારથી બ્યાન થયો છે કે, જ્યારે કોઇને કોઇ મસલાની જરૂર પડે તો તે મસલો ધર્મનીજ કિતાબોમાં મોજુદ હોય છે. તે એટલાં સુધી કે, પેશાબ પાખાનાના તરીકા પણ હજરત (સલ) બતાવી ગયા છે. ફિકહના અધ્યાય જોવા જોઇએ જેથી એ વાતની હકીકત જણાઇ આવશે. [1]

**અજાયબ હિકાયત**—અકબરાબાદ (આગ્રા)માં એક અંગ્રેજે એક વિદ્વાન મુસલમાનને પૂછ્યું કે. ઇસ્લામના સાચા થવાની શી દલીલ છે? તે સાહેબે હજરતના મોજેઝાનું જાહેર થવું અને બીજી કેટલીક દલીલો બ્યાન કીધી. તે અંગ્રેજ કહેવા લાગ્યો કે, એ દલીલો પણ છે. અને એક દલીલ બીજી પણ ઇસ્લામને સાચા થવાની છે, તે એ કે અમારી અદાલતના જે કાનુનો ઠેરવાયા છે. તે કેટલાક સો વિદ્વાન દાનાઓ કેટલાક પ્રગણાઓના ભેગા થઇ, પોતાની અકલના જોરથી આ કાનુનોને ઠેરવ્યા છે. અને અમારો મુલક યુનાન (ગ્રીક)ની પાસે છે. જેથી તે મુલકના વિદ્વાનોની અકલ પણ તેજ હોય છે. અને એ કાયદાઓને બાંધતાં બાંધતાં જે વિદ્વાનો મરતાં ગયા તો તેમને બદલે બીજા વિદ્વાનોની ભરતી કરતા ગયા. મતલબ કે કેટલાક સો વિદ્વાનોએ કેટલાક સો વરસોમાં આપસના મશવરાથી એ કાયદા ઠેરવ્યા છે. અને તેમ છતાંએ ચાર પાંચ વરસ પછી એ કાયદાઓમાં કંઇનો કાંઇ ફરક આવી જાય છે. અને તમારી શરીઅતના સર્વ કાનુંન વગર કોઇના મશવરા અને સલાહે એક માણસની જબાનથી તેવીસ વર્ષની મુદતમાં ઠેરવાયા છે. તે વખતથી તે અત્યાર સુધીમાં તેમાં કાંઇ ફેરફાર કે નુકસાની આવી નહીં. [2] તો અમો જાણીએ છીએ કે વગર કોઇના મશવરે અને સલાહે થોડી મુદતમાં એક માણસથી એવો મજબુત અને લાયકીવાળો કાયદો વગર વહીએ (ઇશ્વર પ્રેરણાએ) થઇ શકતું નથી.[3]" એ વાત

---

થતી હતી તે બધાંની સંગ્રહ [જમેઅ] મૂસલમાનોની નથાઝ છે. ફરી એવી નમાઝ જેઓને નહીં મળે તેઓ અભાગ્યા છે. ખુદાનું શુકર કે તેણે મને નમાઝી કર્યો અને હું ચાહું છું કે તે મને તથા મારી ઓલાદને નમાઝ કાયમ કરનાર રાખે. આમીન.

૧ મુસલમાનોની મસલાની કિતાબ એક હિદાયા પણ છે તેનો અંગ્રેજી ભાષામાં તરજુમો થઈ ચુકયો છે. અને કોર્ટવાળા તેમ વકીલો પણ વાપરે છે, તે જોવાથી ખાત્રી થશે.

૨ વિચારવા જોગ તો એ કે એટલા બધા મળીને પણ માત્ર મોઆમલાતનાજ કાયદા ઘડયા. અને તેમાં ફેરફાર પડે છે. પણ મારા પ્યારા પેગંબર સાહેબે તો બંદગીના, મોઆમલાતના, અખલાકના અને અકીદાઓ વગેરેના, કાયદા બ્યાન કર્યા છે. અને તે સર્વે કાયમ છે.

૩ જેવી રીતે ઈસ્લામી કાયદા મજબુતીમાં એકકા છે તેવીજ રીતે તે ખુબીમાં લાભ આપવામાં પણ એકતા છે. ઈસ્લામી કાયદાને કોઈ કાયદો બરાબરી કરી શકતો નથી ઈસ્લામના જુદા જુદા કાયદા ઉપર યુરૂપવાળાઓએ પ્રસંશા કરી છે, તેમાંથી હિસ્સા વારસા માંહેના કાયદા વિષે મી. મીંગનાટન લખે છે " સ્વભાવિક રીતે જે લોકો સાથે અમને મોહબ્બત ( પ્રીતિ ) થઈ શકે છે તેઓનાં હકકોની પૂરતી રીતે સંભાળ આ ઈસ્લામી કાયદાઓમાં હસ્તિ ધરાવે છે. અને બીજો કોઈ કાયદો કે જેમાં એથી વધુ અદલ ઈન્સાફ સમાઈલા હોય તે ધ્યાનમાં આવવા મુશકેલ છે. " મારા મિત્ર મૌલવી સનાઉલ્લાહે એક કિતાબ " ઈસ્લામ વ બ્રિટીશ લૉ " નામની ઉર્દુમાં બનાવી તેમાં ઈસ્લામી અહકામ અને ઇંગરેજી કાયદાનો મુકાબલો કરી ઈસ્લામના કાયદાની શ્રેષ્ઠતા પ્રગટ

સાંભળી મૌલવી સાહેબે ફરમાવ્યું કે તમો અમારા ધર્મને ખરો જાણો છો તો મુસલમાન કેમ થતા નથી ? તેઓ કહેવા લાગ્યા કે, જો હું મુસલમાન થઇ જાઉં તો ફરી મને આ ૫૦૦ રૂપીઆનો દરમાહો કોણ આપે ? [૧] અને મૌલવી યાકુબ સાહેબથી મેં સાંભળ્યું છે કે, ફરી તે ઇસ્લામથી મુશરરફ થયો અને અંગ્રેજ સરકારથી તેની તંખા પણ બહાલ રહી.

**છઠી ખૂબી**—ઇલમે અખલાક, તસવ્વોફ અને આત્માની સફાઇ જેવી રીતે ઇસ્લામી ધર્મમાં વર્ણાઇલી છે એવી બીજા કોઇ ધર્મમાં જણાતી નથી. જેમકે "એહયાઉલ

---

કરી છે તે જોવાથી ખાતરી થાયછે કે ઈસ્લામી કાયદોજ ચઢયાતો છે. ઈનજીલમાં પારકી સ્ત્રીને તાકીને જોવી ઝિના ( વ્યભિચાર ) ગણી છે. ઈસ્લામ પણ તેમજ શીખવે છે પણ અફસોસ કે અંગ્રેજી કાયદો વ્યભિચારને ગુનોહ ગણતો નથી. એજ કારણથી ખુલ્લી રીતે અંગ્રેજી રાજમાં અને ખાસ કરી ઈંગલન્ડમાં વેશ્યાનો વધારો થાય છે. વ્યભિચારની એબ રહી નહીં. માત્ર જબરાઈના વ્યભિચારને ગુનોહ ગણવાનું આ પરિણામ છે, એવીજ રીતે દરેક જાતની જુઓ ઈસ્લામે હરામ કરી છે. પણ અંગ્રેજીમાં કેટલીક જાતના સટટા હજુ થાય છે લોટરી ઘણીવાર હાકેમની રજા લઈ કાઢવામાં આવે છે પણ ઈસ્લામી કાયદો હરામ કામ માટે હાકેમને હુકમ આપવાનો અખત્યાર આપતું નથી. ઘોડદોડનો જુવો આજ સુધી મુંબઈ ઈલાક.માં થતો હતો જેને બંધ કરવાનું હવે મુંબઈના ગવરનરને સુજ્યું છે. અફીણના સટ્ટા ખુલ્લી રીતે લાંબી મુદતથી થતા હતા તે આશરે દસ વરસથી જુવો ગણી કાયદાની રૂએ બંધ કરવામાં આવ્યો છે. પણ ઈસ્લામે જુઓ જેને ઠેરવ્યો છે તેમાં એ સઘળાં કામો દાખલ છે. ખેતીનો કાયદો કર લેવામાં ઈસ્લામે પાક ઉપર રાખ્યો છે જે એવો અમનનો સુખ આપનારો છે કે, ખેતી ઉપર આફત આવ્યાથી દુષ્ટ કાળ પડવાથી સરકારી કર આપવાની ફિકર ખેડુતને રહેતી નથી પણ અંગરેજી રાજમાં તેમ નહીં થવાથી ખેડુતને ફિકર પડે છે. કોઈ માણસ ગરીબ થઈ જાય અને ઈનસાલ્વમીટ લે તો તેની ગરીબી સાબેત થવાથી ઇંગરેજી કાયદો હંમેશને માટે તેને છોડે છે, પણ ઈસ્લામ તેને ગરીબી હાલતમાંજ છોડે છે જ્યારે પૈસાવાળો થશે કે માગનારને તેનું લેહેણુ અપાવે છે. આ કાયદામાં લેહેણદાર અને દેહેણદાર બંનેની સંભાળ છે.

૧ કેટલાક અન્યાયી અમલદારો એવી ચાલ ચલાવે છે કે, જ્યારે કોઇ યુરોપીયન મુસલમાન થાય છે તો તેને નોકરીમાંથી ઉખેડે છે. એવા ઘણા ખરા હિન્દુસ્તાનમાં દાખલા બન્યા છે. એ વર્તમાનપત્રો વાંચનારથી અજાણ્યું નથી. ગયે વરસે [ કોલંબો ] લંકાના મી૦ લીમીંજર મસુરેજ મુસલમાન થયા હતા એમણે સારી નિમકહલાલી સાથે ૨૦ વર્ષ સરકારી નોકરી બજાવી હતી. એઓ આસીસ્ટંડ કલેકટર હતા. એમના મુસલમાન થવા પછી ભોગજોગે મુંબાઇના માજી ગવરનર સર રીચર ટેમપલની ભાણેજ પણ વિલાયતમાં મુસલમાન થઈ હતી. અને ફરી મજકુર વખણાયલા સાહેબ સાથે નિકાહની વાત થઇ હતી. ત્યારે લંકાના ગવરનરે એક એવું બીલ કહાડયું કે, કોઈ યુરોપીયન મુસલમાન થયા પછી બીજી બાયડી કરી શકે નહીં. જો કે એ બીલ ૧૮૫૭ ના ઢંઢેરાને વિરૂદ્ધ છે છતાં તે પાસ થઈ ગયું. પણ તે પાસ થાય તે પહેલાં વખણાયલા મી૦ લીમીંજર મસુરેજે નિકાહ કરી લીધા. જેથી એવણ કોઇપણ રીતે સરકારી કાયદામાં આવેલા નહીં. છતાં તેમને નોકરીથી બરતરફ કીધા. એટલુંજ નહીં પણ પેનશીનનો હક પણ આપ્યો નહીં. પણ ગઈ સને ૧૩૧૩ હિજરીના શાબાન માસમાં સુરત ખાતે પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટના ઓધ્ધા ઉપર મી. પેંટ સાહેબ આવ્યા હતા. એમને ઈસ્લામી ધર્મ સ્વીકારવાથી મુંબઈના ગવરનરે નોકરીથી બરતરફ કીધા નથી, એ એમનો ઈન્સાફ છે. છતાંએ બીજા અમલદારો વારંવાર બદલી કરાવ્યા કરતા. તેથી તેઓ ભાગ્યે સુરતમાં બે માસ રહ્યા હશે. જ્યારે સુરતથી રત્નાગીરી બદલીનો હુકમ આવ્યો તો મારી આગળ ઘણી દિલગીરી તેમણે જાહેર કીધી હતી.

ઓલૂમ" અને કીમયાએસઆદત [1] વગેરે એ વિદ્યાની કિતાબો જોવાથી તેની ખુબી જ-ણાશે. અને એ સર્વ વિદ્યાઓ કુરઆન અને હદીસમાંથી નીકળી છે.

**સાતમી ખૂબી**—ખુદાનું કલામ શબ્દ સહીત જે ગુણને સાથે આ ધર્મમાં છે, બીજા કોઇ ધર્મમાં મોજુદ અને સચવાઇ રહ્યું નથી જેમકે એનું બ્યાન પ્રથમ અધ્યાયના ત્રીજા (પૃષ્ટ ૩૮) તથા ચોથા ભાગમાં છે

**આઠમી ખૂબી**—લાખો ઔલીઆ અને સોલહા (ભલા માણુસો) ગુપ્ત અને જા-હેરવાળા, કરામતવાળા, અને સારા ગુણોથી ગુણવાયળા આ ધર્મમાં થયા છે.

**નવમી ખૂબી**—કોઇ એવી વાત કે જે અકલની આગળ અસંભવિત અથવા ભૂંડી હોય તે ઇસ્લામી ધર્મમાં નથી. અને જો કોઇ પારકા ધર્મવાળાએ કોઇ વાત પર સવાલ કીધો છે, તો અમારા સાચા વિદ્વાનોએ કે ખુદા એવણુની પદ્દી અને કદર વધારો એવો જવાબ તેઓના રદીઆમાં લખ્યો છે કે, મુકાબલાવાળાઓનું મોં બંધ થઇ ગયું છે. જે-મકે પાદરીઓ ઘણાખરા બેહુદા સવાલો સાધારણ મુસલમાનોને ધોકો આપવા કર્યા કરે છે, તો તેના રદીઆમાં કિતાબો 'સોલતુઃ દેગમ (અલા આદ્દાએ ઇબને મરયમ) "ઇરતીફસાર" અને 'ઇજાલતુલ ઓહામ' અને એ વગર ઘણી ખરી કિતાબો છે. [2]

---

[1] આ બંને કિતાબના બનાવનાર હુજ્જતુલ-ઈસ્લામ ઇમામ ગીઝાલી (રહ) છે. એમની ખુબી નોલકીશ્વરે પોતાના પ્રેસમાં સને ૧૩૦૩માં છપાયલી "મકામાતે-હરીરી"ના ટેઇલ ઉપર છાપી છે કે, એક ભરોસાદાર વિદ્વાનની એક અંગ્રેજને મુલાકાત થઈ હતી. તેણે બ્યાન કીધું કે, ઈસ્લામને સાચા થવાની એક એવી દલીલ તમને બતાવીએ છીએ કે, શાયદ આપ પણ તેથી વાકેફ હશો નહીં, તેમણે અંગ્રેજને પૂછયું કે, તે કયી દલીલ છે? અંગ્રેજે જવાબ આપ્યો કે, ઈસ્લામને ખરા થવાની મોટી દલીલ આ છે કે, આ ધર્મમાં "ગીઝાલી" જેવો માણસ થઈ ગયો છે. અને એમ થઈ શક-તું જ નથી કે, એવો આઝાદ (સ્વતંત્ર) ખોટાની પુઠે લાગે.

[2] ઈજાલતુલ-ઓહામ "તથા ઈરતીફસાર" બંને સાથે રોયલ ૪ પેજી સાઈઝમાં ૫૪૬ પૃષ્ટ ઉપર સને ૧૨૬૯માં છપાઈ હતી. એટલે આજ ૬૧ વર્ષ થયાં પણ કોઈએ પુરી કિતાબનો રદીઓ આપ્યો નથી. અગલી કિતાબના છેલ્લા અધ્યાયની (સુવાર્તા) ઉપર ઈમાદુદ-દીને એક લખાણ તહકી-કુલ ઈમામને નામે બાહાર પાડયું હતું પણ તેના જવાબમાં ત્રણ કિતાબો જુદા જુદા દીનદાર મુસલમાનો તરફથી બહાર પડી છે "મેયારૂત-તહકીક" તહકીકુલદકાન. અને સિયાનતુલ ઈન્સાન આ પાછલો રદ મારા જોવામાં આવ્યો છે. લાયક જોવાને લાહોરના મુસ્તફાઈ પ્રેસમાં ૨૪૭ પૃષ્ટપર છપાયો છે. અને ત્યાંથી મળી આવે છે. ઈરતીફસાર બીજીવાર તેજ વર્ષમાં પાછી છપાઇ હતી. એમાં પાદરી ફાનડરની "મીઝાનુલહક" તથા "તહકીકે દીને હક"ની બુકોનો રદીઓ છે. એ કિતાબની ખુબીને માટે આટલુંજ બહુ છે કે, એ કિતાબ જોઈ પાદરી ફાન્ડરને પોતાની ભૂલો માલૂમ પડી હતી જેથી ૧૮૫૦ માં તેમાં ઘણોખરો ફેરફાર કરી છપાવી હતી. અને એ મીઝાનુલહક ના રદીઆમાં ઈમામ અબુલ મનસુરે એક કિતાબ "મીઝાનુલ મીઝાન" છપાવી છે. અને ૧૨ આને દિલ્હીમાંથી મળે છે. અને બીજો રદદીઓ "લિસાનુસ્સિદ્દક" નામનો મુંબઇમાં છપાયો છે. આ બંને રદદીઆનો જવાબ હજુ સુધી કોઈ પાદરીએ લખ્યો નથી. ફરી ઈરેતફસારના રદદીઆમાં પાદરી ફાન્ડરે પોતાની શરમિન્દગી દૂર કરવા હલ્લુલ ઈશ્કાલ નામની કિતાબ લખી હતી એના જવાબમાં પણ ઈરિત-ફસારના કર્ત્તા મૌલવી આલેહસન (રહ) સાહેબે ઈરિતઅસાર નામની કિતાબ કહડી હતી. એ આ-ગ્રામાં મસીહાઈ પ્રેસમાં છપાઈ છે, ફરી એનો જવાબ કેઈ પાદરીએ લખ્યો નથી. સૌલતુદ-દેગમ એ કિતાબ હજરત મોહમ્મદ (સલ)ની પેગંબરીની સાબેતીમાં છે એ ઘણું મોટું દફતર છે. છપા-

તેને જોવી જોઇએ જેથી ખરો હાલ જણાઇ આવશે.

**દસમી ખૂબી**—હજરત પેગંબર (સલ) માં સર્વ સારા ગુણોનું સંગ્રહ થવું. અને દરેક તરેહના ચમત્કારો હજરતના હાથ ઉપર જાહેર થવા કે, સર્વે પેગંબરોની ખૂબીઓ અને પ્રવીણુતા (કમાલાત) ને હજરતની જાત બરકતવાળીમાં ખુદાતઆલાએ ભેગી કીધી છે. "કડી" [1] આંચે ખુબાં હમા દારંદ તો તન્હા દારી.

---

યલી હોય તેમ લાગતી નહીં પણ એનો સાર ૧૨૫૨માં ૧૬૦ પૃષ્ટમાં છપ યો હતો. "નવિદે જાવિદ" આ કિતાબ ઈમામ અબુલ મનસુર સાહેબની રચેલી છે. ૧૨૯૪ હિજરીમાં ૬૩૨ પૃષ્ટપર દિલ્લીમાં છપાઈ છે. અને રૂા. ૫)ની કીંમતે મળે છે. હાલમાં અંગ્રેજી ભાષામાં એ કિતાબ છપાય છે. આજ સુધી એ કિતાબનો પણ જવાબ કોઇ પાદરીએ વાળ્યો નથી. એત્રણ સાહેબે બીજી ઘણી કિતાબો ખ્રિસ્તીઓના રદીઆમાં લખી છે. અને તે દિલ્લીમાંથી મળી આવેછે. તેમાં એક "રફામતુલ વદાદ" છે, એ પાદરી સફદર અલીની કિતાબ ન્યાઝ નામાનો જવાબ છે. ૧૨૯૭ હિજરીમાં ત્રીજી આવૃતી છપાઇ છે. એનો પણ જવાબ પાદરીઓએ હજુ સુધી લખ્યો નથી. ન્યાઝ નામાનો બીજો જવાબ પેગામે મોહમ્મદી નામનો કાનપુરમાં ઘણો સારો રદીઓ છપાયો છે, તેનો પણ જવાબ કોઈ પાદરીએ લખ્યો નથી. ઇમામ સાહેબની બીજી કિતાબ "ઇફહામુલ ખેસામ" છે. એ પાદરી જોન રંજરસની કિતાબ "તફતીશુલ ઈસલામ"નો રદીઓ છે, ૧૨૯૬માં છપાયો છે. ફરી જોન સાહેબે કે કોઈબીજા પાદરીએ જાન માર્યો નથી. ત્રીજી કિતાબ "મિસબાહુલ અબરાર" પાદરી ફાન્ડરની "મિફતાહુલ અસરાર" બુકનો રદીઓ છે. એનો પણ જવાબ કોઈ પાદરીએ લખ્યો નહીં. મિફતાહુલ અસરારનો બીજો રદીઓ કશફુલ અસતાર નામનો લખનોરના સુજતદેડ સાહેબે પણ લખ્યો છે. ઈમામ સાહેબની એક કિતાબ એઝાઝે કુરઆન મારતર રામચંદ્ર ખ્રીસ્તીની 'એજાઝેકુરઆન" નામની ચોપડીના રદીઆમાં છે. એનો પણ જવાબ કોઈ પાદરીએ લખ્યો નથી. અને બીજો જવાબ મૌલવી ઉલફત હુસેન સાહેબે "મોઅજેજાએ કુરઆન" નામનો લખ્યો છે. ઈમામ સાહેબની એક કિતાબ "ઇનઆમે આમ" છે. એ પાદરી રજબઅલીની આઈને ઈસલામ ચોપડીના રદીઆમાં છે. અને દિલ્લીમાં છપાઈ છે. ઈમામ સાહેબની એક કિતાબ "ઇસ્તીસાલ છે" એ પાદરી રામચંદ્રની ચોપડી નામે "મસીહુદ્દજાલ"ના રદીઆમાં છે. એ દિલ્લીમાંથી મળે છે. એનો જવાબ પણ કોઈ પાદરીએ લખ્યો નથી. ઈમામ સાહેબની એક કિતાબ "ઓકુબતુદ્દાલ્લીન" છે. એ પાદરી ઈમાદુદ દીનની બુક નામે 'હિદાયતુલ મુસ્લેમીન'નો જવાબ છે. એ જવાબની કોઈ કોઈ વાત ઉપર પાદરી સાહેબે લખાણ કીધું હતું તેનો જવાબ પાછો 'મોહાકમા' નામનો ઈમામ સાહેબે કહાડયો છે. હિદાયતુલ મુસલેમીનનો બીજો જવાબ " રજમુશ શયાતીન " હાફેજ વલી યુલ્લાહ સાહેબે લખ્યો છે. અને ત્રીજો જવાબ " ઇસ્બાતુલહક " નામનો મૌલવી તુફેલ અહમદ સાહેબે લખ્યો છે. અને ચોથો જવાબ " તનજીહુલ ફુરકાન " નામનો સૈયદ મોહંમદ સાહેબે આપ્યો છે તે ૫૫૨ પૃષ્ટપર છપાયલો છે. એ વગર બીજા સેંકડો જવાબોની કિતાબો અને ખ્રીસ્તીઓના રદીઆની બુકો છપાઈ છે કે તેનો જવાબ પાદરીએ એ આપ્યોજ નથી તેમ અપાશે પણ નહી. કોઇ ખ્રીસ્તીને એવો દાવો હોય કે મારી બુકનો અથવા ફલાણાની બુકનો કોઈ જવાબ આપી શકતું નથી તો મુજ અદના માણસથી તેનો જવાબ પુછી લે. મૌલવી રહમતુલ્લાહ સાહેબના રચેલાં પાદરીઓના જવાબનાં પુસ્તકોમાં એક પુસ્તક " ઈજહારૂલ હક " નામનું અરબી ભાષામાં છે એ મીસર અને કનસટીનટીનોપલમાં જુદા જુદા પ્રેસોમાં અનેકવાર છપાયું છે તેનો ફરેંચ ભાષામાં તરજુમો થઈ પારીસમાં ત્રણવાર છપાયો છે તેનો તરજુમો ગુજરાતીમાં મેં કીધોછે અને છપાયો છે. એ પુસ્તકનો હજુ કોઇએ ઉત્તરઆપ્યો નથી. એ પુસ્તકના બીજા અધ્યાયમાંથી બૈબલમાં ફેરફાર થયો છે, એની સાબેતીના ૧૦૦ દાખલા કહાડી તેનું નામ બૈબલ પરીક્ષા રાખી સત્તર વર્ષ થયા છપાવી બહાર પાડી છે. ગુજરાતના દરેક મીશનમાં પોહોંચાડી છે. તેના ઉતર આપનારને રૂા. ૨૦૦ નું ઈનામ પણ છાપ્યું છે છતાં આજ સુધી કોઇએ તેનો ઉતર આપ્યો નથી.

૧ જે કાંઈ ખુબીઓને તેઓ સર્વ ભેગા રાખે છે, તે તું એકલો રાખે છે.

**અગિયારમી ખૂબી**—હજરત, હજરતનાં ઘરવાળાં, શિષ્યો અને તેમની ખાસ ઉમ્મતનું પાદશાહી મૂકી ફકીરીને અખત્યાર કરવી. જેમકે હજરતના ઘરવાળાંઓ ઉપર દુન્યાની તકલીફો ગુજરતી હતી તે જાહેર છે. તેમના વર્ણનવાથી હૈયું ભરાઇ આવેછે. અને હજરત ઓમર (રદી.)ની ખિલાફતની ધુમધામ ચીન સુધી પહોંચી હતી તેમ છતાં તેમની ચાદર ઉપર તેર થિગડાં લાગેલાં હતાં. જેમાં કેટલાંક ચામડાંનાં હતાં. હજરત અબુ હોરેરા (રદી) કોઇ શહેરના સુબા હતા. તેઓ જંગલમાંથી લાકડાંનો ભારો ઊંચકી લાવી તેવી તરેહ ઉપર બજારમાંથી ચાલી જતા હતા અને કહેતા હતા કે, તમારા સુબાને માર્ગ આપો." અને એવીજ તરેહ બીજા સારાઓનો હાલ રહ્યો છે.

**બારમી ખૂબી**—જમાઅત. ( ટોળું અને ટોળે રહેવું ) દરેક અકલવાળો જાણે છે કે, જમાઅતમાં ઘણા ફાયદા છે. તેમાંથી એક આ છે કે, માણસ એક જગ્યા ઉપર ભેગા થઈ પોતાનું દુઃખ હરએક બીજાથી બયાન કરે અને દીનના તેમ દુન્યાના કામોમાં એક બીજાનો મદદગાર બને. તો અમારે માટે ખુદાતઆલાએ કેટલીક જમાઅતો ઠેરવી છે. એક જમાઅત પાંચ વખત મોહોલ્લાની મસજીદમાં સગાં, પડોશી અને મોહોલ્લાવાળાની. કેમકે એ લોકોનો હક બીજાઓ કરતાં આગળ છે. બીજી જમાઅત અઠવાડીએ શુક્રવારે જુમા મસજીદમાં આખા શહેરના મુસલમાનોની. ત્રીજી જમાઅત, વરસમાં બે વાર ઇદુલફીત્ર ( રમજાનની ઇદ ) અને ઇદુદ દોહા ( કુરબાનીની ઇદ ) ને દિવસે આખા પ્રગણાના મુસલમાનોની. ચોથી જમાઅત મક્કા મોઅજ્જમામાં હજને દિવસે આખી જગતના મુસલમાનોની.

**તેરમી ખૂબી**—સ્ત્રીને માટે પરદો છે.[1] અકલની આગળ પરદાનું થવું ઘણુંજ સારૂં

---

[1] અંગ્રેજી કેળવણી અને યુરોપવાળાઓની રીત રિવાજ પસંદ કરનાર આજકાલ પરદાને વિરૂદ્ધ નિકળ્યા છે. અને એ વિદ્વતાની પુષ્ટીમાં લખે છે કે કુરઆનમાં પરદો નથી. આખી ઉમરમાં એકવાર કુરઆનને અર્થ સહીત વાંચવાનો વખત નહીં મળ્યો હશે છતાં તેઓનો દાવો એવો હોય છે કે કુરઆનના હમો જાણકાર છીએ, મુજતહેદ છીએ. અફસોસ! એવી બેઈમાની ઉપર. કુરઆન સૂરા અહઝાબ ૩૩; ૫૯ માં છે " ઓ નબી તમારી બીબીઓને અને તમારી દીકરીઓને અને મુસલમાન બીબીઓને કહો કે તેઓ પોતાની ચાદરને નીચે લટકતી રાખે, આથી જલદી ઓળખ થશે તો દુઃખ દેવાશે નહીં. " આ આયતમાં જેમ હજરત ( સલ )ની ઘરની બીબીઓને દીકરીઓને ચાદર નીચે લટકાવવાનો હુકમ છે તેમ આમ મુસલમાનોની ઓરતોને પણ હુકમ થયો છે અને ચાદરને નીચે લટકાવવાની મતલબ મોફસ્સેરો મોં ઢાંકવું લખે છે. જેને આપણી ગુજરાતી ભાષામાં ઘુંઘટ કાઢવું લાજ કાઢવી કહે છે. અને એમાં પણ ઓઢણીને મોં ઉપર લટકાવવુંજ થાય છે. અને આજે કહેવાયું કે " આથી જલદી ઓળખ થશે તો દુઃખ દેવાશે નહીં. " એની આ મતલબ છે કે, તે વખત કેટલાક મુનાફેકો પોતાની શરારતથી લોંડીઓને હેરાન કરતા હતા તો આ પરદાની ફરજ બજાવવામાં તેની હિકમત પણ બતાવી કે આથી લોંડી અને બીબીઓનો ફેર જણાશે. જેથી બીબીઓને તેઓ દુઃખ દેશે નહીં. આમાં બીબીઓની સંભાળ થઇ, અને લોંડીઓ માટે બીજી આગલી આયતમાં સંભાળ છે. વળી સુરા નૂર ૨૪; ૩૧ ની ઘણી મોટી આયત પરદાના બયાનની છે તે સઘળીને નહીં લખતાં તેનો એક તુકડો લખું છું. " અને તેઓ ( ચાલતાં ) જોરથી પગ મારે નહીં કે જેથી તેઓનો છુપો સણગાર જણાય નહીં. " પગ મારતાં છુપો સણગાર જે જાહેર થાય છે તે પગનું ઘરેણું છે. જ્યારે તેને જાહેર કરવાની ખુદા મનાઇ કરે છે તો ફરી મોં જે સણગાર અને જીનતનું મુળ છે તે કેમ કરીને જાહેર કરાય? વળી સુરા અહઝાબ ૩૩; ૫૩ જ્યારે તમો તે બીબીઓથી કંઈ

છે. તે ખાસ આજ ઉમ્મતમાં જાહેર થયું છે. [1]

**ચઉદમી ખૂબી**—નિશાની ચીજોનું હરામ થવું. જેના સબબથી બુદ્ધિ કે, જેના પર સર્વ દીની અને દુન્યાવી કામોનો આધાર છે, તે જીતાય ( મગલુબ થઇ ) જાય છે.

**પંદરમી ખૂબી**—ધર્મનો વધારો. ફિરંગી ( યુરોપીયનો ) લોક લાખો રૂપીઆ ખર્ચ કરે છે તે એટલાં માટે કે લોકો તેઓનો ધર્મ સ્વીકારે. જેમકે પાદરીઓને નોકર રાખવું. સ્કુલો બંધાવવી. પુસ્તકોનું વહેંચવું એજ માટે છે. અને જે કોઈ એનો ધર્મ સ્વીકારે છે તેની સાથે ખાનપાનની પણ મરૂવ્વત કરે છે. આટલી ફિકર અને સાધનો હોવા છતાંએ કોઇ અકલવાળો એમના ધર્મમાં આવતો નથી અને કોઇ બેઅકલો, આફતમાં ફસ્યો, દુન્યાની લાલચથી એમનો ધર્મ સ્વીકારે છે, તો તે કોઇ હજારમાં એકાદ હોય છે. અને ઇસ્લામી ધર્મ આ મુલકમાં મુસલમાનોનું રાજ નહીં હોવાથી જઇફ થઈ ગયું છે. અને કેટલાક મુસલમાનો કે જેઓ, પરહેજગાર અને મરૂવ્વતવાળા છે, તેઓ એટલો કાંઇ દુન્યાનો અસબાબ રાખતા નથી કે, કોઇ મુસલમાન ઇસ્લામથી મોશર્રફ (ભાગયવંત) થયો હોય તેનાં રોટલી કપડાં પોતાને માથે કરી લે. [2] એમ છતાંએ પણ ઘણા માણુસો પોતાની દુન્યાની જાહોજલાલી મૂકી દઇ ઇસ્લામી ધર્મને સ્વીકારવાને, અને દરવેશી અને ગરીબાઇમાં આવવાને દોલત સમજે છે. જેમકે આ વખતમાં કેટલાક શહેરોમાં ઘણાખરા લોક ઇમાન લાવ્યા છે. તે સર્વમાંથી જેઓ મારા દોસ્ત આશના છે તેઓની ભલી વાત વર્ણાય છે. અને તેઓમાંથી કેટલાકોએ તો પોતાનું ઇસ્લામ જાહેર કીધું છે. અને સારા સ્વભાવના દીનદાર માણુસો છે. તેમનાં નામ અહીં લખાય છે.

---

વસ્તુ માગો તો પરદા પાછળથી માગો એમાં તમારા દિલોની અને તેણીઓના દિલેની ઘણી સફાઈ છે " આમાં પરદાનો ખુલ્લો હુકમ છે. કોઈ વસ્તુના માંગવામાં એક તરેહની જરૂરત પણ છે. છતાં પરદો ઉઠાવવાની રજા આપી નથી અને પરદો કરવાનું દદાપણ પણ સાથે બતાવાયું કે આથી દિલની સફાઈ રહે. અને આતો ખુલ્લું છે કે વગર પરદે રહેનારીઓમાં જેટલી બદી ફેલાઈ છે. તેટલી પરદાવાળીઓમાં નથી. એ વગર બીજી આયતો હદીસો ઘણી છે. અને અકલી દાખલા પણ ઘણા છે જે અનીસુલ જલીસ નામની અરબી કિતાબમાં ઘણા લંબાણથી છે. કદાપી દયાનંદ સરસ્વતી પણ એ પરદાની ખુબીને સમજી ગયો છે. જેથી તે સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૭૨ માં લખે છે "છોકરીઓની સ્કુલમાં પાંચ વર્ષના છોકરાને પણ જવા દેવું નહીં. " અને જાહેર છે કે પાંચ વર્ષનો છોકરો છોકરીઓની સ્કુલમાં જાય તો તેથી તરત કોઇ તરહની બદી થઈ શકતી નથી. પણ આઈન્દાનો ખ્યાલ દયાનંદજીએ રાખ્યો છે તો જુવાન સ્ત્રી પુરૂષનું સાથે રહેવું શું પરિણામ બતાવશે તે તમો પોતે વિચારી લ્યો.

[1] પરદાની ખુબી માટે આટલુંજ બસ છે કે જે કોમમાં પરદો નથી તેઓ પણ એની ખુબીથી વાકેફ થઇ પોતામાં તેનો રીવાજ ચલાવે છે. હિંદુસ્થાનના નામીચા હિન્દુઓના ઘરનો રવૈયો જાણનાર પર એ વાત કંઇ છુપી નથી.

[2] રાંદેરના હિન્દુઓમાં તેમ બીજાઓમાં એ ઉપરથી એક કહેવત તરીકે છે કે, શું મુસલમાન થઇને ભીખ માંગીએ. બાવીસ વર્ષ થયાં સુરતનો એક ખ્રીસ્તી રાંદેરમાં આવ્યો હતો. અનેક હેતો હતો કે, હું મુસલમાન થાઉં છઉં. મને દર માસે રૂ. ૧૫ ની મદદ કરો તે બદલ હું ઇસ્લામી મીશનનું કામ કરીશ. અથવા કોઇ નોકરી અપાવો, પણ તેનો કોઇએ બંદોબસ્ત કીધો નહી. મરૂવ્વતવાળાઓ પાસે સાધન નથી. અને લખપતિઓને ખ્યાલ નથી. ખુદા મદદ કરો.

૩૦

**શેખ અબ્દુર રહીમ**—પ્રખ્યાત મુનશી પિદાહુસેન. એમનું પ્રથમ નામ ઝવેરસીંગ હતું, જાતના પાહિન્દા ક્ષત્રી પાયલના રહેવાશી, બડા બહાદુર, સારા સ્વભાવના, ધંધારોજગાર કર્તા, અમારા પાયલના દોસ્તોના ટોળામાંથી પ્રથમ એમણે ઇસ્લામી ધર્મ સ્વીકાર્યો. છુપી હાલતમાં ઇસ્લામને જાહેર કરવામાં ઘણા બેચેહેન હતા. એક રાત્રે કોઈ મસ્જીદમાંથી બાંગનો અવાજ એમના કાનમાં પડયો તો, અલ્લાહ અને રસૂલનું નામ સાંભળી આખી રાત મોહબ્બતના જોશથી ઊંઘ આવી નહીં. સવારમાં તેમનો દાદો રામ રામ કહેવા લાગ્યો. એવણુ તેજ બેચેહેનીમાં ગુસ્સે થઇ કહેવા લાગ્યા કે, અલ્લાહ અલ્લાહ બોલો. ફરી ગભરાઈ ઘરબાર છોડી ગાંડાની પેઠે બહાર નીકળી પડયા. અંબાળે પહોંચ્યા પણુ કેઇ તેમને મળ્યો નહીં કે, તેની પાસે દેખીત રીતે ઇસ્લામથી ભાગ્યવાન થાય. મતલબ કે એક મુદ્દત સુધી એમનો એવો હાલ રહ્યો. (કવિતા)

આશેકો દીવાનઓ સર ગસ્ત એમ, * યાર જોયાં ગિરદ હર દર ગશત એમ[1]

આખર કોહ કસોલીમાં પહોંચ્યા. ત્યાં જઇ ઇસ્લામ જાહેર કીધું. મા, બાયડી, છોકરાં, માલ, દોલત, હવેલીઓ અને સર્વ આરામની ચીજોને છોડી અલ્લાહ અને રસૂલના તરફ હિજરત કરીને દેશ તજી આવ્યા. (કવિતા)

આંકસકે તોરા શનાખ્ત જાંરા ચે કોનદ*ફરજંદો અયાલો ખાનમાં રા ચે કોનદ.
દીવાના કોની હરદો જહાંરા બખ્શી*દીવાનએ તો હર દો જહાંરા ચે કોનદ.[2]

હવે વિચાર રાખે છે કે; ધંધાને તજી દે કે, જેથી દીન ઘણી તરેહની ખુરાઇઓથી બચે. ખુદા તેમની આશા પુરી પાડે.

**શેખ અબ્દુલ વાહેદ**—મુનશી પિદાહુસેનના નાના ભાઈ કે, જે ઘણા નેક અને સારા છે, તેમના મુસલમાન થવાનો અજબ તરેહનો કિસ્સો છે. એવણે નાની ઉમરમાં મુનશી ફિદાહુસૈનની પાસે વિદ્યા ભણવાને આવી રહ્યા, મોજે "કુમ"માં. હજરત મોલાના અલાઉદ-દીનની ખિજમત બા બરકતમાં સબક શરૂ કીધો. અને કુફરની બુરાઇઓ અને ઇસ્લામની ખુબીઓ જાણી લીધી. એક દિવસ એવા બેચેહેન થયા કે મગરેબની વખત (દીવા વખતે) ઇસ્લામ જાહેર કીધો. અને કુફરની બીમારીમાંથી સાજા થવાનું ગુસલ કરી મુસલમાનોનાં ટોળાંમાં ભેગા થયા. તેમની મા અને બીજા ઘણા લોક પાયલથી આવી ચીલ્લાવા લાગ્યા, પણુ તેમણે ખુદા અને રસૂલ વગર બીજા કોઈની તરફ નજર કીધી નહીં. (કવિતા.)

"કોઈ લાખ ઉસે હો મુજપર ફિદા*મેં તુજપર ફિદા હું મુજે ઉસ્સે કયા."

---

૧ અર્થ—આશેક દીવાના અને હેરાન છીએ. પ્રિયને શોધવામાં દરેક દરવાજાની આસપાસ ફર્યા છીએ.

૨ અર્થ—જે માણસે તને ઓળખ્યો તે જીવને શું કરે? બચ્ચાંઓને, ઘરવાળાઓને અને ઘરના રાહટવાટને શું કરે? તું દીવાનો કરી તેને બંને જહાન બક્ષે છે. તારો દીવાનો બંને જગત (દુન્યા અને આખેરત) ને શું કરે!" જે માણસ ઈસ્લામી ધર્મને ખરો સમજી દુન્યાની ખાતર અટકેલો હોય તેને તેમ ઈસ્લામી ધર્મ સ્વીકારવા પછી પોતાની કોમની કે બીજાની લાનતાન સાંભળી દિલગીર થનાર હોય તેને માટે આ કવિતા ઘણી ઉપયોગીછે. તેમજ કોઈ મુસલમાન દીની કામ કરવામાં કે બિદઅતથી બચવામાં લોકોની લાન તાનથી રોકાતો હોય તેને પણુ આ કવિતા ઘણી ઉપયોગી છે.

થાણાવાળો હિન્દુ હતો તે કહેવા લાગ્યો કે, એને પકડી લઇ જાઓ, તેમણે કહ્યું કે હું કદી જઇશ નહીં. થાણાવાળાએ કહ્યુ કે તું કેમ મુસલમાન થયો ? કહેવા લાગ્યા કે દોજખથી બીહીને. મતલબ કે બેદીનોએ કેટલું કાંઇ જોર તેમને પાછા લઇ જવા ઉપર વાપર્યું (પણ) તેમને કોઈ વાત પસંદ આવી નહીં. હમણાં વિદ્યા મેળવવામાં લાગેલા છે. અને મુનશી ફિદાહુસૈન તેમની ખબર લે છે.

**મૌલવી નેઅમતુલ્લાહ**—પરહેજગાર, જુવાન, દિલવાળા, વિદ્યા શોધક એટલુંજ નહીં પણ આલેમ બાઅમલ (વિદ્વાન વિદ્યા ઉપર ચાલનાર) ખુદાની મખલુકને બોધ આપનાર અને તેમના બોધ આપવાથી ઘણાં સ્ત્રી પુરૂષોને લાભ થયો અને થાય છે. પ્રથમ તેમનું નામ હરીરામદાસ હતું. જાતે આસલ ખત્રી, રહેવાસી પાયલના. એમનો હાલ આ છે કે જ્યારે એવણ વયે પુગ્યા તો પસંદ થયલા હજરત રસૂલ (સલ) ની મોહબ્બતનું ભડકું દિલમાં ભડકવા લાગ્યું. અને હિન્દુ ધર્મની બુરાઈ અને ઇસ્લામી ધર્મની ખુબીઓ સારી રીતે જાહેર થઈ. ત્યારે દિલ લાગેલ વતન છોડી લુધયાણામાં આવી ઇસ્લામ જાહેર કીધું. તેમના બાપ, ભાઇ, અને કેટલાક હિન્દુઓ પાયળથી આવ્યા. તેમના બાપે ઘણી બેચેહેની અને રડવું ચિલ્લાવવું શરૂ કીધું. કેટલાક દિવસ સુધી એવોજ જોશ થોભેલો રહ્યો. સરકારી કચેરી સુધી જવાની નોબત પોહોંચી. હકતઆલાના ફજલથી ખેર થઇ. ફરી હું તેમને પોતાની સાથે માલેર કોટલામાં લઇ ગયો, પાયલના હિન્દુઓએ આ ખાકસાર (કર્તા) ઉપર પટીયાળાની સરકારમાં ફરીયાદ કીધી કે, અમારા પુત્રને પાયલથી પકડી લઇ ગયો છે. પટીઆળાથી બલામણનું કાગળ માલેર કોટલાના રઇસના નામનું લાવ્યા. અને કોટલાની પંચાતવાળાઓએ પણ ટેકો આપ્યો, અને એકવાર મારા રહેવાની જગ્યા ઉપર કેટલાક હિન્દુઓ ભેગા થઇ બલવાની તરેહપર આવ્યા. અને ઘણી ખેંચતાણ થઇ. પણ દરેક રીતે ખુદાનું ફજલ લાગુ રહ્યું. એકવાર તેમનો બાપ કોટલા માલેરના અમલદારની સામે કહેવા લાગ્યો કે, દીકરા હું તારો બાપ છું. તેમણે કહ્યું કે મારા બાપતો હજરત મોહમ્મદ ખુદાના રસૂલ (સલ) છે. અમલદાર એ વાતથી ઘણો ખુશ થયો અને કહ્યુ કે કોઇની તાકાત નથી કે, તને પકડીને લઇ જાય. તમે ચેહેનથી રહો. પણ તેમના બાપ અણુજરૂગે તેમનો પીછો છોડયો નહીં. અને મુદત સુધી આગળ પાછળ રહ્યો. આખર આશા મુકી ચાલ્યો ગયો. હમણા એવણ માલેર કોટલામાં રહે છે. અને હજરત મવલાના અબદુર રહીમ સાહેબની ખિજમતમાં ઉંચી વિદ્યા ભણે છે, અને ભણાવે છે. અને પેગંબરોના સરદાર હજરત (સલ) ની જનાબમાં હાલતની જીભથી અરજ કરે છે. કવિતા.

બુલંદ મરતબા ઝાં ખાકે બારતાં શુદઅમ
ગોબારે કોએ તો અમ ગર બર આસ્માં શુદઅમ[1]

**શેખ અબદુલ-હક્ક**—યાર વફાદાર, હુશીઆર પુરૂષ, ઘણી મુદત મારી સાથે રહ્યા છે. અને મારી સાથેજ ઇસ્લામ જાહેર કીધું છે. તેમનું પ્રથમ નામ સુદ્ધસીંહ હતું જાતે જાટ રહેવાસી નરદાણાના, નહાનપણમાં મારા ભાઇ પાસે નોકર થયા. જ્યારે જુવાન થયા તો ઇસ્લામી ધર્મની હકીકત જાણી રસૂલુલ્લાહ (સલ)ની તાબેદારીમાં આવ્યા અને લાંબી મુદત

૧ અર્થ-તે ઉમારાની ધુળથી બુલંદ મરતબાનો હું થયો છું. તારી ગલીની ધુળ છું અગર જો હું આકાશ પર ગયો છું.

સુધી મારી પાસે રહ્યા અને ઘણી સફરો કીધી. અને ૧૨૭૨ હિજરીમાં તેમને છેવટની સફર આગે આવી. (મરી ગયા) હકતઆલા તેમને રહમતમાં ડુબતા કરે. અને તેમનો નહાનો ભાઇ પણ મુસલમાન થઇ કેટલાક દિવસ પછી તેમની સામેજ ઇન્તેકાલ કરી ગયો. મરવા પછી અબ્દુલહક્ક (રહ)ને મેં ખાબમાં જોયા, સારા ખૂબસુરત અને ગબરૂ ( વગર દહાડી-વાળા)ની શિકલમાં હતા. પુછ્યું કે તમને કબરનો કાંઇ અજાબ તો થયો નહીં ! કહેવા લાગ્યા કે થોડો કાંઇ અજાબ છે. મેં ત્રણ વખત દરૂદ શરીફ ભણીને તેવણુપર દમ કીધો ત્યારે કહેવા લાગ્યા કે હવે દુર થઇ ગયો. કવિતા.

" હર મરજકી દવા દોરૂદે શરીફ*દાફેએ હર બલા દોરૂદે શરીફ. "

**શેખ અબદુલ અઝીઝ**—પ્રખ્યાત અઝીઝુદ-દીનથી. નેક માણસ, મજબુત દિલના, ફન્નરવાળા છે. માબાપ બાયડી, છોકરાં અને દુન્યાની દોલત તજી મુસલમાન થયા. પ્રથમ એમનું નામ " સાઇં દિત્તા " હતું. જાતે સીંડ બ્રાહ્મણ હતા. રહેવાસી પાયલના, એમની એક અજાયબ વાત છે કે, જે દિવસોમાં આ ફકીર ( કર્ત્તા ) પોતાનું ઇમાન છુપાવતો હતો. ત્યારે એકવાર પાયલમાં બે વર્ષ ઘેર બેસવાનો જોગ બન્યો હતો. અને કેટલાંક સગાં વગેરે છુપાં મુસલમાન હતાં, અને કેટલીકવાર હિન્દુઓથી ખુલ્લી રીતે વાદવિવાદ થયા કરતો (તેમ) કેટલાકોને અમારા મુસલમાન થઇ જવાનો ગુમાન હતો. અને મારા કાકા ( બાપના ભાઇ ) લાલા ગેંડી રાય જો કે હિન્દુ હતા છતાંએ અમો લોકોની મોહબ્બત રાખતા હતા. વાતચીતમાં અને કોઈ મુજીના ઇજા પોહોંચાવવાના વખતમાં અમો લોકોની મદદ અને પક્ષ કરતા હતા. અમોએ તેમનું નામ અબુતાલેબ [1] ઠેરવ્યું હતું. અને એક માણસ બદમાશ, બીજા દોસ્તનો કાકો હતો. અને તે આ ટોળાનો મોટો શત્રુ અને મોટો દુઃખ દેનાર હતો. તેનો ખેતાબ અબુજેહેલ ઠેરવ્યો હતો. જેમકે એજ અબુજેહેલ એક દિવસ અમારા ઘરને દરવાજે ઉભો હતો, એવણુ સાહેબ એટલે મીયાં અબ્દુલ અઝીઝ કે જાતના બ્રાહ્મણ અને અમારા પુરોહિત હતા. ત્યાં આવી પુગ્યા. મેં અબુજેહેલને સંભળાવવા તેમને કહ્યું કે પુરોહિત ! હું તો મુસલમાન થઇ ચુકયો છું તમારી સલાહ શું છે ? કહેવા લાગ્યા કે મહારાજ જ્યાં જજમાન ત્યાં પુરોહિત પણ. સુબહાનલ્લાહે-વબે હમ્દિહી–આ શબ્દ ઘણોજ મુબારક થયો. અને ખરૂં જુવોતો ઇસ્લામી ધર્મથી એમને જરા પણ માહીતગારી નહોતી કેટલાક દિવસ વીત્યા પછી એવો જોગ બન્યો કે ઘરબાર છોડી મુસલમાન થઇ ગયા.

કવિતા.

"આંરા કે તો રહબરી, કસશ ગુમનકોનદ*વાંરાકે તો ગુમ કોની કસશ રહબર નેસ્ત"[2]

**શેખ ખુદાબક્ષ**—અને એમનું નામ અબદુર-રજ્જાક પણ છે. અજ્ઞાનતાના વખતમાં ઘણા ફિરન્દા હતા. એજ કારણથી તેમનું નામ દીલી પ્રખ્યાત હતું. હમણાં અલ્લાહત-

૧ એટલે જેમ હજરત મોહમ્મદ (સલ) સાહેબનો કાકો મુસલમાન થયો નહોતો પણ હજરતની મદદ કર્યા કરતો અને તેનું નામ અબુતાલેબ હતું, માટે કર્તાએ પોતાના કાકાનું નામ પણ તેવી વરતણુકથી અબુતાલીબ પાડયું હતું. સહાબિત્તાની હદીસોથી તેમ અકાએદની કિતાબોથી સિદ્ધ થાય છે કે અબુતાલેબ કુફરપર મર્યો છે. સુંનત જમાઅતનો એજ અકીદો છે.

૨ અર્થ–જેને કે તું માર્ગ બતાવનાર છે તેને કોઇ ભટકાવે નહીં, અને જેને કે તું ભટકાવે તેનો કોઈ માર્ગ બતાવનાર નથી.

આલાએ તેમને પોતાની રહમતના ફંદાથી ખેંચ્યા છે. અને પસંદ થયલા રસૂલ ( સલ ) ના તાબેદારોમાં કરી નાંખ્યા છે. પ્રથમ તેમનું નામ લક્ષમણ હતું, જાતના પંચાહલ ખત્રી, રહેવાસી પાયલના ન્યાતમાં અમારા સગા છે.

**શેખ અબ્દુલ કરીમ**—નવા જુવાન, પરહેજગાર, પ્રથમ તેમનું નામ ઓધુ હતું જાતના કાપડી બ્રાહ્મણ રહેવાસી કોટલા માલેરના, લુધ્યાણામાં ઇસ્લામ જાહેર કીધું. એમની મા મલવા આવી રડવા લાગી. એ સાહેબ કહેવા લાગ્યા કે જો મારા ઉપર પ્રીતિ રાખતી હો તો મુસલમાન થઇ જા. ફરી પોતાની માથી આગલી કસૂરો માફ કરાવી. હમણા વિદ્યા ભણે છે.

**શેખ અબ્દુર રહમાન**—સારા જુવાન આગળ એમની ન્યાત ખત્રી હતી. અમૃતસરના રહેવાસી હતા, દેશ તજી પરદેશ ગયા હતા. ઘણી મુદતથી તેમનો હાલ જણાતો નથી.

**શેખ ગુલામ મોહમ્મદ**—પહાડના સરદારોમાંથી હતા, અને એમની સાથે કેટલીક સ્ત્રી અને કેટલાક નોકર ચાકર મુસલમાન થયાં, પ્રથમ એમનું નામ કુંવર જવાળાશીંગ હતું. જાતે કટુચ, તેમની મુલાકાત આ ફકીર ( કર્તા ) ને ભાગ્યે થઇ નહીં. આશા અને શોખજ રહ્યો હતો કે એટલામાં એમના ઇન્તેકાલની ખબર મળી. અલ્લાહ જલ્લશાનોહુ સ્વર્ગ ભાગ્યશાળી કરે.

**શેખ ગુલામ મોહમ્મદ**—પ્રથમ એમનું નામ વજીરસીંગ હતું રહેવાસી માંજાના.

**શેખ ગુલામ કાદેર**—દુરવેશ પ્રથમ એમનું નામ ગોરમુખસીંગ હતુ રહેવાસી માંજાના.

**હાજી નુરમોહમ્મદ**—ઘણી સારી માલમિલકત મુકી મુસલમાન થયા. પ્રથમ એમનું નામ ગીરધરલાલ હતું. જાતે શ્રાવક રહેવાશી આભાના.

**શેખ અબ્દુલ્લાહ**—પ્રથમ એમનું નામ દીવાનસીંગ હતું. જાતના વાણીઆ.

**શેખ ખુદાબખ્શ**—સિરાજ ઘણા નેક માણુસ છે. તેમની જાત રૂડા ખત્રી, રહીશ મેરઠના, અને તેમના નાનાભાઇ મુસલમાન થઈ કેટલાક દિવસ પછી આ જગતથી કૂચ કરી ગયા છે. ખુદા તેમને તથા તેમના ભાઇને મગફેરત કરે. (આમીન).

**શેખ ઇલાહીબખ્શ**—ઘણા સુખીયારા, નમ્રતાવાળા છે. પ્રથમ એમનું નામ મોહનલાલ હતું. જાતે ગોડ બ્રાહ્મણ રહેવાસી બીજનોરના.

**શેખ મોહમ્મદ**—પ્રથમ એમનું નામ લલ્લુસીંગ, જાતે રજપુત, રહેવાસી અલવરના અને એવણુની ધણિયાણી પણ મુસલમાન થઇ હતી.

**શેખ અબ્દુલ્લાહ**—સારા સ્વભાવના પ્રથમ એમનું નામ માધવ હતું જાતના ગોડ (બ્રાહ્મણ).

**શેખ કમાલુદ્દીન**—હુશીયાર પુરૂષ, નેકબખ્ત છે. બાયડી, છોકરાં પોત્રાં અસબાબ અને ઘરોને તજી ખુદા અને રસૂલની તરફ આવ્યા. અને તેવણુના કેટલાક દોસ્ત છુપા મુસલમાન છે. પ્રમણ એમનું નામ મંગલસીંગ હતું, જાતે બાહ્ય ક્ષત્રી, રહેવાસી કપુર્થલાના. હાલમાં એક સ્ત્રી સુદ્ધી ક્ષત્રીમાંથી મુસલમાન થઇ હતી. તે એવણુના નિકાહમાં આવી છે.

**શેખ ઇલાહીબખ્શ**—નેક માણુસ, પ્રથમ એમનું નામ રામા હતું જાતના સુથાર, રહીશ "બસી"ના.

**શેખ મોહમ્મદ હોસૈન**—પ્રથમ નામ મોહન, જાતના શુદ્ર રહેવાસી પટીયાળાના.

**ખુદાબખ્શ**—પુરભયા. **અબ્દુલબારી**—નવા જુવાન, જાતના બ્રાહ્મણ રહીસ થાનેશ્વરના.

**સુલતાન મોહમ્મદ અને શેર મોહમ્મદ**—બંને ભાઇ. પ્રથમ એમના નામો સુલતાનસીંગ, અને શેરસીંગ હતાં. જાતના સીખ, રહેવાસી ઇટારીના.

**શેખ અબ્દુલ કાદેર**—સારી ચાલના, ખુબ સુરત, હિંમતવાન, દુન્યા તજી ખુદા તરફ ફરનાર, પ્રથમ એમનું નામ ઠાકોરદાસ હતું. જાતના પોરી ખત્રી, રહેવાસી જાલંધરના પુંજીવાળા અને રોજગાર કરનાર હતા. ઘણા દિવસ સુધી છુપા મુસલમાન રહ્યા. આખર હજરત બિલાલ ( રદી ) ની જેમ મોહમ્મદી ઇશકે એમના દિલમાં જોશ માર્યો, નોકરી મુકી દીધી. અને એક બુજરૂગની કહેતી પ્રમાણે કવિતા.

મુલકે દુન્યાકુ વોહ, કયા ખાકમેં લેકર ડાલે
જો કોઇ દોલતે દીદારકા સાએલ હોએ.

મા બાપ, ઘર અસબાબ, ઘરેણું વગેરે સર્વને વતનમાંજ મુકયું એટલે બેચેહેનીને લીધે એટલી ઉતાવળ કીધી કે, ધંધો મુકયા પછી દેશ પણ ગયા નહીં, અને સાસરીમાં જઇ પોતાની સ્ત્રીને સાથે લઇ ચાલુ થયા, લુંધ્યાણામાં જઇ સ્ત્રીને કહેવા લાગ્યા કે, મેં તો ખુદા અને રસુલને પસંદ કીધા છે. જો તને ઇસ્લામી ધર્મ પસન્દ હોય તો એજ ઇચ્છા છે. નહીં તો આજ ગાડીમાં તને પાછી મોકલી દઉં. આ ભાગ્યવાન વફાદારે કહ્યું કે મને પણ ઇસ્લામી ધર્મ મંજુરછે, ફરી ત્યાંથી બંને ધણી ધણિઆણી માલેર કોટલામાં પધાર્યા, અને તે વેળા આ ખાકસાર ( કર્ત્તા ) પણ માલેર કોટલામાંજ હતો. જેમકે ત્યાં પોહોંચી કુફરના વસ્ત્ર કહાડી નાંખી ઇસ્લામી પોષાકથી ભાયગવંત થયાં. અને મોટી ધામધુમ અને શોહરત થઇ. કેટલાક દિવસ ત્યાં રહી પાણીપતમાં આવ્યા. એક માસ પછી શાહજહાંબાદ જઇ કેટલીક મુદત ધંધા રોજગારમાં રહ્યા, હાલમાં વિદ્યા મેળવવાની નૈયતથી ધંધોરોજગાર તજી દીધોછે. અને એમના અને એમની બીબીના પાછળ બાપ વગેરે સગાં ભેગાં થઇ માલેર કોટલામાં આવ્યાં. અને ઘણી રડાપીટ કીધી અને ત્યાંથી તેમની શોધમાં કોસ સુધી ગયાં. જ્યારે કયે એમનો પતો નહીં મળ્યો તો આશા મુકી પાછાં ફર્યાં. શાહજહાંબાદમાં હોવાની તેમની ખબર જયારે સાંભળી તો તેમનાં બાપે કેટલાક પત્ર તેમને નામે મોકલ્યા. અને પોતાની ઇચ્છા બતાવી. અને મોટી આશાથી તેમને બોલાવ્યા કે અમો તમને પાછા પોતાની કોમમાં મેળવીશું. જેમકે મીયાં અબદુલ કાદેરે ( એના જવાબમાં ) તેઓને આ મજમુન લખી મોકલ્યો કે સેવક પોતાની ખુશીથી ઇસ્લામી ધર્મની સચ્ચાઈ દરીયાફ્ત કરી મુસલમાન થયો છે. અને બીજી કોઈ તરેહની તકલીફ નથી. અને જો મને થશે તો તેને પોતાની ભલાઇ સમજીશ. હવે મારી અને મારી બાયડીની ધર્મથી ફરવા વિષે આશા કદી કરવી નહીં. એટલુંજ નહીં પણ આપની ખીજમતમાં આટલી વિનંતી છે કે જો પોતાની મુક્તિ મંજુર હોય તો ઇસ્લામી ધર્મ સ્વીકારી લો. અને હું તેવીજ તરેહ આપનો ખીજ-

મત ગુજાર અને ફરમાં બરદારછું. ઇન્શાઅલ્લાહ સેવા બજાવવામાં હટીશ નહીં, પણ ધર્મ સંબધીમાં આપનો તાબેદાર નથી. (કવિતા).

ઐ મોહમદ તેરા દર છોડ કહાં જાએ ફકીર,
બાદશાહીસે તો બેહતર હે ગદાઇ તેરી.

**શેખ અબદુલ કાદેર**—પ્રથમ એમનું નામ મોહનલાલ હતું. જાતના ખત્રી, રહીશ પટીયાળાના. પુરૂષ હુનરવાળાં, કુંદનનું કામ કરનાર છે, તેમની સ્ત્રી પણ મુસલમાન થઇ. કુંળુબાના લોકોને મુકી પટીયાળાને તજી શાહજહાંબાદમાં આવી રહ્યાં છે.

**શેખ મોહૈયુદદીન**—નવા જુવાન, નેક માણસ. પ્રથમ એમનું નામ હરીચંદ્ર, જાતે કકડ ખત્રી, મોટા અમીરના છોકરા છે. રહીશ અલીગઢ, જીલ્લે પંજાબના, એમનો બાપ પેનશીનદાર; અને ભાઇ શિરસ્તેદાર અને એવણુ કારકુન હતા. પ્રથમ ઘણા દિવસ લગીછુપા મુસલમાન રહ્યા. આખર મોહમ્મદી ઇશકનો સૂર્ય છુપી શકયો નહી. બેઅખત્યાર ઇસ્લામને જાહેર કરી દીધો. એમના ભાઇને ખબર થયાથી તે આવ્યો અને એમને પકડી પોતાને ઘેર લઈ ગયો, અને આખી રાત એમને સમજાવતો રહ્યો, અને ઇસ્લામી ધર્મથી ફરવાની શીખામણ દેતો રહ્યો. અને તે રાત્રે તેમના ઘેરમાં રંધાયું પણ નહીં. અને એવણુ સાહેબ એટલે મીયાં મોહૈયુદીન આખી રાત ભાઇની આગળ ચુપ રહ્યા અને પોતાની હાલતની જીભથી દરદ ભર્યું મજમુન અદા કરતા રહ્યા. (કવિતા)

"તોરા બર દરદે મન રહમત ન્યાયદ*રફીકે મન યકે પુર દરદ બાયદ"
"કે બાઓ કિસ્સા ગોયમ તાશબો રોઝ*દોહેજમરા ખુશતર બોવદ સોઝ"[1]

——:o:——

"તંદોરૂસતાંરા નબાશદ દરદેરીશ*જુઝ બહમદરદે નગોયમ દરદેખીસ"[2]
"નાસેહ અઝ હાલે દિલમ, હેંચ ખબરદાર નબુદ*કે બજાએ ચું મને ખસત ગીરફતાર નબુદ."[3]

——:o:——

"ઉઠજા તબીબ યહાંસે મેરા કામ હો ચુકા*મત કર મેરી દવા, મુજે આરામ હો ચુકા."

——————

"બેરો બકારે ખુદ એ નાસેહ, ઇંચે ફરયાદસ્ત*મોરા ઉફતાદહ દિલ અંજ રહ તોરા ચે ઉફતાદસ્ત."[4]
એવીજ હાલતમાં જ્યારે રાત ગુજરી સવાર થઇ, તો આ કવિતાના મજમુન પ્રમાણે

" રૂખસત ઐ ઝન્દા ! જોનું ઝનજીરેદર ખડ કાય હે
મુઝદા ખારે દશત ફીર તલવા મેરા ખોજલાય હે,
નાસેહે મુશફેક નસીહત, અપની બસ તેહ કર રખો
મેં ઉસે સમજુ હું દુશ્મન, જો મુજે સમજાય હે.

૧ અર્થ—તને મારા દરદ ઉપર મહેર આવતી નથી. મને એક રફીક ઘણા દરદવાળો જોઇએ છે. કે તેની સાથે રાત દિવસ કહાણી કહું. બે લાકડાંનું બળવું ઠીક થાય છે.

૨ અર્થ—તંદુરસ્તોને જખમનું દરદ નથી. હું પોતાના દરદને હમદરદ વગર કહીશ નહીં.

૩ અર્થ—બોધ આપનારને મારા દિલના હાલની જરાએ ખબર નહોતી. કારણકે મારી જેમ કોઈ જગ્યા તે સખત રીતે ફસેલો નહોતો.

૪ અર્થ—ઓ નસીહત કરનાર તું પોતાને કામે લાગ આ કેવી ફિરઆદ છે. મારૂં દિલ માર્ગથી પડેલું છે. તારૂં શું પડેલું છે?

અવિચારે ત્યાંથી ઉઠયા અને જાનજરૂએ જઇશ, ( એમ જાહેર કીધું ) તેમના ભાઇ અમેહેરખાને એક રક્ષક એમની સાથે મોકલ્યો. એવણુ શહેરથી આઘે નીકળી ગયા અને સંભાળનાર તરફ જોયું અને જાણ્યું કે મારાથી કમજોર છે, તો ભુમી પરથી કેટલાક પત્થર ઉંચકીને શેતાનને સંગસાર કરવું શરૂ કીધું. જ્યારે તે પાછો નાઠો તો એવણે તેનો પીછો છોડયો અને પોતાનો પીછો છોડાવી એક તરફ મ્હોં કરી ચાલવા શરૂ કીધું.

( કવિતા )

યે દિલ જો હાથસે છુટે, બ મિસ્લે તીર જાતા હે,
ઇસેમેં કેદ કર દેખા મએ ઝંજીર જાતા હે.

આખો દહાડો અને આખી રાત ચાલ્યા, સવારે એક મસ્જીદમાં કે જે અબાસીંધ નદીના કીનારાપર છે, ત્યાં જઇ ઊંઘના ગલબાથી અને રસ્તાની થાકથી બેચેહેન થઈ થોડીવાર આશાએશ લીધી. અને ત્યાંથી ઉઠી આબાસીંધ નદીને પાર થઈ એક બુજરૂગ દુરવેશની ખિજમતમાં કેટલોક વખત રહ્યા. ફરી પીશોર વગેરે કેટલાક જીલ્લાની સેર કરીને શાહજહાંબાદમાં પધાર્યા, અને કુરઆન શરીફ મુખે ભણુવા શરૂ કીધું. હાલ કેટલોક વખત થયો વતન ગયા છે. કડી.

‘ હર કોજા હસ્ત ખુદાયશ, બસલામત દારદ. [1]”

**શેખ અબ્દુર રહમાન**—સખી પુરૂપ, સાફ દિલના, બેરીઆ, ધંધાધારી કરનાર એમનું પ્રથમ નામ વીરશીંગ હતું. રહીશ પાયલના, જાતના પંચાહલ ખત્રી, સગાઈમાં મારા ભાઇ છે. ઘણા દિવસ લગી છુપા મુસલમાન રહ્યા. પણ હિન્દુઓના મુકાબલામાં અને ધર્મભ્રષ્ટના રદીઆમાં સારી સારી કવિતાઓ પંજાબી ભાષામાં રચતા રહ્યા. અને પસંદ થયલા રસૂલ (સલ)ની તારીફ રચતા અને સારા અવાજથી ભણ્યા કરતા. અને આ ખાકસાર (કર્તા) તેમની ખિજમતમાં આ કવિતાનો મજમુન અરજ કર્યા કરતો. (કવિતા)

જબકે હૈરી એન ઇમાં, હુબ્બે મહબુબે ખુદા
ઉલફતે હજરત ભલા, ફીર કયા છીપાના ચાહીએ

તો ખુદાની સ્તુતિ અને એહસાન કે સને ૧૨૭૧ હિજરીમાં લુધીયાણાની રિસાલા મસ્જીદમાં અસરની વખતે પોતાનું ઇસ્લામ જાહેર કીધું,

**શેખ અબ્દુલહક**—નેક જુવાન, દિલોના માનીતા, પરહેજગાર, હુન્નરવાળા છે. પ્રથમ એમનું નામ મોહનલાલ હતું. જાતના પંચાહલ ખત્રી, રહેવાસી પાયલના, સગાઇમાં મારા ભત્રીજા લાગે છે. શરૂ જુવાનીમાંજ શિર્કથી નારાજ થયા. રસૂલોના ખાતેમ (સલ) ની તાબેદારી સ્વીકારી લાંબી મુદત સુધી ઈમાન છુપાવેલું રાખ્યું. આખર અલ્લાહની રહમતના ખેંચાણે હાલતની જીભથી ફરમાવ્યું (કવિતા)

તોરા અઝ કંગરએ અરશ મીઝનંદ સફીર* નદાનમત કે દરીં દામ ગાહ ચે ઉફતાદસ્ત[2]

જેમકે મા, ભાઇઓ અને બેહેનોની પ્રીતિને દિલથી ઊંચકી નાંખીને દેશને તજી ખુદા અને રસૂલની તરફ આવ્યા. અને લુધીયાણામાં રિસાલાની મસ્જીદમાં શેખ અબદુર

૧ અર્થ—જ્યાં કેથે હોય ખુદા તેને સલામત રાખે.

૨ અર્થ—તને અરશના કંગરાથી પુકાર થાય છે. હું તને જાણતો નથી કે આ ફંદાની જગ્યામાં શું પડેલું છે.

રહમાનની સાથે કે, તેમનાં ઘણાં સગા છે. અસરની વખત ઇસલામ જાહેર કરવાથી ભાયગવંત થયા. પ્રથમ રોજગાર કરતા હતા. હાલમાં વિદ્યા ભણવામાં લાગ્યા છે. [1]

**શેખ અબ્દુલ કરીમ**—નવા જુવાન, હિમ્મતવાન, પ્રથમ એમનું નામ નનદુમલ હતું. રહીશ પાયલના. શેખ અબ્દુર રહમાનના પીત્રાઈ ભાઇ છે. જ્યારે એમને કુફર ભૂંડું અને ઇસ્લામ સારૂં લાગ્યું તો છુપા મુસલમાન થયા. એકવાર લુધ્યાણામાં એમજ પધાર્યા. શેખ અબ્દુર રહમાને ઇચ્છયું કે એમને મસ્જીદમાં નમાઝ પઢાવે. તેમણે કહ્યું કે મારો વિચાર હમણા ઇસ્લામ જાહેર કરવાનો નથી. શેખ અબ્દુર રહમાને કહ્યું કે, મગરેબનો વખત છે. કોણ જોશે? નમાઝતો મસ્જીદમાં પઢો. જ્યારે મસ્જીદમાં ગયા તો કોઇએ હિન્દુઓને કહી દીધું કે આજે એક માણુસ મુસલમાન થયો છે. કેટલાક હિન્દુઓ મસ્જીદના દરવાજા ઉપર આવી એ હાલ પુછવા લાગ્યા. એક દોસ્તે કહ્યું કે આજે કોઇ મુસલમાન થયું નથી. એટલામાં મીયાં અબ્દુલ કરીમ સાહેબ પોતે મસ્જીદમાંથી બહાર આવી કહેવા લાગ્યા કે હું મુસલમાન થયો છું. આખરે એક દિવસ જાહેર થવું તો હતુંજ તો આજેજ સહી. એ પછી એમનો મોટો ભાઇ મેણાં મારવા અને નસીહત કરવા લાગ્યો.

( કવિતા )

હઝરતે નાસેહ જો આવે, દીદઓ દિલ ફરશ રાહ
કોઇ મુજકો યેતો સમજાવે, કે સમજાવેંગે કીયા.

પણ એમણે કાંઈ ખ્યાલ કીધો નહીં. બીજીવાર એમનો ભાઇ તથા સોથી વધુ હિન્દુઓ ભેગા થઇ આવ્યા અને એમને પકડવા લાગ્યા. (ત્યારે) મીયાં મોહમ્મદ હુસૈનખાન સાહેબ જેઓ ઘણા દીનદાર છે તેઓ એકલા સર્વ હિન્દુઓની સામે થયા અને મોટો દંગો અને ફસાદ થયો. અને ફોજદારીમાં ફરી તે વખતના હાકેમની આગળ ગયા. મીયાં અબ્દુલ કરીમે બંને જગ્યા જઇને કહ્યું કે મેં હિન્દુઓના ધર્મમાં ભૂંડાઇઓ જોઈ મુસલમાન થયો છું. બ્રહ્માએ પોતાની છોકરીથી વ્યભિચાર કરવાનો વિચાર કીધો અને ફલાણાંએ આવું કીધું અને ફલાણાએ આવું, જેમકે તે વખતનાં હાકેમે ચાર હિન્દુઓપર કે જેમાં અબ્દુલ કરીમનો ભાઇ પણ હતો, બબ્બે માસની કેદની અથવા દસ દસ રૂપીઆનો દંડ ઠરાવ્યો. અબ્દુલ કરીમે પોતાના ભાઇની સિફારશ કરી અડધો દંડ માફ કરાવ્યો. અને અરધો પોતાની તરફથી આપી તેને કેદમાંથી છોડાવ્યો.

**શેખ અબ્દુલ્લાહ**--નવા જુવાન, સહારનપુરમાં મુસલમાન થયા. એવણની પ્રથમ જાત વાણીઆની હતી. માબાપ અને સ્ત્રીને છોડીને મુસલમાન થયા.(કવિતા)

દિલારામે કે દારી દિલ દરો બંદ*દિગર ચશમ અઝ હમા આલમ ફેરો બંદ,[2]

---

[1] શેખ અબ્દુલ હક સાહેબે બે વાર હજ કીધી છે અને બંનેવાર મદીનાની જીઆરત પણ કીધી છે. અને ૨૦ વરસ સુધી કર્ત્તાની સાથે બનત જીલ્લે મુજફ્ફર નગરમાં રહ્યા છે. જ્યારે મેં તોહફતુલ હિન્દનો ગુજરાતી તરજુમો કરવાની એમનાથી ઈજાઝત માગી તો વગર કંઈ લાલચ કરે ઘણી ખુશીની સાથે દીની કામ સમજી ઇજાઝત આપી અને ઘણી દુઆ કરી. એમની વફાતને આસરે ૭-૮ વર્ષ થયા છે. ખુદા એમને રહમત કરે. એવણે દીનની ઘણી સેવા બજાવી છે.

[2] અર્થ—જે માશુક તું રાખે છે તેમાં દિલ બાંધ. બીજા સઘળા જહાનથી આંખ બંધ કર. ( નહીં જો ).

**ખુદાબખ્શ**—પુરભયો, સહારનપુરની જુમઆ મસ્જીદમાં જુમઆ ( શુક્રવાર ) ના દિવસે મધ્ય વઅજ (પ્રીચ)માં આવી મુસલમાન થયા. જો કે ઇસ્લામ શ્રેષ્ઠ હતું જેથી જશવાર વઅજ અને નસીહત બંધ કીધી, અને એમને ઇસ્લામ શીખવ્યું. બાયડી અને કુટુંબના લોકોને મૂકી અલ્લાહ અને રસુલ (સલ)ની તરફ આવ્યા.

**શેખ અહમદ**—નેક પુરૂષ, ધંધો કરનાર, રહેવાસી મોજે મછરાઉના.

**ખુદાબખ્શ**—નેક પુરૂષ, નમ્રતાવાળા, પરોણાગત કરનાર, રહીશ થાણેશ્વરના.

**શેખ મોહમ્મદી**—બાયડી અને છોકરાં સહીત મુસલમાન થયા. અને એક છોકરો ઇસ્લામ સ્વીકારવા પછી થયો. આગલાનું નામ કરીમબખ્શ અને બીજાનું નામ હાફેજ ઇલાહીબખ્શ છે. બંને સાહેબ કુરઆનના હાફેજ, નેક જુવાન સુંનતના તાબેદાર, સારી નષ્યતના અને વેપારના ધંધાદારી છે. શેખ મોહમ્મદીનું પ્રથમ નામ ગંગારામ, અને હાફેજ અબદુલ કરીમનું ફકીરા. જાતના વાણીઆ, રહીશ "સુવારા"ના.

**અબદુલ્લાહ**—સારો જુવાન, બાપ અને સ્ત્રીને મુકી મુસલમાન થયા, પ્રથમ નામ ખેરાતી, જાતના ગુડરીઆ, રહીશ મેરઠના.

**અબદુલ હક્ક**—સીપાઇ.

**અબદુલ્લાહ**—બાંગી, એમનું પ્રથમ નામ દોલત હતું.

**અબદુલ્લાહ**—મૌલાના ઇકરામુલ્લાહ સાહેબ, પાણીપતીના સાથી.

**અબદુલ્લાહ**—નવો જુવાન.

**ખુદાબખ્શ**—મિસ્કીન પુરૂષ. મસ્જીદમાં બેસી રહેનાર, વિદ્યા શોધક, રહેવાસી જીલ્લે બરોટના.

**મોહમ્મદીન**—પરહેજગાર જુવાન, થોડુ બોલા, વિદ્યા શોધક, મૌલવી નેમતુલ્લાહ ( સાહેબ ) ના શાગીર્દોમાંથી છે. અને હાલ મારી સાથેછે એમનું પ્રથમ નામ કાથા હતું. જાતના સીખ.

**અબ્દુર રહમાન**—નેક પુરૂષ, સાફ દિલના, બેરીઆ, હસમુખા, એમનું પ્રથમ નામ "હરકરણુ" જાતના તગા બ્રાહ્મણ રહીશ પ્રીછતગડના. સ્ત્રી છોકરાં અને સઘળી કોમને મુકી મુસલમાન થયા.

**અબદુનનુર**—બાંગી, નેકમરદ, અને તેમનો છોકરો **અબદુલકરીમ** બંને મુસલમાન થયા. રહીશ જીલ્લે "લાડવા".

**શેખ અબદુર રહમાન**—રહેવાસી મેરઠના. જાતના કાયચ.

**અબદુલ્લાહ**—રહેવાસી મેરઠના.

**રહમાનબખ્શ**—રહેવાસી કીસનગઢના.

**મૌલવી શેખ અબ્દુર રહમાન**—એમનું પ્રથમ નામ " લક્ષ્મીનારાયણ " હતું. જાતના કાયચ. રહીશ શાહજહાંબાદના. પેહેલાં હજરત ( સલ ) નો હાલ અને ઇસ્લામી ધર્મની સચ્ચાઇ અને કુફરની બુરાઇ જાણીને એકદમ પ્રખ્યાતમાં ઇસ્લામથી ભાગ્યવંત થયા. અને કુરઆન મજીદ યાદ કીધું. ફિકહ, હદીસ અને તફસીરની વિદ્યા મેળવી. " એ ખુદાનું ફજલ છે. જેને તે ચાહે તેને તે આપે છે. અને અલ્લાહ મોટા ફજલવાળો છે. ( સુરા જુમઆ. )

અને કેટલાક માણુસ એવા છે કે, દિલની પુરતી સચ્ચાઇથી ઇમાન લાવ્યા છે. પણ હજુસુધી પ્રખ્યાતમાં મુસલમાન થયા નથી. અને ઘણુાખરા તેઓમાંના એવા સારા અકીદાના અને મજબુત તબીઅતના છે કે, તેઓની ખુબીનું બ્યાન શું કરૂં ! ખુદાતઆલા પોતાના ફજલથી એઓનો બેડો પાર કરે. અને પ્રખ્યાતમાં ઇસલામ નસીબ કરે. જેવું કે તેઓનાં પુરાનાં નામ છુપાવવાને માટે લખ્યાં નહીં. ઇસ્લામી નામ જે તેઓએ ઠેરવ્યાં છે તે આ જગ્યા લખું છું.

**અબદુલ્લાહ ખત્રી**—એમની સ્ત્રી પણ ઇમાન લાવી છે. અને બન્ને છુપી હાલતમાં મરી ગયાં છે. કદી એવું થતું કે રમજાન શરીફથી પહેલાં કેટલાંક મહિના સુધી મીયાં અબદુલ્લાહ દહાડાનું ખાવાનું મુકી દેતા કે, જેથી આ આડમાં રમજાન મહિનાના રોઝા રાખી શકાય.

**અલીમોહમ્મદ**—ખત્રી, જોકે છુપા રહ્યા છે. તોપણ જ્યારે કોઇ શખ્સ ઇસ્લામી ધર્મની નિન્દા કરતો તો તેને સારી રીતે જવાબ આપતા. એવાજ હાલમાં તેમનું મરણ થયું. અને કંઇવાર મને સ્વપ્નામાં નજરે આવેલા. એકવાર મેં તેમને પુછ્યું કે, અલ્લાહે તમારી સાથે કેવી મુલાકાત લીધી, કાંઇ અજાબ તો કીધો નહીં ! બોલ્યા, કાંઇ દુઃખ થયું નહીં. મેં કહ્યું કે, તમે ઘણા શરીર હતા. કહેવા લાગ્યા કે, અલ્લાહતઆલાએ બક્ષી દીધો.

**અબદુસ સત્તાર**—ખત્રી સારી ચાલના, રૂપાળા, ચંચળ, અને લાયક પુરૂષ છે.

**અમીરઅલી**—ખત્રી, લાયક પુરૂષ સારા સ્વભાવના, તેમના નાના ભાઇનું નામ મોહમ્મદ છે. અને અમીરઅલીની સ્ત્રી પણ મુસલમાન છે. અને તેમને પ્રખ્યાતમાં મુસલમાન થવાની તાકીદ કર્યા કરે છે. અને એમનો એક દોસ્ત છુપો મુસલમાન હતો તે મરણ પામ્યો. મેં તેમને દીઠા નથી. પણ સાંભળ્યું છે કે, અજાયબ માણુસ હતા.

**અબદુલ ગફફાર**—ખત્રી. **અબદુલ વહાબ**-બ્રાહ્મણ. **મોહમ્મદ ઇસ્હાક** ખત્રી. **શેખ અહમદ**-બ્રાહ્મણ, એમની બાયડી પણ છુપી મુસલમાન છે. અને એકવાર શેખ અહમદે હજરત મોહમ્મદ (સલ)ને સ્વપ્નામાં જોયા છે. **અબદુસ સલામ** નરમલાના ફકીર, **નજાતુલ્લાહ** ખત્રી. **રહમતુલ્લાહ** ખત્રી, **અબદુલ કરીમ** શુદ્ર, **અબદુર રહીમ** વાણીઆ. **સેફુતુલ્લાહ** ખત્રી, **અબદુર રહમાન** કલાલ, **મોહમ્મદ ઉસ્માન** ખત્રી અને તેમનો નાનો ભાઈ **ગુલામ કાદર** ખત્રી, **જીઆઉદ્દીન** વાણીઆ, **મોહમ્મદ ઉમર** ખત્રી, **અબદુલ ગફુર** વાણીઆ, એ છએ સાહેબ મોટા અમીરના છોકરા છે.

**અબદુલ અઝીઝ** જાટ, **અહમદ સીદ્દીક** જાટ, **અબદુલ કરીમ** ખત્રી, **અબદુલ અઝીઝ** ખત્રી, અને એમના કેટલાક દોસ્ત જેમનું નામ હાલમાં યાદ નથી.

**અબદુલ્લાહ** ખત્રી, **કુરબાન હસન** ખત્રી, **અબદુલ લતીફ** ખત્રી, અને એમના કેટલાક દોસ્ત હતા, તેઓ છુપી હાલતમાં દુન્યાથી ગુજરી ગયા.

**ન્યાઝઅહમદ** અને કેટલાક એમના દોસ્ત **અબદુલ્લાહ** શ્રાવક જેમનું વર્ણન ૧લા અધ્યાયના છઠા ભાગ (પૃષ્ટ ૧૧૯–૨૦) માં છે.

**અબદુલ અઝીઝ** ખત્રી **દુરવેશ મોહમ્મદ** બ્રાહ્મણ, **શેહાબુદ્દીન** ખત્રી **અબદુલ**

**હમીદ** ખત્રી **મોહમ્મદ સીદદીક** બ્રાહ્મણ, અને એ વગર કેટલાકના નામ મને આ વખત યાદ નથી. [1] હક સુબહાનહુતઆલા એ સર્વને દુન્યા અને આખેરતમાં ખુશ રાખે. અને તમામ મુસલમાન સ્ત્રી પુરૂષોને જગતમાંથી ઇમાનને સાથે લે, અને અજાબથી બચાવે. અને એવીજ તરેહ બીજા કાફેરોને હિદાયત કરે અને અમોને હમેશ પસંદ થયલા હજરત રસૂલ (સલ)ની તાબેદારીમાં રાખે, અને મદીના "મોનવવરા"માં મોત નસીબ થાય.

(કવિતા)

" નીકલ જાવે દમ તેરે કદમો કે નીચે * યહી દીલકી હસરત યહી આરજુહે.';
આમીન યા અરહમર રાહેમીન.

સર્વ સ્તુતિ અને ખુબી તે અલ્લાહ માટે છે કે જે, સર્વ જહાનનો પાલનહાર છે. એવી સ્તુતિ અને ખુબીઓ કે, તેની નેમતોને બરાબર થાય. અને તેની વધુ કૃપાને સરખી થાય. અને ખુબીઓ છેવટની પરહેજગારો માટે છે. અને દરૂદ તથા સલામ અંબીઆ અને રસૂલોના સરદાર, સર્વ જહાનના પાલનહારના પ્યારા, આગલા અને પાછલાનાં અભીમાન, પાપીઓના મધ્યસ્થ, માર્ગ ભુલેલાના દોરનાર, આખા જગતને માટે કૃપા, અભણ નબી, પસંદ થયલા અહમદ, ચુંટણી થયલા મોહમ્મદ ઉપર અને તેમની પવિત્ર આલ, અને પવિત્ર અસહાબ, અને તેઓની પુઠે ચાલનાર ઉપર સારી રીતે, અને સર્વ મુસલમાન પુરૂષો અને સ્ત્રીઓ તેઓમાંના જીવતાં અને મરેલાં ઉપર કેયામત સુધી થાઓ. અને છેવટ અમારો દાવો એજ છે કે, સર્વ હમ્દ ખુદાને માટે છે. જે સર્વ જહાનનો પાલનહાર છે. [2]

હવે મુસલમાનોની ખિજમતમાં અરજ એ છે કે, રચનાર, લખનાર, પ્રેસ અધીપતિ અને ભણનાર, સાંભળનાર, એટલુંજ નહીં પણ સર્વ મુસલમાન સ્ત્રી પુરૂષોના હકમાં ઇમાનની સલામતીની અને દુન્યા આખેરતમાં સુખી થવાની દુવા માગે. સારી રીતે કહો, આશેકોની તરેહપર કહો, સાફ દિલથી કહો, " લા એલાહ ઇલ્લલ્લાહો મોહમ્મદુર રસૂલુલ્લાહ, "

---

૧ કર્તાએ સને ૧૨૭૭ માં છપલી કિતાબ હાશેમી પ્રેસમાં છપાવી છે. તે દિવસ સુધીના મુસલમાન થયલાનો હાલ પોતાની યાદ પ્રમાણે લખ્યો છે. પણ તે પછી આજ ૧૩૧૪ સુધી એટલે ૩૭ વર્ષનો હાલ લખ્યો નહીં. પણ તે પછી તો હજારો હિન્દુઓ મુસલમાન થયા છે. જેનું લીષ્ટ "તોહફએ મોહમદીયા" નામે ચોપાનીઆમાં, મન્સુરે મોહમ્મદી નામના છાપામાં અને કાનપુર મદ્રસએ જમેઉલ ઓલુમના માસીક રીપોર્ટ વગેરેમાં તેઓની ખબર પ્રમાણે નીકળે છે. ખુદાનું ફજલ કે, રાંદેરની હીમાયતે ઈસ્લામની અંજુમનમાં મારી પાસે તેમ મારા મેહેરબાન આલેમબાઅમલ મૌલવી કારી હાજી હાફેજ ઈસ્માઈલ પાસે સને ૧૩૦૭ હીજરીથી આજ સુધીમાં ૧૦૦ થી વધુ માણસ મુસલમાન થયા છે.

૨ કર્તાએ આ ઈબારત બધી અરબીમાં લખી હતી પણ તે વાંચવી લોકોને કઠણ નહીં પડે માટે મેં તરજુમો કર્યો છે. ગુલામ મોહમ્મદ બિન હાજી હાફેજ સાદેક રાંદેરી.

**સમાપ્ત.**

# અનુક્રમણિકા.

## ભાગ બીજો ફિરસ્તાઓ વિષે.

**ભાગ ત્રીજો આકાશી પુસ્તકો વિષે.**

૩૨

## ભાગ પાંચમો કેયામત (મહાપ્રલય) ના વર્ણન વિષે.

# જાહેર ખબર.

## આર્યાઓ વગેરેનાં ખંડનનાં પુસ્તકો.

**ઇજહારૂલ હક ગુજરાતી**–આ પુસ્તકથી આખી જગતના પાદરીઓને અઉતમ કરી શકે છે એમાં પુરતી રીતે ઇસલામનું મંડન અને ખ્રીસ્તી ધર્મનું ખંડન છે ગુજરાતી કી. રૂ. ૨

કાલિજકા ઇસ્લામ ઉર્દુ કી. આ. ૩

સર સૈયદકા ઇસ્લિામ ઉર્દુ કિ. આ. ૬ એમાં તેના બકવાસનું વર્ણન છે.

પરદો અને ઇસ્લામ ગુજરાતી મફત

સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતી ભાગ ૧ લો એમાં દયાનંદની ૧૫૯ શંકામાંની ૬૯ શંકાઓનો ઉત્તર છે. એથી આર્યાઓનું પોકલપણું સિધ્ધ થાય છે, આર્યાઓની મંડલીમાં કેટલીક પ્રતો મોકલી ચાર વર્ષ થવા આવ્યાં છતાં હજુ તેનો ઉત્તર કોઇથી થયો નથી. કી. આ. ૧૦

રેફ્યુટેશન ઓફ ધી સત્યાર્થ પ્રકાશ ઉપલા પુસ્તકને અંગ્રેજીમાં છપાવ્યું છે કી. રૂ. ૧

ગઉરક્ષકને ચેતવણી ગુજરાતી મફત એજ ચોપડી અંગ્રેજીમાં પણુ છે. કી. આ. ૬

રસુલુલાહકે હુકમકી તામીલ ઔર ગાયકે ફ્વાએદકી તફ્સીલ ઉર્દુ ગઉરક્ષા વિરૂધ આ ચોપડી ઘણું ઉમદા છે. કી. આ. ૫

આર્યા સમાજકી પોલ ઉર્દુ ભાગ ૧ ભાગ ૨ દરેક ભાગની કી. રૂ. ૧ાા આર્યા સમાજના એક ઉપદેશકે ઇસ્લામી ધર્મ સ્વીકારી તેઓના ખંડનમાં આ પુસ્તક રચ્યું છે. એમાં આર્યાઓના મુળ સિધ્ધાંતનું ખંડન કરી તેઓને નાસ્તિક ઠેરવ્યા છે.

બરકે ઇસ્લામ ઉર્દુ કી. આના ૬

તુરકે ઇસ્લામ ઉર્દુ કી. આ. ૧૨

તુરૂદદીન ઉર્દુ કી. રૂ. ૧

ઇસ્લામ ઉર્દુ કી. આ. ૮

તકજીએ વેદ ઔર તસદીકે કુરઆન ઉર્દુ કી. આ. ૭ આ પાંચ પુસ્તકો ધર્મપાલના તરફે ઇસ્લામના જવાબો છે. અને દરેક જોવા લાયક છે.

દયાનંદ ચરીત્ર ઉર્દુ કી. આ. ૩

રેવ્યુ ઉર્દુ કી. આ. ૮ આ બન્ને ચોપડી દયાનંદ ચરીત્રના ખંડનમાં છે.

નમાઝ ઔર સંધ્યા ઉર્દુ કી. આ. ૨

તહકીકે ઇલહામ ઉર્દુ કી. આ. ૨

મેયારૂલ ઇલહામ ઉર્દુ કી. આ. ૩

તહજીબુલ મોકજજેબીન ઉર્દુ કી. આ. ૫

સત્યાર્થ પ્રકાશ દર્પણુ ઉર્દુ કી. આ. ૭

હક પ્રકાશ ઉર્દુ કી. રૂ. ૧

વેદની હકીકત ઉર્દુ કી. આ. ૧

રદે ખતરાત ઉર્દુ કી. આ. ૫

વેદ ઔર કુરઆનકા મુકાબલા ઉર્દુ કી. આ. ૧૦

બહસે તનાસોખ ઉર્દુ કી. આ. ૩

હોદુસે દુન્યા ઉર્દુ કી. આ. ૩

સુરમએ ચશમએ આર્યા કી. આ. ૧૪

શહાદતે ઇસ્લામ ઉર્દુ આમાં ખ્રીસ્તીઓનું ખંડન છે. તથા હજરત મોહમ્મદની નોબુવ્વતની સાબેતી છે કી. રૂા. ૧ાા

**અબદુર્રહીમ બી. ગુલામ મોહમ્મદ સાદેક.**

**મુ. રાંદેર છ. સુરત.**

